

માથાનો દુઃખારો, સળેખમ, શરીરનો દુઃખારો, હાથમાં તથા પગમાં, છાતીમાં, કમરમાં, વાંસામાં અથવા શરીરના હરકોઇ ભાગમાં "વા" (પવન) થી થઇ આવતો દુઃખાવો, અથવા તેનું જકડાઇ જવું વીગેરે દરદો ઉપર



ઓડમેન્સ

# સાઇપ્રેસ સાલ્વ (રજીસ્ટર્ડ)



## રામબાણ ઇલાજ છે.

આ મલમ જરા લઇ ફક્ત થોડી મિનટ મસળવાથી દુઃખારાવાળા ભાગમાં પ્રવેશ થઇ આરામ કરનારી અસર ઉપજાવે છે. અને દરદ ઝડપથી દુર કરે છે. જરૂરના પ્રસંગ તાત્કાલીક ઉપયોગ માટે એક પોટ સાથે રાખવો જોઇએ.

કીમત ૧ પોટના રૂ. ૧—૦—૦

પોસ્ટેજ પેકીંગ ખર્ચ રૂ. ૦—૫—૦ જુદા.

---

ગરમીના રોગો ઉપર



# ક્યુરેલાઇન (રજીસ્ટર્ડ)

**વાપરો. પીચકારીની જરૂર રહેતી નથી. ફક્ત ૭ કલાકમાં અગન બંધ થાય છે.**

પ્રમેહ, ગરમી, પેશાબમાં થતી અગન, પેશાબનું અટકી અટકીને આવવું, તેમજ ગમે તે કારણથી થએલી ગરમીને તરત મટાડે છે. ફક્ત બે ભાગ પીધાથી પેશાબમાં થતી અગન દુર થાય છે, અને ત્રણ ચાર દીવસમાં દરદ તદન નાબુદ થાય છે, આ દવા જંતુ વિષનાશક (Antiseptic) હોવાથી પીચકારી મારવાની જરૂર રહેતી નથી. એક એક ભાગ દીવસમાં ત્રણ વખત દુધ સાથે લેવો. તેલ, મરચાં, ખટાશ વીગેરે ગરમ ચીજો ખાવી નહી.

કીંમત ૧ બાટલીના રૂ ૨-૮-૦. વી. પી. ખર્ચ રૂ ૦-૬-૦ જુદા

ધી એંગ્લો ઇન્ડીઅન ડ્રગ એન્ડ કેમીકલ કાં.
નં૦ ૧૫૫ (જી) જુમા મસજીદ, મુંબઇ નં૦ ૨.

"ગુજરાતી"ની ૪૧ મી ભેટ

# પરાધીન ગુજરાત

પ્રયોજક

ઠક્કુર નારાયણ વિસનજી

" पराधीनं वृथा जन्म परस्त्रीषु वृथा सुखम् ।
परगेहे वृथा लक्ष्मीर्विद्या या पुस्तके वृथा " ॥ सामान्यनीतिः ।

"પરાધીન મનુષ્યનો જન્મ, પરસ્ત્રીથી પ્રાપ્ત થતું સુખ, અન્ય મનુષ્યના ગૃહમાં વસતી લક્ષ્મી તથા પુસ્તકવાસિની વિદ્યા એ સર્વ વસ્તુઓ વાસ્તવિક સુખદાયિની ન હોવાથી વ્યર્થ છે." સામાન્ય નીતિ

"ગુજરાતી" પત્રના છાપાખાનામાં
મણિલાલ ઇચ્છારામ દેસાઇએ છાપી પ્રકટ કર્યું,
નં૦ ૨૦—૨૪ બેક—હાઉસ લેન, કોટ,
મુંબઈ

વિક્રમાર્ક ૧૯૮૧ ઇ. સ. ૧૯૨૫

મૂલ્ય રૂ. ૩—૦—૦

## “ગુજરાતી”એ આપેલી ભેટો

૧ હિન્દ અને બ્રિટાનિયા (૧૮૮૫)
૨ રાસેલાસની કથા (૧૮૮૬)
૩ મહારાણી શ્રીવિક્ટોરિયાનું જીવન-ચરિત્ર સચિત્ર (૧૮૮૭)
૪ ગંગા—ગોવિંદસિંહ (૧૮૮૮)
૫ સવિતાસુંદરી (૨ જી આવૃત્તિ) (૧૮૯૧)
૬ ટીપૂ સુલ્તાન (પ્રથમ ભાગ)
૭ દિલ્લીપર હલ્લો (૧૮૯૫)
૮ અઢારમી સદીનું હિંદુસ્તાન (૧૮૯૬)
૯ ઔરંગઝેબ અને રાજપૂતો (૧૮૯૭)
૧૦ શાહજાદો અને ભીખારી (૧૮૯૮)
૧૧ હેસ્ટીંગ્સની સોટી (૧૮૯૯)
૧૨ પાણીપતનું યુદ્ધ (૧૯૦૦)
૧૩ બેગમસાહેબ (૧૯૦૧)
૧૪ નૂરજહાન (૧૯૦૨)
૧૫ બાજીરાવ બલ્લાળ (૧૯૦૩)
૧૬ રૂપનગરની રાજકુંવરી (૧૯૦૪)
૧૭ ઇન્દુકુમારી (૧૯૦૪)
૧૮ પ્લાસીનું યુદ્ધ (૧૯૦૫)
૧૯ શિવાજીનો વાઘનખ (૧૯૦૬)
૨૦ હળદીઘાટનું યુદ્ધ (૧૯૦૬)
૨૧ નંદનવનનો નાશ (૧૯૦૭)
૨૨ પેશવાઇની પડતીનો પ્રસ્તાવ (૧૯૦૮)
૨૩ ઔરંગઝેબનો ઉદય (૧૯૦૯)
૨૪ પદ્મિની અથવા ભસ્મીભૂત ચિત્તોડ (૧૯૧૦)
૨૫ કત્લેઆમ અથવા દિલ્હીનો ડગમગતો રાજમુકુટ (૧૯૧૧)
૨૬ પુરાતન દિલ્હી (૪૦ ચિત્રો) (૧૯૧૧)
૨૭ ચુંબનમીમાંસા (૧૯૧૧)
૨૮ ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય ૧૯૧૨
૨૯ જગન્નાથની મૂર્તિ અથવા ભારતનું ભવિષ્ય (૧૯૧૩)
૩૦ હમ્મીરહઠ અથવા રણથંભોરનો ઘેરો (૧૮૧૪)
૩૧ ભુજબળથી ભાગ્યપરીક્ષા (૧૯૧૫)
૩૨ પાટણની પ્રભુતા (૧૯૧૬)
૩૩ ચાણુકયનન્દિની અથવા ચચ્ચ અને સુહધી (૧૯૧૭)
૩૪ અનંગભદ્રા અથવા વલ્લભીપુરનો વિનાશ (૧૯૧૮)
૩૫ રૌનક મેહેલની રાજખટપટ અથવા બ્રાહ્મણી વંશના વિધ્વંસનો પ્રારંભ (૧૯૧૯)
૩૬ બાદશાહ બાબર અથવા નૂર-ઇ-ઇસ્લામ (૧૯૨૦)
૩૭ ચક્રવર્તી હમ્મીર અથવા ચિત્તોડનો પુનરુદ્ધાર (૧૯૨૧)
૩૮ કચ્છનો કાર્તિકેય અથવા જાડેજા વીર ખેંગાર (૧૯૨૨)
૩૯ અનારકલી અથવા અપરાધી અકબર (૧૯૨૩)
૪૦ મહારાણી મયણલ્લા અથવા ગુજરાતની માતા (૧૯૨૪)
૪૧ પરાધીન ગુજરાત (૧૯૨૫)

# ગ્રન્થોત્સર્ગ

—:o:—

જે

મહાવીર શૂરપાળ તથા તેના અણહિલ્લઆદિ સહાયકોએ
ગુજરાત માતાનાં વીર સંતાનોએ
વીર વિક્રમાદિત્યની અષ્ટમ શતાબ્દિના ઉત્તરાર્ધમાં
જનની જન્મભૂમિ ગુજરાતમાતાને
દાક્ષિણાત્ય પરકીય રાજસત્તારૂપ
દાસ્યબંધનથી મુક્ત કરીને
સ્વાતંત્ર્યસિંહાસનારૂઢ કરવાના અને ગુજરાતમાં ગુર્જર-
રાજસત્તાને પુનરપિ દૃઢમૂલ કરવાના
ઇષ્ટ પરિણામદાયક પ્રચંડ પ્રયત્નો કર્યા હતા
તે ગુર્જર રાષ્ટ્રોદ્ધારક રણવીર પુરુષોને
તેમની સાર્વકાલિક દેશોદ્ધારમાર્ગદર્શિની અદ્વિતીય દેશભક્તિ
તથા અશ્રુતપૂર્વ રાજભક્તિની સ્મારક સ્વરૂપિણી
આ ઐતિહાસિક નવલકથા
ભક્તિભાવ તથા પરમ આદરપૂર્વક
સમર્પવામાં આવે છે.

ગ્રન્થકાર

"Each Animal,
By nat' ral instinct taught, spares his own kind;
But man, the tyrant man! revels at large,
Free-booter unrestrain'd, destroys at will
The whole creation, men and beasts his prey,
Those for his pleasure, for his glory those."

Somerville, *Field Sports*, line 94.

"Man only mars kind Nature's plan,
And turns the fierce pursuit on man.,,

Sir W. Scott; *Rokeby*, *can*. III., I.

# ઉપોદ્‌ઘાત

—:૦:—

ગુજરાતના આર્ય ક્ષત્રિયરાજસત્તાકાલિક ઇતિહાસમાં પંચાસરના ચાપોત્કટવંશી અથવા ચાવડાવંશી રાજાઓનો ઇતિહાસ અત્યંત મહત્ત્વનું સ્થાન ધરાવે છે એ વાર્તા શાળાઓમાં જેમણે ગુજરાતી ભાષાનો અભ્યાસ કરેલો છે તેનાં સર્વ ગુજરાતી તેમ જ ગુર્જરભાષાભાષી કચ્છી તથા કાઠિયાવાડી આબાલવૃદ્ધ નરનારીઓના જાણવામાં હોવાથી અને પંચાસરપતિ જયશિખરી ચાવડા તથા તેના યુવરાજ વનરાજ ચાવડાનું નામ વિશ્વવિખ્યાત હોવાથી પ્રસ્તુત નવલકથાનાં પાઠકો તથા પાઠિકાઓને નવીનતાથી પરિચય કરાવવાની આવશ્યકતા ન હોવા છતાં પણ કલ્યાણપતિ ભૂવડ સોલંકી સાથેના યુદ્ધમાં પંચાસરપતિ જયશિખરી ચાવડાની થયેલી વીરગતિ—મૃત્યુ, તેની ગર્ભવતી રાણી રૂપસુન્દરીદેવીના વનગમન, વનમાં થયેલા વનરાજના જન્મ તથા વનરાજના મામા શૂરપાળે કરેલા દેશોદ્ધાર વિષયક પ્રયત્નોના આરંભ આદિ ઘટનાઓથી બહુધા પંદર કિંવા સોળ વર્ષ પછી આપણી પ્રસ્તુત નવલકથાનો આરંભ થતો હોવાથી નવલકથાની સંપૂર્ણતા માટે નવલકથાના આરંભથી પૂર્વની સમસ્ત ઘટનાઓનું 'પૂર્વ ઇતિહાસ' શીર્ષક પંચમ પ્રકરણમાં યોગ્ય નિરૂપણ કરાયલું છે એટલે અત્ર ઉપોદ્‌ઘાતમાં તે ઘટનાઓના પુનર્નિરૂપણની આવશ્યકતા નથી. પ્રસ્તુત નવલકથામાં પ્રતાપી વિક્રમાદિત્યની અષ્ટમશતાબ્દિના ઉત્તરાર્ધમાં ગુર્જરરાષ્ટ્ર વિજેતા કલ્યાણપતિ ભૂવડ સોલંકી તથા તેના ક્રૂરાત્મા રાજપ્રતિનિધિઓના અત્યાચારોથી ગુર્જરી પ્રજાને મુક્ત કરવા માટે મહાવીર શૂરપાળ, યુવરાજ વનરાજ, અણહિલ્લ તથા વૈશ્યવીર ચંપકસિંહ અને અન્યાન્ય ગુર્જર વીરપુરુષોએ જે પ્રચંડ પ્રયત્નો આદર્યા હતા અને મહાવીર શૂરપાળ ગુર્જરભૂમિને પરકીય રાજસત્તાના બંધનથી અંશતઃ મુક્ત કરીને, ગુર્જરભૂમિમાં સ્વાતંત્ર્યવૃક્ષનું બીજારોપણ કરીને અને સ્વર્ગવાસી થયો હતો ત્યાંસુધીની ઘટનાઓ ઇતિહાસના પ્રાધાન્ય તથા કલ્પનાની આવશ્યકીય સહાયતાથી વર્ણવાયલી છે અને ત્યારપછીની પાટણની સ્થાપના પર્યન્તની ઘટનાઓ 'સ્વાધીન ગુજરાત'' નામક અન્ય નવલકથામાં નિરૂપિત થવાની છે. પ્રસ્તુત નવલકથાના સંબંધમાં અત્ર ઉપોદ્‌ઘાતમાં આટલો વિષયોલ્લેખ પર્યાપ્ત છે. પરંતુ ચાવડાવંશના ઇતિહાસની વિવાદગ્રસ્તતા કિંવા અનિશ્ચિતતાનો કિંચિદ્ ઉલ્લેખ અહીં આવશ્યક હોવાથી તે ઉલ્લેખ તો અહીં થવો જ જોઇએ.

ચાવડા રાજવંશના અસ્તિત્વ, ગુર્જરરાષ્ટ્રમાં તેની રાજસત્તાની વ્યાપ્તિ, ગુર્જરરાષ્ટ્રપર જયશિખરી ચાવડાના સમયમાં થયેલા આક્રમણ, આક્રમણકારી રાજાના વિજય, યુદ્ધમાં થયેલા જયશિખરીના મૃત્યુ, વનરાજનો અરણ્યમાં થયેલો જન્મ તથા વનરાજે અત્યંત દીર્ઘકાલિક ભીષ્મ પ્રયત્નોના પરિણામે પોતાની ગત રાજસત્તાની કરેલી પુનઃ પ્રાપ્તિ આદિ વિષયોના સંબંધમાં અત્યાર સુધીના ગુજરાતના સર્વ ઈતિહાસવેત્તાઓ તથા ઇતિહાસલેખકોની એકવાક્યતા હોવાથી એ વિષયો વિવાદગ્રસ્ત કિંવા અનિશ્ચિત નથી; પરંતુ જે ભૂવડ નામક સોલંકી

ચૌલુક્યવંશી રાજાએ રણભૂમિમાં જયશિખરી ચાવડાનો પરાજય કરીને ગુર્જર-દેશને પાદાક્રાંત કર્યો હતો તે ભૂવડ સોલંકી કાન્યકુબ્જ દેશવાસી હતો કે દક્ષિણ દેશવાસી હતો? જો તે દક્ષિણ દેશવાસી સિદ્ધ થાય, તો તેની રાજધાની અત્યારની મુંબઇના નિકટમાં આવેલી કલ્યાણનગરી હતી કિંવા દાક્ષિણાત્ય સોલંકીઓની બાદામી નામક દૂરવર્તિની રાજધાનીનું અન્ય નામ કિંવા ઉપનામ 'કલ્યાણ' હતું? અથવા તો 'આૅક્સફર્ડ યૂનિવર્સિટી પ્રેસ્' દ્વારા ગતવર્ષમાં પ્રકાશિત થયેલી 'રાસમાલા'ની નવીન અંગ્રેજી આવૃત્તિના સંપાદક માન્યવર રૉલિન્સન્ સાહેબ જણાવે છે તેમ પંચાસરપર આક્રમણ કરીને ગુર્જરરાષ્ટ્રને પાદાક્રાંત કરનાર આરબો હતા અને તેમણે ઇ. સ. ૭૨૦માં પંચાસરનો પરિપાત તથા વિધ્વંસ કર્યો હતો?* અરણ્યવાસિની વિધવા મહારાજ્ઞી રૂપસુન્દરીદેવીએ વનમાં વનરાજને જન્મ આપ્યા પછી મહારાજ્ઞીની પોતાની તથા અર્ભક યુવરાજની રક્ષા જૈન યતીશ્વર શીલગુણસૂરિએ કરી હતી કે 'ચાપોત્કટ કાવ્ય' અનુસાર, સ્વ. વ્રજલાલ શાસ્ત્રીના કથન અનુસાર તથા "મોઢમાર્તણ્ડ' માસિકપત્રના સં. ૧૯૮૧ના કાર્તિક—માર્ગશીર્ષનાં અંકમાં રા. રા. રામદાસ ચૂનીલાલના નિરૂપણ અનુસાર વિધવારાણી રૂપસુન્દરી તથા અર્ભક યુવરાજ વનરાજને મોઢબ્રાહ્મણોએ આશ્રય આપ્યો હતો? અને જ્યારે વનરાજે વિ. સં. ૮૦૨† માં અણહિલ્લપુર પાટણ નામક નવીન નગર નિર્માણ કરાવીને તે નગરને રાજધાનીનું પદ સમર્પ્યું તે વેળાયે પચાસ વર્ષની અવસ્થામાં જ વનરાજનો પ્રથમ રાજ્યાભિષેક થયો હતો કે તેથી પૂર્વે એક વાર તેનેર રાજ્યાભિષેક થયેલો હોવાથી એ તેનો દ્વિતીય રાજ્યાભિષેક કિંવા મહારાજ્યાભિષેક હતો? કારણ કે, 'રાસમાલા' અનુસાર ગુજરાતમાં ભૂવડ સોલંકીની રાજસત્તા વિદ્યમાન હતી તે સમયમાંજ વનરાજે અણહિલ્લપુર પાટણ નામક નવીન નગર બંધાવવાના કાર્યનો આરંભ કરી દીધો હતો, અને એ ઘટના તો એમ જ સિદ્ધ કરી બતાવે છે કે ગુજરાતના અમુક પ્રદેશમાં વનરાજે પોતાની રાજસત્તાને પ્રથમ જમાવેલી હોવી જોઇએ અને તે વેળાયે તેનો તાત્કાલિક રાજ્યાભિષેક પણ અવશ્ય થયેલો હોવો જોઇએ એટલે પાટણમાંનો તેનો રાજ્યાભિષેક તે દ્વિતીય વારનો મહારાજ્યાભિષેક હોય એ સ્વાભાવિક છે, એવું સપ્રમાણ અનુમાન કરી શકાય ખરું કે નહિ? આ પ્રધાન અને એવા જ કેટલાક અન્ય અપ્રધાન કિંવા ગૌણ પ્રશ્નોનાં નિશ્ચિત ઉત્તરો આપણને અદ્યાપિ પ્રાપ્ત થયેલાં ન હોવાથી એ વિષયો અદ્યાપિ વિવાદગ્રસ્ત તથા અનિશ્ચિત અવસ્થાને જ ભોગવી રહ્યા છે અને તેથી એ વિવાદગ્રસ્ત વિષયોના નિશ્ચયાત્મક નિર્ણયની આવશ્યક્તા અનિવાર્ય હોવાથી આ ઉપોદ્ઘાતમાં જ એ

*"........... It is probable, however, that Panchasar was destroyed, not by Bhuvada, but by the Arabs in about A. D. 720. See *Gazetteer*, Vol. 1, part 1 (1896), pp. 150, 156; part 2, p. 427, note 3,

Ras Mala, (1924), Vol 1 ,Appendix to chapter II, p.68

†વનરાજના રાજ્યાભિષેકનાં આ વર્ષ, માસ, તિથિ તથા વાર આદિ પણ વિવાદગ્રસ્ત છે.

વિવાદગ્રસ્ત વિષયોનો ઉહાપોહ કરીને એ વિવાદગ્રસ્ત વિષયોના સંબંધમાં મારા પોતાના નિર્ણયને યથાબુદ્ધિ દર્શાવવાનો મારો મનોભાવ હતો; પરંતુ એ વિષયોની ચર્ચામાટે જેટલા સ્થળની આવશ્યક્તા હતી તેટલા સ્થળની આ ઉપોદ્ઘાતમાં પ્રાપ્તિ થાય એ સર્વથા અશક્ય હોવાથી "ગુજરાતી"ના દીપોત્સવી અંક અથવા "ગુજરાતી"ની સાહિત્યપૂર્તિમાં એક સ્વતંત્ર લેખ લખીને તેમાં એ વિષયોની ચર્ચા વિસ્તારપૂર્વક કરવાનો મારો વિચાર છે એટલામાટે મારો તે લેખ જ્યાં સુધી પ્રકાશિત ન થાય ત્યાં સુધી પ્રસ્તુત નવલકથામાં જે કોઈ ઘટના કોઇને પોતાની માન્યતા અનુસાર ઇતિહાસ, અત્યાર સુધીના ઉપલબ્ધ ઇતિહાસ, વાચ્યાર્થને જોતા કિંચિદ્ વિપરીત ભાસે, તોય આક્ષેપક તરીકે વિવાદના ક્ષેત્રમાં અવતીર્ણ થવાનું કોઇએ કૃપા કરીને સાહસ ન કરવું એવી આ ગ્રંથકારની નમ્ર પ્રાર્થના છે; કારણ કે, વનરાજ ચાવડાના સમયની પ્રસ્તુત ઐતિહાસિક નવલકથા મેં એ ઉપર્યુક્ત વિવાદગ્રસ્ત પ્રશ્નોના મારા પોતાના નિર્ણયને અનુસરીનેજ લખેલી છે.

ગત વર્ષમાં મારી પ્રકૃતિની અસ્વસ્થતાના કારણથી "ગુજરાતી"ની ૪૦ મી ભેટ "મહારાણી મયણલ્લા અથવા ગુજરાતની માતા" જાન્યુઆરી માસમાં પ્રકાશિત થવાને બદલે મે માસની ૭ મી તારીખે પ્રકાશિત થઈ હતી તે માટે મારે પાઠકપાઠિકાવૃન્દ તથા "ગુજરાતી" પત્રના તંત્રી તથા સ્વામી રા. શેઠ મણિલાલભાઇની ક્ષમાની યાચના કરવી પડી હતી એટલે આ વર્ષમાં જાન્યુઆરીના આરંભમાં જ પ્રસ્તુત ૪૧ મી ભેટ પ્રકાશિત થઈ શકે, તો સારું; એવી "ગુજરાતી" પત્રના સ્વામીની તેમ જ મારી પોતાની પણ તીવ્ર ઇચ્છા હોવા છતાં શરદૃઋતુના આરંભથી જ મારી પ્રકૃતિ પુનઃ ભયંકર સ્વરૂપમાં અસ્વસ્થ થઈ જવાથી તેમજ મારાં બે નિકટ સંબંધી તરુણ આપ્તજનોનાં મૃત્યુના એ જ સમયમાં મહાદુઃખદ સમાચાર આવતાં હૃદયમાં માનવ ધર્મ અનુસાર સ્વાભાવિક ઘા થવાથી ગ્રંથલેખનના કાર્યમાં નિરુપાયવશ વિલંબ થવા લાગ્યો છતાં ફેબ્રુઆરી માસના અંતમાં પ્રસ્તુત ભેટનું પ્રકાશન થઈ શકે છે એ પણ સંતોષનો વિષય છે. આ ભેટના પ્રકાશનમાં મે માસના આરંભદર્શન જેટલો વિલંબ ન થયો એને હું તો પરમાત્માની મહાકૃપાનું જ પરિણામ માનું છું, અને એ મહાકૃપા દર્શાવવા માટે કૃતજ્ઞબુદ્ધિથી પરમ દયાઘન પરમાત્માને અંતઃકરણપૂર્વક કોટિશઃ ધન્યવાદો સમર્પીને અત્યારે તો અહીંજ આજ્ઞા ઇચ્છું છું.

અહમ્મદાબાદ (અમદાવાદ)<br>વિક્રમાર્ક ૧૯૮૧, માઘ, કૃષ્ણ<br>ષષ્ઠી; તા૦ ૧૪ મી ફેબ્રુઆરી<br>૧૯૨૫, શનિવાર

ઠક્કુર નારાયણ વિસનજી

"પરાધીન ગુજરાત" નામક ઐતિહાસિક નવલકથામાં
જે ઐતિહાસિક તથા અન્ય ગ્રંથોનો આધાર
લેવામાં આવ્યો છે તે ગ્રંથોની સૂચી

## સંસ્કૃત ગ્રંથો

૧ શ્રી મેરુતુંગાચાર્ય કૃત "પ્રબંધચિન્તામણિ"
૨ ,, ,, ,, "વિચારશ્રેણી"

## અંગ્રેજી ગ્રંથો

૧ ઑન. એ. કે. ફૉર્બ્સકૃત "રાસમાલા" એચ. જી. રૉલીન્સન સંપાદિત નવીન આવૃત્તિ, બે ભાગ, પ્રકાશક ઑક્સફર્ડ યૂનિવર્સિટી પ્રેસ ઈ. સ. ૧૯૨૪.
૨ મેરુતુંગાચાર્યકૃત "પ્રબંધચિન્તામણિ"નો 'એશિયાટિક સોસાયટી'એ પ્રકાશિત કરેલો સી. એચ. ટોની—Tawney—કૃત અંગ્રેજી અનુવાદ.
૩ રા. ચિન્તામણ વિનાયક વૈદ્યકૃત "History of Medieval Hindu India" Vol. I.
૪ આર. ઈ. અન્થોવન્સકૃત "The Tribes and castes of Bombay" ચાર ભાગ.
૫ કર્નલ ટૉડકૃત "Travels in Western India"

## હિન્દી ગ્રંથો

૧ પંડિત ગૌરીશંકર હીરાચન્દ ઓઝાકૃત "સાલંકિયોંકા પ્રાચિન ઇતિહાસ" પ્રથમ ભાગ.
૨ પંડિત ગૌરીશંકર હીરાચન્દ ઓઝાકૃત "અનહિલવાડેકે પહલેકે ગુજરાતકે સોલંકી."
૩ પંડિત ગૌરીશંકર હીરાચન્દ ઓઝાકૃત "રાજપૂતાને કે ભિન્નભિન્ન વિભાગોંકે પ્રાચીન નામ."

## મરાઠી ગ્રંથો

૧ લોકહિતવાદીકૃત "ગુજરાથ દેશાચા ઇતિહાસ" (ઈ. સ. ૧૮૯૪)
૨ રા. ચિન્તામણ વિનાયક વૈદ્યકૃત 'મધ્યયુગીન ભારત' ભાગ ૧ લા યુ વ ૨ રા.
૩ રા. વામન શ્રીધર બર્વેકૃત "ગુર્જરવીર અનહીલ" (ઈ. સ. ૧૯૧૭)

## ગુજરાતી ગ્રંથો

૧ ઑન. એ. કે. ફૉર્બ્સ કૃત "રાસમાલા"નો સ્વ. સાક્ષરવર્ય રણછોડભાઈ ઉદયરામ કૃત ગુજરાતી અનુવાદ, આવૃત્તિ ૩ જી (ઇ. સ. ૧૯૨૨)
૨ મેરુ તુંગાચાર્ય કૃત "પ્રબંધચિન્તામણિ"નો રા. રામચન્દ્ર દીનાનાથ શાસ્ત્રીકૃત ગુજરાતી અનુવાદ (ઇ. સ. ૧૮૮૯).

૩ રા. બા. ગોવિન્દભાઈ હાથીભાઈ દેસાઈ બી. એ., એલ. એલ. બી. કૃત "ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ."
૪ અભેદમાર્ગપ્રવાસી રા. મણિલાલ નભુભાઈ દ્વિવેદી બી. એ. કૃત ચારિત્ર-સુંદર કવિરચિત "કુમારપાલ ચરિત્ર"નો ગુર્જર અનુવાદ (ઇ.સ. ૧૮૯૯)
૫ સ્વ. કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ કૃત "રત્નમાળ"નો ગુર્જર અનુવાદ.
૬ સ્વ. કવીશ્વર નર્મદાશંકર લાલશંકર કૃત "ગુજરાત સર્વસંગ્રહ." (ઇ. સ. ૧૮૮૬)
૭ શ્રી જિનમંડન ગણિકૃત "કુમારપાલ પ્રબંધ"નો રા. મગનલાલ ચૂનીલાલ વૈદ્યકૃત ગુજરાતી અનુવાદ (ઇ. સ. ૧૮૯૫)
૮ રા. રમણલાલ વસંતલાલ દેસાઈ એમ.એ.કૃત "પાવાગઢ" (ઇ. સ. ૧૯૨૦)
૯ સ્વ. રા.સા.મહીપતરામ રૂપરામ નીલકંઠ કૃત "વનરાજ ચાવડો" આવૃત્તિ ૯ મી (ઇ. સ. ૧૯૧૮).
૧૦ અભેદમાર્ગપ્રવાસી રા. મણિલાલ નભુભાઈ દ્વિવેદી બી.એ.કૃત "કાન્તા નાટક" તૃતીયાવૃત્તિ (ઇ. સ. ૧૯૨૨)
૧૧ ડૉ. રામકૃષ્ણ ગોપાળ ભાંડારકરકૃત "દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ" નામક અંગ્રેજી ગ્રંથનું રા. નવનીધરાય નારાયણભાઈ મહેતા બી. એ, એલ. એલ. બી.કૃત ગુજરાતી ભાષાંતર.

એ ઉપરાંત 'મૉડર્ન રિવ્યુ' નામક અંગ્રેજી માસિક પત્રમાં પ્રકાશિત થયેલો રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એમ. એ., એલ. એલ. બી. નો "Ras Mala A Review" શીર્ષક અંગ્રેજી લેખ (ઇ. સ. ૧૯૨૪); "કાન્તમાલા" નામક ગ્રંથમાં પ્રકટ થયેલો રા. રા. રામલાલ ચૂનીલાલ મોદીનો "પાટણ સ્થાપનાનાં તારીખવારતિથિ" શીર્ષક લેખ અને એ જ લેખક મહાશયનો "મોઢમાર્તણ્ડ" નામક માસિકપત્રના સં. ૧૯૮૧ ના કાર્તિક–માર્ગશીર્ષના અંક ૧–૨ માં પ્રકટ ગયેલો "ચાવડાઓની વંશાવળી" શીર્ષક લેખ ઇત્યાદિ પ્રકીર્ણ લેખો પણ લક્ષપૂર્વક વાંચવામાં આવ્યા છે અને એ લેખો ઐતિહાસિક દૃષ્ટિથી ઉપયુક્ત તથા વિચારણીય જણાયા છે.



# અનુક્રમણિકા

—:o:—





## નવાં કેટલાંક સંગ્રાહ્ય પુસ્તકો

### मीमांसक नीलकंठ कृत

# दानमयूखः

મીમાંસક નીલકંઠ ભટ્ટે ૧૨ મયૂખો રચેલા છે અને તે વ્યવહારમાં ઘણા ઉપયોગી મનાય છે. એમાંનો આ નવમો મયૂખ અતિ પ્રાચીન લિખિત પ્રતિ મેળવી શોધીને છાપેલો છે. આમાં દાનને લગતી હકીકત વિસ્તારથી આપેલી છે. એમાં ૧૪૮ વિષય છે. વસ્તુ દાન કરતી વેળા બોલવાના મંત્રાદિ આમા ૨૫૭ આપેલાં છે. આ પુસ્તક જેમની પાસે હશે તેમને દાન સંબંધી બીજા પુસ્તકની જરૂર રેહેતી નથી. પૃષ્ઠ સંખ્યા ૩૦૦ કાગળ ચીકણા ગ્લેઝ. કિમ્મત માત્ર રૂ. ૨-૦-૦. ટપાલ જુદું.

---

### प्रतिष्ठा मयूख

શંકરભટ્ટના પુત્ર નીલકણ્ઠ મીમાંસકનો રચેલો આ ગ્રન્થ અત્યુપયોગી અને પ્રમાણભૂત છે. પ્રાચીન પ્રતિઓને આધારે એનું સંશોધન કરેલું છે. એમાં નીચેના વિષયો છે: (૧) સામગ્રી; (૨) પૂજાનો ક્રમ; (૩) તીર્થાવાહન; (૪) દેવસ્નાન વિધિ; (૫) હોમ; ઇત્યાદિ ૨૦ વિષયો છે. ઉત્તમ છપાઈ ગ્લેજડ ચીકણા કાગળ કિમ્મત માત્ર ૮ આના ટપાલ જુદું.

---

### उत्सर्ग मयूख

મીમાંસક નીલકણ્ઠ ભટ્ટનો રચેલો વિષ્ણુ ધર્મોત્તરમાં કહેલા જલાશયનો ઉત્સર્ગ, જલાશયનો આરંભ કાળ, વાવ, કૂવા, તળાવ આદિના ઉત્સર્ગ આદિ વિષયો આમાં કહેલા છે.

ગ્લેજડ ચિકણા કાગળ કિમ્મત માત્ર ૪ આના. ટપાલ જુદું.

---

### हिरण्यकेशीय गृह्यसूत्रम् ॥

આજ સુધી કોઈ પણ સ્થળે ન પ્રકટ થયેલું આ પુસ્તક મોટા પ્રયાસથી મેળવી તેનું સંશોધન કરાવીને છાપેલું છે. વળી વૈદિક પદ્ધતિ પ્રમાણે તેના મૂળ પાઠ કાયમ રાખેલા છે. પાનીયામાં મોટા અક્ષરે ઉંચા કાગળપર છાપેલું છે. સ્માર્તોના સંસ્કારો માટે ઉપયોગી ૭૫ ગુણકારિકા આમાં આપેલી છે. યજુર્વેદીઓને આ ગ્રંથ ખાસ ઉપયોગી છે.

મળવાનું ઠેકાણું:—

"ગુજરાતી" ન્યુસ પ્રિન્ટીંગ પ્રેસ,

બેક હાઉસ લેન, કોટ, મુંબઈ.

ॐ तत्सत्परमात्मने नमः

# પરાધીન ગુજરાત

## પ્રકરણ ૧ લું
### દિવ્ય દમ્પતી

વિક્રમ સંવત્ ૭૬૭ અથવા ઇ. સ. ૭૧૧ માં આપણી પ્રસ્તુત ઐતિહાસિક નવલકથાનો આરંભ થાય છે. આષાઢ માસની પૂર્ણિમાનો દિવસ હતો અને સંધ્યાકાળ પછી જલવૃષ્ટિ બંધ થઇ જતાં નિરભ્ર નભોમંડળમાં નિશાનાથ ચન્દ્રદેવે પોતાની ચન્દ્રિકાનો પૂર્ણ વિસ્તાર કરી દીધો હતો. અદ્યાપિ રાત્રિનો જો કે એક ઘટિકા જેટલો જ સમય વીત્યો હતો તથાપિ જે પ્રદેશમાં અત્યારે આપણે દૃષ્ટિપાત કરવાનો છે તે પ્રદેશમાં નિર્જનતાના કારણથી જો વર્ષાઋતુજન્ય દર્દુર આદિ જીવોના ધ્વનિને વર્જ્ય કરવામાં આવે તો સર્વત્ર બહુધા નીરવતા તથા નિસ્તબ્ધતાનું જ સામ્રાજ્ય વ્યાપેલું હતું. પાષાણનિર્મિત હોવા છતાં જેનો અગ્ર ભાગ અત્યારે જર્જરિત થવાથી ભગ્ન થવાની અણીપર આવી લાગ્યો હતો તેવા એક આગારના પ્રવેશદ્વાર સમક્ષ પડેલી એક વિશાળ પાષાણશિલાપર અત્યારે એક પુરુષ ચિન્તામગ્ન અવસ્થામાં લમણે હાથ દઇને બેઠેલો જોવામાં આવતો હતો.

એ પુરુષની અવસ્થા ચાળીસ વર્ષની હોવા છતાં તેનો દેહ સુગઠિત, દૃઢ તથા પુષ્ટ હોવાથી તેમ જ તેના મહાતેજસ્વી તથા અપૂર્વપ્રતિભાસંપન્ન મુખમંડળમાં એક પણ કરચોળી પડેલી ન હોવાથી; માત્ર એટલું જ નહિ, પણ તેના કપોલો ઉપસેલા તથા રક્તિમછટામંડિત હોવાથી તેનું વય ત્રીશ વર્ષ કરતાં અધિક જણાતું નહોતું. અર્થાત્ તેણે પ્રૌઢાવસ્થામાં પ્રવેશ કરેલો હોવા છતાં તેના દેહમાં જેવી રીતે યૌવનચ્છટા અદ્યાપિ અવિચલ રહી હતી તેવી જ રીતે તેની મનોવૃત્તિઓમાં પણ યૌવનોચિત વીરતા તથા નિર્ભયતા સંપૂર્ણ પરિમાણમાં નિશ્ચલ રહેલી દેખાતી હતી; કારણ કે, 'आकृतिर्गुणान् कथयति' એ નિયમ અનુસાર તેની આકૃતિ તેની અનન્ય વીરતા તથા અદ્વિતીય પરાક્રમશીલતાને ક્ષણાનુક્ષણ વ્યક્ત કરી રહી હતી. એ પુરુષે અત્યારે પાયજામો અને પેરણ એ બે વસ્ત્રો જ પોતાનાં શરીરપર પરિધાન કરેલાં હતાં, તેનું મસ્તક આચ્છાદનહીન હોવાથી તેના ગ્રીવા પર્યન્ત લંબાયલા દીર્ઘ કેશો વાયુલહરીના આઘાતથી ઉડીને તેના વિશાલ ભાલપ્રદેશપર આવી પડતા હતા અને તેથી કેશોને યથાસ્થિત કરવાનો તેને વારંવાર પરિશ્રમ વેઠવો પડતો હતો. પાષાણશિલાપર તેના અત્યંત નિકટવર્તી સ્થાનમાં જ તેની સુવર્ણમુષ્ટિકામંડિત અને કોષાચ્છાદિત અસિ અથવા તલ્વાર પડેલી હતી અને

ચન્દ્રકિરણોના સંયોગથી તેની સુવર્ણમુષ્ટિકા વચ્ચે વચ્ચે ચમકાટ કરતી જોવામાં આવતી હતી. એ પુરુષની દૃષ્ટિ પોતાની અસિમાં અને મનોવૃત્તિ કોઈ એક વિશિષ્ટ ચિન્તામાં એટલી સીમા પર્યન્ત તલ્લીન થયેલી હતી કે તે અત્યારે આત્મવિસ્મૃતની અવસ્થાને અનુભવી રહ્યો હતો અને અન્ય સર્વ વસ્તુઓનું તેને સંપૂર્ણ વિસ્મરણ થઈ ગયું હતું.

એ પુરુષને આવી અવસ્થામાં કેટલોક સમય વીતી જવા પછી ઉપરિનિર્દિષ્ટ જર્જરિત આગારના દ્વારમાંથી જેની અવસ્થા પાંત્રીસ વર્ષની હોવા છતાં પચીસ વર્ષની જ અટકળી શકાતી હતી; જેના ચન્દ્રની પ્રતિસ્પર્ધા કરતા મહામનોહર મુખમંડળમાં પદ્મિનીસુલભ કાંતિ સાથે એક પ્રકારની ભવ્ય ગંભીરતા તથા દિવ્ય પ્રતિભા વિલસી રહી હતી; જેણે પોતાના કાંચનચ્છટામિશ્રિત ગૌરવર્ણ સુકોમળ શરીરને આછા રાતા રંગના એક સાદા સાલ્લા તથા જાંબૂડી રંગની રેશમી ચોળી એ બે વસ્ત્રોવડે જ આચ્છાદિત કર્યું હતું; સાલ્લાના પૃષ્ઠાચ્છાદક ભાગમાં જેનો નિતંબ પર્યન્ત લંબાયલો મુક્ત કેશકલાપ મણિધરના માનનું ખંડન કરી રહ્યો હતો; જેણે પોતાના મૃણાલોપમ હસ્તમાં શીતલ જળથી ભરેલું એક ધાતુનિર્મિત જલપાત્ર ધારણ કરેલું હતું અને જેનાં મુખ તથા શુકચંચુતુલ્ય નાસિકામાંથી બહિર્ગત થતો શ્વાસ એક પ્રકારના આહ્‌લાદક સુગંધને પ્રસારી રહ્યો હતો એવી એક ચિરયૌવના રમણી કિંવા પદ્મિની પ્રમદા બહિર્ગત થઈ અને હંસગતિથી ચાલતી ઉપર્યુક્ત શિલાના નિકટમાં, તે પુરુષના પશ્ચાદ્‌ભાગમાં આવીને ઊભી રહી. પરંતુ તે વિચારમગ્ન પુરુષને એ લલનાના આગમનનું લેશમાત્ર પણ જ્ઞાન કે ભાન ન હોવાથી તેણે એ લલના પ્રતિ દૃષ્ટિપાત પણ ન કર્યો તો પછી તેનાથી એ સુન્દરીનો સત્કાર તો ક્યાંથી જ કરી શકાય વારુ? એ રમણીએ પણ તત્કાળ તે પુરુષની એ વિચારનિદ્રાનો ભંગ કરી નાખવાનું ઉચિત ન ધાર્યું અને તેથી તે પોતે પાષાણપ્રતિમા પ્રમાણે પોતાના દેહને નિશ્ચલ કરીને પોતાનાં મૃગતુલ્ય નયનોથી તે પુરુષની ચેષ્ટાઓનું અવલોકન કરતી ઊભી રહી. અલ્પ સમય પછી અચાનક તે વિચારમગ્ન પુરુષ એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને આત્મગત બોલવા લાગ્યો કેઃ—

"વિધાતા જ જ્યારે મનુષ્યનો વૈરી થાય છે ત્યારે મનુષ્યની શી દુર્ગતિ નથી થતી? મારી અત્યારે આ શિલાપર શાંત ભાવથી પડેલી જે તલ્વારને મારા શત્રુઓ તથા મિત્રો, મારા વિરોધીઓ તથા પક્ષપાતીઓ એકવાક્યતાથી શ્રી રામચન્દ્રના બાણ, મહારથી અર્જુનના 'ગાંડીવ' નામક ધનુષ્ય, મહાવીર ભીમની પ્રલયકારિણી ગદા, ઇન્દ્રના આયુધ વજ્ર તથા શ્રી વિષ્ણુના આયુધ સુદર્શન ચક્રની ઉપમા આપતા હતા; જે તલ્વાર કેવળ પ્રબળ શત્રુઓના રક્તપાનથી જ નિરંતર તૃપ્ત થતી હતી અને આયુધપૂજાના દિવસે જે તલ્વારનો દેવીની પૂજા પ્રમાણે પૂજાવિધિ કરવામાં આવતો હતો; તે તલ્વારને નિરપરાધી નાગરિકો, નિર્દોષ ગ્રામ્યજનો તથા નિરુપદ્રવી પ્રવાસીઓના શોણિતથી તૃપ્ત થવાનો અને જે શૂરપાળ મહાવીર, મહારથી, ધર્મયોધ, ગુર્જરવીરશિરોમણિ તથા શત્રુશલ્ય આદિ મહાગૌરવદર્શક ઉપનામોથી ઓળ-

ખાતો હતો તે સુભટ શૂરપાળને એક દારુણ દસ્યુ તરીકે ઓળખાવાનો તેમજ જીવનનિર્વાહ તથા ગુજરાતના ચાવડા રાજવંશની રક્ષામાટે દસ્યુના નીચ વ્યવસાયને સ્વીકારવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે; દસ્યુવિદારક શૂરપાળ પોતે જ એક દસ્યુ થઈ ગયો છે અને પોતાના જીવનને અજ્ઞાતવાસમાં કોઇ એક ષંઢ પ્રમાણે વીતાડી રહ્યો છે એ વિધાતાના વૈરભાવનું જ ભયંકર પરિણામ છે. શું અમારી આ દુર્દશાનો અંત નહિ જ આવે? વિધાતા પુરુષ મહાપ્રતાપી ગુર્જરાધીશ જયશિખરીના કુળદીપકના શિરપર પોતાની કૃપાની વૃષ્ટિ નહિ જ વર્ષાવે? અને અમારાં આ દિવસાનુદિવસ અધિકાધિક અસહ્યતાને ધારણ કરનારાં સંકટોના તેમ જ ગુજરાતના અત્યારના દાક્ષિણાત્ય રાજકર્મચારીઓના અત્યાચારોના નિવારણનો સમય વિધાતા પુરુષ ગુર્જર ભૂમિમાં નહિ જ લાવે?................"

"જો પરમેશ્વરની ન્યાયપરાયણતા તથા નિષ્પક્ષપાતતામાં આપણી અવિચલ શ્રદ્ધા હશે, તો હવે સત્વર જ આપણી આ દુર્દશાનો અંત આવશે. વિધાતા પુરુષ મહાપ્રતાપી ગુર્જરાધીશ જયશિખરીના વનવાસી કુળદીપકના શિરપર અવશ્ય પોતાની કૃપાની વૃષ્ટિ વર્ષાવશે અને આપણાં તેમ જ સમસ્ત ગુર્જરી પ્રજાનાં દિવસાનુદિવસ અધિકાધિક અસહ્યતાને ધારણ કરનારાં સંકટોના અંત સાથે વિધાતા પુરુષ ગુજરાતના અત્યારના દાક્ષિણાત્ય રાજકર્મચારીઓના પૈશાચિક અત્યાચારો તથા અનાચારોના નિવારણના સમયને પણ આવશ્ય ગુર્જરભૂમિમાં લાવી બતાવશે." અત્યાર સુધી મૌનનું અવલંબન કરીને તે પુરુષના પશ્ચાદ્ભાગમાં ઊભેલી અનિંદ્યરૂપરાશિ રમણીએ અચાનક પોતાના મૌનનો ભંગ કરીને પોતાના કોકિલતુલ્ય કિંવા વીણાવિનિન્દિત સુકોમળ તથા મંજુલતમ કંઠથી આ આશ્વાસક ઉદ્ગારો કાઢ્યા.

તે સુંદરીના આ શબ્દોનો શ્રવણોમાં પ્રવેશ કિંવા આઘાત થતાં જ શૂરપાળની વિચારનિદ્રાનો ભંગ થઈ ગયો અને તેના આત્મગત ઉદ્ગારોનો પ્રવાહ અચાનક અટકી ગયો. તે લલના હવે શૂરપાળના અગ્રભાગમાં તેનાં નયનો સમક્ષ આવીને ઊભી રહી અને પ્રેમકટાક્ષપૂર્વક પોતાના હસ્તમાંના જલપાત્રને તેણે શૂરપાળના હસ્તમાં આપ્યું. શૂરપાળનું હૃદય આજે અત્યંત અધીર થયેલું હોવાથી જલપાન ન કરતાં જલપાત્રને તેણે શિલાપર રાખીને તે પદ્મિનીને સંબોધીને ગંભીરતાથી કહેવા લાગ્યો કે:—

"આપણી આ દુર્દશાનો અંત ક્યારે આવશે? વિધાતા પુરુષ મહાપ્રતાપી સ્વર્ગીય ગુર્જરાધીશ જયશિખરી તથા મહાસતી મહારાજ્ઞી રૂપસુંદરીના વનવાસી કુલદીપકના શિરપર પોતાની કૃપાની વૃષ્ટિને ક્યારે વર્ષાવશે અને આપણા, વનવાસી રાજકુટુંબનાં તેમજ સમસ્ત ગુર્જરી પ્રજાનાં દિવસાનુદિવસ અધિકાધિક અસહ્યતાને ધારણ કરનારાં સંકટોના અંત સાથે વિધાતા પુરુષ ગુજરાતના અત્યારના દાક્ષિણાત્ય રાજકર્મચારીઓના પૈશાચિક અત્યાચારો તથા અનાચારોના નિવારણના સમયને હજી ક્યારે લાવી બતાવશે? કલ્યાણાધિપતિ ભૂવડ સોલંકીની ગુર્જરભૂમિને પાદાક્રાંત કરી નાખવાની

પૈશાચિક મહત્ત્વાકાંક્ષાની જે દિવસે પૂર્ત થઈ હતી તે દિવસ, ગુર્જરભૂમિનો તે મહા અશુભ દિવસ આજે પંદર વર્ષ જેટલો પુરાતન થઈ ગયો છે; સમસ્ત ગુર્જરભૂમિ તેમજ ગુર્જર સામ્રાજ્ય અન્તર્ગત સૌરાષ્ટ્ર ભૂમિમાં ભૂવડ સોલંકીની સેનાના અનાચારો તથા અત્યાચારોનો સર્વત્ર ભયંકર પ્રસાર થઈ ગયો છે અથવા અન્ય શબ્દોમાં કહેવામાં આવે, તો ચાવડાવંશાવતંસ સ્વર્ગીય મહારાજા જયશિખરીનો એક સમયનો અત્યંત લાડકવાયો ગુર્જર દેશ પરાધીનતાનાં ચરણો તળે ચગદાતો અને તડફડતો અત્યારે આપણા જોવામાં આવ્યા કરે છે. પંચાસરનો જયશિખરીરૂપ પ્રભાકર અસ્તાચલગામી થતાંજ ગૌરવશાલિની ગુર્જરભૂમિ વિદેશીય અધિકારરૂપ ઘોર અંધકારમાં નિમજ્જિતા થઈ ગઈ છે; ગુર્જરાધીશની તલવારની તેજસ્વિતાને પણ ક્ષણ બે ક્ષણ નિસ્તેજ કરી નાખનારા ગુજરાત તથાસૌરાષ્ટ્રના પ્રતાપી માંડલિકો, ઠાકોરો, સામંતો તથા જાગીરદારો આદિ મહત્પદવીધર પુરુષો પણ સર્વથા નિષ્પ્રભ તથા ભીરુ થઈ ગયા છે અને તેમનાં હૃદયોમાંનો દેશાભિમાન નામક પ્રદીપ પરાધીનતારૂપ વાયુલહરીના પ્રચંડ આઘાતથી નિર્વાણને પ્રાપ્ત થઈ ગયો છે. જ્યાં સુધી પંચાસરનો પૃથ્વીપતિરૂપ પ્રભાકર તેમને પોતાના પ્રકાશનો અંશ અર્પતો હતો ત્યાં સુધી તેપર પ્રકાશાવલંબી તારકો ગુર્જરભૂમિના સ્વાતંત્ર્યગગનમાં ચમકતા હતા; પરંતુ કલ્યાણાધિપતિરૂપ રાહુએ તે સૂર્યનો ખગ્રાસ કરતાંની સાથેજ તે તારકો પણ અસ્તંગત કિંબહુના સર્વથા અદૃશ્ય થઈ ગયા. રણભૂમિમાં ગુજરાતનો નાથ મમરાજનો ગ્રાસ થતાં ગુર્જરભૂમિ અનાથા થઈ ગઈ અને ગુજરાતના માંડલિકો, સરદારો તથા જાગીરદારો આદિકે પોતાના તુચ્છ જીવન, ધન તથા પદ આદિની રક્ષામાટે અમૂલ્ય સ્વાતંત્ર્ય તથા અલભ્ય કીર્તિરૂપ મૂલ્યને સોલંકી સમ્રાટ્નાં ચરણોમાં સમર્પીને દારુણ દાસતા તથા પીડક પરાધીનતા—ગુલામગીરીને જ વેચાતી લઈ લીધી છે અને તે પણ એટલી સીમાપર્યન્ત કે, અત્યારે ગુર્જર વિજેતા કલ્યાણાધીશ ભૂવડ તથા તેના રાજપ્રતિનિધિઓની રાજસભાઓમાં એ દાસ થયેલા ગુર્જર માંડલિકો, સામંતો તથા જાગીરદારો પિપીલિકાના દલ પ્રમાણે ઉભરાઈ જવા લાગ્યા છે; સોલંકી સમ્રાટ્ તથા તેના રાજપ્રતિનિધિઓ સમક્ષ નેત્રો મીચીને 'હા જી હા' નો પાઠ ભણવામાં પ્રથમ પદવી મેળવવામાટે તેમની પરસ્પર પ્રતિસ્પર્ધા ચાલી રહી છે; પરાધીનતાનેજ તેઓ પોતાનું પરમ ભૂષણ માનવા લાગ્યા છે અને તેમના સમસ્ત આત્માભિમાન તથા આત્મગૌરવનો અત્યારે કેવળ દાસત્વમાંજ સમાવેશ થઈ ગયો છે. આવી ભયંકર પરિસ્થિતિમાં ગુર્જરભૂમિ, ગુર્જરી પ્રજા તથા ચાવડા રાજવંશના ગત ગૌરવના પુનરુદ્ધારની આશા કયાંથી રાખી શકાય? ધૈર્યની પણ કોઈ એક સીમા હોય છે અને પ્રાણેશ્વરી, મારા સીમાબદ્ધ ધૈર્યનો દુર્ગ હવે ધરાશાયી થવાની અણીપર આવી લાગ્યો છે. હાય રે દુર્ભાગિની ગુર્જરભૂમિ!"

"ગુર્જરભૂમિની અત્યારે આવી મહાભયંકર પરિસ્થિતિ હોવા છતાં પણ જેના આત્માભિમાનમંડિત પવિત્ર હૃદયમાં 'હા જી હા' નો અતિશય તિરસ્કાર વસી રહ્યો છે; પરાધીનતા તથા દાસત્વનો ધિક્કાર એજ જેનો પરમ

ધર્મ છે; પોતાની જન્મભૂમિ પ્રતિ કૃતઘ્નતા દર્શાવીને ક્ષણિક ઐશ્વર્યની પ્રાપ્તિમાટે કલ્યાણાધીશનો જયજયકાર કરનારા માંડલિકો તથા સામંતોના સહવાસને પાપરૂપ માની પોતાનામાં એવા ઐશ્વર્યને મેળવવાનું અતુલ સામર્થ્ય હોવા છતાં પણ જેણે પોતાની ઇચ્છાથી જ વનવાસનાં દુઃખોને સ્વીકારી લીધાં છે અને જ્યાં સુધી જેતા શત્રુના અનાચારો, અત્યાચારો તથા છળ પ્રપંચોને નષ્ટ કરી નાખવામાટેનો અનુકૂળ અવસર તથા ઉચિત સામર્થ્યનો આવિર્ભાવ ન થાય ત્યાં સુધી એ અનુકૂળ અવસર તથા ઉચિત સામર્થ્યની પ્રાપ્તિમાટે મહાકષ્ટદાયક અજ્ઞાતવાસનો સ્વીકાર કરી લીધો છે તે એક જ મહાપુરુષ જ્યાં સુધી આ પવિત્ર ગુર્જરભૂમિમાં અસ્તિત્વ ધરાવે છે ત્યાં સુધી ગુર્જરભૂમિને તથા ગુર્જરી પ્રજાને પોતાના ઉદ્ધારની આશાનો પરિત્યાગ કરી દેવાનું કાંઈ પણ પ્રયોજન નથી; કારણ કે, અંધકારનો પ્રતિકાર અસંખ્ય નક્ષત્રોથી નથી કરી શકાતો, કિન્તુ એકાકી ચંદ્રથી જ કરી શકાય છે.'' તે રમણીએ વીરત્વદર્શક ભાવથી આ વાકયો પોતાના પતિદેવને સંબોધીને ઉચ્ચાર્યાં.

''આ પરાધીના તથા પાદાક્રાન્તા ગુર્જરભૂમિમાં એવો દિવ્ય પુરુષ કોણ છે અને તે ક્યાં છે?'' શૂરપાળે અધીર થઇને જિજ્ઞાસા દર્શાવી.

''તે પુણ્યાત્મા તથા દિવ્ય પુરુષ અન્ય કોઈ નહિ, પણ જેનો ચૂડો તથા ચાંલ્લો મારા હસ્ત તથા લલાટની શોભાની અભિવૃદ્ધિ કરી રહ્યા છે; જેની ધર્મપત્ની કિંવા અર્ધાંગી થવાથી મારા નારીજન્મની સંપૂર્ણ સાર્થકતા થઈ ચૂકી છે; જેને ગુર્જરભૂમિ પોતાના ઉદ્ધારમાટે અને પોતાનાં સંતાનોને પરાધીનતાની શૃંખલાથી મુક્ત કરવામાટે આશાતુર નયનોથી નિહાળી રહી છે; ગુજરાતના રાજસિંહાસન તથા રાજમુકુટનો ઉત્તરાધિકારી જેને પોતાનો આરાધ્ય દેવ માને છે અને અત્યારની વિપરીત તથા સર્વથા પ્રતિકૂલ પરિસ્થિતિમાં પણ જેના નામના શ્રવણમાત્રથી જ વિજેતા સમ્રાટ્ તથા તેના રાજપ્રતિનિધિઓ ભયથી વાયુવિતાડિત વલ્લરી પ્રમાણે કંપતા દેખાય છે તે મહાવીર, મહારથી તથા સ્કંદસ્પર્ધી પુરુષપુંગવ શૂરપાળ, મારા અખંડસૌભાગ્યના એકમાત્ર આધાર અને મારા પૂજ્ય પતિદેવ છે અને તેઓ અત્યારે મારાં નયનો સમક્ષ આ પાષાણશિલાપર વિરાજી રહ્યા છે!'' તે રમણીએ ઉભરાઈ જતા પ્રણય તથા ભક્તિભાવથી આ ઉદ્ગારો કાઢ્યા.

''કાન્તે, તું દેવી છે.'' આ ઉદ્ગારને મુખમાંથી બહિર્ગત કરતાં શૂરપાળનાં નેત્રોમાંથી હર્ષનાં બેચાર અશ્રુ ખરી પડ્યાં.

''આપ દેવ હોવાથી આપ શ્રીમાનની કૃપાથી જ આ દીન કિંકરીને દેવીપદની પ્રાપ્તિ થયેલી છે.'' કાન્તાએ પોતાની પદવીનું શ્રેય પણ પોતાના પતિને જ સમર્પી દીધું.

''હૃદયેશ્વરી, મારી તારુણ્યજન્ય આશાઓ, ગગનગામિની મહત્ત્વાકાંક્ષાઓ તથા ઉદાત્તતમ મનોવૃત્તિઓનો વસંતઋતુનો આવી રીતે અંત થઈ ગયેલો હોવા છતાં; ગુર્જર દેશની અલૌકિક વૈભવસંપન્નતાના જે સુરંગ તથા નયનાહ્લાદક ચિત્રપટને રંગવામાં મારું મન નિરંતર રંગાયલું રહ્યા કરતું હતું

તે ચિત્રપટ અચાનક કાલિમાલિપ્ત થઇ જવા છતાં; મારા જે હસ્તો ગુ
દેશની પ્રતિષ્ઠાને વધારવામાટે જ અષ્ટૌપ્રહર સળવળ્યા કરતા હતા તે હસ્
પરાધીનતારૂપ ઐન્દ્રજાલિકાએ દિલીપના હસ્તો પ્રમાણે નિર્જીવ કરી નાખે
હોવા છતાં; મારા સર્વ ઉદાત્ત વિચારો, મારા સર્વ ઉદાત્ત ધ્યેયો તથા મ
સર્વ ઉદાત્ત આકાંક્ષાઓ પારતંત્ર્યપાવકના મુખમાં પડીને ભસ્મીભૂત થ
હોવા છતાં અને જે ગુર્જરરાષ્ટ્રગગનમાં અત્યારે કલ્યાણાધીશનો ગૌરવ
પ્રચંડતાથી પ્રકાશી રહ્યો છે તે વર્તમાન ગુર્જરરાષ્ટ્રગગનમાં પીડિતા ગુ
પ્રજાના પુનરુદ્ધારક પક્ષિરાજનું ઉડ્ડાણ સર્વથા અસંભવનીય થયેલું હોવા 
મારા હસ્તથી જ ગુર્જરભૂમિનો ઉદ્ધાર થવાની આશાવલ્લરીને તારા હૃ
ક્ષેત્રમાં આટલી સીમા પર્યન્ત દૃઢમૂલ થયેલી જોઇને મારા અંતઃકરણમાં અ
શય આશ્ચર્ય થાય છે. તથાસ્તુઃ પરમાત્મા તારી આ શુભ વાણીને સ
કરો !" શૂરપાળ ગંભીર આકૃતિ તથા ગંભીર સ્વરથી બોલ્યો.

"હૃદયનાથ, આ દીન કિંકરીની આપનાં શ્રીચરણોમાં પુનઃ પુનઃ એ
પ્રાર્થના છે કે જો આપના હસ્તથી આશાવાદિતા તથા પ્રભુશ્રદ્ધાનો ત્
નહિ થાય, તો પ્રભુની કૃપાથી આપણી સર્વ ઉદાત્ત આકાંક્ષાઓ અલ્પ કા
માં જ અવશ્ય પૂર્ણ થશે અને ગુર્જરભૂમિ પુનઃ સ્વતંત્રતાના ઉદ્યાનમાં આન
પુલકિત મુખમંડળથી વિહરતી થઈ જશે." કાન્તાએ પુનઃ આશાવાદનું સ
ર્થન કર્યું.

"કાન્તે, તું આ શૂરપાળ નામક પથભ્રષ્ટ પથિકને તેના વાસ્તવિક માર્ગે
પ્રેરવામાટે તેની ધર્મપત્નીના રૂપે અવતરેલી કોઇ દેવકન્યા તો નથી
શૂરપાળે પોતાની પૂજ્યભાવદર્શિની દૃષ્ટિને કાન્તાના નિષ્કલંક મુખમંડળ
સ્થિર કરીને આ શબ્દો ઉચ્ચાર્યા.

"મારા સૌભાગ્યાધાર, મારા હૃદયમાં પણ કેટલાક સમયથી એ જ 
ઉદ્ભવ્યા કરે છે કે આ દીન નારીના કલ્યાણ તથા ઉદ્ધારમાટે સાક્ષાત્ 
માત્માએ તો મારા પતિદેવના આવા સગુણ તથા સુંદર સ્વરૂપમાં આ અવ
તલપર અવતરવાની ઉદારતા નથી દર્શાવી ને ?" કાન્તાએ પણ પોતાની પ્રે
પીયૂષવર્ષિણી દૃષ્ટિને પોતાના કાન્તના મુખમંડળમાં સ્થાપીને આ પ્રશ્ન પૂછ્

"દેવી, સૌન્દર્ય તથા સદ્ગુણ એ ઉભય સ્વર્ગીય વસ્તુઓનો કેવળ તા
માં જ સંપૂર્ણ ઉત્કર્ષ થયેલો હોવા છતાં તું મને પરમેશ્વરનો અવતાર માને
એ તારી અનન્ય પતિભક્તિ તથા તારા અલૌકિક સતીત્વનું જ પરિણામ
હું આજે તારા સમક્ષ પરમાત્માની સાક્ષીથી પ્રતિજ્ઞા કરું છું કે આ ક્ષણ
હું દૃઢ આશાવાદી થઇશ અને મારા જીવનની અંતિમ ઘટિકા પર્યન્ત 
ગુર્જરભૂમિને પરાધીનતારૂપ શૃંખલાથી મુક્ત કરવામાટેના તેમ જ સ્વર્
મહારાજાધિરાજ જયશિખરીના એકમાત્ર કુળદીપકને પુનઃ મુકુટમંડિત ત
સિંહાસનારૂઢ કરવામાટેના મારાથી કરી શકાશે તેટલા પ્રચંડ પ્રયત્નો કર
રહીશ. જે કર્મમાં મારો અધિકાર છે તે કર્મને હું કરતો રહીશ. ફળમાં મા
અધિકાર ન હોવાથી ફળનો દાતા ઈશ્વર છે." શૂરપાળે ગુર્જરરાષ્ટ્રના ઉદ્ધાર

આવી રીતે પ્રચંડ પ્રતિજ્ઞા કરીને કાન્તા તેના માટે જે જલપાત્ર લઈ આવી હતી તે પાત્રમાંના શીતલ જલનું પાન કરવા માંડ્યું. તે જલમાં તેને સુધાના સ્વાદનો સાક્ષાત્કાર થવા લાગ્યો.

શૂરપાળના આ ઉદ્ગારોથી કાન્તાનાં રક્તમકપોલરૂપ કુસુમો વિકસીને જાણે એક પ્રકારનું દિવ્ય સ્મિત કરી રહ્યાં હોયની, તેવાં દેખાવા લાગ્યાં. કાન્તાએ જ્યારે તે જલપાત્ર લઇને આવી હતી ત્યારે એક અન્ય શિલાપર રાખી દીધેલી પુષ્પમાલાને પોતાના સુકોમળ કરથી ઉપાડીને પૂજ્યભાવથી પતિદેવના કંઠમાં આરોપતાં પ્રેમગદ્ગદ સ્વરથી કહ્યું કે:—

"મારા પ્રભુ, મારા સ્વામિન્, આપનાં લોચનનોને મારામાં પરમ સુંદરતાનો જ નિરંતર સાક્ષાત્કાર થતો રહે એ મારું ઇહલૌકિક તથા પારલૌકિક એકમાત્ર નિશ્ચલ ધ્યેય છે અને એ જ મારો અસીમ આનંદ છે. આપના પવિત્રતમ પ્રેમના ઉપભોગની જે યોગ્યતા મને પ્રાપ્ત થયેલી છે તે યોગ્યતાને જ હું મારો મોક્ષ માનું છું અને તેથી આપના મુખચન્દ્રનું દર્શન મારા પ્રેમસાગરની ભરતીને નિરંતર અક્ષય રાખતું રહે છે."

એ દિવ્ય દંપતીનો પરસ્પર આવા પ્રકારનો ઐકાંતિક દિવ્ય સંવાદ ચાલી રહ્યો હતો એટલામાં સર્વત્ર નિર્મલ ચંદ્રિકા વિસ્તરેલી હોવાથી શૂરપાળને દૂરથી કોઈ એક મનુષ્ય પોતાના નિવાસસ્થાનની દિશામાં આવતો દેખાયો. તે મનુષ્ય મિત્ર હતો કે શત્રુ હતો એનો તત્કાળ નિશ્ચય ન થવાથી શૂરપાળે કાન્તાને આગારમાં જવાની આજ્ઞા સંભળાવીને પોતે પોતાની તલવારને કટિભાગમાં લટકાવી દીધી. થોડી વારમાં જ તે મનુષ્ય શૂરપાળ સમક્ષ આવીને ઊભો રહ્યો અને તે મિત્ર હોવાથી શૂરપાળે તેને આદરપૂર્વક શિલાપર બેસાડીને તેની સાથે વાર્તાલાપ કરવા માંડ્યો. તે મનુષ્ય સાથેના વાર્તાલાપમાં અર્ધ ઘટિકા જેટલો સમય વીતી ગયો, વાર્તાલાપની સમાપ્તિ થતાં શૂરપાળે આગારમાંથી પોતાના એક વિશ્વાસપાત્ર સહચર, સહકારી, સહયોગી તથા મિત્ર અણહિલ્લને બહાર મોકલવાની પોતાની ધર્મપત્નીને સૂચના આપી દીધી; કારણ કે, અણહિલ્લ પ્રવાસજન્ય પરિશ્રમના પરિહારમાટે સત્વર જ પોતાના કક્ષમાં જઇને નિદ્રાવશ થઇ ગયો હતો. કાન્તાએ એક દાસી દ્વારા અણહિલ્લને જગાડીને બહાર મોકલી દીધો.

અણહિલ્લ બાવીસથી ચોવીસ વર્ષના વયનો એક તરુણ, બલાઢ્ય તથા ભવ્યાકૃતિ પુરુષ હતો અને તે રાજપૂત જાતિમાં જન્મેલો ન હોવા છતાં પણ તેના અત્યારના વીરવેશને જોતાં તે કોઈ ક્ષત્રિય વીર યુવક જ હોવો જોઇએ એવો ભ્રમ થઈ જતો હતો. અણહિલ્લે આવતાંની સાથે જ શૂરપાળને વિનયપૂર્વક પૂછ્યું કે: "મહાશય શૂરપાળજી, આ મનુષ્ય કોણ છે અને આપે અત્યારે મને શા કાર્યમાટે બોલાવ્યો છે?"

"આ સંદેશવાહક વનોડપતિનો એક સંદેશ લઇને આવ્યો છે. આપણા અશ્વારોહી સૈનિકોમાંના ચાર સૈનિકોને યથાશક્ય શીઘ્રતાથી પ્રવાસમાટે તૈયાર થવાની સૂચના આપી દ્યો અને મારા અશ્વને પલાણીને અહીં લાવવાની આજ્ઞા

આપણા અશ્વપાલને પણ સંભળાવી થો. ભાઈ અણહિલ્લ, તમારી મધુર નિદ્રાનો ભંગ મારે અત્યારે એટલામાટેજ કરવો પડ્યો છે કે મારી અનુપસ્થિતિના સમયમાં રાજકુટુંબ તથા મારા કુટુંબની રક્ષાનો ભાર તમારા શિરપર જ રહેલો છે તો મારા આવતાં સુધી સાવધાન રહેજો. વનોડ અહીંથી બહુ દૂર ન હોવાથી તેમ જ રાત્રિના પ્રથમ પ્રહરની પણ અદ્યાપિ સમાપ્તિ થયેલી ન હોવાથી મધ્યરાત્રિ પછી તો અવશ્ય હું પાછો આવી પહોંચીશ." શૂરપાળે અણહિલ્લને બોલાવવાનું કારણ દર્શાવ્યું.

"પરંતુ અત્યારે આપણી પરિસ્થિતિ ભયંકર હોવાથી અત્યંત સાવધાન રહેવાની મારી નિત્યની સૂચનાનું વિસ્મરણ થવા દેશો નહિ." અણહિલ્લ આટલી સંક્ષિપ્ત સૂચના આપીને આગારના આભ્યંતર ભાગમાં ચાલ્યો ગયો.

અણહિલ્લના જવા પછી શૂરપાળે પણ વસ્ત્રપરિધાનમાટે આગારમાં પ્રવેશ કર્યો અને તેની પત્ની તેને વસ્ત્રપરિધાનના કાર્યમાં સહાયતા આપવા લાગી.

અણહિલ્લ આગારમાં પ્રવેશ્યા પછી ત્રણ વિશાળ ખંડોને ઉલ્લંઘીને એક મુક્ત પ્રાંગણમાં આવી લાગ્યો. એ પ્રાંગણના મધ્યભાગમાં એક કૂપ હતો અને તેની આસપાસ છ થી સાત વિશાળ આમ્રવૃક્ષો પણ શોભી રહ્યાં હતાં. એ પ્રાંગણના પશ્ચાદ્‌ભાગમાં જેમાં ઓછામાં ઓછા એક સો અશ્વોને બાંધવાની વ્યવસ્થા કરાયલી હતી તેવી એક પાષાણનિર્મિત અશ્વશાળા હતી, અને અશ્વશાળાની લગોલગ અશ્વારોહી સૈનિકોનું એક ભિન્ન નિવાસગૃહ પણ દષ્ટિગોચર થતું હતું. અણહિલ્લે ત્યાં આવીને ચાર સૈનિકોને શૂરપાળ સાથે જવામાટેની અને અશ્વપાળને શૂરપાળના અશ્વને પલાણીને અગ્રદ્વાર સમક્ષ લઈ જવાની આજ્ઞા સંભળાવી દીધી. એ આજ્ઞા સંભળાવીને તે પોતે પશ્ચાદ્‌દ્વારમાંથી બહાર નીકળી ગયો.

શૂરપાળ વસ્ત્રપરિધાન કરીને તથા શસ્ત્રાસ્ત્રવડે સુસજ્જિત થઇને જે વેળાયે પુનઃ આગારના બાહ્ય ભાગમાં આવી લાગ્યો તે વેળાયે તેના ચાર અશ્વારોહી સૈનિકો તેમ જ તેનો અશ્વપાળ અશ્વોની વલ્ગાઓને હસ્તમાં ધારણ કરીને તેની પ્રતીક્ષા કરતા ઊભા હતા; માત્ર એટલું જ નહિ, પણ અણહિલ્લ પણ એ જ વેળાયે ત્યાં આવીને ઉપસ્થિત થઈ ગયો હતો. શૂરપાળ આગારમાંથી બહિર્ગત થયા પછી કાન્તા પોતાની દાસીને લઇને ઉપર ચન્દ્રશાળા—અગાસી—માં જઇને ઉભેલી હોવાથી નિમ્ન ભાગમાંની ઘટનાનું નિરીક્ષણ કરી રહી હતી. શૂરપાળે વનોડથી આવેલા સંદેશવાહકને સંબોધીને કહ્યું કેઃ—

"ભાઈ, તમો ચાલવા માંડો અને જ્યાં તમારી સાથેના અશ્વારોહી સૈનિકને તથા તમારા પોતાના અશ્વને મૂકી આવ્યા છો ત્યાં પહોંચી અશ્વપર આરોહણ કરીને અમારી પ્રતીક્ષા કરતા ઊભા રહો. અમો આ ક્ષણે જ ત્યાં આવી પહોંચીએ છીએ."

"જેવી શ્રીમાનની આજ્ઞા," આ શબ્દોને ઉચ્ચારતો તે સંદેશવાહક ત્યાંથી ઊઠ્યો અને જે દિશામાંથી આવ્યો હતો તે દિશામાં પાછો ચાલવા લાગ્યો.

તે સંદેશવાહકના જવા પછી શૂરપાળ અણહિલ્લને કેટલીક આવશ્યકીય ગુપ્ત સૂચનાઓ આપીને પોતાના અશ્વના પૃષ્ઠભાગમાં આરૂઢ થઇ ગયો અને વનોડના માર્ગમાં અશ્વને મંદગતિથી ચલાવવા લાગ્યો. તેના અશ્વારોહી સૈનિકો પણ પોતાના અશ્વોને તેના અશ્વની પાછળ ચલાવીને વનોડની દિશામાં અગ્રેસર થવા લાગ્યા.

પ્રથમ શૂરપાળને આપણે જે પાષાણશિલાપર વિરાજેલો જોયો હતો તે પાષાણશિલાપર હવે અણહિલ્લ બેસી ગયો અને કોઈ એક વિશિષ્ટ ચિન્તામાં નિમગ્ન થઇ ગયો.

જ્યાં સુધી અશ્વારોહી શૂરપાળ કાન્તાની દૃષ્ટિની સીમામાં હતો ત્યાં સુધી તો કાન્તા તેને એકાગ્ર દૃષ્ટિથી જોઈ રહી હતી, પરંતુ જ્યારે તે કાન્તાની દૃષ્ટિની સીમાનું ઉલ્લંઘન કરીને આગળ વધી ગયો અને દેખાતો બંધ થઈ ગયો એટલે પછી ચંદ્રશાળાના એક પાષાણાસનપર બેસીને કાન્તા પોતાની તરુણી સેવિકાને સંબોધીને મંજુલ ભાવથી કહેવા લાગી કે:—

"સખી વિશાખે, જ્યારથી આપણી આ ગુર્જરભૂમિના સ્વાતંત્ર્યસૂર્યનો અસ્ત થયો છે ત્યારથી અત્યાર સુધીમાં મારા પ્રાણેશ પતિદેવના વિયોગને સહન કરવાના પ્રસંગો મને જો કે વારંવાર પ્રાપ્ત થતા રહ્યા છે; તથાપિ આજે મારા પ્રાણનાથના આ અચાનક પ્રયાણથી મારા હૃદયમાં જેવી અસ્વસ્થતાનો આવિર્ભાવ થવા લાગ્યો છે તેવી અસ્વસ્થતાનો મારા હૃદયમાં અતઃપૂર્વે કદાપિ આવિર્ભાવ થયો ન હોતો. અત્યારે મારા મનમાં એમ જ થયા કરે છે કે આજે મારા સૌભાગ્યાધારને અહીંથી જતા ન અટકાવવામાં આવ્યા એ મારા હસ્તથી એક ભયંકર પ્રમાદ થયો છે. સખી, રાત્રિનો એક પ્રહર જેટલો સમય વીતી જવા આવ્યો છે માટે તું પણ જઇને નિદ્રાધીન થા તેમ જ અણહિલ્લભાઇને પણ નિદ્રાધીન થવાનું કહી દે; કારણ કે, તેઓ અદ્યાપિ અગ્રદ્વારના બાહ્ય ભાગમાં પાષાણશિલાપર જ બેસી રહ્યા છે."

"અને તમો નિદ્રાધીન નથી થવાનાં કે શું?" સખી વિશાખાએ જિજ્ઞાસા દર્શાવી.

"નહિ; અત્યારે ચિન્તાના કારણથી મારાં નેત્રોમાં નિદ્રાનો આવિર્ભાવ થાય એ સર્વથા અશક્ય હોવાથી જ્યાં સુધી મારા નાથ નિર્વિઘ્ન પાછા નહિ આવે ત્યાં સુધી તેમની પ્રતીક્ષા કરતી હું તો આ ચંદ્રશાળામાં જ બેસી રહીશ." કાન્તાએ પોતે નિદ્રાધીન ન થવાનો નિશ્ચય કારણપૂર્વક સ્પષ્ટ શબ્દોમાં દર્શાવી દીધો.

દાસી વિશાખાએ પોતાની સ્વામિનીની સૂચના નીચે આવીને અણહિલ્લને કહી સંભળાવી, પરંતુ કાન્તાની એ સૂચનાને લક્ષમાં ન લેતાં શૂરપાળનો સત્ય શુભેચ્છક તથા પરમરાજભક્ત વીર યુવક અણહિલ્લ ઉત્સુક હૃદયથી શૂરપાળની પ્રતીક્ષા કરતો ત્યાંનો ત્યાં જ બેસી રહ્યો; માત્ર એટલું જ નહિ, પણ વિશાખાને પણ તેણે આગારના અગ્રદ્વારમાં સાવધાનતાપૂર્વક બેસી રહેવાની સૂચના આપી દીધી.

ક્ષણાનુક્ષણ પૂર્ણિમાનો ચન્દ્ર ગગનમંડળના મધ્યબિન્દુ પ્રતિ અધિકાધિક અગ્રગામી થતો હોવાથી આકાશની પ્રાંગણભૂમિમાં જાણે સ્વચ્છ તથા ધૌત દુકૂલને પસારી દેવામાં આવ્યું હોયની, એવો જ ભાસ થતો હતો. જે દિશામાંથી નિશાનાથ આકાશના મધ્યભાગ પ્રતિ આવતો જતો હતો તે જ દિશામાંથી કાન્તાનો જીવનચંદ્ર પણ આવવાનો હોવાથી કાન્તાની દૃષ્ટિ પણ તે જ દિશામાં સંલગ્ન થયેલી હતી અને તેથી જેવી રીતે કાન્તાને ચંદ્રના દર્શનનો યોગ સ્વાભાવિક જ પ્રાપ્ત થતો હતો તેવી જ રીતે ચંદ્રને પણ કાન્તાના મુખચંદ્રના દર્શનનો સ્વાભાવિક આનંદ મળ્યા કરતો હતો; માત્ર એટલું જ નહિ, પણ કોઈ કોઈ વાર ચંદ્ર મેઘાવૃત્ત થતાં મંદપ્રભ થઈ જતો હોવાથી કાન્તાના નિષ્કલંક મુખચંદ્રની તીવ્ર પ્રભા ચંદ્રની પ્રભાને જાણે કલંકિત કરી રહી હોયની, એવો આભાસ જો કોઇને થાય તો તે આભાસ સર્વથા સકારણ હતો. કાળની ગતિ એક નિમેષમાત્રને માટે પણ રુદ્ધ થતી ન હોવાથી અને કાળના શબ્દકોષમાં 'વિશ્રાંતિ' શબ્દનો સર્વથા અભાવ હોવાથી કાળ વીતવા લાગ્યો, મધ્યરાત્રિનો સમય થઈ ચૂક્યો અને ચન્દ્રમા નભોમંડળના મધ્યમાં વિરાજેલો દેખાવા લાગ્યો. મધ્યનિશા થવા છતાં પોતાના જીવનચન્દ્રને ન આવેલો જોઇને કાન્તાના મનમાં નિરાશાનો આવિર્ભાવ થવા લાગ્યો, તે કોમલાંગીનું કોમલ હૃદય કુશંકાઓને અનુભવવા લાગ્યું અને તેની વૃત્તિઓ અસ્થિર થતી દેખાવા લાગી. કાન્તાએ એક નિઃશ્વાસ નાખ્યો અને ઉન્માદિની પ્રમાણે ચન્દ્રને તિરસ્કારદર્શક ભાવથી કહ્યું કે: "ચન્દ્રદેવ, તમે મારા મુખનું તીવ્ર દૃષ્ટિથી શામાટે નિરીક્ષણ કરી રહ્યા છો? હું કાંઈ તમારી પ્રતીક્ષા કરતી અહીં નથી બેઠી; હું તો મારા સૌભાગ્યાધાર, મારા પોતાના જીવનચન્દ્રની આતુર નયનોથી પ્રતીક્ષા કરી રહી છું." ચન્દ્રમા અભ્રપટલવડે આચ્છાદિત થઈ જતો હતો અને તેથી પૃથ્વીપટપર કૃષ્ણચ્છાયા વિસ્તરી જતી હતી તે વેળાયે પોતાની અસ્થિર તથા તરલ દૃષ્ટિને કાન્તા તે કૃષ્ણચ્છાયામાં એકાગ્ર કરી દેતી હતી અને તે કૃષ્ણચ્છાયાના યોગે જાણે શૂરપાળ જ પોતાના અનુયાયી સૈનિકો સહિત સામેથી ચાલ્યો આવતો હોયની, એવો તેને ભ્રમ થયા કરતો હતો; પરંતુ એટલામાં અચાનક અભ્રપટલ દૂર થતાં, તે કાળી છાયાનો અંત આવી જતાં અને આકાશમાં સર્વત્ર દુગ્ધોપમ કૌમુદીનો પ્રવાહ ફરી વળતાં તેના એ ભ્રમનો પણ લોપ થઈ જતો હતો; કારણ કે શુભ્ર જ્યોત્સ્નાના યોગે ત્યાં શૂરપાળ પણ ન હોતો અને તેના અનુયાયી પણ ન હોતા એ ભેદ તેના જાણવામાં આવી જતો હતો. વર્ષાઋતુનો ચન્દ્ર વારંવાર અભ્રાચ્છાદિત થતો હોવાથી કાન્તા વારંવાર આવા પ્રકારના ભ્રમના જાળમાં સપડાયા કરતી હતી અને વારંવાર તેના સુકોમલ હૃદયમાં નિરાશાનો આઘાત થયા કરતો હતો. અંતે તેના અંતઃકરણમાં એક પ્રકારની ભીતિ થવા લાગી અને તેથી તેના મુખમાંથી સ્વાભાવિક જ એવા ઉદ્‌ગારો નીકળી ગયા કે: "નાથ, આપ અદ્યાપિ ન પધાર્યા તેથી સ્પષ્ટ જણાય છે કે આપ અવશ્ય કોઈ વિશ્વાસઘાતકની વિશ્વાસઘાતક-

તાના ભોગ થયા છો; કોઈ અચિન્ત્ય વિપત્તિના જાળમાં સપડાઈ ગયા છો." આ ભીતિથી કાન્તાની સુકોમલ દેહલતા કંપવા લાગી અને તેના તેજસ્વી મુખમંડળમાં ચિન્તાજન્ય શ્યામલતાની છટા વિસ્તરી ગઈ. પુનઃ તે મનોગત બોલવા લાગી કે: "હે સાહસી સ્વામિન્, જો આપ કોઈ ભયાનક સંકટજાળમાં સપડાઈ ગયા હશો, તો આપણા ગુર્જર દેશે અત્યારે વીરવ્રતનો સંપૂર્ણ સંન્યાસ કરેલો હોવાથી અને ગુર્જરી પ્રજાની આત્માભિમાનજ્યોતિ નિર્વાણોન્મુખ થયેલી હોવાથી આપને એ સંકટજાળમાંથી મુક્ત કોણ કરશે અને આપના સંબંધમાં જો કાંઈ અશુભ ઘટના ઘટી જશે, તો આ પતિતા ગુર્જરભૂમિનો પુનરુદ્ધાર કોના હસ્તથી થશે?"

જે વેળાયે કાન્તાના હૃદયરાજ્યમાં આવા પ્રકારની ભીતિ તથા ચિન્તાનો અધિકાર વ્યાપી ગયો હતો તે જ વેળાયે નિમ્નભાગમાં શિલાપર બિરાજેલો વીર યુવક અણહિલ્લ પણ શૂરપાળના પ્રત્યાગમનમાં અતિશય વિલંબ થવાથી ભયંકર ચિન્તામાં પડી ગયો હતો અને તે ચિન્તાના યોગે તેની અખંડપ્રસન્નતાધારિણી મુખમુદ્રાએ અત્યારે ગંભીરતા તથા મલિનતાને ધારણ કરી લીધી હતી. અણહિલ્લે અચાનક "વિશાખા" શબ્દના ઉચ્ચારથી દાસીનું આવ્હાન કર્યું.

આગારના અગ્રદ્વારમાં જાગ્રત બેઠેલી દાસી વિશાખા, "શી આજ્ઞા છે, મહાશય?" એ પ્રશ્નને વિનયપૂર્વક ઉચ્ચારતી અણહિલ્લ સમક્ષ આવીને ઊભી રહી.

"આપણા જેટલા સૈનિકો અહીં અત્યારે વિદ્યમાન છે તેમને જગાડીને કહી દે કે અત્યારે જ અશ્વોને પલાણો અને મારી આજ્ઞા મળતાં જ પ્રયાણ-માટે તૈયાર રહો." અણહિલ્લે આજ્ઞા સંભળાવી.

"જેવી મહાશયની આજ્ઞા," આ શબ્દોના ઉચ્ચારથી વિશાખા આજ્ઞાધીનતા દર્શાવીને ત્યાંથી ચાલતી થઈ ગઈ.

અણહિલ્લ પુનઃ ચિન્તામાં નિમગ્ન થઈ ગયો.

———:૦:———

## પ્રકરણ ૨ જું
## જયશિખરીની સુવર્ણમંજૂષા

અરણ્યાગારમાંથી પોતાના ચાર અશ્વારોહી સૈનિકો સહિત નીકળેલા શૂરપાળને અર્ધ ક્રોશથી પણ અલ્પતર અંતરે વનોડપતિનો સંદેશવાહક તથા તેનો સહચર અશ્વારોહી સૈનિક મળી ગયા. એ સાત અશ્વારોહી પુરુષોનો સમુદાય જોતજોતાંમાં ચાર ગાઉનો પંથ કાપીને વનોડ કિલ્લા સમક્ષ આવી લાગ્યો. દુર્ગના દ્વારપાલે વનોડપતિના સંદેશવાહકના એક વિશિષ્ટ સંકેતથી પરિખા (ખાઇ) ઉપર કાષ્ટસેતુને ઊતાર્યો અને દુર્ગદ્વારને ઊઘાડી નાખ્યું એટલે શૂરપાળે પોતાના સૈનિકો સહિત વનોડ દુર્ગના આભ્યંતર ભાગમાં પ્રવેશ કર્યો. શૂરપાળનો દુર્ગમાં પ્રવેશ થતાંની સાથે જ પરિખાપરના કાષ્ટસેતુને પાછો ઊપાડી લેવામાં આવ્યો અને દુર્ગના દ્વારને પણ બંધ કરી દેવામાં

આવ્યું. દુર્ગદ્વારમાં પ્રવેશ કર્યા પછી કલ્યાણાધિપતિ સમ્રાટ્ ભુવડના સૈનિકોને દ્વારના પ્રહરી તરીકે નિયત થયેલા જોઇને શૂરપાળના નિર્વિકાર મુખમંડળમાં અચાનક સંતાપની જ્વલંત્ છાયા ચમકતી દેખાવા લાગી અને તેના મનમાં એક વિશિષ્ટ સંશયનો પ્રાદુર્ભાવ થતાં તે વનોડપતિના સંદેશવાહકને કોપયુક્ત દૃષ્ટિથી જોવા લાગ્યો. તે બુદ્ધિમાન્ સંદેશવાહક શૂરપાળના એ દૃષ્ટિપાતના રહસ્યને તત્કાળ સમજી ગયો અને તેથી અધરદંશનપૂર્વક મંદ સ્વરથી માત્ર એટલા જ શબ્દો તેણે ઉચ્ચાર્યા કે: "વીરશિરોમણિ શૂરપાળજી, આ સાહસમાં જનની જન્મભૂમિના ઉદ્ધારનો પ્રશ્ન સમાયલો છે!" આ મંત્રના શ્રવણથી શૂરપાળની ક્રોધાન્વિત મુખમુદ્રાનું પરિવર્તન થઈ ગયું; તેની મુખમુદ્રાએ ક્રોધને ત્યાગીને નિમેષમાત્રમાં જ અશ્રુતપૂર્વ ગંભીરતાને ધારણ કરી લીધી. જે વેળાયે શૂરપાળે પોતાના સૈનિકોને બાહ્ય પ્રાંગણમાં ઊભા રાખીને વનોડપતિના મહાલયના આભ્યંતર ભાગમાં તે સંદેશવાહક સાથે પ્રવેશ કર્યો તે વેળાયે રાત્રિના પ્રથમ પ્રહારની પરિસમાપ્તિને કેટલોક સમય વીતી ગયો હતો.

તે સંદેશવાહક શૂરપાળને મહાલયમાંના એક વિશાળ ખંડમાં લઈ ગયો અને ત્યાં માનપૂર્વક એક આસનપર બેસાડીને પોતે વનોડપતિને શૂરપાળના આગમનના સમાચાર સંભળાવવામાટે ચાલતો થઈ ગયો. સંદેશવાહકના જવા પછી શૂરપાળ કાંઇક સાશંક તથા કાંઇક વિચારમગ્ન મુદ્રાથી તે સુસજ્જિત ખંડ અથવા કક્ષનું નિરીક્ષણ કરવા લાગ્યો; પરન્તુ તે કક્ષના સૂક્ષ્મ નિરીક્ષણમાટે તેને જેટલો મળવો જોઇએ તેટલો અવકાશ મળી શક્યો નહિ; કારણ કે, અલ્પ સમયમાં જ વનોડપતિ પોતે તે ખંડમાં આવી પહોંચ્યો અને તેને આવેલો જોતાં જ શૂરપાળે ઉત્થાન આપીને તેનો સત્કાર કર્યો.

વનોડદુર્ગનો એ વર્તમાન અધીશ્વર જેવી રીતે શૂરપાળનો સમવયસ્ક હતો તેવી જ રીતે શરીરની સુંદરતા, સુદૃઢતા તથા તેજસ્વિતામાં પણ શૂરપાળના શરીરની તે સંપૂર્ણ પ્રતિસ્પર્ધા કરી શકે તેમ હતું. ગુજરાતમાં જે સોલંકી વંશનો પ્રાચીન કાલથી નિવાસ હતો તે સોલંકી વંશમાં, અર્થાત્ ગુજરાતના સોલંકી વંશમાં તેનો જન્મ થયેલો હોવાથી દક્ષિણના ગુર્જરદેશવિજેતા પરકીય સોલંકીઓ પ્રમાણે તે ગુર્જરભૂમિનો પીડક નહિ, કિન્તુ ઉદ્ધારક હતો અને સત્યપ્રિયતા તથા સ્વદેશાભિમાનના યોગે તે પ્રથમથી અત્યાર સુધી દાક્ષિણાત્ય સોલંકી સમ્રાટ્નો વિરોધી તથા ગુજરાતના ચાવડા રાજવંશનો પક્ષપાતી રહ્યો હતો. અત્યારે તેણે પોતાના શરીરપર તે સમયના ક્ષત્રિયોની રૂઢિ અનુસાર વસ્ત્રો પરિધાન કર્યાં હતાં; પરંતુ તે વસ્ત્રો સાદાં હતાં એટલે તેના રાજવંશિત્વને દર્શાવનારી જો કોઈ પણ વસ્તુ અત્યારે તેના શરીરપર જોવામાં આવતી હોય તો તે તેની રત્નજડિતસુવર્ણમુષ્ટિકામંડિત તલ્વાર તથા કટાર જ હતી કે જે અત્યારે તેના કટિભાગને પર્યાપ્ત પરિમાણમાં શોભાવી રહી હતી. વનોડના એ વર્તમાન અધીશ્વરનું નામ સંગ્રામસિંહ હતું અને સંગ્રામમાં અનેકવાર તેણે પોતાના એ નામની યથેષ્ટ સાર્થકતા કરી બતાવી હતી.

અસ્તુ: સંગ્રામસિંહે સર્વથી પ્રથમ તે કક્ષનાં સર્વ દ્વારો તથા વાતાયનો બંધ હોવાનો નિશ્ચય કરી લીધો અને ત્યાર પછી શૂરપાળ પાસે આવીને અત્યંત મંદ સ્વરથી કહ્યું કે: "ગુર્જરભૂમિના ભાવી ઉદ્ધારક શૂરપાળ, અત્યારે હું જે એક રહસ્યમયી વસ્તુ તમારા હસ્તોમાં સમર્પવાનો છું તે વસ્તુનો તમારા હસ્તથી કદાપિ દુરુપયોગ ન થાય એટલામાટે તમારે ભગવાન્ શ્રી સોમેશ્વર તથા તમારી અસિના શપથ લેવા પડશે; તો એ શપથ લેવાને તમો કટિબદ્ધ છો કે કેમ?"

"વીર સંગ્રામસિંહજી, આવી રીતે શપથ લેવા એ મારા સ્વભાવથી સર્વથા વિરુદ્ધ કાર્ય છે." શૂરપાળ ગંભીર ભાવ તથા ગંભીર સ્વરથી કહેવા લાગ્યો: "મે આવા શપથ કદાપિ લીધા નથી અને જે વસ્તુનો ભેદ મારાથી સર્વથા અજ્ઞાત છે તે વસ્તુમાટે આવા શપથ લઈ લેવા એ મને તો સર્વથા અનિષ્ટ જ જણાય છે. જો પોતાના આ ગુર્જર બંધુના વચન તથા વર્તનમાં તમારો પૂર્ણ વિશ્વાસ હોય તો જ તમો પોતાના ભેદનો મારા સમક્ષ પ્રકાશ કરજો, અન્યથા નહિ. જો તે ભેદની રક્ષાથી મારા ધર્મ તથા શીલની હાનિ થવાનો સંભવ નહિ હોય, તો મારા વચનને જ તમારે શપથ તરીકે સ્વીકારી લેવું; વચનપાલકતા એ જ ક્ષત્રિયવીરની સત્ય પ્રતિષ્ઠા છે."

"ત્યારે તમો શપથ તો નથી જ લેવાના, કેમ?" સંગ્રામસિંહે વક્ર મુદ્રાથી જિજ્ઞાસા દર્શાવી.

"કદાપિ નહિ," શૂરપાળે નિશ્ચયદર્શક ઉત્તર આપ્યું.

"જો એમ જ હોય, તો મારાથી તમારામાં વિશ્વાસને સ્થાપી શકાય તેમ નથી." સંગ્રામસિંહે પોતાનો નિશ્ચય દર્શાવી દીધો.

"તો હવે મારા કાર્યની સમાપ્તિ થયેલી હોવાથી હું આશા રાખું છું કે તમો મને અહીંથી આ ક્ષણે જ પ્રયાણ કરી જવાની આજ્ઞા આપશો; કારણ કે, મારે સત્વર મારા નિવાસસ્થાનમાં પહોંચવાનું છે." આ શબ્દોને ઉચ્ચારતો શૂરપાળ પોતાના આસનપરથી ઊઠીને ઊભો થઈ ગયો.

"થોભો, શૂરપાળ, જરા થોભી જાઓ," સંગ્રામસિંહ શૂરપાળને બેસવામાટેનો આગ્રહ કરતો કહેવા લાગ્યો: "આપણી બાલ્યકાલથી ચાલતી આવેલી મૈત્રીને અને આપણા પરસ્પર વિનોદના અધિકારને પણ તમો ભૂલી ગયા કે શું?" શૂરપાળ તેના વચનને માન આપીને પુનઃ આસનસ્થ થયો એટલે સંગ્રામસિંહે તેને ગંભીર ભાવથી કહેવા માંડ્યું કે: "બંધુ શૂરપાળ, મારી વાર્તાનું લક્ષપૂર્વક શ્રવણ કરી લ્યો. જે અત્યંત ગોપનીય વસ્તુ અત્યારે તમારા હસ્તમાં સુરક્ષિતતામાટે સમર્પવાની છે તે વસ્તુની મહત્તા જ મને તમારા મુખથી આ શપથ લેવડાવવામાટે બાધ્ય કરી રહી છે એટલે એથી તમારા વચન તથા વર્તનમાં મારો લેશમાત્ર પણ અવિશ્વાસ છે એમ તમારે માની લેવાનું નથી. અત્યારના પ્રસંગમાં જો તમારા સ્થાનમાં કોઇ અન્ય પુરુષ હોત, તો તેના શપથહીન વચનથી મારા મનનું કદાપિ સમાધાન થઈ શકત નહિ. પરંતુ શૂરપાળ, બાલ્યકાલથી જ તમારી અપરિવર્તનશીલ મનોવૃત્તિ તથા

તમારા વચનની દૃઢતાને હું સારી રીતે જાણતો હોવાથી તમારો જે શબ્દ તે જ તમારી પ્રતિજ્ઞા, તે જ તમારા શપથ અને તે જ તમારું જીવનસર્વસ્વ છે એમાં જો કે કોઈ પણ પ્રકારનો સંશય નથી એમ મારી મનોદેવતા અને કહી રહી છે; તથાપિ કાળ એવો વિપરીત આવી લાગ્યો છે કે મારા પોતામાંથી પણ જ્યાં મારો વિશ્વાસ ઊઠી ગયો છે ત્યાં અન્ય મનુષ્યના શપથહીન વચનમાં મારો વિશ્વાસ કેવી રીતે બંધાય વારુ ? મારી સાવધાનતાના આ અતિરેકથી મારા પર કોપાયમાન ન થશો અને અહીંથી પ્રયાણ કરી જવાની ઊતાવળ પણ ન કરશો.”

આ ઉદ્ગારોને પોતાના મુખમાંથી બહિર્ગત કરીને સંગ્રામસિંહ શૂરપાળના ઉત્તરની પ્રતીક્ષા ન કરતાં એ કક્ષ સાથે સંલગ્ન અન્ય કક્ષમાં ચાલ્યો ગયો. જે વેળાયે સંગ્રામાસહ અન્ય કક્ષમાં જતો હતો તે વેળાયે તેની ચર્યા નિઃશંકતાના આદર્શ સમાન દેખાતી હતી, પરંતુ ત્યાંથી જ્યારે તે પાછો આવ્યો ત્યારે તેની મુખમુદ્રામાં ભીતિ તથા શંકાજન્ય કાલિમાનો સંપૂર્ણ અધિકાર વ્યાપેલો હતો. શીઘ્રતાથી ચરણનિક્ષેપ કરવામાં પણ જાણે તેને ભીતિનો ભાસ થતો હોય, એમ સ્પષ્ટ દેખાઈ આવતું હતું. તે પોતાનાં ચરણોનો ધ્વનિ ન થવા દેતાં શૂરપાળ પાસે આવીને જે એક વસ્તુને તે પોતા સાથે લેતો આવ્યો હતો તેને પોતાના જાનુતળે છુપાવતો આસનસ્થ થયા પછી કહેવા લાગ્યો કે;—

“બંધુ શૂરપાળ, તમો સ્વર્ગીય ગુર્જરાધીશ મહારાજાધિરાજ જયશિખરી મહારાજના શ્યાલક તથા સુભટ સેનાધ્યક્ષ છો; વનવાસિની વિધવા ગુર્જરેશ્વરી મહારાજ્ઞી રૂપસુંદરી દેવીના પ્રિય સહોદર છો અને જેનામાં આપણી જન્મભૂમિ ગુજરાતની ભાવી ઉત્કર્ષ વિષયક આશાઓ કેન્દ્રીભૂત થયેલી છે તે વનવાસી યુવરાજ વનરાજના મહાહિતવાદી માતુલ છો એ સર્વ વાર્તાઓનું તમોને પર્યાપ્ત સ્મરણ છે ખરું કે?”

“આવા વિલક્ષણ પ્રશ્નને ઉપસ્થિત કરવાનું કાંઈ કારણ?” શૂરપાળે આશ્ચર્યદર્શિની મુદ્રાથી પૂછ્યું.

“આ વિલક્ષણ પ્રશ્નને ઉપસ્થિત કરવાનું કારણ મારી મનઃ શંકા અને મારી વિપરીત પરિસ્થિતિ!” આવી રીતે શૂરપાળના પ્રશ્નનું સમાધાનકારક ઉત્તર આપીને સંગ્રામસિંહ કહેવા લાગ્યો કે: “ગુર્જરભૂમિની સ્વાધીનતાના સંરક્ષણમાટે કલ્યાણપતિ ભૂવડ સોલંકી સાથે આરંભેલા યુદ્ધમાં વિજયની આશા ન રહેવાથી જ્યારે મહારથી મહારાજા જયશિખર કેશરિયાં કરવાને કટિબદ્ધ થયા હતા તે તેળાયે દેવી રૂપસુંદરી સગર્ભા હોવાથી મહારાજાની આજ્ઞાથી નિરુપાય થઇને તમો પોતાની સગર્ભા સહોદરા દેવી રૂપસુંદરી તથા તમારાં ધર્મપત્નીને કોઇ સુરક્ષિત સ્થાનમાં પહોંચાડવામાટે પંચાસરમાંથી પ્રયાણ કરી ગયા હતા એટલે મહારાજા જયશિખરી જે વેળાયે શત્રુઓને પોતાના પ્રચંડ પરાક્રમનો પૂર્ણ પરિચય કરાવીને અસિધારાતીર્થમાં પંચત્વને પામ્યા અને શાશ્વત નિદ્રાને આધીન થયા તે વેળાયે તમો પંચાસરમાં વિદ્ય-

માન ન હોતા એ ઘટના પણ તમારા સ્મરણથી બાહ્ય હોય એવી મારી માન્યતા નથી.”

“મારા દુર્ભાગ્યની પ્રબળતાથી તે વેળાયે ગુર્જરભૂમિની સ્વાતંત્ર્યરક્ષા-માટે આરંભાયલા એ અંતિમ યુદ્ધમાં મારાથી વિદ્યમાન ન રહી શકાયું અને મને રણભૂમિમાં આપણી જન્મભૂમિના શત્રુઓને મારા પ્રચંડ પરાક્રમથી ચકિત કરી નાખવાનો અવસર ન મળી શકયો. શત્રુઓને સંહારવાની મારી સર્વ આશાઓ મારા મનમાં જ રહી ગઈ.” શૂરપાળે વચ્ચે જ એક નિઃશ્વાસ નાખીને આ ઉદ્ગારો કાઢ્યા.

“જે થવાનું હતું તે થયું. પંચાસરના અંતિમ સંગ્રામમાં મહારાજા જયશિખરીની જીવનજ્યોતિનું નિર્વાણ થતાં સમસ્ત ગુર્જરભૂમિનું તેજ હરાઈ ગયું; સૈનિકો નિરૂત્સાહ તથા નિરાશ થઈ ગયા; કલ્યાણાધીશનો વિજય થયો અને ગુર્જરભૂમિ પરતંત્રતાની શૃંખલામાં બંધાઈ ગઈ. જો તે વેળાયે ભૃગુપુર અથવા ભૃગુકચ્છનો માંડલિક પોતાના સૈન્ય સહિત શત્રુપક્ષમાં ન મળી ગયો હોત, તો વિજયદેવી આટલી શીઘ્રતાથી શત્રુના કંઠમાં વરમાળા ન આરોપત!” આ વાકયોને ઉચ્ચારતાં સંગ્રામસિંહે પણ એક દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો.

ભૃગુકચ્છના રાજદ્રોહી તથા વિશ્વાસઘાતક માંડલિકનું નામ સાંભળતાં જ શૂરપાળનું નિસર્ગરમણીય મુખમંડળ અચાનક ઉદ્દીપિત થઈ ગયું અને સંતાપ તથા ખેદના યોગે તેના મુખમાંથી સ્વભાવિક જ એ ઉદ્ગાર નીકળી ગયા કે: “ભૃગુકચ્છનો તે દેશદ્રોહી તથા વિશ્વાસઘાતક માંડલિક અને તેનો પાપી પુત્ર અદ્યાપિ જીવિત રહીને માતા ગુર્જરભૂમિના વસ્ત્રવિહીન વક્ષઃસ્થલપર આનંદનૃત્ય કરી રહ્યા છે એથી વિશેષ ગુર્જરભૂમિની દુર્ભાગિતા શી હોઈ શકે વારૂ? પરંતુ આ અસિ એક દિવસ અવશ્ય તે પાપાત્મા પિતાપુત્રના શોણિત-પાનથી તૃપ્ત થવાની છે, એ મારા વચનને સ્મરણમાં રાખી લેજો.” શૂર-પાળે આ ઉદ્ગારોને કાઢતાં પોતાની તલ્વારને મ્યાનમાંથી બહાર ખેંચી લીધી.

શૂરપાળના આ આવેશના દર્શનથી સંગ્રામસિંહ ભયભીત થઈ ગયો અને તેને શાંત કરવાના આશયથી કહેવા લાગ્યો કે: “શૂરપાળ, શૂરપાળ, શાંત થાઓ; આપણે અત્યારે ભૂવડના શૂરવીર સૈનિકોવડે ઘેરાયલા છીએ એ પરિસ્થિતિને ભૂલી ન જાઓ, અને મારા કથનને શાંતિપૂર્વક સાંભળી લ્યો.”

“જે કાંઈ પણ કહેવાનું હોય તે હવે નિર્ભયતા તથા શાંતિથી કહો. હવે મારા મુખમાંથી આવો એક પણ શબ્દ બહિર્ગત થવાનો નથી.” શૂરપાળે કહ્યું.

“તમોને પંચાસરમાંથી પ્રયાણ કરી જવાની આજ્ઞા આપ્યા પછી જ્યારે મહારાજાધિરાજ જયશિખરી દેવ યુદ્ધયજ્ઞમાં પોતાના દેહની આહુતિ આપવા-માટે તત્પર થયા તે વેળાયે હું તેમની દૃષ્ટિ સમક્ષ વિદ્યમાન હોવાથી મને તેમણે આ રત્નજડિત લઘુ સુવર્ણમંજૂષા મારા હસ્તમાં સમર્પીને એક પત્ર લખી આપ્યું હતું અને તમારી પેઠે જ મને પણ એ ઉભય વસ્તુઓને લઇને પંચાસરમાંથી પ્રયાણ કરી જવામાટે બાધ્ય કર્યો હતો એટલે મારાથી પણ

જે યુદ્ધના વિપરીત પરીણામે ગુર્જરભૂમિને પરાધીનતાની શૃંખલામાં જકડી નાખી હતી તે અંતિમ યુદ્ધમાં શત્રુની સેનાને સંહારવાનું કાર્ય કરી શકાશું ન હોતું. સ્વર્ગીય મહારાજા જયશિખરીના આ અંતિમ હસ્તાક્ષરોને વાંચો એટલે આ સુવર્ણમંજૂષાનો સમસ્ત ભેદ તમારા જાણવામાં આવી જશે." સંગ્રામસિંહે આ વાકયો ઉચ્ચારીને પોતાના અંગારખાના આભ્યંતર ભાગમાંથી એક લખોટાબંધ પત્ર કાઢયું અને તે શૂરપાળના હસ્તમાં આપી દીધું.

શૂરપાળે પ્રથમ તે પત્રને પોતાનાં નેત્રોનો સ્પર્શ કરાવીને ત્યાર પછી નીચે પ્રમાણે તે પત્રનાં વાંચનનો આરંભ કરી દીધો:—

"બંધુ શૂરપાળ અથવા ગુજરાતના ભાવી ઉદ્ધારક, તમારાં સહોદરા દેવી રૂપસુંદરી તથા તમારાં ધર્મપત્ની કાન્તાદેવીને કોઈ સુરક્ષિત સ્થાનમાં લઈ જવામાટે મેં પંચાસરમાંથી વિદાય કર્યા હતા તે વેળાયે મારા હૃદયમાંથી વિજયની આશાનો સર્વથા લોપ થયેલો ન હોવાથી મારી એવી ધારણા હતી કે સોમેશ્વર ભગવાનની કૃપાથી આપણો વિજય થશે એટલે હું તમો સર્વને સત્વર જ પાછાં પંચાસરમાં બોલાવી લઇશ અને તેથી જ આ રત્નજડિત સુવર્ણમંજૂષા મેં તમોને ન હોતી આપી. પરંતુ પંચાસરમાંથી તમારા પ્રયાણ કરી જવા પછી જેનામાં મારો સંપૂર્ણ વિશ્વાસ હતો અને જેની સહાયતાપર આપણા પક્ષના વિજયનો મુખ્ય આધાર હતો તે ભૃગુકચ્છનો આપણો સોલંકી માંડલિક અંતિમ ઘટિકામાં વિશ્વાસઘાતક થઇને શત્રુપક્ષમાં જવાથી આ યુદ્ધમાં મારાં શરીરનો પાત થઈ જવાનો છે અને વિજય શત્રુપક્ષમાં જવાનો છે એવો મારો દૃઢ નિશ્ચય થઈ ગયો છે, અને તેથી આ સુવર્ણમંજૂષા મેં આપણા પરમવિશ્વાસપાત્ર તથા હિતવાદી મિત્ર વનોડપતિ સંગ્રામસિંહજીના હસ્તમાં એટલામાટે સોંપી દીધી છે કે એ સુવર્ણમંજૂષા તેઓ સુરક્ષિત રાખીને તમારા હસ્તમાં પહોંચાડી દે અને મારી આ અંતિમ પત્રિકા પણ તમોને આપી દે. આ રત્નજડિત સુવર્ણમંજૂષા તમારા પૂજ્ય સહોદરા મહારાણી રૂપસુન્દરીની ઇશ્વરદત્ત અમાનત હોવાથી તમોને મારી એવી આજ્ઞા છે કે જો મહારાણી રૂપસુન્દરી જીવિત તેમ જ સુરક્ષિત હોય તો તેમને પોતાને સોંપી દેજો, અને જો મહારાણી રૂપસુન્દરી જીવિત ન હોય અથવા તો જીવિત હોવા છતાં સુરક્ષિત ન હોય, તો યોગ્ય અવસર આવતાં સુધી આ સુવર્ણમંજૂષાના રક્ષણનો ભાર તમારા પોતાના શિરપર રહેલો છે એમ જ તમારે માનવાનું છે. કદાચિત્ તમારા પોતાના પ્રાણ પણ ભયમાં આવી પડે, તો ગુર્જરભૂમિના કોઇ શુદ્ધહૃદય તથા દેશવત્સલ સુસંતાનને શોધીને આ સુવર્ણમંજૂષા તેના હસ્તમાં સમર્પી દેજો અને તેને મારા એ શાપનો ભેદ પણ દર્શાવી દેજો કે, 'પરાધીનતાની ગર્તામાં પછડાઈ પડેલી ગુર્જરભૂમિ જ્યાં સુધી સ્વાધીન થવાના ભાગ્યને પ્રાપ્ત ન કરી શકે ત્યાં સુધી આ સુવર્ણમંજૂષાને ઊઘાડવાનું કોઇએ પણ કુસાહસ ન કરવું. જો ગુજરાત સ્વાધીન થવા પૂર્વે આ સુવર્ણમંજૂષા ઉઘાડવામાં આવશે તો તે ઉઘાડનારના ચાળીશ પૂર્વજો તથા ચાળીશ ભાવી વંશજો કુંભિપાક નરકના અધિકારી

થશે.' અત્યારે મહારાણી રૂપસુન્દરી સગર્ભા હોવાથી સદ્ભાગ્યવશતાથી જો તેઓ પુત્રને જન્મ આપે અને જો તે પુત્ર ગુજરાતના રાજસિંહાસને વિરાજવાના અધીકારને મેળવી શકે, તો મારા તે પુત્રના રાજ્યાભિષેકના દિવસે આ સુવર્ણમંજૂષા ઉઘાડવાની હું આજ્ઞા આપું છું. પરંતુ દુર્દૈવવશાત્ જો મહારાણી રૂપસુન્દરી પુત્રીની માતા થાય અથવા તેમનો ગર્ભ નિષ્ફળ નીવડે એટલે કે પુત્ર અથવા પુત્રી જન્મ્યા પછી જીવિત ન રહે અને મારા વંશની પરિસમાપ્તિ થઇ જાય, તો જે વીર નરના બલાઢ્ય હસ્તમાંના દૃઢ ઘણના આઘાતથી ગુજરાતની પરતંત્રતારૂપ શૃંખલા તૂટી જાય તે વીર નરને આ સુવર્ણમંજૂષા સમર્પી દેવાની હું મારી પ્રિયતમા ગુર્જરી જનતાને સંમતિ આપું છું અને આ સુવર્ણમંજૂષાને ઊઘાડવાનો અધિકાર તે ગુર્જરભૂમિના ઉદ્ધારક વીર પુરુષને જ અર્પી જાઉં છું. જો રણભૂમિમાં મારા દેહનો પાત થઈ જાય અને ગુજરાત પરાધીન થઈ જાય તો જ આ પત્રિકામાં દર્શાવ્યા પ્રમાણે આ સુવર્ણમંજૂષાની યોગ્ય વ્યવસ્થા કરવાની છે. જો કોઇ ચમત્કારના યોગે શત્રુનો પરાજય થઈ જાય અને ગુર્જર સામ્રાજ્યની સ્વાધીનતા અવિચલ રહેવા સાથે મારા જીવનદીપકનું પણ નિર્વાણ ન થાય તો આ સુવર્ણમંજૂષા જેની પાસે હોય તેણે સુરક્ષિતતાથી પાછી મારા હસ્તમાં સમર્પી દેવી. બંધુ શૂરપાળ, મારો દૃઢ વિશ્વાસ છે કે મારી આ આજ્ઞાનું તમો અવશ્ય અક્ષરશઃ પાલન કરશો જ; છતાં હું તમોને પુનરપિ સૂચના આપું છું કે જો તમારા મનમાં ઇહલૌકિક કીર્તિ તથા પારલૌકિક સ્વર્ગને મેળવવાની આકાંક્ષા હોય, જો તમારા હૃદયમાં ઈશ્વરના કોપની લેશમાત્ર પણ ભીતિ હોય અને ગુર્જરભૂમિમાં તમારો અનુરાગ હોય, તો મારી આજ્ઞાથી વિરુદ્ધ વર્તવાનું પાપ કદાપિ આચરશો નહિ. રણાંગણાભિમુખ જયશિખરીના આશીર્વાદ સ્વીકારશો, અને મહારાણી રૂપસુન્દરીને પણ મારા પ્રણામ વંચાવશો.''

શૂરપાળ પત્રવાંચનની સમાપ્તિ કરીને કહેવા લાગ્યો કે: "તો શું, અત્યારે આ સુવર્ણમંજૂષા મારા હસ્તમાં સમર્પી દેવામાટે અને પોતાના શિરપરના ભારને મારા શિરપર સ્થાપવામાટે જ તમોએ મને અહીં બોલાવ્યો છે ?

"તમારૂં અનુમાન સત્ય છે," સંગ્રામસિંહે ઉત્તર આપ્યું.

"લગભગ પંદર વર્ષ જેટલા દીર્ઘ કાળ પર્યન્ત આ અમાનતને તમો જાળવી શક્યા છો અને હવે આ અમાનતને તમારાથી નહિ જાળવી શકાય? હું અત્યારે હજી તમારા જેટલો અને તમારા જેવો સુરક્ષિત નથી, તો પછી આ અમાનતને જાળવવાના ભારને મારા શિરપર સ્થાપવાની શી આવશ્યકતા છે? આ અમાનતને જાળવવાના ભારને મસ્તકે ધારી લેવાથી તો મારી અત્યારની અનેક ચિન્તાઓમાં એક ગહન ચિન્તાની વૃદ્ધિ થવાનો જ સંભવ છે." શૂરપાળે અત્યારના પ્રતિકૂળ પ્રસંગનો વિચાર કરીને સુવર્ણમંજૂષાને સ્વીકારવાની માર્મિક અનિચ્છા દર્શાવી.

"શૂરપાળજી, અત્યાર સુધી હું પોતાને સુરક્ષિત માનતો હતો અને વાસ્તવિકતાથી જોતાં હું સુરક્ષિત હતો પણ ખરો. મેં સ્વર્ગીય મહારાજાધિ-

રાજ જયશિખરી મહારાજની આ અમાનતને પંદર વર્ષ પર્યન્ત જાળવી રાખી હતી અને આ અમાનતના ભેદનો તમારા સમક્ષ પ્રકાશ ન હોતો કર્યો તે એટલામાટે જ કે તમો એક દસ્યુ તરીકેનું જીવન વીતાડતા હોવાથી જેવી રીતે તમારો કોઇ સ્થાયી નિવાસ મારા જોવામાં આવી શકતો ન હોતો તેવીજ રીતે પૂજ્ય વિધવા મહારાણી રૂપસુન્દરી તથા તેમના ચિરંજીવી વનરાજનાં જીવન પણ મને પ્રતિક્ષણ ભયમાં જ લપટાયલાં દેખાયાં કરતાં હતાં. અત્યારે પણ તમારી એ અનિષ્ટ પરિસ્થિતિનું યદ્યપિ ઇષ્ટ પરિવર્તન નથી થયું, તથાપિ મારી પોતાની અત્યાર સુધીની કાંઇક ઇષ્ટ જણાતી પરિસ્થિતિનું અનિષ્ટ પરિવર્તન થવાનો દુઃખદ પ્રસંગ આવી લાગેલો હોવાથી હવે મારાથી આ અમાનતને એક પળ માત્રને માટે પણ મારી પાસે રાખી શકાય તેમ નથી અને તેથીજ આ અમાનતને જાળવવામાટે હું અત્યારે તમોને આટલી સીમા પર્યન્ત આગ્રહ કરી રહ્યો છું.'' સંગ્રામસિંહે ગંભીર તથા દુઃખદર્શની મુદ્રાથી આ વાક્યો ઉચ્ચાર્યાં.

''તમારી ઇષ્ટ પરિસ્થિતિનું અનિષ્ટ પરિવર્તન શું થવાનું છે?'' શૂરપાળે આતુરતાયુક્ત જિજ્ઞાસા દર્શાવી.

''સમ્રાટ્ ભૂવડ સોલંકીના મહાવ્યભિચારી, અનાચારી તથા અત્યાચારી યુવરાજ કર્ણરાજના મનમાં મારી રાજનિષ્ઠાના સંબંધમાં સંશયનો ઉદ્ભવ થવાથી અને ભૂવડ સોલંકીના ગુજરાતમાંના રાજકર્મચારીઓ મને સ્વર્ગીય મહારાજા જયશિખરીના વંશજનો પક્ષપાતી માનતા હોવાથી યુવરાજ કર્ણરાજે પોતાના સૈનિકોને વનોડ દુર્ગમાં મોકલી આપ્યા છે અને તે સૈનિકો પોતાના સેનાધ્યક્ષ ભાર્ગવદત્તના આગમનની પ્રતીક્ષા કરી રહ્યા છે. અત્યારની સર્વથા વિપરીત પરિસ્થિતિમાં હવે આ વનોડ દુર્ગની રક્ષા કરવાનું અને સમ્રાટ્ ભૂવડના સૈન્યને અહીંથી મારી હટાવવાનું અવસાન કિંવા સામર્થ્ય મારામાં નથી; કારણ કે, પ્રથમ તો સમ્રાટ્ના સૈન્યની સંખ્યા સાથે સરખાવતાં મારૂં સૈન્ય અતિશય અલ્પસંખ્ય છે અને દ્વિતીયતઃ મારા કેટલાક સૈનિકો ધનના લોભથી શત્રુપક્ષીય થઈ ગયેલા હોવાથી મારા સૈન્યની સ્વામિનિષ્ઠા તથા દેશભક્તિમાં અત્યાર સુધી મારો જે કેટલોક વિશ્વાસ હતો તે વિશ્વાસ પણ હવે ઊઠી ગયો છે. આવતી કાલે ભાનુદત્ત તથા તેનો પુત્ર ભાર્ગવદત્ત સમ્રાટ્ ભૂવડના નામથી આ વનોડ દુર્ગનો અધિકાર લેવામાટે અહીં આવવાના છે અને તે પ્રસંગે તેઓ પોતાના સૈનિકોને આ દુર્ગમાં લૂટ કરવાની આજ્ઞા પણ આપવાના છે એ વાર્તા મારા એક વિશ્વાસપાત્ર ગુપ્તચરના મુખથી મારા જાણવામાં આવી ગઇ છે. આવી મહાભયાનક પરિસ્થિતિમાં આ સુવર્ણમંજૂષાની રક્ષા કેવી રીતે અને કેમ કરીને કરવી તે મને સમજાતું નથી. હું સર્વથા નિરુપાય થઇ ગયો છું, અને નિરુપાય થવાથીજ આ અમાનતને તમારા હાથમાં સોંપી દેવાને મેં અત્યારે તમોને અહીં બોલાવ્યા છે.'' સંગ્રામસિંહે પોતાની ઇષ્ટ પરિસ્થિતિના થનારા અનિષ્ટ પરિવર્તનનો શૂરપાળને શાબ્દિક સાક્ષાત્કાર કરાવી દીધો.

"પરંતુ સમ્રાટ્ ભૂવડના જે સૈનિકો અતઃપૂર્વે આ દુર્ગમાં આવી ગયા છે, અને જેમણે મને અહીં આવતો જોયો છે પણ ખરો, તે શત્રુપક્ષના સૈનિકો અહીંથી બહિર્ગત થતી વેળાયે જો મને અટકાવશે તો આવતી કાલે આવનારું સંકટ અત્યારે જ આવીને ઊભું રહેશે એનો તમોએ કાંઈ પણ વિચાર કર્યો છે ખરો કે?" શૂરપાળે એક નવીન શંકા દર્શાવી.

"સેનાપતિ ભાર્ગવદત્તે પોતાના એ આજ્ઞાધીન સૈનિકોને પોતાના આવતાં સૂધી જાણે તેઓ આ દુર્ગમાં અતિથિ તરીકે જ આવ્યા હોય એવો-જ દેખાવ કરવાની, સર્વથા શાંત રહેવાની તથા કોઈ પણ પ્રકારનો ઉપદ્રવ ન મચાવવાની ગુપ્ત સૂચના આપેલી હોવાથી અત્યારે અહીંથી બહિર્ગત થતી વેળાયે તમોને કોઈ પણ અટકાવશે નહિ એવો મારો દૃઢ નિશ્ચય છે અને મારો આવો નિશ્ચય હોવાથી જ મેં તમોને અત્યારે અહીં બોલાવવાની હિંમત કરેલી છે." સંગ્રામસિંહે શૂરપાળની શંકાનું આ ઉત્તરથી નિવારણ કરી નાખ્યું.

શૂરપાળે હવે કોઈ પણ પ્રકારનો વિરોધ ન દર્શાવતાં તે રત્નજડિત સુવર્ણમંજૂષાનો સ્વીકાર કરી લીધો. મંજૂષાની બન્ને બાજૂએ જે કડીઓ જડેલી હતી તેમાં ચામડાની બે આંગળ જાડી અને ત્રણ હાથ લાંબી એક પટીને દોરી તરીકે પરોવીને તે મંજૂષાને પોતાના પેટ સાથે બાંધી લીધા પછી શૂરપાળે તેની ઉપર તે કોઇના જોવામાં ન આવે એટલામાટે પોતાના કટિવસ્ત્રને દૃઢતાથી લપેટી દીધું. આવી રીતે કૈલાસવાસી મહારાજા જયશિખરીની અમાનતને છુપાવવાના કાર્યની સમાપ્તિ કરીને શૂરપાળ ત્યાંથી પ્રયાણ કરી જવામાટે ઊઠીને ઊભો થઈ ગયો.

શૂરપાળને ઊભો થયેલો જોઇને સંગ્રામસિંહ પણ ઊભો થઈ ગયો અને શૂરપાળના હસ્તને પોતાના હસ્તમાં લઇને મંદ ગંભીર સ્વરથી કહેવા લાગ્યો કે: "વીરશિરોમણિ શૂરપાળજી, તમો ગુર્જરભૂમિના ઔરસ તથા એક-નિષ્ઠ પુત્ર હોવા છતાં કૈલાસવાસી મહારાજા જયશિખરીના જે શાપનો આ સુવર્ણમંજૂષા સાથે ઘનિષ્ઠ સંબંધ સંધાયલો છે તે શાપનું કદાપિ નિમેષ-માત્રને માટે પણ વિસ્મરણ થવા ન દેશો એવી તમોને તમારા આ દીન મિત્રની વારંવાર પ્રાર્થના છે."

"એની તમો હવે લેશમાત્ર પણ ચિંતા ન રાખશો; કારણ કે જ્યાં સૂધી આ સુવર્ણમંજૂષા મારાં પૂજ્ય ભગિની વિધવા મહારાજ્ઞી રૂપસુન્દરી દેવીના વરદ હસ્તમાં નિર્વિઘ્ન પહોંચી જવાના ભાગ્યને પ્રાપ્ત નહિ કરી શકે ત્યાં સુધી કેવળ મારાં પોતાનાં નેત્રો વિના અન્ય કોઇ વ્યક્તિનાં નેત્રોને આ સુવર્ણમંજૂષાના દર્શનમાત્રનો પણ લાભ મળી શકવાનો નથી. જે વેળાયે તમારી પેઠે મારા શિરપર પણ કોઈ આવો જ ભયંકર પ્રસંગ આવી પડશે તે વેળાયે જ કોઈ મહાવિશ્વાસપાત્ર મનુષ્ય આ સુવર્ણમંજૂષાના દર્શનથી પોતાનાં નયનોની સાર્થકતા કરી શકશે." આવી રીતે સંગ્રામસિંહને આશ્વા-સન આપીને શૂરપાળે કહ્યું કે: "ત્યારે હવે, મિત્રવર્ય, મને અહીંથી પ્રયાણ કરી જવાની આજ્ઞા આપશો?"

"આટલી બધી ઊતાવળ કરવાની શી આવશ્યકતા છે? મારા આતિથ્યને સ્વીકારી જળપાન કરીને અહીંથી નીરાંતે પ્રયાણ કરશો તો મારાપર તમારો અતિશય ઉપકાર થશે." સંગ્રામસિંહે શૂરપાળને આહાર તથા જલપાનમાટે થોભવાનો આગ્રહ કર્યો.

"જો મારાથી અવિવેક થતો હોય તો તેની મને ક્ષમા આપશો; પરંતુ સત્ય વાર્તા તો એ છે કે આ પ્રસંગ તમારા આતિથ્યને સ્વીકારવાનો નહિ, કિન્તુ તમોને આવશ્યકીય સહાયતા આપવાનો અને તમારી સ્વતંત્રતાને રક્ષવાનો છે; છતાં અત્યારે મારાથી તમોને કાંઈ પણ સહાયતા આપી શકાય તેમ નથી એમાટે મારા મનમાં અત્યારે અતિશય ખેદ થાય છે. મારો તમોને એટલો જ આગ્રહ છે કે ભવિષ્યમાં જો આ સ્થાનને ત્યાગી દેવામાં જ તમારા જીવનની સુરક્ષિતતાનો સંભવ જણાય, તો તમો કોઈ પણ પ્રકારના સંકોચ વિના મારા કુટીરમાં ચાલ્યા આવજો; કારણ કે, મારાથી ત્યાં જેવી રીતે તમારો સત્કાર કરી શકાશે તેવી જ રીતે મારા બાલમિત્રને તેમ જ બાલમિત્રન પુત્રકલત્ર આદિના આતિથ્યનો અવસર આવી મળવાથી તમારાં કાન્ત ભાભીના આનન્દનો પણ અવધિ થઈ જશે." શૂરપાળે સંગ્રામસિંહના આગ્રહનો વિવેકપૂર્વક અસ્વીકાર કરીને તેને આપત્તિના સમયમાં પોતા પાસે આવવાનો સામો આગ્રહ કર્યો.

"શૂરપાળજી, તમારી આ અનુકંપામાટે હું તમારો આજન્મ ઋણી રહીશ." સંગ્રામસિંહે કૃતજ્ઞતા દર્શાવી.

જે વેળાયે શૂરપાળ પોતાના બાલમિત્ર સંગ્રામસિંહ સાથે મહાલયન બાહ્ય પ્રાંગણમાં આવી લાગ્યો તે વેળાયે શૂરપાળનો અશ્વ પોતાની ગ્રીવાને ડોલાવતો જાણે પોતાના સ્વામીની પ્રતીક્ષા કરી રહ્યો હોય તેવા સ્વરૂપમાં જ ઊભો હતો. શૂરપાળ પોતાના અશ્વપર આરૂઢ થઇને પોતાન અશ્વારોહી સૈનિકો સહિત ત્યાંથી ચાલતો થયો; વનોડના માર્ગમાં વિચરત શત્રુપક્ષના સૈનિકો પોતપોતામાં જે બબડાટ કરી રહ્યા હતા તે બબડા પ્રતિ તેણે કાંઈ પણ લક્ષ ન આપ્યું અને સંગ્રામસિંહના દુર્ગપાલે કાષ્ઠસેતુ તત્કાળ નીચે ઊતારી આપવાથી તેઓ ખાઇને ઓળંગીને રાજમાર્ગમાં આવ લાગ્યા. શૂરપાળે જોખમવાળા ટૂંકા માર્ગને ત્યાગીને દૂરના પરંતુ સુરક્ષિ અરણ્યમાર્ગમાં પોતાના અશ્વને ચલાવવા માંડ્યો. શૂરપાળ તથા તેના સૈનિકોએ થોડી વારસૂધી પોતાના અશ્વોને સામાન્ય ગતિથી ચલાવ્યા પછી એડીએ મારતાંની સાથે જ તેમના હૃષ્ટપુષ્ટ તથા વેગશીલ અશ્વો વાયુના વેગ ધારણ કરીને જાણે આકાશમાં ઉડ્ડાણ કરી રહ્યા હોયની! તેવી રીતે પોતાન માર્ગમાં અગ્રેસર થવા લાગ્યા.

જે વેળાયે શૂરપાળ પોતાના સૈનિકો સહિત વનોડ દુર્ગના દ્વારમાંથ બહિર્ગત થયો તે વેળાયે મધ્યરાત્રિનો સમય વીતી ગયેલો હોવાથી ચન્દ્રમ આકાશના મધ્યભાગમાંથી પશ્ચિમ દિશા પ્રતિ ઢળવા માંડ્યો હતો અને ચન્દ્રમા અત્યારે અભ્રાચ્છાદિત થયેલો હોવાથી સર્વત્ર જો કે અંધકાર વ્યા ગયો હતો, તથાપિ એ માર્ગ નિત્યના પરિચયનો હોવાથી શૂરપાળ તથ

તેના સૈનિકોના માર્ગક્રમણના કાર્યમાં એ અંધકાર કોઈ પણ પ્રકારની બાધાને ઉપસ્થિત કરી શકતો ન હોતો. શૂરપાળનો અભિન્નત તથા પ્રિય અશ્વ સૈનિકોના અશ્વોના અગ્રભાગમાં પોતાના આનંદને દર્શાવતો નૃત્ય કરતો ચાલી રહ્યો હતો. જેવી રીતે અશ્વ આનંદમગ્ન હતો તેવી જ રીતે તેનો આરોહી સ્વામી પણ આનંદમગ્ન થયેલો દેખાતો હતો; કારણ કે, અભ્રપટલ દૂર થઇ જવાથી રજનીનાથે પોતાનાં સુધાધવલ કિરણોને પુનઃ આકાશમંડળમાં પ્રસારીને સંસારમાંથી અંધકારને અદૃશ્ય કરી દેવાના કાર્યને આરંભી દીધું હતું. એ આવિર્ભૂત થતાં શુભ્ર કિરણોને જોતાં જ શૂરપાળના હૃદયાકાશમાં પણ પ્રેમચંદ્રનાં ઉજ્જવલ કિરણોનો ઉદય થવા લાગ્યો હતો અને તેના મનમાં જે વિચારો અત્યારે ઉદ્ભવવા માંડ્યા હતા તે એ હતા કે: "મધ્યરાત્રિ વીત્યા પછી એટલે કે બહુધા આ સમયમાં જ પાછા આવી પહોંચવાનું મેં મારી પ્રાણેશ્વરી કાન્તાને આશ્વાસન આપેલું હોવાથી અત્યારે તે મારા વિચારમાં જ તલ્લીન થયેલી હશે અને અવશ્ય મારી પ્રતીક્ષા કરતી ચંદ્રશાળામાં જ વિરાજેલી હશે. તે આરણ્ય આગારના અગ્રભાગમાં વિસ્તરેલી નિરસ્તપાદપ ભૂમિમાં મારા અશ્વને જોતાં જ તેના મનમાં જે અવર્ણનીય આનંદ થવાનો સંભવ છે તેનું વર્ણન કોનાથી કરી શકાય તેમ છે વારુ ? હે ચંદ્રદેવ, મારી પ્રિયતમાની તે હૃદયંગમ પ્રસન્નતા સમક્ષ તારી પ્રસન્નતા કિંવા પ્રફુલ્લતા અવશ્ય મંદ પડી જશે અને તારાં જે શીતલ કિરણો અત્યારે મારા તપ્ત હૃદયને એક પ્રકારની ઇચ્છનીય શીતલતા સમર્પી રહ્યાં છે, તે શીતલ કિરણોની શીતલતાપ્રદાયિની શક્તિનો જે વેળાયે મારી હૃદયેશ્વરીની પ્રેમ-સ્નિગ્ધ દૃષ્ટિનાં અત્યંત શીતલ કિરણોનો મારા હૃદયમાં પ્રવેશ થવા માંડશે તે વેળાયે સર્વથા લોપ થઈ જશે અને તારાં કિરણોની મને લેશમાત્ર પણ આવશ્યકતા નહિ રહે. હું અશ્વના પૃષ્ઠદેશમાંથી ઊતરીને જેવો ધરાતલપર ચરણ મૂકીશ એટલામાં તો મારી તે પ્રેમ દેવી મારા સમક્ષ એમ બોલતી જ ઊભી હશે કે: 'નાથ, આપના પ્રત્યાગમનમાં આટલો વિલંબ શા કારણથી થયો ? આપને અમારી ચિન્તાનો કાંઈ વિચાર જ નથી, કેમ ?' મારા શિરપર તે આવા પ્રકારના પ્રેમરોષની પુષ્પાંજલિને સમર્પતી જ મારા જોવામાં આવશે, એ સર્વથા નિર્વિવાદ છે." અત્યારે શૂરપાળના હૃદયમાં આવા અથવા અન્ય પ્રકારના પરંતુ પ્રેમજન્ય તથા પ્રેમમય વિચારો જ ઉદ્ભવી રહ્યા હતા અને એ પ્રેમજન્ય વિચારો તેને અલ્પ સમયને માટે હતભાગિની ગુર્જરભૂમિનું પણ વિસ્મરણ કરાવી દેતા હતા; કારણ કે, કોઈ કોઈ વાર તેના હૃદયસમુદ્રમાં એક એવી વિલક્ષણ વિચારલહરી ઊછળી આવતી હતી કે: "અત્યારના પ્રતિકૂલ સંયોગોમાં મહાહતભાગિની ગુર્જરભૂમિની પરાધીનતાનું મારાથી નિવારણ કરી શકાય તેમ છે જ નહિ, તો પછી જે પ્રેમમત્સ્યા મારા જીવનજળમાં વિહાર કરી રહી છે તેની સૌખ્યવૃદ્ધિનો ઉદ્યોગ મારે શામાટે ન કરવો ? જો વાસ્તવિકતાથી જોવામાં આવે, તો તેના સૌખ્યમાં જ મારા સૌખ્ય તથા મારી જીવનશાંતિનો સમાવેશ થયેલો છે."

આવા પ્રકારના વિચારોમાં તલ્લીન થયેલો શૂરપાળ પોતાના સૈનિકો સહિત એક ક્ષુદ્ર સરિતાના તીરપ્રાંતમાં આવી લાગ્યો. વર્ષાઋતુ હોવાથી જો કે એ ક્ષુદ્ર સરિતાનો પ્રવાહ પણ પ્રબળ વેગથી વહન કરી રહ્યો હતો, તથાપિ સરિતાનો ગર્ભ ગહન ન હોવાથી અશ્વોની સહાયતાથી એ સરિતાને ઉલ્લંઘી જવામાં કોઈ પણ પ્રકારની બાધા થવાનો સંભવ ન હોતો એટલે શૂરપાળ તથા તેના સૈનિકોએ પોતાના અશ્વોને સરિતાના પ્રવાહમાં નાખી દીધા અને પોતાના આગળ વધવાના કાર્યને અટકવા ન દીધું. પરંતુ સરિતાના પ્રવાહમાં હજી તો તેઓ થોડા જ આગળ વધ્યા હતા એટલામાં ત્યાંથી અલ્પ અંતરપર આવેલા એક દુર્ગવેષ્ટિત ગ્રામમાંથી "ધાઓ, ધાઓ" અને "દોડો, દોડો"ના પોકારો અચાનક તેમનાં શ્રવણોમાં આવીને અથડાયા. એ પોકારોને સાંભળતાં જ શૂરપાળે પોતાના અશ્વની વલ્ગાને ખેંચીને પોતાના અશ્વને આગળ વધતો અટકાવી દીધો અને પોતાના સૈનિકોને પણ થોભવાનો સંકેત કરી દીધો. મનુષ્યોનો કોલાહલ તથા શસ્ત્રોનો ખણખણાટ એક નિકટવર્તિની કંદરામાંથી જ સંભળાતો હોવાથી શૂરપાળે તત્કાળ પોતાના અશ્વને તે કંદરાની દિશામાં ચલાવવાનો આરંભ કરીને પોતાના સંગીઓને પણ પોતાની પાછળ આવવામાટેની સાંકેતિક સૂચના આપી દીધી. તે કન્દરાથી અલ્પ અંતરપર આવીને શૂરપાળ તથા તેના ચાર સૈનિકો અશ્વપરથી નીચે ઊતરી પડ્યા અને એક સૈનિકને પાંચે અશ્વોને સંભાળવાનું કાર્ય સોંપીને જે કંદરામાંથી મનુષ્યોનો કોલાહલ તથા શસ્ત્રોનો ઝણત્કાર સંભળાયો હતો તે કંદરામાં શૂરપાળે પોતાના ત્રણ સૈનિકો સહિત નિર્ભયતાથી પ્રવેશ કર્યો અને ત્યાં જે ભયાનક દશ્ય તેના જોવામાં આવ્યું તે ભયાનક દશ્યના અવલોકનથી શૂરપાળ દિગ્મૂઢ તથા આશ્ચર્યસ્તંભિત થઈ ગયો. એ દશ્યને જોતાં જ શૂરપાળનો નિશ્ચય થઇ ગયો કે: "હવે મારાથી યથાસમય મારા નિવાસસ્થાનમાં પહોંચી શકાય તેમ છે જ નહિ."

———:o:———

## પ્રકરણ ૩ જું
## આપત્તિઓનો આરંભ

તે સમયના ગુજરાતના વિદેશી રાજ્યકર્તા ભૂવડ સોલંકીના ચાળીસથી પચાસ સૈનિકો સાથે બે ગુજરાતી વીરો પોતાના પ્રાણોપર ઉદાર થઇને ઝૂઝી રહ્યા હતા અને શત્રુઓની તલ્વારોના પ્રહારોનું ઉત્તર પોતાની તલ્વારોના પ્રહારોથી આપી રહ્યા હતા. શત્રુઓની સંખ્યા અત્યંત અધિક હોવાથી અને તે વિશેષસંખ્ય શત્રુઓનાં શસ્ત્રોના એ બે વીરોનાં શરીરોમાં વારંવાર પ્રહારો થતા હોવાથી એ બન્ને વીરો રક્તસ્નાત થઈ ગયા હતા અને જો અલ્પ સમયમાં કોઈ સહાયકની સહાયતા ન આવી મળે, તો તેમની જીવનરક્ષાનો સંભવ હતો જ નહિ. ભૂવડના ચાળીસથી પચાસ સૈનિકોને બે ગુજરાતી વીર પુરુષોપર શસ્ત્રો સહિત તૂટી પડેલા તથા બે ગુજરાતી વીરોને અનિવાર્ય સંકટમાં આવી પડેલા જોઇને વીરશિરોમણિ શૂરપાળના શોણિ-

તમાં અચાનક ઉષ્ણતાનો આવિર્ભાવ થઇ ગયો. તેણે પોતાના ત્રણ સૈનિકોને એક વિશિષ્ટાર્થસૂચક નેત્રસંકેત કરી દીધો અને તત્કાળ પોતાની તલ્વારને મ્યાનમાંથી બહાર ખેંચી લીધી. આ સર્વ ઘટના એક નિમેષમાત્રમાં જ ઘટી ગઈ. શૂરપાળ તથા તેના ત્રણ સૈનિકો 'સોમેશ્વરનો જય' એ રણઘોષ કરતા બુભુક્ષિત વ્યાઘ્ર પ્રમાણે ભૂવડના બહુસંખ્ય સૈનિકોપર તૂટી પડ્યા. શત્રુઓની તલ્વારો સાથે તેમની તલ્વારોની ચકમક ઝડવા લાગી અને પહેલા સપાટામાં જ તેમણે પોતાની તલ્વારોથી ચાર શત્રુઓને સદાની શાંત નિદ્રામાં સૂવાડી દીધા. અચિંત્ય આવા પ્રકારની દૈવી સહાયતાને આવી મળેલી જોઇને જે બે ગુજરાતી વીરો પોતાના જીવની આશાને ત્યાગીને શત્રુઓ સાથે ઝૂઝી રહ્યા હતા તે ઉભય વીર પુરુષોનાં શરીરોમાં નવીન જીવન તથા હૃદયોમાં નવીન ઉત્સાહનો સંચાર થતાં તેઓ દ્વિગુણ આવેશથી લઢવા લાગ્યા; માત્ર એટલું જ નહિ, પણ તે ઉભય વીરોમાંના એક વૃદ્ધ વીરે તો પોતાના સ્થાનમાંથી વ્યાઘ્ર પ્રમાણે છલંગ મારીને પોતાની તલ્વારના એક જ પ્રહારથી બે શત્રુઓનાં મસ્તકોને તેમનાં ધડોથી જૂદાં કરીને ધૂળ ચાટતાં કરી દીધાં. શત્રુપક્ષના સૈનિકોને સંહારતો શૂરપાળ એ વૃદ્ધ વીર પાસે પહોંચી જવાનો અને તેને બચાવી લેવાનો પ્રયત્ન કરી રહ્યો હતો; કારણ કે, તે વૃદ્ધ વીરને પોતાનો સર્વનાશ કરતો જોઇને શત્રુઓ તેના પર મરણિયા થઇને તૂટી પડ્યા હતા. તે વૃદ્ધ વીરના શરીરપર ચારે તરફથી તલ્વારોના પ્રહારો થવા માંડ્યા હતા. આવી અણીની વેળાયે જો શૂરપાળની તલ્વાર વચ્ચે ન આવી પડી હોત તો તે વૃદ્ધ વીરનો દેહ કવચ—બખ્તર—વડે સુરક્ષિત હોવા છતાં પણ તેના સો કકડા થઈ ગયા હોત. શૂરપાળની તલ્વારે કેટલાક શત્રુઓની તલ્વારોને ઉપરની ઉપર જ ઝીલી રાખી અને કેટલીક તલ્વારોને પોતાના ભીમબળથી જો કે પાછી પણ હટાવી દીધી; તથાપિ તે વૃદ્ધ વીરના શરીરમાં શત્રુઓની અસિઓના ત્રણ કે ચાર આઘાત તો થઈજ ગયા. તે વૃદ્ધ વીરની આસપાસ ફરી વળેલા શત્રુઓને ઘાસ પ્રમાણે વાઢતો શૂરપાળ અંતે તે વૃદ્ધ વીરની પાસે આવી લાગ્યો અને તે ભૂમિપર પડી જવાની અણીપર આવી લાગેલા તથા ક્ષતવિક્ષત થયેલા વૃદ્ધ વીરને પોતાના અનુયાયીઓના હસ્તમાં સોંપીને તેણે 'પાન્થશાળા' એટલા એક જ સાંકેતિક વાક્યને ઉચ્ચાર્યું. તે વૃદ્ધ વીરના અનુયાયી તથા પોતાના એક સૈનિકની સહાયતાથી શૂરપાળે તે સંકુચિત માર્ગને શત્રુઓ આગળ ન વધી શકે તેવી રીતે રોકી રાખીને પોતાના બે સૈનિકો સાથે તે વૃદ્ધ વીરને ત્યાંથી વિદાય કરી દીધો. પોતાની દૃષ્ટિ સમક્ષ પોતાના સર્વ સૈનિકોની તલ્વારો તથા વીરતાને નિષ્ક્રિય તથા નિષ્ફળ કરી નાખનાર એ અચાનક આવી ચઢેલા વીર નરોને જોઇને ભૂવડના સેનાનાયકનો ક્રોધ અનિવાર્ય થઈ જતાં તેણે પોતાના સૈનિકોને ભીષણ ગર્જનાથી કહ્યું કે: "મને કેવળ ઠાકોર વીરેન્દ્રકુમારના છિન્નમસ્તક તથા તેની કુમારિકા પુત્રી પદ્માવતીના સજીવન કલેવરની જ આવશ્યકતા છે; મને અન્ય કાંઈ પણ વસ્તુની આવશ્યકતા ન હોવાથી આવતી કાલે મંડળગઢની સર્વ સંપત્તિ હું તમારા પરિશ્રમના પારિતોષિક તરીકે તમોનેજ આપી દેવાનો છું."

શૂરપાળ, તેનો સૈનિક તથા વૃદ્ધ વીરનો અનુયાયી પોતાની તલ્વારોને શત્રુઓના મસ્તકોપર ચમકાવવા લાગ્યા. ભૂવડના આગળ ધસી આવતા સેનાનાયકને શૂરપાળની અસિનો સ્પર્શ થયો અને શૂરપાળની તલ્વારે તેની તલ્વારના ટુકડે ટુકડા કરી નાખ્યા. તે સેનાધ્યક્ષ પ્રથમ તો સ્તંભિત થઈ ગયો, પરંતુ નિમેષમાત્રમાંજ પોતાના એક સૈનિકની તલ્વાર લઇને દાંતોને કચકચાવતો શૂરપાળના શરીરપર ધસી આવ્યો. આ વેળાયે શૂરપાળને પોતાની અસિનો પ્રહાર કરવાની આવશ્યકતા જ ન રહી; માત્ર એટલું જ નહિ, પણ તલ્વારને ઉગામવાનો પરિશ્રમ પણ ન વેઠવો પડ્યો; કારણ કે, જેવી રીતે પતંગ પોતેજ દીપકની સ્થિર જ્યોતિ પ્રતિ આકર્ષાઈ આવે છે અને તે જ્યોતિના સ્પર્શથી બળીને ભસ્મીભૂત થઈ જાય છે તેવી જ રીતે સંતાપથી આત્મવિસ્મૃત થયેલો તે શત્રુ, ભૂવડનો એક સેનાનાયક પોતે જ શૂરપાળની તલ્વારની અણી ઉપર આવી પડ્યો અને તે તલ્વારનો તેની છાતીમાં આરપાર પ્રવેશ થઈ જતાં તે મૃત્યુના માર્ગનો પ્રવાસી થઈ ગયો. શૂરપાળે તત્કાળ પોતાની તલ્વારને તેની છાતીમાંથી બહાર કાઢી લીધી. પોતાના સેનાનાયકને મૃત્યુના મુખમાં પડેલો જોઇને ભૂવડના સૈનિકોએ થોડી વારને માટે યુદ્ધના કાર્યને અટકાવી દીધું. એક અથવા બે ક્ષણ પર્યન્ત ત્યાં ગંભીરતા, નિશ્ચલતા તથા સ્તબ્ધતાનો અધિકાર વ્યાપી ગયો; પરંતુ ત્યાર પછી સત્વર જ 'સેનાનાયક ભાર્ગવદત્તનો શત્રુએ વધ કરી નાખ્યો છે,' એવો પોકાર ભૂવડના સૈનિકોએ કર્યો અને તેમના એ પોકારનો કંદરામાં પ્રતિધ્વનિ થતો પણ સંભળાયો. આ પોકાર થતાંની સાથે જ ભૂવડના સૈનિકોએ શૂરપાળને ચારે તરફથી ઘેરી લીધો અને તેમણે તેના પર ઉગામેલી તલ્વારો ચન્દ્રના શુભ્ર પ્રકાશના યોગે ચમચમ ચમકતી દેખાવા લાગી. યુદ્ધના સમસ્ત ભારને પોતાના જ શિરપર ધારણ કરી લઇને શૂરપાળે પોતાના સંગીઓને યુદ્ધના ભારથી મુક્ત કરી દીધા અને ત્યાંથી ચાલ્યા જવાનો સંકેત પણ કરી દીધો. ભૂવડના સૈનિકોનો શૂરપાળના સંગીઓપર એટલો બધો કટાક્ષ ન હોવાથી તેમણે શૂરપાળના સંગીઓપ્રતિ વિશેષ લક્ષ ન આપ્યું અને તેમને કોઈ પણ પ્રકારના અવરોધ વિના ત્યાંથી નીકળી જવા દીધાં; કારણ કે, શૂરપાળની તલ્વારથી તેમના નાયકનો વધ થયેલો હતો અને તેથી તેઓ કેવળ શૂરપાળના રક્તના જ પિપાસુ થઈ રહ્યા હતા. શૂરપાળના મસ્તકનું છેદન કરીને ધન્યવાદને પાત્ર થવાની તેમના મંડળમાં પરસ્પર સ્પર્ધા જ ચાલી રહી હતી એમ તેમની કેટલીક વિલક્ષણ ચેષ્ટાઓથી સ્પષ્ટ દેખાઈ આવતું હતું. શૂરપાળની તલ્વાર ભૂવડના સૈનિકોની આસપાસ ચક્રાકાર ભ્રમણ કરી રહી હતી. જો કે તેની તલ્વારથી હણાઇને શત્રુઓ ધરાશાયી થતા જતા હતા, તથાપિ તેની આસપાસ શત્રુઓનો ઘેરો વધારે અને વધારે ધાટો થતો જતો હતો એ વાર્તા શૂરપાળના જાણવામાં આવી ગયેલી હોવાથી 'હવે એક અથવા બે ક્ષણમાં જ આ શત્રુઓની અસિઓ મારા કવચહીન દેહમાં પેસી જશે અને મારા જીવનનાટકની સમાપ્તિ થઈ જશે' એવો તેનો નિશ્ચય થઈ ચૂક્યો

હતો અને તેથી પોતાના દેહનું જેટલું વિશેષ મૂલ્ય ઉપજાવી શકાય તેટલું વિશેષ મૂલ્ય ઉપજાવી લેવાના ભીષ્મનિશ્ચયથી તે શત્રુઓને નિર્દયતાથી સંહારી રહ્યો હતો. અચાનક જે સ્થાનમાં શૂરપાળ ઊભો હતો તે સ્થાનમાં તેનાં ચરણો તળે 'કડકડ' ધ્વનિ થયો અને તે ધ્વનિ થતાંની સાથે જ શૂરપાળ પોતાના શત્રુઓ સહિત ભૂમિના ગર્ભમાં ઊતરીને અદૃશ્ય થઈ ગયો.

ભૂમિના ગર્ભમાં ઊતર્યા પછી તે પોતે જેવી રીતે તૃણશય્યામાં પડ્યો હતો તેવી જ રીતે તેના શત્રુઓ પણ ઉપરથી નીચે તૂટી પડ્યા હતા એમ શૂરપાળના જોવામાં આવી ગયું. કર્મધર્મસંયોગથી ખસી પડેલી ધરાની ધૂલિકાનો રાશિ શૂરપાળના શરીરપર ન પડતાં કેવળ તેના શત્રુઓનાં શરીરોપર જ પડેલો હોવાથી તેના શત્રુઓ તે ધૂલિકારાશિ તળે દબાઈ ગયા હતા. શૂરપાળ એક અદ્વિતીય પ્રસંગાવધાની પુરુષ હોવાથી જે શત્રુઓ તેના નિકટમાં આવી પડ્યા હતા તેમને દૂર ધકેલીને પોતે તત્કાળ ઊઠીને ઊભો થઈ ગયો. જે સ્થાનમાં અત્યારે શૂરપાળ અચાનક પડી ગયો હતો તે સ્થાન એક ભૂગર્ભભવન હોવાથી અને એ ભૂગર્ભભવનમાંના દૂરના ભાગમાં મનુષ્ય-વસતીનો સૂચક એક પ્રજ્વલિત દીપક દૃષ્ટિગોચર થવાથી શૂરપાળ અત્યંત દ્રુત ગતિથી તે દીપકની દિશામાં અગ્રેસર થવા લાગ્યો. જે સ્થાનમાં તે પ્રજ્વ-લિત દીપક પોતાના પ્રકાશને વિસ્તારી રહ્યો હતો તે એક પશુશાળા હોવાથી ત્યાં આઠ બળદ અને બે ઘોડા બાંધેલા હતા. શૂરપાળ ત્યાં એક પળમાત્રને માટે પણ ન થોભ્યો; કારણ કે, શત્રુઓનો કોલાહલ અદ્યાપિ તેનાં શ્રવ-ણોમાં આવીને અથડાયા કરતો હતો. તે એ ભૂગર્ભભવનમાંથી બહિર્ગત થઇને સરિતાને ઉલ્લંઘી ગયો અને ત્યાર પછી એક ટેકરીના માથાપર આવીને ઊભો રહ્યો. ચંદ્રના ઉજ્જ્વલતમ પ્રકાશમાં નવનીતના ગિરિરાજ સમાન દેખાતા પ્રાસાદપર તેની દૃષ્ટિનો પાત થતાં જ તેના હૃદયમાં પુનઃ પોતાની પ્રિયતમા કાન્તાના સ્મરણનો આવિર્ભાવ થવા લાગ્યો. પ્રિયતમાના મહાબલાઢ્ય સ્મરણે તેને અલ્પ સમય પૂર્વે થઈ ગયેલા પ્રાણઘાતક યુદ્ધનું પણ વિસ્મરણ કરાવી દીધું. શાંત, સ્તબ્ધ તથા આનન્દમય હૃદયથી ત્યાંથી ચાલતો તે પોતાના આરણ્ય આગારમાં આવી લાગ્યો અને ત્યાં તેણે પોતાની પ્રાણેશ્વરી કાન્તાને ખાટલામાં સૂવાડેલા એક વૃદ્ધ પુરુષની સેવા તથા શુશ્રૂષામાં નિમગ્ન થયેલી જોઈ.

કાન્તાનો અત્યારનો પોષાક અતિશય સાદો તથા સ્વચ્છ હતો. તેણે આગારના બાહ્ય પ્રદેશમાં વિસ્તરેલા ચંદ્રના પ્રકાશ સમાન સ્વચ્છ દુકૂલ-બારીક સાડી—પરિધાન કરેલું હતું; શૂરપાળના ગમનની વેળાયે તેનો ભ્રમરની કૃષ્ણતા તથા તેજસ્વિતાને પણ લજ્જિત કરનારો જે દીર્ઘ કેશકલાપ મુક્ત હોવાથી નિતંબ પર્યન્ત લંબાયલો હતો તે કેશકલાપને કાન્તાએ પોતાનાં શ્રવણોના પશ્ચાદ્ ભાગમાં બદ્ધ કરી દીધો હતો, કેશકલાપનો અંબોડો વાળી લીધો હતો અને તેના ઉપરિ ભાગમાં એક ચંપક કુસુમ હસતું, ડોલતું તથા ખેલતું દેખાતું હતું. તે ચપક કુસુમને આવી અવસ્થામાં જોઇને જાણે કાન્તાના કબરીબંધમાં વિરાજવાનો અલભ્ય અવસર પ્રાપ્ત થવાથી તે કુસુમના

આનંદનો અતિરેક થઈ ગયો હોયની ! એવો જ ભાસ થતો હતો. તે વનદેવી-તુલ્ય માનવ રમણીની મરાલગ્રીવામાં વિરાજતી મૌક્તિકમાલા તેના સલીલ અંગવિક્ષેપો સાથે ઝોકાં ખાતી હતી. તેના કેતકી તુલ્ય ગૌર, કોમલ તથા માંસલ કરદ્વયમાં વિરાજેલાં સુવર્ણવલયો વચ્ચે વચ્ચે તેના કરો સાથે મંજુ કૂજન કરી રહ્યાં હતાં. આવા એક અશ્રુતપૂર્વ રમણીય તથા સજીવન રમણી-ચિત્રના નિરીક્ષણનો નયનોને થોડી વાર આનંદ મળે તો સારું એવી ભાવનાથી શૂરપાળ દ્વારમાં જ ઊભો રહી ગયો; પરંતુ એટલામાં તે શય્યાગત વૃદ્ધ પુરુષને જળપાન કરાવવામાટે કિંચિત્ વાંકી વળેલી તે સુંદરી પાછી સરળ થઈ ગઈ અને દ્વારપ્રતિ સહજ દૃષ્ટિપાત કરતાં તેને સ્નિગ્ધ દૃષ્ટિથી અવલોકતો અને ચિત્રવત્ નિશ્ચલતાથી દ્વારમાં ઊભેલો શૂરપાળ, પોતાનો પતિ તેના જોવામાં આવ્યો. આનંદના અવસ્કંદનો અચાનક ઉદ્ભવ થયો. કાન્તા પોતાનાં નયનોને નીચાં ઢાળી પોતાના પ્રિયકર પાસે આવીને તેના પ્રસારેલા બાહુમાં આશ્રય લેતી લજ્જાથી પૂછવા લાગી કે:—

"પ્રાણેશ, આપ ક્યારે પધાર્યા વારુ?"

જેનું મનોહર મુખમંડળ પોતાના વક્ષઃસ્થલને શોભાવી રહ્યું હતું તે પોતાની પ્રિયતમાના હનુને હસ્તસ્પર્શ કરીને તેમ જ તેના મુખકમલને કિંચિત્ ઉન્નત કરીને શૂરપાળે માત્ર એટલા જ શબ્દો ઉચ્ચાર્યા કે: "કાન્તે, પ્રાણેશ્વરી કાન્તે !"

કાન્તાની પતિના વદનમંડળને જોવાની ઇચ્છા થતાં તેણે પોતાની એ ઇચ્છાને પૂર્ણ કરવામાટે પોતાને પ્રેમથી પસવારતા પતિના વદનમંડળને એકાગ્ર દૃષ્ટિથી જોવા માંડ્યું. એટલામાં શૂરપાળના ભાલપ્રદેશમાંથી અચાનક રક્તનો એક બિન્દુ કાન્તાના કપોલપર પડ્યો. કાન્તા એ રક્તબિન્દુને જોતાં જ ભયભીત થઇને કહેવા લાગી કે: "હેં, નાથ, આ રક્ત ક્યાંથી આવ્યું? આપના મસ્તકમાં શસ્ત્રનો આઘાત તો નથી થયો?"

"કાન્તે, જેમના માટે રક્તપાતનો પ્રસંગ આવી લાગ્યો હતો તેઓ નિર્ભય તથા સુરક્ષિત છે એટલે હવે અન્ય ચિન્તાને હૃદયમાં સ્થાન આપવાનું કાંઈ પણ પ્રયોજન નથી." શૂરપાળે પોતાના મસ્તકમાં થયેલા શસ્ત્રાઘાત પ્રતિ દુર્લક્ષ કરીને કહ્યું.

"પરંતુ, પ્રાણેશ, આપના મસ્તકમાંથી આ તો રક્તનો પ્રવાહ વહી નીકળ્યો છે અને એથી સ્પષ્ટ જાણી શકાય છે કે આપને થયેલો એ શસ્ત્રાઘાત સાધારણ નહિ, પણ ભયંકર છે." કાન્તાએ વિશેષ ભીતિ દર્શાવી.

"મારા મસ્તકમાં શસ્ત્રનો આઘાત થયો હોય એ હું તો નથી માનતો; કારણ કે, મને અદ્યાપિ એનું સ્મરણ નથી થતું." શૂરપાળ પોતાના ભાલપ્રદેશમાં વિસ્તરેલા રક્તસિક્ત કેશોને દૂર હટાવતો કહેવા લાગ્યો: "કોઈ શત્રુની તલવારની અણી મારા મસ્તકને જરાતરા અડી ગઈ હોય તો પ્રભુ જાણે." પરંતુ આ વાક્યોને ઉચ્ચાર્યાં પછી કેશોને હટાવતી વેળાયે શૂરપાળના જાણવામાં આવી ગયું કે તેના મસ્તકમાં ઊંડો ઘા પડી ગયો હતો, અને તે ઊંડા જખમને જોઇને કાન્તાના ભયનો તો અવધિ જ થઈ ગયો. કાન્તાના મનનું

સમાધાન કરવામાટે શૂરપાળ હાસ્યમંડિત મુખથી કહેવા લાગ્યો કેઃ "પ્રાણે-શ્વરી, તું વીરકન્યા તથા વીરતનયા હોવા છતાં તારો સ્વભાવ આટલી સીમા પર્યંત ભીરૂ હશે એની અત્યાર સુધી મને તો કલ્પના જ ન હોતી. જો તને મારા માથામાં થયેલો જખ્મ ભયંકર ભાસતો હોય, તો તારા પોતાના હસ્તથી જ એનો ઉપચાર થવા દે; તારા હસ્તનો સ્પર્શ થતાં જ જખ્મ ગમે તેટલો ઊંડો તથા ગમે તેવો ભયંકર હશે, તો પણ તે તત્કાળ ભરાઈ જશે, રૂઝાઈ જશે."

"તો શું મારા પ્રાણદાતા પોતે જખ્મી થઇને આવ્યા છે?" ખાટલામાં પડેલા આહત વૃદ્ધ પુરુષે ક્ષીણ સ્વરથી પૂછ્યું.

"લડાઇમાં જખ્મ થવાની વાત કાંઈ નવી નથી; પણ જખ્મ ભયંકર ન હોવાથી ચિન્તાતુર થવાનું કાંઈ પણ કારણ નથી. સ્વસ્થ રહો." શૂરપાળે તે વૃદ્ધ પુરુષને આશ્વાસન આપ્યું.

શૂરપાળના કંઠમાંથી નીકળતા આનંદદર્શક સ્વરના શ્રવણ, તેના નેત્રોમાં વિલસતા વિનોદના દર્શન તેમ જ તેના ઓષ્ઠોમાં ખિલતા સાહજિક પ્રેમ-સ્ફુરણના અવલોકનથી કાન્તાના જીવમાં જીવ આવ્યો. કાન્તાએ તત્કાળ પાસે જ તૈયાર પડેલા ઘટમાંના જળથી પોતાના પતિના મસ્તકમાંના જખ્મને તેમ જ રક્તસિક્ત કેશોને ધોઈ નાખ્યા અને ત્યાર પછી પોતાના વસ્ત્રાંચલવડે લૂછી નાખ્યા. દાસી વિશાખા એટલી વારમાં એક વનસ્પતિને વાટીને તેનો રસ એક મૃત્તિકાપાત્રમાં ભરીને લઈ આવી. તે સ્થૂલ વનસ્પતિરસને વ્રણમાં ભરતી વેળાયે જો કે કાન્તાના મસ્તિષ્કમાં ભ્રમણ તો થવા લાગ્યું, તથાપિ ધૈર્ય ધારીને તેણે વ્રણમાં ઔષધ ભરી તેના પર પાટો પણ બાંધી દીધો. શૂર-પાળના પ્રત્યાગમનમાં અતિશય વિલંબ થયેલો જોઇને વીર અણહિલ્લ સર્વ સૈનિકો સહિત, કાન્તાની અનુમતિથી, શૂરપાળને શોધવામાટે ચાલ્યો ગયેલો હોવાથી અત્યારે એ આરણ્ય આગારમાં વિદ્યમાન ન હોતો. દાસી વિશાખા વનસ્પતિનો રસ લાવી આપીને આહત વૃદ્ધની શુશ્રૂષામાં નિમગ્ન થઈ ગઈ હતી અને તેનું મુખ અન્ય દિશામાં હતું એટલે પોતાના પ્રિયતમના મસ્તક-પર પાટો બાંધતાં પ્રણયિની કાન્તાએ પોતાના પતિદેવના એક કપોલને પોતાના ચુંબનથી આર્દ્ર કરી દીધો. દબાયલો હોવાથી છાયામાં બેઠેલો ચોર જેવી રીતે શર્માઈ ગયેલો દેખાય છે તેવી જ અત્યારે કાન્તાની અવસ્થા થઈ હતી. પોતાના પતિનાં ધન્યતાદર્શન પૂર્વક અપાર્થિવ પ્રીતિથી હાસ્ય કરતાં નયનો પોતાના મુખનું અવલોકન કરી રહ્યાં છે એ દૃશ્યને જોતાં જ કાન્તાના મનોહર કમલોપમ મુખમંડળમાં સલજ્જતા તથા હર્ષની અવ્યાજમનોહર છટા આવીને વિરાજેલી દેખાવા લાગી. તે પોતાના મુખમંડળને અવનત કરીને વક્ર-દૃષ્ટિથી પોતાના જીવિતેશ્વર શૂરપાળના વદનમંડળનું નિરીક્ષણ કરવા લાગી. આ વેળાયે એ દિવ્ય દમ્પતી કેવા અદ્‌ભુત આનન્દ, સ્વર્ગીય સૌખ્ય તથા દૈવી પ્રેમના આસ્વાદને અનુભવી રહ્યાં હશે એની કલ્પના પ્રણયી પાઠકો તથા પ્રણયિની પાઠિકાઓએ પોતે જ કરી લેવાની છે. એ દિવ્ય દંપતી આવી

રીતે પોતાના અનિર્વચનીય આનન્દની સમાધિમાં તલ્લીન હતાં તેવામાં અચાનક તે આહત વૃદ્ધ પુરુષે શૂરપાળને સંબોધીને કહ્યું કેઃ—

"શૂરશિરોમણિ શૂરપાળજી, મંડળગઢના ઠાકોર આ વીરેન્દ્રકુમારને આજે પ્રાણદાન આપીને તમોએ પોતાનો આજન્મ ઋણી કરી લીધો છે એ સર્વથા નિર્વિવાદ છે."

"જે વિભૂતિ મારી માતા ગુર્જરભૂમિને અત્યંત પ્રિય છે તે વિભૂતિના પ્રાણોની આજે અચાનક મારા હસ્તથી રક્ષા થઈ છે એ મારા સદ્‌ભાગ્યની ચરમ સીમા છે, અને એથી મારા હસ્તોને આજે હું કૃતાર્થ થયેલા માનું છું." શૂરપાળે આનન્દદર્શક ભાવથી કહ્યું.

"તમારા બલાઢ્ય હસ્તો આવી જ રીતે નિરંતર સત્કૃત્યો કરીને કૃતાર્થ થતા રહો અને તમો પોતે ધન્યવાદને પાત્ર થતા રહો એવો મારો તમોને અંતઃકરણપૂર્વક આશીર્વાદ છે!" વૃદ્ધ પુરુષે આશીર્વાદ આપ્યો.

"આપનો આ શુભ આશીર્વાદ ફળીભૂત થાઓ એ જ મારી એકમાત્ર આકાંક્ષા છે." શૂરપાળ ગંભીરતાથી બોલ્યો.

"શૂરપાળજી, અત્યાચાર તથા વિશ્વાસઘાતનો મહાપ્રબળ વિરોધી તથા પ્રતિકારી એક વીર પુરુષ અદ્યાપિ આ ગુજરાતમાં અસ્તિત્વ ધરાવે છે એ વાર્તા હવે સત્વર જ ભૂવડના જાણવામાં આવી જવાની છે." વીરેન્દ્રકુમારે આ શબ્દો ગદ્‌ગદ સ્વરથી ઉચ્ચાર્યા.

"પરંતુ પૂજ્ય વીરેન્દ્રકુમારજી, જો આપની પ્રકૃતિ સ્વસ્થ હોય તો આપ આવા ભયંકર સંકટમાં કેવી રીતે અને શા કારણથી આવી પડ્યા હતા એ વૃત્તાન્ત અમોને કહી સંભળાવશો?" શૂરપાળે વૃદ્ધ વીરેન્દ્રકુમારની શય્યા પાસે એક ઉચ્ચ આસનપર વિરાજીને આ જિજ્ઞાસા દર્શાવી.

"કેવળ વિશ્વાસઘાતથીજ ગુજરાતનો ઘાત થયેલો છે અને એનો આ જ રાત્રિના સમયમાં મને પોતાને પણ પ્રત્યક્ષ અનુભવ મળી ચૂક્યો છે." વૃદ્ધ વીરેન્દ્રકુમારે નિઃશ્વાસ નાખીને પોતાના સંકટની કથાને વર્ણવવા માંડી; "આજ, અરે અત્યારે તો ઉષઃકાળ થઈ ગયેલો હોવાથી દ્વિતીય દિવસ થઈ ગયો છે, એટલે ગઈ કાલે પ્રભાતમાં ભૂવડના સૈનિકોનો એક સમુદાય અચાનક અમારા મંડળગઢમાં આવી લાગ્યો. ઠાકોર ધવલસિંહ મારા કનિષ્ટ બંધુ હોઇને તેમનાપર રાજદ્રોહનો આરોપ છે અને તેઓ અજ્ઞાતવાસમાં હોવાથી તેમનો પુત્ર અજય મારી પાસે છે એ તો તમો જાણો જ છો. ધવલસિંહની અનુપસ્થિતિમાં તેમના પુત્રને સંભાળવાનો તેમ જ તેમની જાગીરને રક્ષવાનો સર્વ ભાર મારા શિરપર આવી પડ્યો છે. હું પોતે જો કે મંડળગઢનો ઠાકોર અથવા જાગીરદાર નથી, તથાપિ સ્વર્ગીય મહારાજાધિરાજ જયશિખરી મહારાજના સમયથી અને વંશપરંપરા ચાલતી આવેલી આ 'ઠાકોર' પદવી તો હું જ્યેષ્ઠ ભ્રાતા હોવાથી મારા નામ સાથે જ જોડાયલી છે. મારો બંધુ ઘેર ન હોવાથી મંડળગઢની સમસ્ત જાગીરની સર્વ વ્યવસ્થા મારે જ કરવી પડે છે. મારા સહોદરનાં સર્વ હિતોનું યથાશક્ય રક્ષણ કરવું એ મારું ધર્મકર્તવ્ય હોવાથી

અને એ અચાનક આવી ચઢેલા સૈનિકો તે વાસ્તવિક લુટારા જ હોવા જોઇએ એવી મારી દૃઢ માન્યતા થવાથી મેં તેમનો દુર્ગમાં પ્રવેશ થવા ન દીધો. ભૂવડની રાજસભામાં મારો અલ્પસ્વલ્પ પ્રભાવ હોવાથી તે સૈનિકો જો કે તત્કાળ પાછા તો ચાલ્યા ગયા, પરંતુ તેઓ બીજી વાર આવી બદમાશી ન કરે એટલામાટે હું તત્કાળ માત્ર મારા બે અંગરક્ષકોને જ સાથે લઇને વનોડ દુર્ગમાં આવી લાગ્યો, અને રાજપ્રતિનિધિ ભાનુદત્ત ત્યાં હોવાથી તેને મળીને તેના સૈનિકોની અનાચારિતા તથા અત્યાચારિતાની કથા કહી સંભળાવી. ભાનુદત્તે, તેનાપર મારો પ્રભાવ પડી જવાથી, તેના સૈનિકો પુનઃ આવી બદમાશી નહિ કરે એવા આશયનું મને વચન આપ્યું અને અતિશય આગ્રહ કરીને મારા આદરાતિથ્યના નિમિત્તથી તે દિવસે મને ત્યાં જ રોકી રાખ્યો. પરંતુ ત્યાં જ મારા વિશ્વાસનો નિર્દયતાથી ઘાત કરવામાં આવ્યો. શૂરપાળજી, મારી સાથે વિશ્વાસઘાતનો મહા ભયંકર ખેલ ખેલવામાં આવ્યો. મારી સાથે મારા બે અંગરક્ષકો જ હતા અને હું પોતે હતો એ તો મેં તમને અતઃપૂર્વ જણાવેલું જ છે, એટલે વનોડના રાજમહાલયના એક વિશાળ ખંડમાં હું પોતે જેવી રીતે બંદી થઈ પડ્યો તેવી જ રીતે મારા બન્ને અંગરક્ષકોને પણ બાહ્ય ભાગમાં બંદી કરી લેવામાં આવ્યા. અમારી સાથે આવા પ્રકારનો ભયાનક વિશ્વાસઘાત થવાથી ભાર્ગનુદત્ત તથા ભાર્ગવદત્તની ' मधु वसति जिह्वाग्रे हृदये तु हलाहलम्' એવા પ્રકારની નીચ વૃત્તિની જે જે કથાઓ મારા સાંભળવામાં આવી હતી તે સર્વ કથાઓની વાસ્તવિકતાનો મને સાક્ષાત્કાર થઈ ગયો. હું હવે મુક્તિને મેળવવાનો પ્રયત્ન કરવામાં પ્રવૃત્ત થયો; પરંતુ સર્વત્ર દ્વારો તથા વાતાયનોને બંધ કરી દેવામાં આવેલાં હોવાથી ત્યાંથી નીકળી જવાનો કોઈ પણ માર્ગ મારા જોવામાં ન આવ્યો અને હું નિરાશ થઈ ગયો. અંતે દ્વારને તોડીને ત્યાંથી નીકળી જવાનો નિશ્ચય કરીને મેં જેવો દ્વારને તોડવાના કાર્યનો આરંભ કર્યો એટલે તત્કાળ તે દ્વારને ઉઘાડીને ત્રણ સૈનિકો હાથમાં બેડીઓ તથા ઘણ લઇને તે ખંડમાં આવી લાગ્યા. મારો કોપ અનિવાર્ય થવાથી હું મારી તલ્વારને મ્યાનમાંથી બહાર કાઢીને તેમનાપર ધસ્યો, પરંતુ એટલામાં તેમનામાંના એક સૈનિકે પોતાના હાથમાંના ઘણનો પોતાના એક સંગી સૈનિકના મસ્તકપર પ્રહાર કરીને તેનો મોક્ષ કરી નાખ્યો. અહીં મારે વચ્ચે એ જણાવી દેવું જોઇએ કે જે ત્રણ સૈનિકો મારી પાસે આવ્યા હતા તેમાંના બે તો મારા પોતાના અંગરક્ષકો જ હતા અને જે સૈનિકનો ઘણના પ્રહારથી મોક્ષ થઈ ગયો હતો તે મારો જ અંગરક્ષક હતો. ભાનુદત્તનો ઘમંડી સૈનિક મારા પોતાના અંગરક્ષકોના હસ્તથી જ મને શૃંખલાબદ્ધ કરાવવાના ઉદ્દેશથી પોતાના સાથીઓને ન લાવતાં મારા અંગરક્ષકોને જ મારા સમક્ષ લઈ આવ્યો હતો; કારણ કે, સમ્રાટ્‌ના સૈનિકને ઉંચી આંખથી જોવાની પ્રજ્ઞા કોઇથી પણ દર્શાવી શકાય તેમ નથી એવો તેનો દૃઢ નિશ્ચય હતો; પરંતુ તેની એ માન્યતા ભ્રમમૂલક હોવાથી તેના પોતાના જ નાશનું કારણ થઈ પડી. ભૂવડના સૈનિકે મારા એક અંગરક્ષકની હત્યા કરી નાખવાથી અમો સાવધાન થઈ ગયા અને તે મારા મસ્તકપર ઘણનો પ્રહાર કરવા જેટલો અવકાશ

મેળવી શકે તે પૂર્વે તો મેં મારી દીર્ઘ અસિને તેના ઉદરમાં ઊતારી દીધી, તેના આંતરડાં બહાર નીકળી આવ્યાં અને તે મૃત્યુના માર્ગનો પ્રવાસી થઈ ચૂક્યો. મારા મનમાં મંડળગઢની અતિશય ચિન્તા થયા કરતી હતી; કારણ કે, મારા મનમાં એવી શંકાનો ઉદ્ભવ થયેલો હતો કે કદાચિત્ મને આવી રીતે બંદી કરી લઇને તે ચાંડાલો અમારા મંડળગઢની દિશામાં પ્રયાણ કરી ગયા હશે અને મંડળગઢમાં પ્રવેશ કરીને મારી જીવશ્ચકંઠશ્ચ પ્રિયતમા પુત્રી પદ્માવતી, મારા ભત્રીજા અજય, મારી નવીન પત્ની તથા દાસીઓ આદિપર અસહ્ય અત્યાચારની વૃષ્ટિ વર્ષાવી રહ્યા હશે. મારી આ શંકા મારા અંગરક્ષકને દર્શાવીને મેં ત્યાંથી સત્વર પ્રયાણ કરી જવાની ઇચ્છા પ્રદર્શિત કરી; પરંતુ મારા અંગરક્ષકે, 'અદ્યાપિ એવું કાંઈ પણ થયું નથી અને આજકાલમાં થવાનો સંભવ પણ નથી' એમ કહીને મારી શંકાનું નિવારણ કરી દીધું. ત્યાર પછી અમો બન્ને ત્યાંથી નીકળ્યા અને માર્ગમાં આવી લાગ્યા. વનોડના રાજમહાલયમાં અમારા પલાયનનો પોકાર થવાથી કેટલાક સૈનિકો જો કે અમારી પાછળ તો પડ્યા, પરંતુ અમો અશ્વારૂઢ હોવાથી જ્યાં તમારા હસ્તથી અમારો ઉદ્ધાર થયો હતો તે સ્થાન સુધી તો સુખરૂપ આવી લાગ્યા; કારણ કે, અમારા અશ્વો બહુ જ દ્રુતગામી હતા. જો ત્યાંની સરિતાને ઉલ્લંઘીને અમો આગળ વધી ગયા હોત, તો તો આ યુદ્ધનો પ્રસંગ આવત જ નહિ; પરંતુ સરિતાને ઉલ્લંઘવા પૂર્વે જ ભાનુદત્તનો પુત્ર અને ભૂવડનો સેનાપતિ ભાર્ગવદત્ત પોતાના સૈનિકો સહિત અમોને સામો મળી ગયો. મારા સંબંધમાં તેના પિતાની જે ઇચ્છા હતી તે તેના જાણવામાં હોવાથી તેણે અમારા માર્ગનો અવરોધ કરીને અમોને પકડી લેવાનો અથવા તો મારી નાખવાનો પ્રયત્ન કર્યો અને તેથી અમારે પણ આત્મરક્ષામાટે અમારી તલ્વારોને મ્યાનમાંથી બહાર કાઢવી પડી. એ ઘટના પછીનો વૃત્તાન્ત તમારા જાણવામાં હોવાથી તેની પુનરુક્તિ અનાવશ્યક છે."

"મને લાગે છે કે રાત્રિના યુદ્ધમાં મારા કૃપાણથી ભૂવડના જે પાપિષ્ઠ સેનાનાયકના અપવિત્ર જીવનનો અંત થઈ ગયો છે તે સેનાનાયક અન્ય કોઈ નહિ, પણ અવશ્ય એ ભાર્ગવદત્ત પોતે જ હોવો જોઇએ. આવતી કાલ અથવા પરમ દિવસ પર્યન્ત તો મંડળગઢ, મારી માન્યતા અનુસાર, સર્વ પ્રકારે સુરક્ષિત છે; કારણ કે, આજે તેઓ ગુર્જરભૂમિના એક અન્ય સુસંતાન તથા મહાપુરુષના ભાગ્યને ધૂલીમાં મેળવી દેવાના પાપકૃત્યમાં પ્રવૃત્ત થવાના છે એવી વાર્તા આપણા મેળાપની ઘટનાથી અલ્પ સમય પૂર્વે જ મારા જાણવામાં આવી છે. આજે મધ્યાહ્ન પર્યન્ત આપની પ્રકૃતિ સ્વસ્થ થઈ જશે અને આપ આજે રાત્રિના સમયમાં સુખરૂપ મંડળગઢમાં પહોંચીને ત્યાંની રક્ષાનો પ્રબંધ કરી શકશો એવો મારો દૃઢ નિશ્ચય છે." શૂરપાળે વૃદ્ધ વીરેન્દ્રકુમારને યથાર્થ આશ્વાસન આપ્યું, અને ત્યાર પછી કહ્યું કે: "પરંતુ હું વનોડ દુર્ગમાં જ ગયો હતો, અને ત્યાં વનોડપતિ સંગ્રામસિંહ સાથે એકાંતમાં મને દીર્ઘ વાર્તાલાપ કરવાનો અવસર મળ્યો હતો, છતાં વનોડ દુર્ગમાં ભાનુદત્તે આપને વિશ્વાસઘાતથી બંદી કરી લેવાના કરેલા

નીચ પ્રયત્નની કથા તેમણે મને કેમ ન કહી એનું જ મને અત્યારે આશ્ચર્ય થયા કરે છે."

"વનોડપતિ સંગ્રામસિંહ પોતાના નવીન મહાલયમાં એક પ્રકારે બંદી જેવી અવસ્થામાં જ હોવાથી અને આ સર્વ ઘટના વનોડના જૂના મહાલયમાં ઘટેલી હોવાથી કદાચિત્ તેમના જાણવામાં જ નહિ આવી હોય, અને જાણવામાં આવી હશે તો અન્ય અગત્યના વાર્તાલાપમાં એ ઘટનાને વર્ણવવાનો અવકાશ જ તેમને નહિ મળી શક્યો હોય. ગુર્જરભૂમિના જે સુસંતાન તથા મહાપુરુષના ભાગ્યને ભાનુદત્ત આજે ધૂલિમાં મેળવવાનો છે તે સુસંતાન તથા મહાપુરુષ વનોડપતિ સંગ્રામસિંહ તો નથી? કારણ કે. ભૂવડના રાજપ્રતિનિધિની આજે કેટલાક સમયથી તેમનાપર વક્ર દૃષ્ટિ થયેલી છે એ વાર્તા મારાથી અજ્ઞાત નથી." વૃદ્ધ વીરેન્દ્રકુમારે શૂરપાળના સંશયનું નિવારણ કરીને એક જિજ્ઞાસા દર્શાવી.

"આપનું અનુમાન અક્ષરશઃ યથાર્થ છે; કારણ કે, ગુર્જરભૂમિના તે સુસંતાન તથા મહાપુરુષ અન્ય કોઈ નહિ, પણ વનોડપતિ સંગ્રામસિંહ પોતે જ છે." શૂરપાળે આ ઉત્તરથી વીરેન્દ્રકુમારની જિજ્ઞાસાને તૃપ્ત કરતાં એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો.

વૃદ્ધ વીરેન્દ્રકુમાર તથા શૂરપાળનો આવા પ્રકારનો સંવાદ ચાલી રહ્યો હતો એટલામાં શૂરપાળના બે પરિચારકો તેની આજ્ઞા લીધા વિના જ અગ્રદ્વારને ઊઘાડીને ત્યાં આવી લાગ્યા. તે પરિચારકો એટલા બધા ક્લાન્ત થઈ ગયા હતા અને તેમનાં મુખમંડળોમાં ભયની છાયા એટલી સીમાપર્યન્ત છવાઈ રહી હતી કે તેમનાથી શ્વાસોચ્છ્વાસની ક્રિયા પણ પરિશ્રમપૂર્વક કરી શકાતી હતી. આવતાંની સાથે જ, "અન્નદાતા, ઊઠો, અહીંથી આ ક્ષણે જ પલાયન કરી જાઓ અને પ્રાણોની રક્ષા કરો; કારણ કે, અરુણનો આકાશમાં ઉદય થઈ ચૂક્યો છે અને આપણા આ નિવાસસ્થાનનો ભેદ શત્રુઓના જાણવામાં આવી ગયેલો હોવાથી સૂર્યોદય થતાં જ ભૂવડનો એક સેનાનાયક પોતાના સૈનિકો સહિત અહીં આવી પહોંચવાનો છે." આ પ્રમાણેના ભયંકર સમાચાર સંભળાવીને એક પરિચારક તો ત્યાં જ બેસી ગયો, અને અન્ય પરિચારકે પણ શૂરપાળને એ જ ઉપદેશ આપ્યો.

અચાનક તે આરણ્ય આગારના બાહ્ય પ્રદેશમાં કેટલાક અંતરપર અનેક મનુષ્યોના મુખમાંથી નીકળતા 'વૈર, પ્રતિશોધ, પ્રતિહિંસા, ચાલો, આગળ વધો,' એવા પ્રકારના શબ્દો આવીને શૂરપાળ, કાન્તા, વીરેન્દ્રકુમાર, બે પરિચારકો તથા દાસી વિશાખાનાં શ્રવણોમાં આવીને અથડાયા. હવે કાન્તા પણ ભયભીત થઈ ગઈ અને પોતાના પ્રાણાધિક પ્રિયતમને સંબોધીને આર્જવ કરતી કરતી કહેવા લાગી કેઃ—

"પ્રાણેશ, આ સ્થાનને અત્યારે અને આ ક્ષણે જ ત્યાગી જાઓ; ગુપ્ત દ્વારમાંથી પલાયન કરી જાઓ; પ્રાણોની રક્ષા કરો અને મારા સૌભાગ્યને અખંડ રાખો!"

"શું, હું પલાયન કરી જાઉં? ક્યાં પલાયન કરી જાઉં? વીર અણહિલ્લ ક્યાં છે?" શૂરપાળે આવશ્યકતા ઉપસ્થિત થવાથી અણહિલ્લની પૃચ્છા કરી.

"ગમે ત્યાં પલાયન કરી જાઓ; કારણ કે, ભ્રાતા અણહિલ્લ આપણા સર્વ સૈનિકો સહિત આપને શોધવામાટે ગયેલા હોવાથી અત્યારે અહીં વિદ્યમાન નથી અને તેથી અહીં રહેવામાં આપની સુરક્ષિતતાનો બહુ જ અલ્પ સંભવ છે માટે હવે હઠને ત્યાગી દ્યો અને સત્વર પ્રાણરક્ષાની ચેષ્ટા કરો." કાન્તાએ પુન: પોતાના પતિને પલાયનમાટેનો આગ્રહ કર્યો.

"પ્રાણેશ્વરી, આપણા આ પૂજ્ય અતિથિને, તને પોતાને તેમ જ આપણા અન્ય આશ્રિત જનોને આવા ભયાનક સંકટની ગર્તામાં ગબડાવી દઇને હું મારા પોતાના તુચ્છ જીવનની રક્ષામાટે અહીંથી અત્યારે પલાયન કરી જાઉં, એ તને પોતાને યોગ્ય જણાય છે ખરું કે?" શૂરપાળે અત્યંત ગંભીર સ્વર તથા ગંભીર મુદ્રાથી આ શબ્દો ઉચ્ચાર્યા.

"શૂરપાળજી, અત્યારનો અવસર યુદ્ધ કરવાનો નથી." વૃદ્ધ ઠાકોર વીરેન્દ્રકુમાર અચાનક ખાટલામાં બેઠો થઇને કહેવા લાગ્યો: "શત્રુપક્ષના સૈનિકોની સંખ્યા વિશાળ છે અને તમારા જે અલ્પસંખ્ય સૈનિકો અહીં રહ્યા કરે છે તેઓ તેમ જ તમારો દક્ષિણ બાહુ વીર અણહિલ્લ પણ અત્યારે આ સ્થાનમાં વિદ્યમાન નથી એટલે આવી વિપરીત સ્થિતિમાં મારો પણ તમોને એ જ ઉપદેશ છે કે જો તમારા હૃદયમાં તમારા ધર્મપત્નીમાટે કાંઈ પણ માનની લાગણી વસેલી હોય તેમ જ મારાપર કરેલા પોતાના ઉપકારોને વ્યર્થ ન થવા દેવાની જ તમારી ઇચ્છા હોય, તો અમોને તમો અમારા ભાગ્યના આધારે છોડીને આ ક્ષણે જ આ સ્થાનમાંથી પલાયન કરી જાઓ અને પોતાના બહુમૂલ્ય પ્રાણોની ગુજરાતના ઉદ્ધારમાટે રક્ષા કરો."

"મારા પ્રિયતમ પ્રાણેશ, પલાયન કરો, અહીંથી આ ક્ષણે જ નીકળી જાઓ અને મારી ચિન્તાને ટાળી દ્યો." કાન્તાએ અત્યંત દીનતાદર્શક ભાવથી પ્રાર્થનાના સ્વરૂપમાં આ શબ્દો ઉચ્ચાર્યા.

આ વેળાયે ભૂવડના સૈનિકો તે આરણ્ય આગારના પ્રાંગણના બાહ્ય દ્વાર સમક્ષ આવી લાગેલા હોવાથી અને બંધ દ્વારપર આઘાતો કરવાના કાર્યને તેમણે આરંભી દીધેલું હોવાથી કાન્તાની એ પ્રાર્થનાનું શૂરપાળ કાંઈ પણ ઉત્તર આપે તે પૂર્વે એક અન્ય સેવક ત્યાં આવી લાગ્યો અને શૂરપાળને ઉદ્દેશીને નમ્રતાથી કહેવા લાગ્યો કે:—

"અન્નદાતા, પ્રાંગણના અગ્ર દ્વારનો હવે શત્રુપક્ષના સૈનિકોના આઘાતોથી અર્ધ ઘટિકા કિંવા તેથી પણ ન્યૂન સમયમાં જ ભંગ થઈ જવાનો સંભવ હોવાથી જો આપથી પલાયન કરી શકાય તેમ ન હોય, તો સત્વર કોઈ ગુપ્ત સ્થાનમાં છુપાઈ જાઓ; કારણ કે, તે આપણા વિરોધી સૈનિકોની સંખ્યા એંસીથી નેવૂં જેટલી છે અને આપણા ચાર કે પાંચ મનુષ્યોથી તેમની ગતિનો અવરોધ કરી શકાય તેમ નથી."

"અન્નદાતા, આ સ્વામિનિષ્ઠ સેવકના ઉપદેશને માની લ્યો અને આ આગારના પશ્ચાદ્ભાગમાંના વિશાળ પ્રાંગણમાં જે એક ભૂગર્ભાંતર્ગત ધાન્યગૃહ છે તેમાં અત્યારે ઊતરી જાઓ. એ ધાન્યગૃહમાં પ્રવેશવાનો માર્ગ કોઇના

પણ જોવામાં આવી શકે તેવો ન હોવાથી શત્રુઓને આપનો પત્તો છેવટ સુધી મળી શકશે નહિ અને જ્યારે તેઓ ચાલ્યા જશે ત્યારે અમો આપને પાછા બહાર કાઢી લઇશું.” પ્રથમ જે બે પરિચારકો આવ્યા હતા તેમનામાંના એક વિચારશીલ પરિચારકે નવીન આવેલા સેવકના ઉપદેશને પુષ્ટિ આપીને છુપાઈ જવાનું સ્થાન પણ બતાવી દીધું.

“નાથ, આ સ્વામિનિષ્ઠ સેવકોની પ્રાર્થનાનો અનાદર ન કરો. હું આપ સમક્ષ પાલવ પાથરીને કહું છું કે એમની પ્રાર્થના અનુસાર વર્તો. અને જો મને જીવિત રહેવા દેવાની જ આપની ઇચ્છા હોય, તો આ ક્ષણે જ કૃપા કરીને અહીંથી અદૃશ્ય થઈ જાઓ.” કાન્તાએ પુનઃ પ્રાર્થના કરી.

“કાન્તે, હું તને ત્યાગીને ધાન્યગૃહમાં છુપાઈ રહું ?” શૂરપાળે કાન્તાના મુખમંડળમાં પોતાની દૃષ્ટિને સ્થિર કરીને કહ્યું; “નહિ, નહિ; એ તો મારી વં—”

પરંતુ શૂરપાળના એ વાકયને સમાપ્ત ન થવા દેતાં તે પરિચારક વચ્ચે જ બોલી ઉઠયો કે: “અન્નદાતા, અમો સેવકોનાં શરીરોમાં જ્યાં સુધી પ્રાણ છે ત્યાં સુધી અમો અમારાં આ પૂજ્ય દેવીતુલ્ય સ્વામિનીના માનની લેશમાત્ર પણ હાનિ નહિ થવા દઇએ એટલે આપશ્રીએ એ વિષયની તો ચિન્તા જ ન રાખવી.”

“શૂરપાળજી, અણીની વેળા હોવાથી આ ક્ષણે જ આ સ્થાનને ત્યાગી જાઓ. આ અકારણ હઠવાદિતામાં આપણું કલ્યાણ નથી.” વૃદ્ધ વીરેન્દ્રકુમારે પુનઃ શૂરપાળને ચાલ્યા જવાનો આગ્રહ કર્યો.

“નાથ, વિદાય થાઓ,” કાન્તા શૂરપાળનાં ચરણોમાં પડીને કહેવા લાગી; “પ્રાણેશ, મારી ચિન્તાને ત્યાગી દ્યો અને મારા દેહમાં પણ ક્ષત્રિયશોણિત રમમાણ છે એ વાર્તાનું વિસ્મરણ થવા ન દ્યો.”

“પ્રિયતમે, જો તારી આવી જ ઇચ્છા હોય તો તું પણ મારી સાથે ચાલ અને પૂજ્ય સંગ્રામસિંહને પણ આપણી સાથે લઈ જવાની વ્યવસ્થા કરી લે. ધાન્યગૃહમાં આપણ સર્વેનો સમાવેશ થઈ જશે. પૂજ્ય વીરેન્દ્રકુમાર આપના કારણથી જ આ પ્રાણહારક પ્રસંગ આવીને ઉપસ્થિત થયેલો હોવાથી જો આપને અમો અહીં જ છોડી જઇશું, તો શત્રુઓ, પ્રતિહિંસાપરાયણ શત્રુઓ અવશ્ય આપની હત્યા કરી નાખશે અને જો તેમ થશે તો આ શૂરપાળ સદાને માટે કલંકિત થઈ જશે.” શૂરપાળે આ વાકયો કાન્તા તથા વીરેન્દ્રકુમારને સંબોધીને ઉચ્ચાર્યાં અને ત્યાર પછી તેણે પોતાના પરિચારકો તથા દાસી વિશાખાને ઉદ્દેશીને કહ્યું કે: “તમો પણ અમારી સાથે જ ચાલો અને આ ગૃહમાં શત્રુઓને એક પણ શિકાર ન મળી શકે તેવી પરિસ્થિતિને ઉપસ્થિત કરી દ્યો.”

“અન્નદાતા, આપ અમારાં પૂજ્ય સ્વામિની તથા આ પૂજ્ય અતિથિને લઇને અહીંથી પ્રયાણ કરી જાઓ અને આપ સર્વેના રક્ષણની વ્યવસ્થા થઈ જતાં સુધી આ દ્વારની રક્ષામાટે અમો સેવકોને આ સ્થાનમાં જ રહેવા દ્યો. અમારી ચિન્તાને આપ હૃદયમાંથી કાઢી નાખો.” આવા પ્રકારના

ઉદ્ગારો કાઢીને પરિચારકો ત્યાંથી બાહ્ય પ્રાંગણમાં ચાલ્યા ગયા. શત્રુઓ ત્યાં બાહ્ય દ્વારને તોડવાનો પ્રયત્ન કરી રહ્યા હતા, પરંતુ અદ્યાપિ તેમનાથી તે દ્વારનો ભંગ કરી શકાયો ન હોતો.

શૂરપાળ પોતાના અતિથિ તથા પોતાની પ્રિયતમાને લઇને આગારના પશ્ચાદ્ ભાગમાંના અન્ય પ્રાંગણમાં જ્યાં ધાન્યગૃહમાં ઊતરવાનો ગુપ્ત માર્ગ હતો ત્યાં આવી લાગ્યો. પ્રતિક્ષણ શત્રુઓનો કોલાહલ તીવ્રતર થતો જતો હતો અને દ્વારપર થતા આઘાતોનો ધ્વનિ તેમનાં શ્રવણોમાં આવીને અથડાયા કરતો હતો. ધાન્યગૃહ પાસે આવી શૂરપાળે એક વિશાળ પાષાણને ઉપાડી લીધો અને માર્ગ મુક્ત થતાં જ વૃદ્ધ સંગ્રામસિંહને તેના કટિભાગમાં એક દોરડું બાંધીને નીચે ઊતારી દીધો. કાન્તાએ શૂરપાળને શીઘ્ર નીચે ઊતરી જવાનો આગ્રહ કર્યો એટલે શૂરપાળે કહ્યું કે: “પ્રિયતમે, મારી ચિન્તાને ત્યાગી દે અને પ્રથમ આ સુવર્ણમંજૂષાને નીચે ઊતારી દે; કારણ કે, આપણા પ્રાણો કરતાં કૈલાસવાસી મહારાજાધિરાજ જયશિખરી દેવની આ સુવર્ણમંજૂષા પ્રથમ રક્ષણીય છે.” આ શબ્દોને ઉચ્ચારતાં શૂરપાળે પોતાના કટિભાગમાં ઉદર સાથે બાંધી રાખેલી લઘુ સુવર્ણમંજૂષાને છોડીને કાન્તાના હસ્તમાં આપી દીધી અને કાન્તાએ તે સુવર્ણમંજૂષાને ધાન્યગૃહમાં ઊતારી દીધી. કાન્તા તે સુવર્ણમંજૂષાને બાંધેલી દોરીને ઉપર ખેંચતી હતી એટલામાં શત્રુઓના ભયંકર આઘાતથી અગ્ર દ્વાર તૂટયું અને તેનો કડડડ ધ્વનિ પશ્ચાદ્ પ્રાંગણમાં આવી લાગ્યો. ભૂવડના સૈનિકોનો અગ્રપ્રાંગણમાં પ્રવેશ થઈ ગયો. શૂરપાળના સૈનિકો તથા અણહિલ્લ ત્યાં વિદ્યમાન ન હોવાથી શત્રુઓની ગતિનો અત્યારે કોઈ પણ પ્રકારે અવરોધ કરી શકાય તેમ હતું જ નહિ. શૂરપાળ તથા કાન્તાએ અદ્યાપિ ધાન્યગૃહમાં પ્રવેશ કરેલો ન હોવાથી અને હવે શત્રુઓ ત્યાં બે અથવા ચાર ક્ષણ જેટલા સ્વલ્પ સમયમાં જ આવી લાગે એવો સોએ સો ટકા સંભવ હોવાથી સર્વનાશનો જ પ્રસંગ આવી લાગ્યો. એ ક્ષણે અચાનક એક પરિચારક ત્યાં આવ્યો અને તેણે શૂરપાળ તથા કાન્તાને અદ્યાપિ પશ્ચાત્પ્રાંગણમાં ઊભેલાં જોઇને નમ્રતાથી કહ્યું કે:—

“અન્નદાતા, આ વૃક્ષનું થડ પોલું હોવાથી અને તેમાં એક મનુષ્યનો સુખપૂર્વક સમાવેશ થઈ જાય તેમ હોવાથી આપ આ પોલમાં ભરાઈ જાઓ અને મારાં જનની તુલ્ય સ્વામિનીને હું અન્યત્ર છુપાવી દઉં છું.”

હવે વિચાર કરવા જેટલો સમય હસ્તમાં ન રહેવાથી શૂરપાળ ઝાડની પોલમાં પ્રવેશીને અદૃશ્ય થઈ ગયો. શૂરપાળને સુરક્ષિત થયેલો જોઇને તે પરિચારકે કાન્તાને સંબોધીને કહ્યું કે: “માતા, તમો હવે આ ધાન્યગૃહમાં એટલે કે ભૂમિના ગર્ભમાં ઊતરી જાઓ અને મને આ પાષાણ દ્વાર વાસવા-માટે અહીં ઉપર જ ઊભો રહેવા દો.”

પરંતુ હજી તો કાન્તા ધાન્યગૃહમાં ઊતરવાનો વિચાર કરતી હતી એટલામાં તો શત્રુઓ તે આગારના અગ્ર દ્વારને તોડીને આગારમાં પ્રવેશેલા દેખાયા એટલે તે વીર નારીએ પોતાના પ્રાણોની ચિન્તાને પરિહરીને ધાન્ય-

ગૃહના મુખને નિમેષમાત્રમાં જ બંધ કરી દીધું અને પોતાના એકનિષ્ઠ પરિચારક સાથે તે પણ શત્રુઓની પ્રતીક્ષા કરતી ચંડિકા સમાન હસ્તમાં શસ્ત્રને ધારણ કરીને દૃઢતા તથા નિર્ભયતાથી ત્યાં જ ઊભી રહી. વેળા અણીની હતી અને પ્રસંગ કટાકટીનો હતો છતાં વીરકન્યા તથા વીરજાયા કાન્તાના મુખમંડળમાં ભય કિંવા નિરાશાની રંચમાત્ર છટા પણ દૃષ્ટિગોચર થતી ન હોતી. જાણે ત્યાં ગંભીરતા તથા નિર્ભયતા પોતે જ કાન્તાના સ્વરૂપને ધારણ કરીને ઊભેલી હોયની ! એવો જ ભાસ થતો હતો. પોતાની સ્વામિનીની આવી લોકોત્તરા ધૈર્યશીલતાના નિરીક્ષણથી પરિચારક આશ્ચર્યસ્તંભિત થઈ ગયો.

---

## પ્રકરણ ૪ થું

## શત્રુની સહૃદયતા અને શૂરપાળનો ગૃહત્યાગ

ગત પ્રકરણના અંતમાં દર્શાવ્યા પ્રમાણે ભૂવડના સૈનિકો તે આગારમાં પ્રવેશીને જેવી રીતે જળનો પ્રવાહ સર્વત્ર પોતાની ઇચ્છા અનુસાર પ્રસરી જાય છે તેવી રીતે આગારમાં સર્વત્ર પ્રસરી ગયા અને શૂરપાળને શોધવાના કાર્યમાં પ્રવૃત્ત થઈ ગયા. તે આગારમાં સર્વત્ર ભૂવડના સૈનિકોના ભયાનક તાંડવનો આરંભ થઈ ગયો. અચાનક જે વૃક્ષની પોલમાં શૂરપાળ છુપાયલો હતો તે વૃક્ષ તળે ભૂવડના બે સેનાધ્યક્ષો આવીને ઊભા રહ્યા. એ ઉભય સેનાધ્યક્ષોમાંનો એક સેનાધ્યક્ષ બહુધા પચાસ વર્ષની અવસ્થાનો દેખાતો હતો અને દ્વિતીય સેનાધ્યક્ષની અવસ્થા ચાળીસ વર્ષની હોય એવું અનુમાન કરી શકાતું હતું. એ ઉભય સેનાધ્યક્ષોએ તે સ્થાનમાં પ્રસરેલા પોતાના સૈનિકોને ગંભીરતાથી પૂછયું કે:-

"ભાર્ગવદત્તની હત્યા કરી નાખનાર નીચ શૂરપાળ ક્યાં છે?"

પોતાના એ ઉભય સેનાધ્યક્ષોને એ સ્થાનમાં આવીને ઊભા રહેલા જોઇને અન્ય સૈનિકો પણ એ સ્થાનમાં આવીને એકત્ર થવા લાગ્યા અને તેમનામાંના એક સૈનિકે સૈન્યના નિયમ અનુસાર પોતાના વરિષ્ઠ અધિકારીઓને નમન કરીને કહ્યું કે: "અદ્યાપિ તે દુષ્ટાત્મા અમારા હાથમાં નથી આવ્યો."

"આ અરણ્યાગારના એકેએક ખૂણામાં તેનો શોધ ચલાવો અને તે મનુષ્યપિશાચને જીવતો કે મુએલો અમારા સમક્ષ લાવીને ઉપસ્થિત કરો." દ્વિતીય સૈનિક અધિકારીએ ક્રૂર મુદ્રાથી આ શબ્દો ઉચ્ચાર્યા.

પ્રથમ સેનાધ્યક્ષે દ્વિતીય સેનાધ્યક્ષ પ્રતિ રોષદર્શક દૃષ્ટિપાત કર્યો અને તેના મુખમાંથી રોષદર્શક ઉદ્ગારો પણ બહિર્ગત થવાની તૈયારી કરી રહ્યા હતા; પરંતુ એટલામાં વાપીની ઊંચી પાળની પાછળ લપાઇને ઊભી રહેલી કાન્તાને તેમ જ શૂરપાળના સ્વામિનિષ્ઠ પરિચારકને ત્રણ કે ચાર સૈનિકો તેમના હાથ ઝાલીને ખેંચતા ત્યાં લઇ આવ્યા અને તેઓ પોતાના સેનાધ્યક્ષોને કહેવા લાગ્યા કે:-

"કદાચિત્ આ સ્ત્રી અને આ પુરુષ આપણને શૂરપાળનો પત્તો આપી શકશે."

આ વેળાયે અરૂણુની રક્તિમ કિરણમાલાને હતપ્રભ કરીને વિશ્વપ્રકાશક સૂર્યનારાયણે વિશ્વમાં પોતાનાં તીવ્ર તથા શુભ્રતમ કિરણોને વિસ્તારવાના કાર્યનો આરંભ કરી દીધેલો હોવાથી સર્વત્ર પ્રકાશનો વિસ્તાર થઈ ગયો હતો અને કાન્તાના શાંત તથા ધીરોદાત્ત મુખમંડળમાં એ પ્રકાશનું અત્યંત મનોહર પરિણામ થયેલું દેખાતું હતું. કાન્તાના એ શાંત તથા ધીરોદાત્ત મુખમંડળની પ્રભાએ તે ઉભય સેનાધ્યક્ષોમાંના પ્રધાન સેનાધ્યક્ષના હૃદયમાં એક પ્રકારના વિલક્ષણ પરિણામને નિપજાવી દીધું. અને તેથી તેણે કાન્તાના મુખમંડળમાં પોતાની દૃષ્ટિને સ્થિર કરીને પ્રથમ પોતાના સૈનિકોને કહ્યું કે: "આ દેવીને તેમ જ આ પુરુષને છોડી ઘો અને મર્યાદાથી દૂર ઊભા રહો." અને ત્યાર પછી કાન્તાને અનુલક્ષીને આશ્વાસન આપ્યું કે: "બાઈ, તમો લેશમાત્ર પણ ભયભીત ન થશો અને કોઈ પણ પ્રકારની કુશંકાને હૃદયમાં સ્થાન ન આપશો."

તે સેનાધ્યક્ષના આ આશ્વાસનથી કાન્તાની ગલિત થવા માંડેલી વૃત્તિઓ પુનઃ દૃઢ થવા લાગી, પુનઃ તેની મુદ્રા શાંત તથા ગંભીર દેખાવા લાગી અને તેનામાં તે શત્રુપક્ષીય સેનાધ્યક્ષોનાં મુખમંડળોમાં પોતાની દૃષ્ટિને સ્થિર કરવાના સામર્થ્યનો આવિર્ભાવ થઈ ગયો. કાન્તાએ ગહન ગંભીરતાથી પ્રધાન સેનાધ્યક્ષને ઉદ્દેશીને જિજ્ઞાસા દર્શાવી કે:—

"સ્ત્રીના શરીરને હસ્તસ્પર્શ કરવાનો તેમ જ કોઇપણ કુલવધૂને બળાત્કારે ખેંચીને તમારા સમક્ષ લઈ આવવાનો તમોએ તમારા સૈનિકોને અધિકાર આપ્યો છે ખરો કે?"

કાન્તાના એ પ્રશ્નના ઉત્તરમાં તે વૃદ્ધ સેનાધ્યક્ષે વિનય પૂર્વક કહ્યું કે: "બાઈ, આ અસભ્ય તથા અવિચારી સૈનિકોના હસ્તથી તમોને જે અકારણ ત્રાસ ભોગવવો પડ્યો છે તેમાટે હું તમારી ક્ષમા માગું છું. તમોને કિંવા કોઈ પણ નિરપરાધિની તથા પ્રતિષ્ઠિતા સ્ત્રીને આવી રીતે કષ્ટ પહોંચાડવામાં આવે એવી મારી પોતાની લેશમાત્ર પણ ઇચ્છા નથી, અને મારા સૈનિકોને મેં આવા પ્રકારનો અયોગ્ય અધિકાર આપ્યો જ નથી. અમોને માત્ર શૂરપાળને જ હસ્તગત કરી લેવાની અવશ્યક્તા છે, અને તેટલામાટે જ અત્યારે અમો આ સ્થાનમાં આવ્યા છીએ; કારણ કે, શૂરપાળના હસ્તથી ભાર્ગવદત્તની હત્યા થયેલી હોવાથી એ અપરાધનો યોગ્ય દંડ તેને મળવો જ જોઇએ. જો શૂરપાળને ચતુર્ભુજ કરાવી આપવાના કાર્યમાં તમો અમોને યથાશક્ય સહાયતા આપશો અને શૂરપાળ અમારો બંદી થઈ જશે, તો તમોને તમારી સ્વતંત્રતા આ ક્ષણે જ પાછી મળી જશે; માત્ર એટલું જ નહિ, પણ સમ્રાટ્ ભૂવડ તમારી એ સેવાનું તમોને કલ્પનાતીત મૂલ્ય આપીને તમારી પ્રતિષ્ઠાની પણ વૃદ્ધિ કરી દેશે એ તમારે નિરંતર સ્મરણમાં રાખી લેવાનું છે."

સમ્રાટ્ ભૂવડના સેનાધ્યક્ષ મહાશય, હું મહાવીર શૂરપાળની ધર્મપત્ની હોવાથી મારા અધિકારના યોગે આપને માનપૂર્વક પૂછવાની આજ્ઞા લઉં છું કે મારા પતિદેવને આપ માનવઘાતક કહો છો તે ક્યા અધિકારથી?" કાન્તાએ પ્રભાવદર્શક સ્વરથી પૂછ્યું.

"જે રાજનિયમોનો શૂરપાળના હસ્તથી આજે કેટલાક સમયથી ભંગ થતો રહ્યો છે તે રાજનિયમોના અધિકારથી." સેનાધ્યક્ષે ઉત્તર આપ્યું.

"તે રાજનિયમો કયા છે અને શા છે તે તેઓ જાણતા જ નથી; કારણ કે, તેઓ ઈશ્વર તથા જનની જન્મભૂમિના નિયમો વિના અન્ય કોઈ પણ નિયમને કદાપિ માનતા જ નથી." કાન્તાએ દૃઢતાથી કહ્યું.

કાન્તાની આ ધૃષ્ટતાથી કાંઇક નિષ્પ્રભ થઇને તે વૃદ્ધ સેનાધ્યક્ષ કહેવા લાગ્યો કે: "મહાપ્રતાપી સમ્રાટ્ ભૂવડદેવના વરદ હસ્તથી સ્થપાયલા રાજ-નિયમોનો શૂરપાળે તિરસ્કાર પૂર્વક ભંગ કર્યો છે અને સમ્રાટ્ ભૂવડદેવના એક નાગરિક તથા રાજકર્મચારીની હત્યા કરી નાખી છે એટલે એ અક્ષમ્ય અપ-રાધનો યોગ્ય દંડ તેને મળવો જ જોઇએ એ સર્વથા નિ:સંશય છે."

"કહેવાતા સમ્રાટ્ ભૂવડના સ્થાપેલા રાજનિયમો સમક્ષ, અન્યાય તથા અધર્મથી ગુજરાતના સમ્રાટ્પદપર આરૂઢ થયેલા અનધિકારી રાજાના નિર્માણ કરેલા રાજનિયમો સમક્ષ કોઈ પણ કુલીન તથા આત્માભિમાની ગુજરાતી પોતાના મસ્તકને નમાવે તેમ નથી, તો પછી શૂરપાળ જેવા મહાવીર પુરુષો એ નિ:સત્ત્વ રાજનિયમોના બંધનથી પોતાને બંધાયલા માને, એ આપને સંભવનીય લાગે ખરું કે? જો વાસ્તવિકતા તથા નિષ્પક્ષપાત ન્યાયની દૃષ્ટિથી જોવામાં આવે, તો મારા પતિદેવે ભાર્ગવદત્તની હત્યા નથી કરી, કિન્તુ તેને તેની નીચતાનું યથાન્યાય પ્રાયશ્ચિત્ત જ કરાવ્યું છે. એક વૃદ્ધ પુરુષની ગ્રીવા ઉપર તમારા ભૂવડ રાજાના સૈનિકો અસિઓની વૃષ્ટિ વર્ષાવી રહ્યા હતા, અને મારા પતિદેવે તે નિરપરાધી વૃદ્ધ પુરુષના પ્રાણની રક્ષા કરી હતી, તે વેળાયે પરસ્પર જે યુદ્ધ થયું તે યુદ્ધમાં ભાર્ગવદત્તના દેહનો અંત થયેલો હોવાથી તેના મૃત્યુને હત્યા નામથી ઓળખાવી શકાય તેમ છે જ નહિ, અને જ્યારે હત્યા જ સિદ્ધ નથી થઈ શકતી ત્યાં મારા પતિદેવ શૂરપાળજીને મનુષ્યઘાતક કહેવાની ધૃષ્ટતા કોનાથી કરી શકાય તેમ છે વારુ?" કાન્તાએ આ વાક્યો સિંહીની ગર્જનાના સ્વરૂપમાં ઉચ્ચાર્યા.

"બાઈ, તમારું કોઈ પણ પ્રકારે અપમાન કરવાની પ્રથમથી જ મારી ઇચ્છા નથી, અને તેનો સાક્ષી ઘટઘટવ્યાપક પરમાત્મા છે. પરંતુ બહેન," તે વૃદ્ધ સેનાધ્યક્ષ કાન્તાને પૂજ્ય ભાવ તથા આશ્ચર્યથી નિરખતો મૃદુ-ભાવથી કહેવા લાગ્યો: "મારી કોઈ ભગિની કિંવા ભાર્યા તમારા જેવી જ હોત અને મારા શિરપર જો આવા જ પ્રકારનો કોઈ પ્રસંગ આવી પડ્યો હોત, તો મારી તે ભગિની અથવા ભાર્યાએ પણ મારા પક્ષનું આવું જ સબળ સમર્થન કર્યું હોત એમાં કોઈ પણ પ્રકારનો સંશય છે જ નહિ. ભાર્ગવદત્તની હત્યા શા કારણથી અને કેવા સંયોગોમાં કરવામાં આવી હતી એ રહસ્ય અત્યારે પ્રથમ વાર જ તમારા શ્રીમુખથી મારા જાણવામાં આવી શક્યું છે. ભાર્ગવદત્તના નીચ સ્વભાવનો મને અનેક વાર અનુભવ થયેલો હોવાથી તમારા કથનને હું અક્ષરશ: સત્ય તથા વાસ્તવિક કથન તરીકે સ્વીકારી લઉં છું, અને આ સત્ય વૃત્તાન્ત જણાવવામાટે હું તમોને અંત:કરણપૂર્વક

ધન્યવાદ આપું છું. મારું નામ મિહિર છે, શૂરપાળના શૌર્યનો મને સંપૂર્ણ સાક્ષાત્કાર થયેલો છે અને તેને ગુર્જરભૂમિના એક દિવ્ય પુત્ર તરીકે દીર્ઘકાળથી હું ઓળખું છું એટલે તેણે જે કાંઈ પણ કર્યું છે તે યોગ્ય જ કર્યું છે. આ મિહિરની દાક્ષિણાત્ય જન્મભૂમિ જો આવી અવસ્થામાં આવી પડી હોત, તો પોતાની જન્મભૂમિના અત્યાચારી શત્રુઓનો આ મિહિરે પણ આવા જ પ્રકારનો સત્કાર કર્યો હોત. પણ આ વિવેચન અત્યારે અનાવશ્યક છે.'' આ પ્રમાણેના ઉદ્ગારો કાઢીને મિહિરે પોતાના સહાયક સેનાધ્યક્ષને મંદ સ્વરથી કહ્યું કે: ''તમો અહીંથી આ સૈનિકોને લઇને અગ્રપ્રાંગણમાં ચાલ્યા જાઓ કે જેથી આ અબળાના મુખથી શૂરપાળનો પત્તો મેળવવાનો મારાથી પ્રપંચયુક્ત યોગ્ય પ્રયત્ન કરી શકાય. આ કાર્ય તમો સર્વની ઉપસ્થિતિમાં થવું અશક્ય છે.''

દ્વિતીય સેનાધ્યક્ષ પ્રધાન સેનાધ્યક્ષની આજ્ઞાઅનુસાર સૈનિકોને લઇને ત્યાંથી અગ્રપ્રાંગણમાં ચાલ્યો ગયો. તે સર્વના જવા પછી પ્રધાન સેનાધ્યક્ષ મિહિર કાન્તાને સંબોધીને મંદ તથા માયાદર્શક સ્વરથી કહેવા લાગ્યો કે: ''મારાં ધર્મભગિની, મહાવીર શૂરપાળ પકડાય તથા કારાગૃહવાસી થાય અથવા તો તેના મસ્તકનો ઉચ્છેદ થઈ જાય એવી મારી ઇચ્છા ન હોવાથી આ આગારમાં હવે શૂરપાળને શોધવાનો વિશેષ પ્રયત્ન કરવાનો મારો વિચાર નથી. અત્યારે શૂરપાળ જો આ આગારમાં ન હોય તો તો ચિન્તા નહિ, પરંતુ જો તેઓ આ આગારમાં જ ક્યાંક છુપાયલા હોય તો અમારા અહીંથી પ્રયાણ કરી જવા પછી આ સ્થાનને ત્યાગીને દૂરના કોઈ સુરક્ષિત સ્થાનમાં ચાલ્યા જવાનો શૂરપાળજીને આ મિહિરનો સંદેશ અથવા ઉપદેશ સંભળાવી દેજો; માત્ર એટલું જ નહિ, પણ તમો પોતે પણ આ સ્થાનમાંથી કોઈ અન્ય સ્થાનમાં જઇને વસજો એવો તમોને પણ મારો દૃઢ આગ્રહ છે; કારણ કે, શૂરપાળજીના શસ્ત્રથી નરકવાસી થયેલા ભાર્ગવદત્તનો પિતા ભાનુદત્ત અત્યંત ક્રૂર તથા નિર્દય હોવાથી શૂરપાળજીને શોધી કાઢવામાટે આકાશ તથા પાતાળને એક કરી નાખ્યા વિના કદાપિ જંપવાનો નથી, એમ મારી મનોદેવતા મને વારંવાર કહ્યા કરે છે.''

શત્રુપક્ષના પ્રધાન સેનાધ્યક્ષ મિહિરનું આ દયાપૂર્ણ તથા અનુકંપાદર્શક ભાષણ સાંભળીને કાન્તાનું કોમળ હૃદય કૃતજ્ઞતાથી ઉભરાઈ જવા લાગ્યું અને તેનાં નયનોમાંથી અશ્રુના બેચાર બિન્દુઓ પણ અચાનક ખરી પડ્યાં. કાન્તાના કંઠનો અવરોધ થતાં તત્કાળ તેનાથી કાંઈ પણ બોલી ન શકાયું એટલે સેનાપતિ મિહિર પુનઃ તેને સંબોધીને કહેવા લાગ્યો કે:—

''ધર્મભગિની, ભાનુદત્તને મારા પ્રભાવથી જેટલા પરિમાણમાં આંજી શકાશે તેટલા પરિમાણમાં આંજી નાખીને તેના હસ્તથી તમોને ત્રાસ ન થવા પામે એવી વ્યવસ્થા કરવાનો જો કે મારો મનોભાવ તો છે જ: તથાપિ ભાનુદત્તનો મને સંપૂર્ણ વિશ્વાસ ન હોવાથી સાવધાન રહેવામાટેની મારી સૂચના પ્રતિ તમારે સર્વથી પ્રથમ લક્ષ આપવાનું છે. રાજાજ્ઞાને અનુસરીને

આ આગારની આસપાસ મારે જો કે પ્રહરીઓને તો રાખવા જ પડશે; તથાપિ મારા કોઈ પણ સૈનિકના હસ્તથી આ આગારમાં વસતા એક પણ મનુષ્યને કોઈ પણ પ્રકારનો ત્રાસ ન થાય એનો હું કઠિન પ્રબંધ કરીશ. અત્યારે તો હું મારા સર્વ સૈનિકો સહિત અહીંથી પ્રયાણ કરી જાઉં છું, અને આવતી કાલના અથવા પરમ દિવસના પ્રભાતથી આ આગારને મારા સૈનિકોની દૃષ્ટિ તળે રાખવાનો મેં એટલામાટે નિશ્ચય કરેલો છે કે, જો શૂરપાળજી આ આગારના કોઈ ગુપ્ત સ્થાનમાં અથવા તો ક્યાંક નિકટમાં જ હોય તો તમારાથી મારો આ સંદેશ તેમને સંભળાવી શકાય. અને મારા આ સંદેશને સાંભળીને તેમનાથી યથાસમય આ સ્થાનને ત્યાગી જવાની વ્યવસ્થા કરી શકાય."

"અમો આપ શ્રીમાનના આ ઉપકારના ભારથી ક્યારે મુક્ત થઈ શકીશું વારુ?" કાન્તાએ કંપિત સ્વરથી કૃતજ્ઞતા દર્શાવી.

"જો શૂરપાળજીના હસ્તથી ગુજરાતની પરાધીનતારૂપિણી શૃંખલા તૂટી જશે અને ગુજરાત પાછું સ્વાધીન થવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકશે, તો ગુજરાતની તે સ્વાધીનતાને જ હું મારા આ ઉપકારનું પર્યાપ્ત મૂલ્ય માની લઇશ." મિહિરે ભદ્ર ઉદ્ગાર કાઢ્યા.

"પ્રભુ આપનું તથા આપના પરિવારનું અખંડ કલ્યાણ કરો!" કાન્તાએ આશીર્વાદ આપ્યો.

મિહિર ત્યાંથી નીકળીને અગ્રપ્રાંગણમાં આવી લાગ્યો અને ત્યાં પોતાની તલ્વારને ઊભી કરીને ઇતસ્તતઃ વિખરાયલા સૈનિકોને તેણે એકત્ર થવાનો સંકેત કરી દીધો. સર્વ સૈનિકો એકત્ર થઈ ગયા એટલે તે પોતાના સહાયક સેનાપતિ તથા સૈનિકોને સંબોધીને ગંભીર મુદ્રા તથા ગંભીર સ્વરથી કહેવા લાગ્યો કેઃ

"આ આગારમાં શૂરપાળ અત્યારે નથી એટલે ભાર્ગવદત્તની હત્યા કર્યા પછી તે પાછો આ આગારમાં આવ્યો જ નથી એવો મારો દૃઢ નિશ્ચય થઈ ગયો છે. હવે આ આગારમાં બેસી રહેવાની અને અમૂલ્ય સમયનો અકારણ વ્યય કરી નાખવાની કશી પણ આવશ્યકતા ન હોવાથી હું અહીંથી આ ક્ષણે જ પ્રયાણ કરી જવાના નિશ્ચયપર આવી લાગ્યો છું. વનોડ દુર્ગમાં યથાસમય પહોંચી જવાની અને ત્યાંથી માન્યવર રાજપ્રતિનિધિની નવીન આજ્ઞાને મેળવી લેવાની આવશ્યકતા અનિવાર્ય છે. તો ચાલો, મારા વીર સૈનિકો, વનોડ દુર્ગની દિશામાં સત્વર અગ્રગામી થઈ જાઓ."

પ્રધાન સેનાધ્યક્ષની આજ્ઞાને શિરસામાન્ય કરીને દ્વિતીય સેનાનાયક તથા સૈનિકો ત્યાંથી વનોડ દુર્ગના માર્ગમાં ચાલતા થઈ ગયા. મિહિરના માત્ર બે અંગરક્ષકો જ ત્યાં ઊભા રહ્યા; કારણ કે, મિહિર પોતે ત્યાંથી પ્રયાણ કરી જવામાટે અદ્યાપિ અશ્વારૂઢ થયો ન હોતો. પોતાના બે અંગરક્ષકોને ઊભા રહેલા જોઇને મહિરે કહ્યું કેઃ "ભાઇઓ, તમો સૈનિકો સાથે ચાલવા માંડો; હું થોડી વારમાં જ આવું છું."

તે અંગરક્ષકોને પણ ત્યાંથી ચાલતા થઈ ગયેલા જોઇને આગારના દ્વારની પાછળ આવી ઊભેલી કાન્તાએ હવે બાહ્ય ભાગમાં આવીને અશ્વારોહણની

તૈયારી કરતા મિહિરને સંબોધીને સદ્ગદિત સ્વરથી કહ્યું કે: "હે ઉદારાત્મા મહાપુરુષ, આજે પોતાની અનાથ ધર્મભગિની ઉપર તમોએ અગાધ ઉપકાર કરેલો હોવાથી જો કોઈ વાર દુર્ભાગ્યવશાત્ તમારા શિરપર પણ આવો કટાકટીનો પ્રસંગ આવી પડે, તો અવશ્ય અમારું આવ્હાન કરજો એટલે આજે તમારા શ્રીમુખમાંથી નીકળેલા શબ્દો જે જે વ્યક્તિઓના સાંભળવામાં આવ્યા છે તે સર્વે વ્યક્તિઓ યથાશક્ય સહાયતા આપવામાટે તમો જ્યાં હશો ત્યાં જીવના જોખમે પણ તમારી પાસે આવી લાગશે. પરમાત્મા તમારા શિરપર આવો કટાકટીનો પ્રસંગ ન લાવે એ જ અમારી તે પરમદયાઘન પરમાત્માનાં શ્રીચરણોમાં અનન્ય અભ્યર્થના છે."

"મારાં સહોદરાતુલ્ય મહાસાધ્વી ધર્મભગિની, પરમાત્મા કેવળ સત્યનો જ પક્ષપાતી હોવાથી શુદ્ધ અંતઃકરણથી પરમાત્માને કરેલી પ્રાર્થના કદાપિ નિષ્ફળ નથી થતી. હું મારા સ્વામીની મારાથી કરી શકાય તેટલી એકનિષ્ઠાથી સેવા કરું છું, મારાથી વરિષ્ઠ અધિકારીઓની આજ્ઞાઓનું ધર્મને અનુસરીને પાલન કરું છું અને સરળતા તથા પ્રામાણિકતાથી મારા કર્તવ્યની પૂર્તિ કરતો રહું છું. કોઈ પણ મનુષ્યને યશ આપવો કિંવા અપયશ આપવો એ પરમેશ્વરની ઇચ્છાનો વિષય હોવાથી હું યશ તથા અપયશ ઉભયને સમાન જ માનતો રહું છું." આ પ્રમાણેના ઉદ્ગારો કાઢીને મિહિરે કાન્તાને સંબોધીને વિશિષ્ટતાથી કહ્યું કે: "અસ્તુ: બહેન, હવે તમો અત્યારનાં ત્રાસ, ચિન્તા તથા યંત્રણાથી મુક્ત થવામાટે આગારમાં પધારો અને મને પણ આશીર્વાદ સહિત અહીંથી પ્રયાણ કરી જવાની આજ્ઞા આપો; કારણ કે, મારા પ્રસ્થાનમાં હવે અકારણ વિલંબ થાય છે."

કાન્તાએ પોતાના કટિભાગમાંથી એક રક્ષા—રાખી અથવા રાખડી—કાઢીને મિહિરના હસ્તમાં સમર્પતાં મંજુલ સ્વરથી કહ્યું કે: "મહાત્મા મિહિરરાજ, આજથી મેં તમોને મારા સહોદર બંધુ તરીકે જ સ્વીકારેલા હોવાથી આ રક્ષાને કૃપા કરીને સ્વીકારી લ્યો. તમારા હસ્તથી નિરંતર આવાં ધર્મ તથા પરોપકારનાં કૃત્યો થતાં રહો એવો તમારી આ દીન ભગિનીનો તમોને અંતઃકરણ પૂર્વક આશીર્વાદ છે."

કાન્તાની રક્ષાને આનંદથી સ્વીકારીને મિહિર કહેવા લાગ્યો કે: "દેવી, પરમેશ્વરે મને સહોદરા આપવાની ઉદારતા દર્શાવી ન હોતી અને તેથી મારા હૃદયમાં કેટલીક વાર શોક પણ થતો હતો; પરંતુ આજે મારા એ અભાવની પૂર્તિ તથા મારા શોકની નિવૃત્તિમાટે પરમેશ્વરે મને તમારા જેવી મહાસાધ્વી ભગિની આપવાની ઉદારતા દર્શાવેલી હોવાથી હું પરમેશ્વરનો ઋણી થયો છું. તમારી આ સુવર્ણરક્ષા મારા આ દેહનો પાત થશે ત્યાં સુધી આ હસ્તને શોભાવતી રહેશે એ તમારે નિશ્ચયપૂર્વક માની લેવું. પરમાત્મા તમારું કલ્યાણ કરો અને તમારી સર્વે ભદ્ર કામનાઓ પૂર્ણ થાઓ!" કાન્તાને સંબોધીને આ ઉદ્ગારો કાઢયા પછી મિહિરે કાન્તાના પશ્ચાદ્ભાગમાં ઊભેલી દાસી વિશાખાને ઉદ્દેશી કહ્યું કે: "બાઈ, તું શૂરપાળના આગારની સેવિકા હોય

એવું અનુમાન કરી શકાય છે. જો મારું આ અનુમાન સત્ય હોય, તો મારી તને એ આજ્ઞા છે કે મારાં આ નૂતન સહોદરા તથા તારાં સ્વામિનીને તું સંભાળીને આગારના આભ્યંતર ભાગમાં લઈ જા."

કાન્તાએ મિહિર પ્રતિ બંધુભાવદર્શક દૃષ્ટિપાત કર્યો. મિહિરના મુખમંડળમાં એ વેળાયે સંપૂર્ણ શાંતિ તથા પૂર્ણ પ્રસન્નતાનો અધિકાર વ્યાપેલો હતો. મિહિર અશ્વારૂઢ થઇને 'ભગિની, પ્રણામ' એ બે શબ્દોને ઉચ્ચારી ત્યાંથી પ્રયાણ કરી ગયો, અને કાન્તાએ આગારના અભ્યંતર ભાગમાં જવામાટે પોતાના મુખને ફેરવતાં જ અલ્પ અંતરે પરિચારક સહિત પોતાનો પતિદેવ શૂરપાળ ઊભેલો તેના જોવામાં આવ્યો. પોતાના પતિને જોતાં જ કાન્તાના મુખમાંથી સ્વાભાવિક એ પ્રશ્ન નીકળી ગયો કેઃ—

"નાથ, આપ અહીં ક્યાંથી? વૃક્ષના ગર્ભમાંથી ક્યારે બહાર નીકળ્યા અને અહીં ક્યારે આવ્યા?"

"પ્રાણેશ્વરી, જે વૃક્ષના ગર્ભમાં હું છુપાયલો હતો તેમાં એક મોટું બાકોરું હોવાથી ત્યાં ભૂવડના સેનાપતિ મિહિરના મુખમાંથી તને સંબોધીને નીકળેલા ઉદ્ગારો મારા સાંભળવામાં આવ્યા હતા અને મિહિર પોતે એક નિષ્કપટ વીર પુરુષ હોવાથી અને તે શત્રુપક્ષીય હોવા છતાં તેના વચનમાં મારો સંપૂર્ણ વિશ્વાસ હોવાથી તે ક્ષણે જ વૃક્ષના ગર્ભમાંથી બહિર્ગત થઇને તે ઉદારચરિત મહાપુરુષનો ઉપકાર માનવાની મારા મનમાં તીવ્ર ઈચ્છા થઈ હતી; પરંતુ તેની સાથે તેનો સહાયક સેનાપતિ તથા તેના સૈનિકો પણ આ સ્થાનમાં આવેલા હોવાથી જો હું બહાર નીકળી આવીશ, તો કદાચિત્ નિરુપાય થઇને મને બંદી કરી લેવાનો તેના શિરપર અનિચ્છિત પ્રસંગ આવી પડશે એમ ધારીને મેં મારી એ ઇચ્છાને મારા મનમાં જ શમાવી દીધી હતી. ત્યાર પછી મિહિરે જ્યારે પોતાના સહાયક સેનાપતિ, પોતાના સૈનિકો તથા પોતાના અંગરક્ષકોને પણ અહીંથી વિદાય કરી દીધા, અને એ વાર્તા આપણા આ પરિચારકના મુખથી મારા જાણવામાં આવી એટલે પછી હું નિર્ભય થઇને વૃક્ષના ગર્ભમાંથી બહાર નીકળી આવ્યો અને મિહિરને મારી કૃતજ્ઞતાનું દર્શન કરાવવામાટે આ સ્થાનમાં આવી લાગ્યો; કિન્તુ આ સ્થાનમાં આવ્યા પછી તારો તથા મિહિરનો જે પરસ્પર સંવાદ ચાલી રહ્યો હતો તે સંવાદમાં વિક્ષેપ નાખવાનું મને યોગ્ય ન જણાયું; માત્ર એટલું જ નહિ, પણ 'જો હું અત્યારે જ વ્યક્ત થઇશ, તો કાં તો મિહિર પોતાને ભવિષ્યમાં અસત્યવાદ ન કરવો પડે એટલામાટે મને પકડી લેવાનો પ્રયત્ન કરશે તો મારે આપણા ઉપકારક સાથે અકારણ યુદ્ધ કરવું પડશે અને કાં તો મને આ સ્થાનમાં પોતાની દૃષ્ટિથી જોવા છતાં જતો કરી દેવાની ઉદારતા તે દર્શાવશે તો તેના હસ્તથી સ્વામિદ્રોહ થયો કહેવાશે અને એ અપરાધ તેના મનમાં નિરંતર ખટકતો રહેશે.' આવા વિચારોનો મારા મનમાં આવિર્ભાવ થવાથી અંતે મેં મિહિર સમક્ષ અત્યારે કોઈ પણ પ્રકારે વ્યક્ત ન થવાનો જ નિશ્ચય કરી લીધો અને હું અહીં જ મૌનનું અવલંબન કરીને ઊભો

રહી ગયો; કારણ કે, હવે મિહિર પુનઃ આગારમાં પ્રવેશ નથી કરવાનો એવો મારો દૃઢ નિશ્ચય થઈ ગયો હતો. કાન્તે, જો સર્વ જેતાઓનાં અંતઃકરણોમાં પરમેશ્વરે આવી જ ઉદારતા તથા પ્રેમને ભરી દીધાં હોય, તો જિત અથવા પદાક્રાંત થયેલા દેશો પોતાના જન્મજાત અધિકારરૂપ સ્વાતંત્ર્ય, રાષ્ટ્રીય સ્વાતંત્ર્યને પણ સર્વથા વિસારી દઇને પરાધીનતાનાં જ સ્તુતિસ્તોત્રો ગાતા રહે, એ સર્વથા સ્વાભાવિક નથી કે શું? વૃક્ષના ગર્ભમાં પ્રવેશ કરતી વેળાયે મારું હૃદય શત્રુઓના અત્યાચારોના દર્શનથી પ્રતિહિંસાના જાપમાં જ નિમગ્ન ગયેલું હતું, અને 'ભૂવડના પ્રત્યેક રાજકર્મચારી તથા પ્રત્યેક પક્ષપાતી મનુષ્યનો સર્વનાશ થાઓ' એ શાપનો ધ્વનિ મારા અંતરમાંથી ઉઠયા કરતો હતો; પરંતુ આ ઉદારાત્મા વીર પુરુષે પોતાની અલૌકિક ઉદારતા તથા અનન્ય ધર્મબુદ્ધિથી 'ભૂવડના સર્વ રાજકર્મચારીઓ નીચ નથી; કિન્તુ મિહિર જેવા અપવાદો તેમનામાં પણ અસ્તિત્વ ધરાવે છે' એવો નિશ્ચય કરાવી દીધો છે અને તે મારા ધન્યવાદને પાત્ર થયો છે." શૂરપાળે પોતાની પત્નીના પ્રશ્નના ઉત્તરમાં આ પ્રમાણેના ઉદ્ગારો કાઢીને પોતાની પત્નીની જિજ્ઞાસાને તૃપ્ત કરી દીધી.

પુનઃ પોતાના પતિદેવના મુખનું દર્શન થતાં જ કાન્તાના હૃદયમાં જે અલૌકિક ધૈર્યશીલતા અવિચલ ભાવથી વિરાજી રહી હતી તે ધૈર્યશીલતાનો લોપ થવા લાગ્યો અને પતિના દર્શનથી તેના કોમળ હૃદયમાં અચાનક દુર્બળતા, નારીજાતિસુલભ દુર્બળતાનો આવિર્ભાવ થતો દેખાયો. પતિદેવના બાહુપાશમાં બદ્ધ થતાં જ કાન્તા પોતાને નિર્ભય થયેલી માનવા લાગી. સ્વલ્પ સમય પૂર્વે જે પ્રાણહારક સંકટ ઈશ્વરની કૃપાથી ટળી ગયું હતું તે સંકટની ભયંકરતાને કાન્તા સર્વથા ભૂલી ગઈ. શૂરપાળના વક્ષઃપ્રદેશમાં પોતાના મસ્તકને સ્થાપીને કાન્તા સૌખ્યની મૂર્ચ્છામાં પડી ગઈ એમ જ કહી શકાય. શૂરપાળ કાન્તાના મસ્તકપર પ્રેમથી પોતાના હસ્તને ફેરવતો કહેવા લાગ્યો કેઃ—

"કાન્તે, પ્રિયતમા કાન્તે, મારા પ્રતિ દૃષ્ટિ કર અને જો કે હું સર્વથા ક્ષેમકુશળ તથા નિર્ભય છું; મારી કશી પણ હાનિ થઈ નથી. પ્રેમદેવી, હું આજે કેવળ તારી પ્રસંગાવધાનતા, વીરતા તથા પ્રભાવશીલતાથી જ સજીવન રહી શકયો છું. પ્રાણેશ્વરી, તું ચિન્તાને ત્યાગી દે, શુદ્ધિમાં આવી જા અને મને પોતાના નયનસંમેલનજન્ય આનન્દનો પરિચય કરાવી દે."

દાસી વિશાખા કાન્તાને શૂરપાળના બાહુમાંથી પોતાના બાહુમાં ધારણ કરતી મંજુલ ભાવથી કહેવા લાગી કેઃ "બુદ્ધિમતી સ્વામિની, આપનો આ ભય ક્ષત્રિય કન્યાને શોભાવનારો નથી એ આપ જાણો છો ખરાં કે નહિ? આજનો આ પ્રસંગ તો ભવિષ્યમાં આપણને પ્રાપ્ત થનારા મહાભયંકર પ્રસંગોના એક સાધારણ પ્રસ્તાવરૂપ છે. આપ વીરપત્ની તથા વીરસ્નુષા છો અને આપનાં માતાપિતાએ આપને ક્ષત્રિયકન્યાની યોગ્યતાને જાળવનારું યોગ્ય શિક્ષણ આપેલું છે એટલે આ દુર્બળતા આપમાં હોવી ન જોઇએ. સાવધાન થાઓ અને ધૈર્યને ધારણ કરી લ્યો; કારણ કે, આપના સ્વામી તથા અમારા અન્નદાતાને કદાચિત્ આજે જ આ સ્થાનમાંથી વિદાય કરી દેવાનો પ્રસંગ આપનાં નેત્રો સમક્ષ આવીને ઊભો રહે, તો તેમાં આશ્ચર્ય જેવું કાંઈ પણ નથી."

"હા, હા; પ્રાણેશ, આપ આજે અને અત્યારે જ આ સ્થાનને ત્યાગીને કોઈ અન્ય નિર્ભય સ્થાનમાં ચાલ્યા જાઓ; આવતી કાલે પ્રભાતમાં તો અહીં મિહિરના સૈનિકો આવીને પ્રહરી તરીકે બેસી જવાના છે. કદાચિત્ તેઓ આજે જ પાછા અહીં આવી લાગે તો તે પણ સ્વાભાવિક છે. મિહિર પણ રાજપ્રતિનિધિની આજ્ઞાને આધીન છે એ તો આપ પણ જાણો જ છો. માટે જો આપ અહીં જ હશો અને તેઓ અહીં આવી લાગશે, તો મહા અનર્થ થઈ જશે. આ કારણથી શત્રુઓના આગમનથી પૂર્વે જ આપ તે ચાંડાલોની શક્તિની મર્યાદાથી બહુ દૂર ચાલ્યા જાઓ અને સર્વથા નિર્ભય થાઓ એમાં જ આપના, અમારા તથા આ પરાધીન ગુજરાતના ભાવિ કલ્યાણનો સંભવ છે. હા, પણ આપ અહીંથી કયાં જશો વારુ?" કાન્તાએ શુદ્ધિમાં આવીને તત્કાળ શૂરપાળને સંબોધીને આ ઉદ્ગારો કાઢ્યા.

"બંધુ અણહિલ્લ જ્યાં સુધી નથી આવ્યો ત્યાં સુધી મારાથી આ સ્થાનને ત્યાગી શકાય તેમ નથી. વીર અણહિલ્લના આવ્યા પછી તેને આવશ્યક સૂચના તથા આદેશ આપીને સૌરાષ્ટ્રના શૃંગાર ગિરિનારાયણ પર્વતમાં જઇને કેટલાક સમય પર્યન્ત નિવાસ કરવાનો મારો વિચાર છે: મારાં પૂજ્ય જ્યેષ્ઠ ભગિની રૂપસુંદરી દેવી તથા આપણો વીર ભાણેજ વનરાજ પણ અત્યારે સૌરાષ્ટ્રમાં જ છે એ વાર્તા તારાથી અજ્ઞાત નથી. સૌરાષ્ટ્રનિવાસમાં મારો એક રાજનૈતિક ઉદ્દેશ પણ સમાયલો છે. ગિરિનારાયણ પ્રર્વતમાં જઇને જે ગુહામાં હું નિવાસ કરવાનો છું તે ગુહા બંધુ અણહિલ્લે જોયેલી હોવાથી તે જ્યારે પણ અહીંના કુશળ સમાચાર લઇને મારી પાસે આવશે અને ત્રણ વાર ત્યાં શંખનાદ કરશે એટલે હું તેના સમક્ષ આવીને ઊભો રહીશ." શૂરપાળે પોતાના ભાવિ નિવાસ્થાનનો પરિચય કરાવ્યો.

"તો, નાથ મારી આપનાં ચરણોમાં એ જ પ્રાર્થના છે કે મને પણ આપ પોતાની સાથે ગિરિનારાયણ પર્વતમાં લઈ જાઓ; કારણ કે, આપના સહવાસથી પર્વત પણ મને નન્દનવન સદૃશ ભાસવાનો સંભવ છે." કાન્તાએ ગંભીરતાથી સહવાસની ઇચ્છા દર્શાવી.

"પ્રિયતમે, જે સમયમાં પંચાસરનો પાત થયો તે સમયમાં મારાં જ્યેષ્ઠ ભગિની રૂપસુન્દરી દેવીની જે અવસ્થા હતી તેવી જ અત્યારે તારી અવસ્થા હોવાથી અને તારો ગર્ભ છ માસનો થઈ ગયેલો હોવાથી અત્યારે તને પર્વતની ગુહામાં લઈ જઇને રાખવી અને દીર્ઘ પ્રવાસનો પરિશ્રમ આપવો એ મને તો યોગ્ય નથી લાગતું. ત્યાં માનવવસતિનો સર્વથા અભાવ છે ને હું બે દિવસ ત્યાં રહીશ તો ચાર દિવસ કયાંક અન્યત્ર ચાલ્યો જઇશ એવી પરિસ્થિતિ તને ત્યાં લઈ જવામાટે અનુકૂલ નથી. પરમેશ્વરની કૃપાથી તારી પ્રસૂતિનો પ્રસંગ નિર્વિઘ્ન વીતી જશે અને અહીંની પરિસ્થિતિ પણ આવી જ પ્રતિકૂલ રહેશે, તો પછી હું તને અહીંથી લઈ જઇને કોઈ અન્ય સ્થાનમાં રાખવાની વ્યવસ્થા કરીશ. વીર અણહિલ્લને હું અહીં જ રાખી જવાનો છું એટલે તારે કોઈ પણ પ્રકારની ચિન્તા તથા ભીતિને હૃદયમાં સ્થાન આપ-

વાનું કાંઈ પણ પ્રયોજન નથી. સોમેશ્વર તારો રક્ષક છે." શૂરપાળે કાન્તાને પોતાની સાથે ન લઈ જવાનાં યોગ્ય કારણો દર્શાવીને આશ્વાસન પણ આપ્યું.

"પ્રાણેશ, આપ મારાં કષ્ટોનો વિચાર કરો છો તો શું આપને ગિરિનિવાસમાં કષ્ટો નથી થવાનાં? ભાલાની અણી જેવા ખડકો, તુષારશીતલ વાયુની પ્રચંડ લહરીઓ અને અગ્નિ કરતાં પણ અધિક દાહક ઉષ્માનો ત્રાસ શું આપને સહન નહિ કરવો પડે? સીતાદેવીએ વનવાસમાં કંદમૂળનો આહાર કરીને શ્રી રામચન્દ્ર સાથે સુખપૂર્વક પોતાના દિવસો ન હોતા વીતાવ્યા કે શું? દમયંતીએ પોતાના પતિદેવ નળરાજ સાથે વનમાં ભટકતી વેળાયે કદાપિ દુઃખનો સાક્ષાત્કાર કર્યો હતો ખરો કે? નાથ, મારો પ્રેમ પર્વતના પાષાણોમાં દયા તથા અનુકંપાનો પ્રાદુર્ભાવ કરીને કુસુમશય્યાની મૃદુલતાને લાવી બતાવશે; મારા આત્મબળથી હું માર્ગસ્થ કંટકોને દૂર કરી દઈશ અને આપને મારા પ્રેમની શાલ ઓઢાડીને આપના શૈત્યજન્ય તથા પ્રેમવારિના સિંચનથી ઉષ્મા જન્ય કષ્ટનું યથાશક્ય નિવારણ કરતી રહીશ. હૃદયવલ્લભ, અમો સ્ત્રીઓનું સ્વામીના સહવાસમાં તથા સ્વામીની સેવામાં જ મૃત્યુ થઈ જાય એ એક મહાસદ્ભાગ્ય છે. વનવાસમાં સીતાદેવીના મુખમાંથી કદાચિત્ કોઈ વાર દુઃખદર્શક ઉદ્ગાર નીકળ્યો હશે; પરંતુ આપનો સહવાસ હશે તો મારા મુખમાંથી પ્રાણાન્તે પણ દુઃખદર્શક ઉદ્ગાર નીકળવાનો નથી અને મારા મુખમંડળમાં આનન્દનીછટા વિના અન્ય કોઈ પણ પ્રકારની છટા આપને દૃષ્ટિગોચર થવાથી નથી. ત્યારે કહો કે હવે તો મને લઈ જશો ખરા ને?" કાન્તાએ શૂરપાળ સાથે જવાની અને ગિરિનિવાસ કરવાની તીવ્ર આકાંક્ષા દર્શાવી.

"સ્વામિની, અત્યારનો આપનો આ હઠ અત્યંત વિઘાતક થઈ પડવાનો સંભવ હોવાથી કૃપા કરીને આ હઠને ત્યાગી દો અને અમારા અન્નદાતાને અહીંથી પ્રયાણ કરી જવાની આનન્દથી અનુમતિ આપી દો; કારણ કે, ભૂવડના ગુપ્તચરો ગુજરાત તથા સૌરાષ્ટ્રમાં સર્વત્ર પ્રસરેલા હોવાથી તે ગુપ્ત નિવાસમાં આપ ભૂવડના કોઈ ગુપ્તચરના જોવામાં આવી જશો, તો મહાવીર શૂરપાળજી પણ એટલામાં જ કયાંક હોવા જોઇએ એવી તે સહજ કલ્પના કરી લેશે; અને જો કોઈ નવીન સંકટ આવીને ઉપસ્થિત થશે, તો અમારા અન્નદાતા પોતાના પ્રાણ કરતાં આપના પ્રાણનું મૂલ્ય અધિક આંકતા હોવાથી શત્રુઓના આઘાતથી આપના તેમ જ પોતાના પ્રાણોને રક્ષવાનું કાર્ય એમના માટે અતિશય વિકટ થઈ પડશે; માત્ર એટલું જ નહિ, પણ કદાચિત્ મહાભયંકર પરિણામને જોવાનો પ્રસંગ પણ આવી લાગશે એ સમસ્ત પરિસ્થિતિનો આપે અવશ્ય વિચાર કરવો જ જોઇએ." દાસી વિશાખાએ કાન્તાને યોગ્ય ઉપદેશ આપીને પોતાની બુદ્ધિમત્તાનો યોગ્ય પરિચય કરાવ્યો.

"પ્રાણેશ્વરી, તારી સખી કિંવા ભગિની તુલ્ય દાસી વિશાખાનું આ કથન અક્ષરશઃ સત્ય તથા સ્વીકરણીય હોવાથી મારો પણ તને એ જ આગ્રહ છે કે તું અત્યારે જ મારી સાથે આવવાના તારા હઠવાદને ત્યાગી દે અને પર-

પ્રેમેશ્વરની ન્યાયશીલતા તથા દયામાં વિશ્વાસ રાખીને આ આગારમાં વસવાનો નિશ્ચય કરી લે. હું પોતે કોઈ કોઈ વાર અહીં આવતો રહીશ અને તારા મુખચંદ્રના દર્શનથી મારાં નયનોને તૃપ્ત કરતો રહીશ એવું હું તને વચન આપું છું.'' શૂરપાળે પુનઃ કાન્તાને સમજાવવાનો પ્રયત્ન કર્યો.

''પરંતુ ગિરિવાસમાં આપને કેવાં અને કેટલાં કષ્ટો વેઠવા પડશે એનો આપે કાંઈ પણ વિચાર કર્યો છે ખરો કે? ત્યાં આપને યથાસમય ભોજન તૈયાર કોણ કરી આપશે અને આપની પ્રકૃતિ અસ્વસ્થ હશે તે વેળાયે આપની સેવા શુશ્રૂષા કોણ કરશે? ભૂમિ શય્યા અને આકાશ આચ્છાદન એ અવસ્થાને આપ કેમ સહન કરી શકશો?'' કાન્તાએ પુનઃ શૂરપાળના હૃદયને દ્રવીભૂત કરવાનો ઉદ્યોગ કરતાં આ વાક્યો ઉચ્ચાર્યાં.

''કાન્તે, જેને પરમાત્માની અગાધ કૃપા તથા પૂર્વજન્માર્જિત પુણ્યોના પ્રતાપથી તારા જેવી દેવી તુલ્ય ગૃહલક્ષ્મીની આ અવતારમાં પ્રાપ્તિ થયેલી છે તે શૂરપાળ નામધારી તારો પતિ ભાલાની અણી સમાન ખડકો, ગહન સરિતાઓ, ભયંકર અવસ્કંદો તથા નિબિડ અરણ્ય આદિથી લેશમાત્ર પણ ભયભીત થાય તેમ નથી અને તેથી તારે પોતાના હૃદયમાં એક પ્રકારના અભિમાનને જ ધારણ કરવું જોઇએ. જ્યારે ભાગ્યદેવી આપણા પક્ષમાં હતી ત્યારે કેટલીક વાર નગરનિવાસથી કંટાળીને આપણે આદરપૂર્વક વનવાસને મનોરંજનાર્થે સ્વીકારી લેતાં હતાં અને ત્યારપછી ભાગ્યદેવીની પ્રતિકૂલતા થતાં પંદર વર્ષ જેટલા દીર્ઘ કાળથી આપણે નગરવાસી મટીને વનવાસી થઈ ચૂક્યાં છીએ, તો પછી આ ગિરિવાસથી ભયભીત થવાનું કાંઈ કારણ છે ખરું કે? કાન્તે, ગત રાત્રિના સમયમાં જ્યારે હું કાંઇક નિરાશ થઈ ગયો હતો તે વેળાયે ઉત્સાહવર્ધક ઉદ્ગારોના યોગે તે જ મારા અંધકારમય હૃદયમંદિરમાં આશારૂપ ઉજ્વલ દીપને પ્રકટાવી દીધો હતો અને આજે તું જ મને નિરાશાની ગર્તામાં ગબડાવી દેવાની ચેષ્ટા કરી રહી છે એ જોઇને મારા મનમાં સખેદ આશ્ચર્ય થયા કરે છે.'' શૂરપાળે કાન્તાના હૃદયમાં દૃઢતાને આરોપવાનો યત્ન કરતાં આ વાક્યો ઉચ્ચાર્યાં.

''હે દયાધન પરમાત્મન્, મારા પ્રાણોના પ્રાણનો રક્ષક હવે કેવળ તું જ છે; મારા સૌભાગ્યધારાના શિરપર તું તારી કૃપાના છત્રને નિરંતર અવિચળ રહેવા દેજે અને એમની સર્વ વિપત્તિઓને નિવારી દેજે!'' આવા પ્રકારની ભદ્ર કામના દર્શાવીને કાન્તા પોતાના પતિદેવનું એકાગ્ર દૃષ્ટિથી આપાદમસ્તક અવલોકન કરવા લાગી.

શૂરપાળ પુનઃ કાન્તાને આશ્વાસન આપતો તથા કાન્તાના હૃદયને દૃઢાવતો ગંભીરતાથી કહેવા લાગ્યો કેઃ ''પ્રિયતમે, તું વીરકન્યા છે, વીરસ્નુષા છે, વીરપત્ની છે, અને ભવિષ્યમાં વીરમાતા થવાની છે એ વાર્તા તો અવશ્ય તારા લક્ષમાં હોવી જ જોઇએ. જે ક્ષત્રિયકુલમાં દેવી કુંતી, દેવી દ્રૌપદી તથા દેવી વિદુલા સમાન વીરાંગનાઓએ જન્મ ધર્યો હતો તે જ ક્ષત્રિયકુલમાં તારો જન્મ થયેલો હોવાથી આ ગલિતાવસ્થા તથા વૈશ્યવનિતાતુલ્ય ભીરુતાને

ત્યાગી દે અને ક્ષાત્રધર્મને શોભાવનાર વીરવ્રતને પ્રેમપૂર્વક સ્વીકારી લે. હું મારા પ્રાણોને આ સ્થાનમાં રાખીને કેવળ મારા આ જડ દેહને જ સાથે લઈ જાઉં છું એનું વિસ્મરણ થવા ન દે. જો તું પોતાની લેશમાત્ર પણ અવહેલના કરીશ, તો તે મારા આત્મા તથા મારા અનુરાગની જ અવહેલના થવાની છે એ વાર્તાને તું નિરંતર સ્મરણમાં રાખી લેજે. શ્રી સોમેશ્વરની કૃપાથી આપણા શુભ દિવસો હવે અલ્પ સમયમાં જ આવી લાગશે !" આ આશ્વાસક વાક્યોને પોતાના મુખમાંથી બહિર્ગત કરતાં નેત્રસંકેતથી દાસી વિશાખા તથા પરિચારકને ત્યાંથી દૂર કરીને શૂરપાળે પોતાના વિમળ પ્રેમની મુદ્રાને કાન્તાના રક્તાધરમાં મુદ્રિત કરી દીધી. કાન્તાને પતિના ચુંબનમાં સુધાના સ્વાદનો સાક્ષાત્કાર થવા લાગ્યો.

એ જ વેળાયે આગારના બાહ્ય ભાગમાં અશ્વોનો પાદધ્વનિ સંભળાયો અને એક પરિચારકે આવીને નમનપૂર્વક કહ્યું કે: "વીર અણહિલ્લ આપણા સૈનિકો સહિત સુખરૂપ પાછા આવી પહોંચ્યા છે."

"તેમને અહીં મારી પાસે આવવાનું કહી દો." શૂરપાળે કહ્યું.

"જેવી આજ્ઞા," આ શબ્દોના ઉચ્ચારથી આજ્ઞાધીનતા દર્શાવીને પરિચારક ત્યાંથી ચાલતો થઈ ગયો.

અણહિલ્લને આવતો જોઇને શૂરપાળે તથા કાન્તાએ તેનો યોગ્ય સત્કાર કર્યો, અને શૂરપાળે જિજ્ઞાસા દર્શાવી કે: "કાંઈ નવીન સમાચાર છે ?"

"નવીન સમાચાર એટલા જ છે કે કલ્યાણની રાજસભામાં જે શંકર કવિએ આપણી નંદનવાટિકા તુલ્ય ગુર્જરભૂમિની સમૃદ્ધિશાલિતા, સ્વર્ગપ્રતિસ્પર્ધિની પંચાસર નગરીની પ્રભુતા તથા મહારાજાધિરાજ જયશિખરી દેવની અલૌકિક પરાક્રમશીલતા આદિનાં સ્તુતિસ્તોત્રો ભૂવડ સોલંકી સમક્ષ ગાયાં હતાં અને તે સ્તુતિસ્તોત્રોના શ્રવણથી સામ્રાજ્યલોલુપ ભૂવડ સોલંકીના હૃદયમાં ગુર્જરભૂમિની સ્વામિત્વપ્રાપ્તિની લાલસાનો ઉદ્ભવ થતાં ગુર્જરભૂમિની સ્વતંત્રતાનો સંહાર થયો હતો તે શંકર બારોટે પોતાને જ જનની જન્મભૂમિના અધઃપાતના આદિ કારણ તરીકે સ્વીકારી લઇને દેશોદ્ધારની પ્રતિજ્ઞાપૂર્વક કર્મસંન્યાસને સ્વીકારી લીધો છે, અને કેટલાક સમયથી ગુજરાતની પ્રજાને ગુજરાતના વર્તમાન દાક્ષિણાત્ય સમ્રાટ્‌ના ગુજરાતમાં વસતા રાજપ્રતિનિધિ તથા રાજકર્મચારીઓ સાથે અસહયોગને આદરવાના તથા રાજનિયમોનો અહિંસાયુક્ત ભંગ કરવાના પાઠો પઢાવવાના કાર્યનો આરંભ કરી દીધો છે એ વાર્તા તો આપના સાંભળવા તથા જાણવામાં આવી ગયેલી છે. અમોને એ શંકર બારોટ અચાનક આજે માર્ગમાં મળી ગયા હતા અને આપના હસ્તથી થયેલી ભાર્ગવદત્તની હત્યાપ્રતિ ઘૃણા દર્શાવીને તેમણે મને કહ્યું હતું કે: 'જો શૂરપાળ તથા તમો એક અથવા બે સપ્તાહમાં લૂટફાટના વ્યવસાયને નહિ ત્યાગી દો અને આવી હિંસાઓ કરતા નહિ અટકી જાઓ, તો હું અપવાસ કરીને મારા પ્રાણોને ત્યાગી દઇશ અને મારા એ અકાળ મૃત્યુના ઉત્તરદાતા તમો જ ગણાશો.' તેમના આ ઉપદેશને માનવો કે ન માનવો એનો આધાર આપની ઇચ્છાપર રહેલો છે." અણહિલ્લે નવીન સમાચાર સંભળાવ્યા.

શૂરપાળ પ્રથમ તો હસ્યો અને ત્યાર પછી કહેવા લાગ્યો કે: "એ શંકર બારોટ એક સ્વદેશાભિમાની પુરુષ છે, પોતાના દેશની આ અધોગતિ તથા પરાધીનતાને જોઇને તેમનું હૃદય વિદીર્ણ થઈ જાય છે અને ગુજરાતને પુનઃ સ્વાધીન કરવાની તેમની આકાંક્ષા તીવ્ર છે; પરંતુ જે અસહયોગ, અહિંસા, રાજનિયમોના સવિનય ભંગ તથા હડતાલ આદિ ઉપાયોવડે તેઓ સ્વાયત્ત શાસનને મેળવવાની ધારણા રાખી બેઠા છે તે તેમની ધારણા ભ્રમમૂલક હોવાથી કદાપિ સફળ થાય તેમ નથી. અત્યારે આ વિષયના વાદ-વિવાદમાં આગળ વધવા જેટલો સમય મારી પાસે ન હોવાથી તમોને હું વળી કોઈ અન્ય પ્રસંગે તેમની ભ્રાંતિનો પરિચય કરાવીશ." શંકર બારોટના સંબંધમાં આવા નિરાશાજનક ઉદ્ગારો કાઢીને શૂરપાળે પૂછ્યું કે: "શંકર બારોટ તમોને માર્ગમાં મળ્યા ત્યારે તેઓ ક્યાંથી આવતા હતા અને ક્યાં જતા હતા? મારો એક વાર તેમને મળવાનો અને તેઓ આપણા મિત્ર હોવા છતાં અજ્ઞાનવશતાથી આપણા વૈરીની આવશ્યકતાને કેવી રીતે પૂર્ણ કરી રહ્યા છે એ રહસ્યને તેમના સમક્ષ માનપૂર્વક પ્રકાશિત કરી દેવાનો તીવ્ર મનોભાવ છે."

"તેઓ અર્બુદાચલથી આવતા હતા અને સૌરાષ્ટ્ર ભણી જતા હતા એમ તેમના પોતાના મુખથી જ મારા જાણવામાં આવ્યું હતું." અણહિલ્લે ઉત્તર આપ્યું.

"તેઓ સૌરાષ્ટ્ર ભણી ગયા છે તો મને અવશ્ય મળશે જ; કારણ કે, મારે પણ અત્યારે સૌરાષ્ટ્રની દિશામાં જ પ્રયાણ કરવાનું છે." શૂરપાળે કહ્યું.

"અત્યારે જ સૌરાષ્ટ્રની દિશામાં પ્રયાણ કરી જવાનું કાંઈ કારણ?" અણહિલ્લે આશ્ચર્યદર્શક મુદ્રાથી પૂછ્યું.

અણહિલ્લની અનુપસ્થિતિમાં જે ઘટના ઘટી હતી તેનો ઈત્થંભૂત વૃત્તાન્ત શૂરપાળે અણહિલ્લને કહી સંભળાવ્યો, અને તે વૃત્તાંત સાંભળીને અણહિલ્લે પણ શૂરપાળના પ્રયાણ વિષયક નિશ્ચયને અનુમોદન આપી દીધું એટલે પછી શૂરપાળ અણહિલ્લને સંબોધીને ગદ્ગદિત સ્વરથી કહેવા લાગ્યો કે:—

"બંધુ અણહિલ્લ, મારી એક માત્ર વિશ્રામભૂમિ અને મારાં સર્વ ઐહિક સુખોનું જે નિધાન તે મારી આ પ્રાણેશ્વરી કાન્તાદેવીને હું, તમારા આધારે જ અહીં મૂકી જાઉં છું. તમો દીર્ઘકાળથી અમારી સાથે વસો છો અને અમોને માતા તથા પિતા સમાન માનો છો તો તમોને મારી એટલી જ સૂચના છે કે જેને તમોએ પોતાની માતા માનેલી છે તેનું સત્પુત્ર પ્રમાણે સંરક્ષણ કરજો અને એ સગર્ભા હોવાથી એને નિરંતર આનંદમાં રાખવાનો યથાસાધ્ય ઉદ્યોગ કરતા રહેજો. જો અનિવાર્ય આવશ્યકતા આવી પડે, તો ગિરિનારાયણ પર્વતમાંની પેલી ગુપ્ત ગુહા પાસે આવજો અને ત્રણ વાર શંખ-ધ્વનિ કરીને મને બોલાવજો; કારણ કે, મારે એક માસ જેટલો સમય તો તે ગુહામાં જ વીતાડવાનો છે."

"જેવી ધર્મપિતાની આજ્ઞા." આ શબ્દોને ઉચ્ચારતાં અણહિલ્લનાં નયનો અશ્રુપૂર્ણ થઈ ગયાં અને દુઃખનો આવેગ અસહ્ય થવાથી તે નિઃશ્વાસ નાખીને

કહેવા લાગ્યો કે: "હા, માત્ર એક રાત્રિ જેટલા સમયમાં જ આપણી
માન સ્થિતિનું આવું ભયંકર પરિવર્તન થઈ જશે એની કોઇના મસ્તિ
સામાન્ય કલ્પના પણ ઉદ્ભવી ન હોતી, અસ્તુ: પ્રભુને જે ગમ્યું તે
આમાં પણ ઈશ્વરનો કોઈ શુભ આશય જ સમાયલો હશે. આપ મારાં
શ્રીની લેશમાત્ર પણ ચિન્તા ન રાખશો; કારણ કે, જ્યાં સુધી આપના
પાલિત પુત્ર અણહિલ્લના દેહમાં પ્રાણ છે ત્યાં સુધી મારાં પૂજ્ય મ
કાન્તાદેવીના એક કેશની પણ કોઇથી હાનિ કરી શકાય તેમ નથી.
આપની પાસે આવીશ, તો પણ મારાં માતુશ્રીનાં સુરક્ષણની યોગ્ય વ્ય
કરીને જ આવીશ."

"અરે, પણ પૂજ્ય ઠાકોર વીરેન્દ્રકુમારને તો આપણે ભૂલી જ
ચાલો, ચાલો; તેમને ધાન્યભંડારમાંથી સત્વર બહાર કાઢી લઇએ. કદ
તેઓ અંદર મુંઝાઈ ગયા હશે;" શૂરપાળ આ શબ્દોને ઉચ્ચારતો
પોતાના આસનપરથી ઊઠીને પશ્ચાત્પ્રાંગણમાંના ધાન્યગૃહના મુખ અથવ
સમક્ષ આવી લાગ્યો અને ત્યાં ઊભો રહીને પાષાણને ઉપાડી લીધા
વીરેન્દ્ર કુમારને બોલાવવા લાગ્યો. ચાર કે પાંચ વાર આહ્વાન કરવા
પણ ધાન્યભંડારમાંથી તેના આહ્વાનનું ઉત્તર તો ન જ મળ્યું, પરંતુ
મનુષ્યના શ્વાસોચ્છવાસનો ધ્વનિ પણ તેના સાંભળવામાં ન આવ્યો.
પાળ શૂન્ય દૃષ્ટિથી કાન્તાના મુખને જોવા લાગ્યો, પરંતુ બિચારી કા
શું થઈ શકે તેમ હતું? કાન્તાને વાચાવિહીના થયેલી જોઇને
નિરુપાયવશાત્ શૂરપાળ અણહિલ્લને સંબોધીને કહેવા લાગ્યો કે:
અણહિલ્લ, પૂજ્ય તથા વૃદ્ધ ઠાકોર વીરેન્દ્રકુમારના ભાગ્યમાં રણાં
નહિ, કિન્તુ આ ભૂસ્યંતર્ગત ધાન્યભંડારમાં જ મરવાનું સૃજાયલું હોવાથી
આ સ્થાનમાં જ સ્વર્ગવાસી થઈ ગયા છે અને તેમના જીવનની રક્ષ
કરાયલા અમારા સર્વ પ્રયત્નો નિષ્ફળ થયા છે. જેવી સર્વસત્તાધીશ
ત્માની ઇચ્છા. આવતી કાલે તેમના મૃતદેહને આ ભૂગર્ભમાંથી બહાર
લેજો અને અગ્નિદાહ આપી દેજો. તેમની સાથે સ્વર્ગીય મહારાજા જ
ખરી દેવની જે સુવર્ણમંજૂષાને આ ભૂગર્ભભવનમાં ઊતારી દેવામાં આ
તે સુવર્ણમંજૂષાને પણ કાઢજો અને તે સુવર્ણમંજૂષા મારી ગૃહલ
હસ્તમાં સમર્પીને તેની પ્રાણો પ્રમાણે રક્ષા કરતા રહેજો. એ સુવર્ણમંજ
મારા પંચપ્રાણોને બંધ કરીને રક્ષામાટે તમારા હસ્તમાં સોંપેલા છે
મારામાં જો તમારો સત્ય પ્રેમ હોય તો તે સુવર્ણમંજૂષાને જીવ જવાનો
આવી લાગે તોપણ ઉઘાડશો નહિ; માત્ર એટલું જ નહિ, પણ તેનું
દૃષ્ટિથી અવલોકન પણ ન કરશો."

"આપ શ્રીમાનની આજ્ઞાનું અક્ષરશ: પાલન કરવામાં આવશે;
કે, આપ શ્રીમાનની આજ્ઞાનું ઉલ્લંઘન આ અણહિલ્લે કદાપિ કર્યું નથ
ભવિષ્યમાં કદાપિ કરવાનો પણ નથી." અણહિલ્લે કહ્યું.

"પરમાત્મા તમારું કલ્યાણ કરો." શૂરપાળે આશીર્વાદ આપ્યો.

તેઓ પાછાં ખંડમાં આવ્યાં એટલે ત્યાં તેમની વાટ જોતી ઊભેલી દાસી વિશાખાએ કહ્યું કે: "અન્નદાતા, ભોજન તૈયાર છે; પધારો ભોજનશાળામાં."

"આપણા આગારમાં અત્યારે વૃદ્ધ વીર વીરેન્દ્રકુમારનો મૃતદેહ પડેલો હોવા છતાં આપણા ભોજનની કલ્પના તારા જેવી ચતુર દાસીએ કરી એ કેવું આશ્ચર્ય! મારે અહીંથી આ ક્ષણે જ પ્રયાણ કરી જવાનું છે એટલામાટે તું ભોજનશાળામાં ન જતાં અશ્વશાળામાં જા અને મારા અશ્વને પલાણીને લઈ આવવાની આજ્ઞા અશ્વપાળને સંભળાવી દે." શૂરપાળે કહ્યું.

વિશાખા અશ્વશાળાની દિશામાં ચાલતી થઈ અને શૂરપાળ, કાન્તા તથા અણહિલ્લ ત્યાં જ બેસી રહ્યાં. શૂરપાળ પ્રવાસયોગ્ય વસ્ત્રો પરિધાન કરીને તથા શસ્ત્રાસ્ત્રવડે સુસજ્જિત થઇને અગ્રપ્રાંગણમાં આવી લાગ્યો. તેનો અશ્વ પોતાના સ્વામીની પ્રતીક્ષા કરતો ત્યાં તૈયાર ઊભો હતો. જ્યારે કાન્તાના દીર્ઘકાલિક વિયોગની ઘટિકા આવી લાગી ત્યારે શૂરપાળનાં કાન્તાની પ્રેમશૃંખલાથી જકડાયલાં ચરણો સ્વાભાવિક અટકવા લાગ્યાં અને તેનાં નયનો વારંવાર કાન્તાના મુખમંડળમાં વિલીન થવા લાગ્યાં. એટલામાં કાન્તાએ આગળ વધીને પતિના બાહુપ્રદેશમાં પ્રવેશ કર્યો એટલે શૂરપાળની અવસ્થા વિલક્ષણ થઈ પડી. તે કાન્તાને કાન્તારગૃહમાં ત્યાગીને જતો હતો એ સત્ય તથા કઠોર વસ્તુસ્થિતિ હતી કિંવા ભયાનક સ્વપ્નનો આભાસ હતો, એનો તેનાથી નિશ્ચયાત્મક નિર્ણય ન કરી શકાયો. પરંતુ ત્યાં વિશેષ સમય વીતાડવામાં શૂરપાળનું કલ્યાણ ન હોવાથી એ દિવ્ય દંપતીને વિયુક્ત કરવાનું કઠોર કર્મ અણહિલ્લને જ કરવું પડ્યું, અને તે તેણે નિરુપાય થઇને કર્યું પણ ખરું. શૂરપાળ પોતાની હૃદયેશ્વરી કાન્તાને ત્યાગીને ગિરિનારાયણ પર્વતના માર્ગમાં અગ્રેસર થયો અને મૂર્ચ્છિત થતી કાન્તાને દાસી વિશાખાએ પોતાના હસ્તોની સહાયતાથી પોતાના વક્ષ:સ્થળપર ઝીલી લીધી.

ત્યાર પછી એ આરણ્ય આગારમાં એક મહાભયંકર ઘટના ઘટી; પરંતુ તે ઘટનાને વર્ણવવા પૂર્વે પાઠકો તથા પાઠિકાઓને પૂર્વ ઇતિહાસનો પરિચય કરાવવાની આવશ્યકતા અનિવાર્ય હોવાથી અત્યારે તો અમે તે પૂર્વ ઇતિહાસને વર્ણવવાના કાર્યમાં જ પ્રવૃત્ત થઇશું.

---

## પ્રકરણ ૫ મું
## પૂર્વ ઇતિહાસ

સૌરાષ્ટ્ર દેશના શૃંગારસ્વરૂપ વલ્લભી સામ્રાજ્યની સમાપ્તિ થયા પછી અલ્પ કાળમાં જ સૌરાષ્ટ્રના સોમનાથ પાટણ નામક સ્થાનમાંથી આવીને એક ચાવડા કુલદીપક ક્ષત્રિય રાજાએ ઝિંઝુવાડા પાસેના પંચાસર નામક નગરમાં પોતાના રાજ્યની સ્થાપના કરી હતી અને તે રાજ્ય ઈ. સ. ૬૯૯ પર્યન્ત અવિચળ હોઇને તે સમયમાં ત્યાં ચાવડાવંશી જયશિખરી નામક રાજા રાજ્ય કરતો હતો. જયશિખરી ચાવડાનાં ઇતિહાસમાં 'જયશેખર' તથા 'યશોરાજ' એવાં અન્ય નામો પણ મળી આવે છે. જયશિખરી એક મહા-

શૂરવીર, બલાઢ્ય, ધનાઢ્ય, પ્રજાવત્સલ તથા ન્યાયપરાયણ રાજા હતો અને તેના શાસનકાળમાં નંદનવનતુલ્ય ગુર્જરભૂમિમાં ગુર્જરી પ્રજા સ્વર્ગીય સુખોને ભોગવી રહી હતી એમ ઇતિહાસ આપણને દર્શાવે છે. રાજા જયશિખરીના અંતઃપુરને જો કે એકંદર પાંચ રાણીઓ શોભાવતી હતી, પરંતુ તેમનામાંની રૂપસુન્દરી નામક રાણી અતિશય રૂપવતી હોવા સાથે મૃદુભાષિણી, વિદુષી તથા વીરનારી હોવાથી રૂપસુન્દરીમાં રાજા જયશિખરીનો સર્વથી અધિક પ્રેમ હતો અને તે અનન્ય પ્રેમના યોગે રાજા તેને પોતાના પ્રાણોથી પણ અધિક પ્રિય માનતો હતો. રાજા જયશિખરીની સેના જેવી રીતે વિશાળસંખ્ય હતી તેવી જ રીતે દિગ્વિજયિની પણ હતી અને રાણી રૂપસુન્દરીનો સહોદર તથા રાજા જયશિખરીનો શ્યાલક મહાવીર શૂરપાળ તે વિશાળસંખ્ય તથા દિગ્વિજયિની સેનાનો પ્રધાન અધ્યક્ષ હોવાથી ગુર્જરેશ્વર જયશિખરીની સેના સમક્ષ રણાંગણમાં કોઈ પણ શત્રુની સેના ભાગ્યે જ શસ્ત્રાસ્ત્ર ધારીને ઉપસ્થિત થવાનું સાહસ કરી શકતી હતી.

જે સમયમાં ગુર્જરરાષ્ટ્રગગનમાં રાજા જયશિખરી ચાવડાનો ગૌરવરવિ પૂર્ણપ્રભાવથી વિલાસી રહ્યો હતો તે જ સમયમાં દક્ષિણ દેશના કલ્યાણ નગરમાં સોલંકીવંશાવતંસ ભૂવડ નામક એક મહાપ્રતાપી રાજા રાજ્યશકટને ચલાવી રહ્યો હતો. રાજા ભૂવડ સોળ પટાવતોને નિરંતર પોતા પાસે રાખતો હતો; કારણ કે, તે પટાવતો અલૌકિક રાજભક્ત હોવાથી તેમ જ નિરંતર પોતાના અન્નદાતાના ઉત્કર્ષની વૃદ્ધિને જોવામાટે આતુર રહેનારા હોવાથી જ્યારે પણ યુદ્ધનો પ્રસંગ આવીને ઉપસ્થિત થતો હતો ત્યારે તેઓ શૌર્ય તથા નિર્ભયતાથી શત્રુઓ સમક્ષ રણક્ષેત્રમાં જઇને ઊભા રહેતા હતા અને તેમનાં આકાશસ્તંભ સમાન અચલ ચરણો જ્યાં સુધી શત્રુપક્ષનો પરાજય ન થાય ત્યાં સુધી રણભૂમિમાંથી રંચમાત્ર પણ ચલાયમાન થતાં ન હોતાં. એ પટાવતોનાં નામ નીચેના દોહરામાં આપણા જોવામાં આવી શકે છેઃ—

"ચન્દ, દ્વન્દ, ભટ, વેદ, વીર, સિંહ, સિન્ધુ, ગિરિ, ધીર;
સામત, ધીમત, ધન્વિ, પટુ, ભીમ, મહારથી, મ્હીર."

આ નામાવલીમાં જેનું નામ અંતમાં રખાયલું છે તે મિહિર નામક સેનાધ્યક્ષ એ પટાવતોનો પણ શિરોમણિ હતો અને તેથી તેને પોતાને કોઈ પણ કાર્યમાટે બહુધા રાજધાનીમાંથી અન્યત્ર ક્યાંય પણ મોકલવામાં આવતો નહોતો. અન્ય પટાવતોને જ વિજયપ્રાપ્તિમાટે પૂર્વ, પશ્ચિમ તથા ઉત્તર આદિ દિશાઓમાં મોકલવામાં આવતા હતા અને તેઓ ઇષ્ટ વિજયને મેળવીને જ પાછા ફરતા હોવાથી ભારતવર્ષના તે સમયના બહુધા સર્વ રાજાઓ કલ્યાણપતિ ભૂવડ રાજાના માંડલિક થઈ ગયા હતા. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં પણ ગુર્જરેશ્વર જયશિખરી ભૂવડના પટાવતોના હસ્તથી પરાજિત થયો ન હોતો, અને જયશિખરી જેવો કોઈ એક મહાપરાક્રમી તથા પ્રતાપી રાજા ભારતવર્ષમાં અસ્તિત્વ ધરાવતો હતો એ વાર્તાની ભૂવડના પટાવતોએ ભૂવડને જરા પણ જાણ થવા દીધેલી ન હોવાથી ભૂવડ જયશિખ-

રીતે ગુજરાતને એક સામાન્ય રાજા તેમ જ પોતાનો માંડલિક માનતો હતો અને તેથી ભૂવડની એવી દૃઢ માન્યતા થઈ ગઈ હતી કે: 'સમસ્ત ભરતખંડનો સાર્વભૌમ રાજા હું જ છું' અને એ માન્યતાના યોગે તેણે પોતાને ભરતખંડના સમ્રાટ્ કિંવા સાર્વભૌમ રાજા તરીકે ઓળખાવવાનો આરંભ પણ કરી દીધો હતો.

ભૂવડના પટાવતો પોતાના હસ્તથી પરાજિત થયેલા રાજાઓનાં રાજ્યોમાં લૂટ કરીને ઊંટ, ઘોડા, રથ તથા હાથીઓ તેમ જ વિપુલ ધન નિરંતર લઈ આવતા હોવાથી સમ્રાટ્ ભૂવડની ઊંટશાળા, અશ્વશાળા, રથશાળા તથા હસ્તિશાળા આદિ શાળાઓ જેવી રીતે ઊંટ, ઘોડા, રથ તથા ગજોવડે ઉભરાઈ જવા લાગી હતી તેવી જ રીતે સમ્રાટ્ ભૂવડનો ધનકોષ પણ આકંઠ ભરાઈ જવાથી ધનને રાખવાનું પણ કયાંય સ્થાન રહ્યું ન હોતું. ભૂવડની રાજધાની કલ્યાણ નગરમાં ઝવેરી, વણકર, સૂતાર, સોની તથા સુશોભિત વાસણો બનાવનાર શિલ્પીઓની જેટલી વિપુલતા હતી તેટલી જ વિપુલતા કાવ્યકલા, સંગીતકલા, નૃત્યકલા, વાદ્યવાદનકલા તથા ચિત્રકલા આદિ નાનાવિધ લલિત કલાઓના જ્ઞાતા કલાધરોની પણ હતી. ગગનચુંબિતશિખરમંડિત શિવાલયો તથા પ્રાસાદો ત્યાં વિપુલ સંખ્યામાં વિસ્તરેલા હતા, પાઠશાળાઓની સંખ્યા ગણી ન શકાય તેટલી હતી અને ત્યાંનું વાણિજ્ય પણ ઉન્નતિના ઉચ્ચતમ શિખરે પહોંચી ગયું હતું. કલ્યાણ નગરના આવા અલૌકિક ઉત્કર્ષને જોઇને કવિજનો એમ કહેતા હતા કે: 'લંકાપુરી સાથે કલ્યાણપુરીની શોભાની યથાર્થ તુલના કરી શકાય એટલામાટે જ સૂર્યનારાયણ છ માસ ઉત્તરાયણમાં ચાલે છે અને છ માસ દક્ષિણાયનમાં ગતિમાન્ રહે છે; કારણ કે, લંકાપુરી દક્ષિણ દિશામાં છે અને કલ્યાણપુરી ઉત્તર દિશામાં આવેલી છે.'

કલ્યાણાધીશ ભૂવડ સોલંકીના કોઈ એક દુષ્કાળપીડિત બુભુક્ષિત મનુષ્યના અન્નલોભતુલ્ય ભયંકર રાજ્યલોભ તથા ધનલોભ નામક એક જ દુર્ગુણને વર્જ્ય કરવામાં આવે તો તેનામાં અન્ય કેટલાક અલૌકિક સદ્ગુણોનો નિવાસ હતો એ સત્યનો આપણાથી અસ્વીકાર કરી શકાય તેમ છે જ નહિ. તે પોતે જેવી રીતે વિદ્યાનો ઉપાસક હતો તેવી જ રીતે વિદ્યા તથા વિદ્વાનોનો પોષક પણ હતો, અને તેમાં પણ મુખ્યત: વ્યાકરણ તથા કાવ્યશાસ્ત્રનો તે એક અનન્ય ભક્તરાજ હતો. વિદ્વાનો તથા કવિજનોને તે એટલી સીમા પર્યન્ત ઉત્તેજન આપતો હતો કે તેના એ ઔદાર્યથી આકર્ષાઇને જેવી રીતે ચોમાસામાં આકાશમાંથી વર્ષેલું સમસ્ત જળ સમુદ્રમાં જ ચાલ્યું આવે છે તેવીજ રીતે તે સમયની સર્વ પ્રકારની પ્રવીણતાઓ કલ્યાણપતિની રાજસભામાં પોતાની મેળે જ ચાલી આવતી હતી.

સમ્રાટ્ ભૂવડની એક પુષ્પવાટિકા કિંવા ઉદ્યાનભૂમિ હતી અને તે રમણીયતામાં મહાદેવની કૈલાસપુરી કિંવા પુરંદરની નન્દનવાટિકાની સ્પર્ધા કરવાનું સંપૂર્ણ સામર્થ્ય ધરાવતી હતી. એ પુષ્પવાટિકામાં નાનાવિધ પુષ્પતરુ તથા પુષ્પલતાઓ ઉપરાંત ફળદાયક વૃક્ષોને પણ રોપિત કરવામાં આવ્યાં હતાં અને પુષ્પવાટિકાના મધ્યભાગમાં પુષ્કરિણીવેષ્ટિત એક ગ્રીષ્મસદનનું

પણ નિર્માણ કરાયલું હતું. એક વાર સમ્રાટ્ ભૂવડ ગ્રીષ્મઋતુનાં પોતાના એ ગ્રીષ્મસદનમાં વારાંગનાઓનાં નૃત્ય તથા સંગીતનો આસ્વાદ લેતો પોતાના આસને વિરાજેલો હતો, તેનો યુવરાજ કર્ણકુમાર રાજોચિત વસ્ત્રો પરિધાન કરીને તેના દક્ષિણ પાર્શ્વમાં પોતાના ભિન્ન આસનપર બેઠો હતો, ઉપરિ-નિર્દિષ્ટ ચંદ આદિ પટાવતો કિંવા સામ્રાજ્યરૂપ પ્રાસાદના સ્તંભરૂપ મહારથી સેનાધ્યક્ષો પોતપોતાનાં આસનોને શોભાવી રહ્યા હતા તેમ જ વિદ્વત્તામાં એક એકથી ચઢિયાતા કેટલાક વિદ્વાન્ તથા કાવ્યશાસ્ત્રવિષારદ પુરુષોનો સમુદાય પણ ત્યાં વિદ્યમાન હતો. એ વિદ્વાનોમાં સર્વથી શ્રેષ્ઠ સાર્વભૌમ ભૂવડનો મિત્ર તથા રાજકવિ કવીશ્વર કામરાજ હતો. રાજાધિરાજ ભૂવડ જેવી રીતે સુભટોના સમુદાયમાં શોભાયમાન દેખાતો હતો તેવી જ રીતે પોતે વિદ્વાન્ હોવાથી કવીશ્વરોના કલાપમાં પણ નક્ષત્રસમુદાયમાં શોભતા શશાંક સમાન શોભાયમાન જણાતો હતો. અચાનક એક પરદેશી કવિ ત્યાં આવી લાગ્યો અને તેનો એ આનંદસભામાં સમ્રાટ્ની આજ્ઞાથી પ્રવેશ થતાં તેણે આવતાંની સાથે જ જેમાં ભૂવડ સોલંકીના ઔદાર્ય, કીર્તિ, વિદ્વત્તા, પંડિતપોષકતા તથા અન્યાન્ય સદ્ગુણોના સંકીર્તન સાથે ભૂવડ સોલંકીનું સંપૂર્ણ અભીષ્ટ ચિંતવામાં આવ્યું હતુ તેવું એક મહાવિદ્વત્તાપ્રચુર અષ્ટશ્લોકાત્મક નવીન કાવ્ય રચીને સમ્રાટ્ને પોતાના ગાંભીર્યમિશ્રિત મધુર કંઠથી સંભળાવ્યું અને તે કાવ્યના શ્રવણથી સમ્રાટ્ ભૂવડે અત્યન્ત પ્રસન્ન થઇને પોતાના રાજકવિ કામરાજને આજ્ઞા કરી કે: 'મિત્ર કામરાજ, તમો પણ એક મહાકવિ તથા મારી સભાના કવિરત્ન હોવાથી જેના યોગે આ અજ્ઞાત પરદેશી કવિની કાવ્યચાતુરી સર્વથા આચ્છાદિત થઈ જાય તેવું કોઈ નવીન શીઘ્ર કાવ્ય રચીને સંભળાવો તો સારું, એવી મારી તીવ્ર ઇચ્છા છે.' પરંતુ દુર્ભાગ્યવશાત્ સમ્રાટ્ની આજ્ઞા અનુસાર કવીશ્વર કામરાજથી જેના યોગે તે પરદેશી કવિના હૃદયમાં તેનો પ્રભાવ પડી શકે અને તેની કાવ્યચાતુરી જ્યોતિહીન થઈ જાય તેવા ઉત્કૃષ્ટ કાવ્યની તત્કાળ રચના કરી જ ન શકાઈ અને તે નિસ્તેજ મુખથી મૌનનું અવલંબન કરીને બેસી રહ્યો. પોતાના મિત્ર તથા રાજકવિને આવી રીતે નિરુત્તર તથા હતપ્રભ થયેલો જોઇને સમ્રાટ્ ભૂવડે પ્રથમ એક ઉષ્ણ નિઃશ્વાસ નાખ્યો, અને ત્યાર પછી તે આગંતુક કવિને આદરદર્શક ભાવથી પૂછ્યું કે: "અજ્ઞાતરત્નરૂપ કવિરાજ, તમારું શુભ નામ શું છે અને જે દેશમાં તમો આટલા દિવસ અજ્ઞાતવાસી પ્રમાણે વસ્યા છો તે દેશ કયો છે?" એના ઉત્તરમાં તે કવિ ગંભીર મુખમુદ્રા તથા ગંભીર સ્વરથી કહેવા લાગ્યો કે:—

"મહાપ્રતાપી અને વિદ્વદ્વિલાસી રાજન્, આ નરશરીરને લોકો શંકર બારોટના નામથી ઓળખે છે. જે ગુર્જર દેશ ભરતખંડના અન્ય સર્વ દેશોથી ઉત્કૃષ્ટ દેશ છે, જે દેશની ભૂમિ અત્યંત રસાળ તથા ફળદ્રૂપા છે તેમ જ જળ, તૃણ તથા વૃક્ષોવડે છયે ઋતુઓમાં અખંડશોભાયમાના રહ્યા કરે છે; જે દેશમાં ધન તો સર્વત્ર રાશિઓના રૂપમાં જ જોવામાં આવે છે; જે દેશની સ્ત્રીઓ મહાપતિવ્રતા તથા રૂપવતી છે અને જે દેશના પુરુષો ઉદારાત્મા તથા

સદ્‌ગુણશાલી છે તે ગુર્જરદેશમાંથી હું આપ રાજરાજેશ્વરની રાજધાનીમાં આવ્યો છું, મહારાજ."

"તે ગુર્જર દેશની રાજધાનીનું નામ શું છે અને તે રાજધાનીનો વૈભવ કેવા પ્રકારનો છે વારુ? તમારા ગુર્જર દેશની રાજધાનીથી અમારી આ રાજધાનીની વૈભવ તથા ઉત્કર્ષના વિષયમાં સમાનતા કરી શકાય તેમ છે ખરું?" સામ્રાટ્ ભુવડે એક વિશિષ્ટ આશયથી દ્વિતીય પ્રશ્ન પૂછ્યો.

"અમારા ગૌરવશાળી ગુર્જરદેશની વર્તમાન રાજધાનીનું નામ પંચાસર છે, તે પંચાસરમાં સાગરસુતા તથા વિષ્ણુપ્રિયા લક્ષ્મીદેવીનો નિરંતર નિવાસ હોવાથી તે રાજધાની ઇન્દ્રની ઇન્દ્રપુરીની સ્પર્ધા કરવાને પણ સમર્થ છે, તો આપ શ્રીમાન્‌ની આ રાજધાનીની સમાનતા તેનાથી ન કરી શકાય એ કદાપિ સંભવનીય લાગતું નથી. અમારી રાજધાનીની મહત્તા એટલા એક જ વાક્યથી આપ રાજરાજેશ્વરના જાણવામાં આવી શકશે કે જે મનુષ્યો એક વાર પંચાસરમાં આવીને વસે છે તેમને સ્વર્ગમાં જવાની ઇચ્છા પણ નથી થતી." શંકર બારોટે પંચાસરની પ્રભુતાનો પરિચય કરાવતાં આ ઉદ્‌ગારો અભિમાનદર્શક ભાવથી કાઢ્યા.

"ગુર્જરદેશની એ નંદનવનપ્રતિમ રાજધાનીમાં ગુર્જર રાજસિંહાસનને દીપાવવાનું સદ્‌ભાગ્ય કયા નરેન્દ્રને પ્રાપ્ત થયેલું છે વારુ?" ભુવડે ગુજરાતના ગૌરવને શંકર બારોટના મુખથી સંપૂર્ણ પરિમાણમાં જાણી લેવાના આશયથી જાણે ગુજરાતના સંબંધમાં તે પોતે સર્વથા અજ્ઞ જ હોયની! તેવા ભાવને દર્શાવીને પુનઃ ગંભીર પૃચ્છા કરી.

"અત્યારે ગુજરાતના રાજસિંહાસનને જે સ્કંદ સમાન શૂરવીર, કર્ણ તુલ્ય દાતા, રતિનાથ સમાન રૂપસુંદર, ધર્મરાજ સમાન ધર્મધુરંધર, હરિશ્ચન્દ્ર સમાન સત્યવાદી, બૃહસ્પતિ તુલ્ય પંડિતરાજ, સજીવન ન્યાયમૂર્તિ, પ્રચંડ પ્રજાવત્સલ તથા દીનદુઃખભંજન ચાવડાવંશાવતંસ નરનાથ પ્રખરતાથી શોભાવી રહ્યા છે તે પ્રાતઃસ્મરણીય પરાક્રમશીલ પૃથ્વીપતિનું શુભતમ નામ જયશિખરી છે, અને તેમણે પોતાનાં શુભ કર્મોના યોગે જયના શિખરપર આરોહણ કરેલું હોવાથી પોતાના નામની સંપૂર્ણ સાર્થકતા કરી બતાવી છે. અમારા મહારાજાધિરાજ નામધારી નહિ, કિન્તુ સર્વથા વાસ્તવિક જયશિખરી છે અને તેઓ શ્રીમાનનો જયજયકાર ચિરંજીવી જ થવાનો છે. તેમનાં પટ્ટરાજ્ઞી રૂપસુંદરી દેવી પણ એક એવાં અલૌકિક નારીરત્ન છે કે જેમની જોડ આ જગત્‌માં તો ક્યાંય મળી શકે તેમ છે જ નહિ; કદાચિત્ સ્વર્ગમાં મળવાનો સંભવ હોય, તો પ્રભુ જાણે. મહારાજ્ઞી રૂપસુન્દરી દેવીના સહોદર શૂરવીર તથા દક્ષશિરોમણિ શૂરપાળ એક અદ્વિતીય યોદ્ધા છે, વર્તમાનકાળના અર્જુન છે અને અમારા મહારાજાધિરાજ તથા તેમના એ શ્યાલક શૂરપાળ જો એકત્ર થઇને ઇન્દ્રને પદભ્રષ્ટ કરવાની ઇચ્છા કરે, તો ઇન્દ્ર પણ તેમના સમક્ષ પરાજયને સ્વીકારીને પોતાના ઇન્દ્રાસનને ત્યાગી જાય એટલી સીમા પર્યન્ત તેઓ બલાઢ્ય છે. પરંતુ તેઓ ઇન્દ્રાસન પ્રતિ દૃષ્ટિપાત પણ નથી કરતા; કારણ

કે, ગુર્જરભૂમિ સમસ્ત પૃથ્વીની તત્ત્વરૂપિણી હોવાથી અને ત્યાં શારદા તથા સિંધુસુતાનો નિરંતર એકત્ર નિવાસ હોવાથી ગુર્જરભૂમિની તુલનામાં તેમને સ્વર્ગ સર્વથા તુચ્છ જ દેખાય છે. ગુર્જરદેશમાં વિદ્યાદેવીનો કેવો અધિકાર છે એની એટલાથી જ કલ્પના કરી શકાય તેમ છે કે મેં આટલી વિદ્યા મારા ગુર્જરદેશમાંથી જ પ્રાપ્ત કરેલી છે અને વિદ્યાના બળથી હું અત્યારે દિગ્વિજય કરવામાટે દેશને ત્યાગીને વિદેશવાસી થયેલો છું," શંકર બારોટે ગુર્જર-ભૂમિના મહારાજાની પ્રશંસાની પરિસીમા જ કરી નાખી.

સમ્રાટ્ ભૂવડે ગુર્જરરાષ્ટ્ર, ગુર્જરેશ્વર, ગુર્જરેશ્વરી તથા ગુર્જરેશ્વરના સેના-ધ્યક્ષ આદિની આવી મહાપ્રશંસાનું શંકર બારોટના મુખથી શ્રવણ કરીને નિઃશ્વાસપૂર્વક પોતાની મૂછે હાથ નાખ્યો. કવીશ્વર કામરાજે તે પોતાના મિત્ર તથા આશ્રયદાતા ભૂવડદેવના સામ્રાજ્યલોભ તથા ધનલોભનો સંપૂર્ણ જ્ઞાતા હોવાથી ભૂવડના હૃદયમાં ઉત્પન્ન થયેલા ભાવને તેની મુખચર્યા તથા તેની એ ચેષ્ટાથી જ જાણી લીધી; પરંતુ એ ભાવ શંકર બારોટના જાણવામાં ન આવી જાય એટલામાટે કવીશ્વર શંકર બારોટ સાથે તે કાવ્ય તથા સાહિત્યની ચર્ચા કરવા લાગ્યો. એ ચર્ચામાં પણ જેવી રીતે કૈલાસવાસી શંકરે વિશ્વભ્રામક કામદેવનો પરાજય કરી નાખ્યો હતો તેવી જ રીતે ગુર્જરદેશવાસી કવીશ્વર શંકરે કલ્યાણનગરવાસી કવીશ્વર કામરાજનો પૂર્ણ પરાજય કરી નાખ્યો, અને કામરાજે પણ પોતાના તે પરાજયને મુક્ત કંઠે સ્વીકારીને પોતાની સત્યપ્રિયતા તથા તથા અશ્રુતપૂર્વ ઉદારતાનો શંકર બારોટને તેમ જ સર્વ શ્રોતાઓને પરિચય કરાવી દીધો.

ભૂવડ મહારાજાએ એ જ વેળાયે પોતાના અભ્યંતર ભાવને લેશમાત્ર પણ વ્યક્ત ન થવા દેતાં શંકર બારોટનો અતિશય ગુણાનુવાદપૂર્વક ધન, વસ્ત્ર તથા અશ્વ આદિના દાનથી સંપૂર્ણ સત્કાર કર્યો અને શંકર બારોટે એ સત્કાર તથા ગુણગ્રાહકતાના મૂલ્ય તરીકે ભૂવડ સોલંકીને અંતઃકરણપૂર્વક શુભાશીર્વાદ આપ્યો. શંકર બારોટને સત્કારપૂર્વક વિદાય કર્યા પછી સમ્રાટ્ ભૂવડ મત્સરપીડિત મનથી પોતાના રાજમહાલયમાં આવી લાગ્યો. રાત્રિના પ્રથમ પ્રહરની પરિસમાપ્તિ થયા પછી ભૂવડદેવે પોતાના અજિત તથા અજેય પટાવતોને રાજમહાલયમાં પોતા સમક્ષ બોલાવ્યા અને તેમને સંબોધીને પૂછ્યું કેઃ—

"તમોએ ભરતખંડમાંના અનેક દેશોને જીતી લઇને આપણા સામ્રાજ્યમાં મેળવી દીધા છે અને અનેક બલાઢ્ય રાજાઓને પરાજિત કરીને આપણા માંડલિક કરી દીધા છે; છતાં ગુર્જરેશ્વર જયશિખરી તથા ગુર્જરદેશ પ્રતિ અદ્યાપિ તમો દૃષ્ટિપાત નથી કરી શક્યા તેનું કાંઈ કારણ દર્શાવશો ખરા ?"

સમ્રાટ્ ભૂવડના એ પ્રશ્નના ઉત્તરમાં ચન્દ નામક પટાવત કહેવા લાગ્યો કેઃ "જ્યારે અમો અર્બુદાચલના પ્રદેશમાંથી પાછા આવતા હતા તે વેળાયે ગુર્જરેશ્વર જયશિખરીના શ્યાલક શૂરપાળની સેના અમોને માર્ગમાં મળી હતી; પરંતુ તે અલ્પસંખ્ય સેના સાથે યુદ્ધ કરીને તેને જીતી લેવામાં વિશેષ પુરુષાર્થ

જેવું ન જણાવાથી અમો સૌરાષ્ટ્રમાં થઇને સમુદ્રમાર્ગેથી પાછા અહીં આવી લાગ્યા હતા. ગુર્જરદેશ અમારા હસ્તથી જીતાયા વિનાનો રહી ગયો છે તેનું વાસ્તવિક કારણ આ છે."

પટાવત ચન્દે પોતાની પ્રતિષ્ઠાને જાળવવામાટે આ અક્ષરશઃ અસત્યવાદ જ કર્યો હતો અને તે અસત્યવાદ ચાણક્યબુદ્ધિ ભૂવડના જાણવામાં આવી જવાથી જ્યારે તેણે પોતાનું ઉગ્ર સ્વરૂપ દર્શાવ્યું એટલે પછી પટાવત ચન્દે સત્ય વાર્તાને દર્શાવતાં મલિન મુખમુદ્રાથી કહ્યું કે: "પ્રતાપી મહારાજ, જે વેળાયે ગુર્જરેશ્વરની સેના અમોને માર્ગમાં મળી તે વેળાયે તેનો સેનાધ્યક્ષ મહાવીર શૂરપાળ પણ ત્યાં વિદ્યમાન હોવાથી અને શૂરપાળ સાથે લડવું અને મૃત્યુ સાથે યુદ્ધ કરવું એ ઉભય ઘટનાઓ સમાન હોવાથી વિશેષસંખ્ય સૈન્યને ભૂમિમાર્ગે વિદાય કરીને અલ્પસંખ્ય સૈન્ય સહિત અમો સૌરાષ્ટ્રમાં ચાલ્યા ગયા હતા અને ત્યાંથી પૂર્વે જણાવ્યા પ્રમાણે સમુદ્રમાર્ગેથી આપણા દેશમાં પાછા આવ્યા હતા."

આ વાર્તાનું શ્રવણ કરીને સમ્રાટ્ ભૂવડે પોતાના પટાવતોને આજ્ઞા આપી કે. "આવતી કાલે જ સૈન્યને યુદ્ધપ્રયાણમાટે કટિબદ્ધ થવાની આજ્ઞા આપી દ્યો; કારણ કે, આજથી પાંચમે દિવસે તમારે અહીંથી ગુર્જરરાષ્ટ્રના વિજયમાટે પ્રસ્થાન કરવાનું છે."

સમ્રાટ્ની આજ્ઞા અનુસાર ત્રણ દિવસમાં ભૂવડની પ્રચંડ સેના ગુર્જરરાષ્ટ્રની દિશામાં પ્રયાણ કરવા માટે સજ્જ થઈ ગઈ. તે સેના જે દિવસે કલ્યાણનગરમાંથી રવાના થઈ તે વેળાયે અપશકુન તો બહુ થયાં, પરંતુ સમ્રાટ્ ભૂવડની આજ્ઞા અનુલ્લંઘનીય હોવાથી સેનાધ્યક્ષો અટકી જવાની અને શુભ શકુનની પ્રતીક્ષા કરવાની હિમ્મત ન કરી શક્યા. સમ્રાટ્ ભૂવડની પ્રચંડ સેના ગુર્જરદેશની દિશામાં પ્રયાણ કરવા લાગી.

શંકર બારોટને બીજે દિવસે જ કામરાજ કવિ દ્વારા ભૂવડના ગુર્જરરાષ્ટ્ર વિજિગીષા તથા યુયુત્સા વિષયક નિશ્ચયના સમાચાર મળી ગયેલા હોવાથી અને એ ગુર્જરરાષ્ટ્રપર આવનારી નવીન આપત્તિનો હેતુ તે પોતે જ હોવાથી શંકર બારોટ કલ્યાણનગરમાંથી તત્કાળ પ્રયાણ કરીને ભૂવડની સેનાના આગમન પૂર્વે જ પંચાસરમાં આવી લાગ્યો હતો અને તેણે કલ્યાણનગરમાં ઘટેલી સમસ્ત ઘટનાનો વૃત્તાંત મહારાજાધિરાજ જયશિખરીને સંભળાવી દીધો હતો; માત્ર એટલું જ નહિ, પણ તેણે પોતાના પશ્ચાત્તાપને વ્યક્ત કરતાં એવા ઉદ્ગારો પણ કાઢ્યા હતા કે:—

"ધર્મમૂર્તિ મહારાજાધિરાજ, સામાન્ય નીતિ એવા પ્રકારની છે કે પોતાના આયુષ્ય કિંવા વય, ગૃહછિદ્ર, ગુરુમંત્ર, ઔષધ, મૈથુન, દાન, માન, અપમાન તથા ધન આદિનો કદાપિ અન્ય મનુષ્ય સમક્ષ પ્રકાશ ન કરવો જોઇએ અને તેમાં પણ શત્રુજનોથી તો એ વસ્તુઓને સદાસર્વદા ગુપ્ત તથા અજ્ઞાત જ રાખવી જોઇએ; પરંતુ રાજભક્તિ, દેશભક્તિ તથા આત્માભિમાનના પ્રચંડ પ્રવાહમાં તણાઇને કલ્યાણપતિ ભૂવડદેવ સમક્ષ મેં આપણા દેશના લક્ષ્મીધન,

વિદ્યાધન, વીર્યધન તથા રસધન આદિ સર્વ ધનોનો પ્રકાશ કરી દીધો, એ ધનોના કારણથી રાજ્યલોલુપ ભૂવડના હૃદયમાં ગુર્જરરાષ્ટ્રના વિજયનો લોભ ઉદ્ભવ્યો, ભૂવડના એ લોભના યોગે આપણા ગુર્જર દેશ તથા આપ ન્યાયાવતારના શિરપર આ સંકટ આવીને ઊભું રહ્યું છે અને આ સંકટનું આદિ કારણ હું પોતે જ હોવાથી મારા હૃદયમાં અતિશય પશ્ચાત્તાપ થાય છે અને મારું અંતઃકરણ દ્વિધા થઈ જાય છે; કારણ કે, મારી આ મૂર્ખતાનું પરિણામ એ જ થશે કે સહસ્રાવધિ વીર પુરુષો રણચંડીના મુખમાં જઈ પડશે, સહસ્રાવધિ સૌભાગ્યવતી સ્ત્રીઓ વિધવા થશે, સહસ્રાવધિ બાળકો અનાથાવસ્થાને ભોગવતા થઈ જશે; શત્રુસૈન્ય આપણા દેશને ખેદાન મેદાન કરી નાખશે અને અસંખ્ય નિર્દોષ પ્રજાજનોનાં પ્રાણ તથા ધન આદિ મહાભયમાં આવી પડશે એ ભયાનક ચિત્ર અત્યારથી જ મારા નેત્રો સમક્ષ આવીને ઉપસ્થિત થઈ ગયું છે. હું અહિંસાવાદી હોવા છતાં મારી મૂર્ખતાથી જ આ હિંસાકાંડનો આરંભ થવાનો છે, અને તેથી એ સમસ્ત હિંસાનો ઉત્તરદાતા અંતે પરલોકમા તો હું જ થવાનો છું.''

પરંતુ ગુર્જરેશ્વર જયશિખરી દેવ મહાશૂરવીર ભૂપાલ હોવાથી શંકર બારોટના મુખથી આ સમાચાર સાંભળીને ખિન્ન થવાને બદલે અત્યંત પ્રસન્ન થયો અને યુદ્ધભૂમિમાં પોતાના શૌર્યને દર્શાવવાનો શુભ યોગ આવી રીતે પોતાની મેળે જ આવી મળવાથી તેના આનંદનો અતિરેક થવા લાગ્યો. ભૂવડ સમક્ષ ગુર્જરભૂમિ તથા ગુર્જરેશ્વરનાં મુક્ત કંઠથી ગુણગાન ગાવામાટે શંકર બારોટને તેણે ધન્યવાદ આપ્યો અને તેની અદ્વિતીય દેશભક્તિ તથા રાજભક્તિના સ્વલ્પ મૂલ્ય તરીકે તેને એક ગ્રામનું તામ્રપત્ર લખી આપ્યું. એ પછી તત્કાળ જયશિખરીએ પોતાના સુભટ સેનાધ્યક્ષોને પોતા સમક્ષ બોલાવીને તેમનો પ્રથમ રત્નકંકણ, સુવર્ણકુંડલ, અન્ય મૂલ્યવાન્ અલંકારો તથા બહુમૂલ્ય વસ્ત્રો આદિ આપીને સત્કાર કર્યો, ભૂવડની સેનાના અલ્પ સમયમાં થનારા આગમનની કથા તેના કારણ સહિત કહી સંભળાવી અને યુદ્ધ માટે સજ્જ થવાની તેમ જ સૈન્યને અત્યંત શીઘ્ર સજ્જ કરવાની આજ્ઞા આપી દીધી.

શંકર બારોટ પંચાસરમાં આવી લાગ્યો હતો તે ઘટનાને હજી તો એક સપ્તાહ જેટલો સમય પણ ભાગ્યે જ થયો હશે એટલામાં તો ભૂવડની સેના ગુર્જરરાષ્ટ્રની સીમામાં આવી પહોંચી. ભૂવડના એ સૈન્યમાં હાથીઓ તથા ઘોડાઓનો તો પાર જ ન હોતો; યુદ્ધના રથોની સંખ્યા ચાર હજારની હતી, અશ્વારોહી સૈનિકો શસ્ત્રાસ્ત્રધારી હતા અને પાયદલને જોવાથી વર્ષાકાલિક ઉન્મત્ત મહાસાગરનું દૃશ્ય નેત્રો સમક્ષ આવીને ખડું થઈ જતું હતું. ગુર્જરદેશની સીમામાં પ્રવેશ કર્યા પછી ભૂવડના સૈનિકોએ પોતાના માર્ગમાં આવતાં ગ્રામોને લૂટી લેવાના, સ્ત્રીઓપર અત્યાચાર કરવાના, બાળકોને નિર્દયતાથી રેંસી નાખવાના અને અંતે ગ્રામોને અગ્નિદેવના મુખમાં સમર્પી દઈને આગળ વધવાના રાક્ષસી વ્યાપારને આરંભી દીધેલો હોવાથી સર્વત્ર 'ત્રાહિ ત્રાહિ' ના જ આર્તનાદો સંભળાવા લાગ્યા. એ સૈન્ય જે માર્ગમાં

ચાલીને આગળ વધતું હતું તે માર્ગની આર્દ્રભૂમિ શુષ્ક થઈ જતી હતી અને શુષ્ક ભૂમિ આર્દ્રતાને ધારણ કરી લેતી હતી. જ્યાં વિશ્રાંતિ માટે મેલાણ કરવામાં આવતું હતું ત્યાં મલ્લવિદ્યાનાં પ્રદર્શનો થતાં હતાં અને શસ્ત્રાસ્ત્રવિદ્યાનો અભ્યાસ પણ કરાતો હતો. અંતે ભૂવડની સેનાએ પંચાસરથી ચાર ગાઉના અંતરપર આવીને શિબિરની સ્થાપના કરી દીધી અને આસપાસનાં ગ્રામોને લૂટીને તે ગ્રામવાસી સ્ત્રીપુરુષોને બંદી કરી લીધાં.

ભૂવડની સેનાના અમાનુષી અત્યાચારો તથા અનાચારોની વાર્તા સાંભળીને ગુર્જરેશ્વર જયશિખરી નખથી શિખા પર્યન્ત કોપને આધીન થઈ ગયો. તેનાં નેત્રો અગ્નિના કણોને વર્ષાવવા લાગ્યાં અને તેણે ભૂવડના પ્રધાન સેનાધ્યક્ષ મિહિરને એક એવા આશયનું પત્ર લખ્યું કે: "દીન પ્રજા ઉપર અત્યાચારો કરવા એ શૂરવીરોનો ધર્મ નથી અને યુદ્ધની નીતિ નથી. આ કાર્ય તો એક શ્વાનને પાષાણ મારતાં તે મારનારના શરીરપર ધસી જવાને બદલે શ્વાન જેવી રીતે તે પાષાણને જ બચકાં ભરવા મંડી જાય છે તેવા પ્રકારનું છે. આ ષંઢતુલ્ય વ્યાપારને ત્યાગી દ્યો અને ધર્મયુદ્ધના નિયમોને અનુસરીને વર્તો." ભૂવડના સેનાપતિ મિહિરે એ પત્રના ઉત્તરમાં લખી જણાવ્યું કે: "તમો પોતાના મુખમાં હરિત તૃણને ધારણ કરીને સમ્રાટ્ ભૂવડના શરણને સ્વીકારી લ્યો, અને નહિ તો અમારી સાથે યુદ્ધ કરવામાટે સત્વર કટિબદ્ધ થઈ જાઓ. અમારા અત્યાચારોથી ગુર્જરી પ્રજાને રક્ષવી એ તમારું કાર્ય છે, અને જો તમારામાં શક્તિ હોય તો એ કાર્ય અત્યારે તમારે કરી બતાવવાનું છે." આ ઉત્તરથી જયશિખરીનો કોપ અનિવાર્ય થઈ ગયો અને તેથી બીજે જ દિવસે તેણે યુદ્ધની સર્વ તૈયારીઓ કરી દીધી.

જે વેળાયે મિહિરનું અપમાનકારક ઉત્તર આવ્યું તે વેળાયે જયશિખરીનો શ્યાલક તથા સેનાધ્યક્ષ શૂરપાળ પંચાસરમાં વિદ્યમાન ન હોતો; કારણ કે, તે મહારાજા જયશિખરીના પોતાના જાણવામાં પણ ન આવી શકે તેવી રીતે રાત્રિના સમયમાં શત્રુસૈન્યપર અચાનક આક્રમણ કરવાની છુપી તૈયારી કરીને પંચાસરમાંથી બહાર ચાલ્યો ગયો હતો. જે દિવસે મહારાજા જયશિખરીએ યુદ્ધની ઘોષણા કરી તે જ દિવસે રાત્રિના સમયમાં શૂરપાળ પોતાના સૈન્ય સહિત શત્રુશિબિર સમક્ષ આવી લાગ્યો અને તેના ગુપ્તચરોદ્વારા તેને એવા આશયના સમાચાર મળ્યા કે: "શત્રુપક્ષના સૈનિકો યુદ્ધમાટે બિલ્કુલ તૈયાર નથી; કેટલાક સૈનિકો નિકટનાં ગ્રામોને લૂટવામાટે શિબિરમાંથી ચાલ્યા ગયા છે; કેટલાક સૈનિકો ઉદરપૂજામાટે ચૂલા ફૂંકવાના કામમાં રોકાયલા છે; કેટલાક લડવૈયા કોઈ પણ પ્રકારની ચિન્તા વિના નિદ્રાદેવીની અખંડ ઉપાસના કરી રહ્યા છે; કેટલાક વિલાસી સૈનિકો વારાંગનાઓનાં ગાનતાનમાં બિસ્તાન થઈ ગયા છે અને કેટલાક સૈનિકો ભાટચારણોનાં રણગીતો સાંભળતા કસૂંબાના પ્યાલા ગટગટાવી રહ્યા છે." અચાનક આક્રમણ માટે શૂરપાળને શત્રુપક્ષના સૈનિકોની આવા પ્રકારની પરિસ્થિતિની જ આવશ્યકતા હોવાથી આ અનુકૂલ અવસરને જોઇને શૂરપાળે પોતાના સૈનિ-

કોને શત્રુશિબિરમાં પ્રવેશવાની તથા શત્રુપક્ષના સૈનિકોને નિર્દયતાથી રેંસી નાખવાની ભીષણ આજ્ઞા આપી દીધી. પોતાના સેનાધ્યક્ષની આજ્ઞા અનુસાર પરાક્રમી ગુર્જર સૈનિકો શત્રુપક્ષનાં સૈનિકો ઉપર ભૂખ્યા વરુની પેઠે તૂટી પડ્યા, અને જેવી રીતે ઘાસ કાપનારા પોતાનાં દાતરડાંવતી ખેતરોમાં ઘાસ કાપે છે તેવી રીતે ભૂવડના સૈનિકોને પોતાની તલ્વારોથી કાપવા લાગી ગયા. ગુર્જર સૈનિકો દાક્ષિણાત્ય સૈનિકોનો જે વેળાયે ભીષણ સંહાર કરી રહ્યા હતા તે વેળાયે શૂરપાળ પોતે ભૂવડના પટાવત ચન્દ સમક્ષ આવીને ઊભો રહ્યો અને કહેવા લાગ્યો કે, "હસ્તમાં શસ્ત્રને ધારણ કરીને તારા ઇષ્ટદેવનું સ્મરણ કરી લે અને દ્વન્દ્વયુદ્ધમાટે તૈયાર થઈ જા." ચન્દ શસ્ત્ર લઇને ઉઠ્યો અને તલ્વારને ફેરવવા લાગ્યો, પરંતુ શૂરપાળે પોતાની અસિને તેના ઉદરમાં ઊંડી ઉતારી દેવાથી તેની સંસારયાત્રાની નિમેષમાત્રમાં જ સમાપ્તિ થઈ ગઈ અને તેનો મૃત દેહ પૃથ્વીપર પછડાઈ પડ્યો. પટાવત દ્વન્દ્વ ચન્દના સહાયક તરીકે આગળ વધતાં શૂરપાળની તીવ્ર તલ્વારથી મૃતતુલ્ય ઘાયલ થઇને પડી ગયો અને કેટલાક અન્ય શત્રુસૈનિકોનો પણ શૂરપાળે અંત કરી નાખ્યો. ઢોરના ટોળામાં વાઘ આવી પડતાં જેવી રીતે ઢોર અસ્તવ્યસ્ત થઈ જાય છે તેવી રીતે શૂરપાળના આવી પડવાથી દાક્ષિણાત્ય સૈનિકો અસ્તવ્યસ્ત થવા લાગ્યા અને શત્રુસૈન્યમાં પૂરેપૂરું ભંગાણ પડી ગયું. દ્વન્દ્વને જે ભયાનક જખ્મ થયો હતો તેના યોગે તે પણ ત્યાંથી પલાયનનો પ્રયત્ન કરવા જતાં અલ્પ સમયમાં જ પરલોકમાર્ગનો પ્રવાસી થયો. વેદ નામક પરમારવંશી પટાવત આ પરાજયથી અત્યંત નિરાશ તથા લજ્જિત થઇને સંન્યાસને સ્વીકારી કાશીની દિશામાં પ્રયાણ કરી ગયો. ભૂવડનો અજેય મનાતો પ્રધાન સેનાપતિ મિહિર આવી પ્રતિકૂલ પરિસ્થિતિમાં આવી પડવાથી પોતાના અવશિષ્ટ સૈન્ય સહિત ગુજરાતમાંથી પલાયન કરી ગયો; પરંતુ ભૂવડને પોતાનું કાળું મુખ બતાવવાની હિંમત ન ચાલવાથી કલ્યાણ નગરથી ચાર દિવસની મંજિલપર છાવણી નાખીને પડ્યો અને ત્યાંથી ભૂવડને પરાજયના સમાચાર દૂતદ્વારા તેણે મોકલી આપ્યા. આ પરાજયના સમાચાર સાંભળીને સમ્રાટ્ ભૂવડ પોતે મિહિર પાસે છાવણીમાં આવી લાગ્યો અને મિહિરને તેમ જ પલાયન કરી આવેલા સૈનિકોને સંબોધીને ગંભીરતાથી કહેવા લાગ્યો કે: "પ્રબળ શત્રુનો આઘાત અસહ્ય થતાં કદાચિત્ એક વાર રણભૂમિમાંથી પલાયન કરવું પડે તો તે આપણા હવે પછીના થનારા વિજયનું ચિહ્ન છે એમ જ આપણે માનવું જોઇએ; કારણ કે, હથિયારને પાછું છટકાવ્યા વિના તેના વડે યોગ્ય પ્રહાર કદાપિ કરી જ નથી શકાતો." ભૂવડના આવા ઉત્સાહજનક ઉપદેશથી પરાજિત સૈનિકોનાં હૃદયોમાં પુનઃ શૌર્યનો આવિર્ભાવ થયો અને તેથી ભૂવડે ગુર્જરભૂમિપર પુનઃ આક્રમણ કરવાની મંત્રણામાટે પોતાના સુભટોની એક સભા ભરી. સભામાં એવો નિર્ણય કરવામાં આવ્યો કે, હવે પછીના યુદ્ધના પ્રસંગે સમ્રાટે પોતે પણ યુદ્ધભૂમિમાં વિદ્યમાન રહેવું. ભૂવડે એ નિર્ણયને સ્વીકારીને પુનઃ સૈન્યને યુદ્ધમાટે તૈયાર કર્યું, પ્રયાણની વેળાયે શુભ શકુન થયાં અને સમ્રાટ્ ભૂવડ

તથા તેની પ્રચંડ સેનાએ રણવાદ્ય, રણશૃંગ તથા દુન્દુભિના ધ્વનિ સહિત ગુજરાતની દિશામાં પ્રયાણ કરવા માંડ્યું.

જે વેળાયે ભૂવડ પોતાની પ્રચંડ સેના સહિત ગુજરાતની રાજધાની પંચાસર સમક્ષ આવી લાગ્યો તે વેળાયે પંચાસર નગરનાં દ્વારો બંધ હોવાથી ભૂવડે કોઈ પણ પ્રકારના પરિશ્રમ વિના પંચાસર નગરને ઘેરો ઘાલી દીધો. ભૂવડના અજેય સેનાધ્યક્ષો ગુજરાતમાંથી પરાજય પામીને ગયેલા હોવા છતાં ભૂવડ આટલા અલ્પ સમયમાં જ પાછો ગુજરાતપર ચઢી આવશે એવી ગુર્જરેશ્વર જયશિખરી તથા ગુર્જરસેનાધ્યક્ષ શૂરપાળની માન્યતા ન હોવાથી જ્યારે બીજી વાર ભૂવડ પોતે ચઢી આવ્યો ત્યારે તેના આગમનના સમાચાર બહુ મોડા મળવાથી અને ખુલ્લા મેદાનમાં લઢી શકાય તેટલી તૈયારી કરવાનો અવકાશ ન હોવાથી જયશિખરીએ દુર્ગમાં રહીને લઢવાનો નિશ્ચય કરી લીધો હતો અને તેટલામાટે પંચાસર નગરનાં દ્વારોને બંધ કરાવી દીધાં હતાં. તેથી જ ભૂવડને પંચાસરને ઘેરો ઘાલવાનો અવસર મળી શક્યો હતો. અસ્તુઃ પ્રભાતમાં સેનાધ્યક્ષ મિહિરે પંચાસરપર જે પ્રથમ આક્રમણ કર્યું તે આક્રમણને ગુર્જર સેનાધ્યક્ષ શૂરપાળે પોતાના ભીમ પરાક્રમવડે નિષ્ફળ કરી નાખ્યું. રાજા જયશિખરીએ પોતાના સુભટોને એકત્ર કરીને કહ્યું કે: "અત્યારે હવે કેસરિયાં કરવાનો અવસર આપણાં નેત્રો સમક્ષ આવીને ઊભો રહેલો હોવાથી અને આ યુદ્ધમાં વિજય કરતાં પરાજયનો તેમ જ જીવન કરતાં મૃત્યુનો અધિક સંભવ હોવાથી જેઓ પોતાની અક્ષય કીર્તિ તથા સ્વર્ગાધિકારિતા કરતાં પોતાનાં જીવન, ધન, પુત્ર તથા કલત્ર આદિને જ રક્ષણીય તથા પ્રિય માનતા હોય તેમને હું આ શત્રુઓવડે ઘેરાયલા પંચાસર નગરમાંથી પોતાની તે પ્રિય તથા રક્ષણીય વસ્તુઓ સહિત અત્યારે અને આ ક્ષણે જ પ્રયાણ કરી જવાની આજ્ઞા આપું છું; કારણ કે, મને આ યુદ્ધમાં કેવળ એવા સુભટ પુરુષોની જ આવશ્યકતા છે કે જેઓ પોતાની જન્મભૂમિ, પોતાની પ્રતિષ્ઠા તથા પોતાની કીર્તિને સુરક્ષિત રાખવામાટે અન્ય સર્વસ્વને ત્યાગી ધારાતીર્થમાં વીરમૃત્યુને સ્વીકારી લેવાને આતુર હોય અને જેમનાં હૃદયો જીવનની આશા તથા મૃત્યુના ભયથી સર્વથા અલિપ્ત હોય." એના ઉત્તરમાં સર્વ ગુર્જર સુભટોએ એકવાક્યતાથી ગગનભેદક ગર્જના કરીને જણાવ્યું કે: "અમો કુલીન ક્ષત્રિયો છીએ. વળી યુદ્ધમાં કાં તો શત્રુઓને મોક્ષના માર્ગમાં મોકલી દેવા અને કાં તો પોતે અંત પર્યંત દેશરક્ષામાટે તથા ધર્મરક્ષામાટે નિર્ભયતાથી રણમાં ઝૂઝીને વીરગતિને પ્રાપ્ત થવું એ ક્ષત્રિયોનો પરમ ધર્મ અમારો છે. એટલે અમો સર્વ આપ શ્રીમાનની સાથે રહીને વિજય કિંવા પરાજય અથવા જીવન કિંવા મૃત્યુને સ્વીકારવાને તૈયાર છીએ. અમારા ધર્મ સમક્ષ અમો અમારાં જીવન, ધન, પુત્ર તથા કલત્ર આદિ સર્વ વસ્તુઓને તુચ્છ માનીએ છીએ. આવી વિપત્તિની વેળામાં જે ક્ષત્રિયો રણભૂમિમાં શત્રુઓને પોતાના પૃષ્ઠભાગનું દર્શન કરાવીને પલાયન કરી જાય છે તે ષંઢોના માંસને કાગડા પણ નથી ખાતા અને તેમને કાટિકલ્પ પર્યન્ત

નરકવાસ ભોગવવો પડે છે. અમો આપણી જન્મભૂમિની સ્વતંત્રતામાટે અમારાં જીવનનાં બલિદાનો આપવાનો દઢ નિશ્ચય કરી ચૂકયા છીએ."

જયશિખરીએ પોતાના સુભટોને તેમની આવી દેશભક્તિ તથા વીર-નેતા જોઇને ધન્યવાદ આપ્યો. આવી રીતે ગુર્જર વીરોએ પ્રાણોપર ઉદાર થઇને લડવાનો આરંભ કરી દેવાથી ભૂવડની સેનાએ પંચાસરપર અનેક વાર પ્રચંડ આક્રમણો કરવા છતાં તેને યશની પ્રાપ્તિ ન થઈ અને બાવન દિવસ જેટલો સમય વીતી ગયો એટલે સમ્રાટ્ ભૂવડે યુદ્ધના પરામર્શમાટે પોતાના પ્રધાન સેનાધ્યક્ષ મિહિરને પોતાપાસે બોલાવ્યો. મિહિરે એવો પરામર્શ આપ્યો કે: "જો કોઈ પણ ઉપાયથી ગુર્જર સેનાપતિ શૂરપાળ આપણા પક્ષમાં આવી જાય, તો જ આપણો વિજય થઈ શકે; અન્યથા વિજય-પ્રાપ્તિની આશા આકાશકુસુમ સમાન છે." મિહિરના પરામર્શ અનુસાર સમ્રાટ્ ભૂવડે આકડાના દૂધવડે એક પત્ર લખીને શૂરપાળપર મોકલ્યું. તે પત્રમાં ભૂવડે શૂરપાળને અનેક પ્રકારનાં પ્રલોભનો દર્શાવીને પોતાના પક્ષમાં આવવા-માટેનો આગ્રહ કર્યો હતો. એ પત્રને શૂરપાળે કુંકુમ ચોળીને વાંચ્યું અને એના ઉત્તરમાં લખી જણાવ્યું કે: "ભૂવડરાજ, તમો મને તથા મારા ભગિ-નીપતિ ગુર્જરેશ્વરને એકબીજાથી ભિન્ન માનો છો એ તમારી મૂર્ખતાનું જ પરિણામ છે; કારણ કે, અમારા આત્માઓ એક હોવાથી વસ્તુતઃ અમો બન્ને સર્વથા અભિન્ન જ છીએ. હું એક કુલીન ક્ષત્રિય વીર છું તેનું તમને ભાન રહ્યું નથી. તમારાં પ્રલોભનોના પાશમાં બદ્ધ થઇને પોતાના જીવનની અંતિમ ઘટિકા પર્યન્ત દેશદ્રોહ, રાજદ્રોહ તથા ધર્મદ્રોહના પાતકને સ્વીકારનારો અને સ્વર્ગપ્રાપ્તિના અધિકારને લત્તાપ્રહાર કરીને અપકીર્તિરૂપ કાલિમાને પોતાના જીવનમાં ધારનારો આ શૂરપાળ નથી એ તમારે નિરંતર સ્મરણમાં રાખી લેવાનું છે. આવી અધમતા તો તેઓ જ કરી શકે છે કે જેઓ અધમ બીજ-માંથી ઉત્પન્ન થયેલા હોવાથી વર્ણસંકર નામથી આ સંસારમાં ઓળખાય છે. સંભાવિત ક્ષત્રિય વીરો તો અપકીર્તિ કરતાં મૃત્યુને જ અધિક હર્ષથી સ્વીકારી લે છે. તમોને આવી સલાહ આપનારાઓમાટે પણ અમારા ગુર્જરવીરો શું વિચારશે એનો પણ તમોને વિચાર નથી થયો એ શોકકારક છે."

શૂરપાળના આ ઉત્તરથી ભૂવડનો શૂરપાળને પોતાના પક્ષમાં ખેંચવાનો પ્રયત્ન ધૂળમાં મળી ગયો અને એ પ્રયત્ન નિષ્ફળ થતાં મિહિરે પુનઃ શૂરપાળ સાથે લડવાના કાર્યનો આરંભ કરી દીધો. સૂર્યોદયથી સૂર્યાસ્ત પર્યન્ત યુદ્ધ ચાલતું હતું અને રાત્રિના સમયમાં ઉભય રાજાઓ પોતપોતાના સૈનિકોના યુદ્ધોત્સા-હને વધારવામાટે ભાટો તથા ચારણોના મુખથી 'મહાભારત' નામક વીર-કાવ્ય ગવડાવતા હતા. જ્યારે ગદાધર ભીમના પરાક્રમોની કથા ગુર્જર સુભટોના સાંભળવામાં આવતી હતી ત્યારે તેમનાં હૃદયોમાં એટલી સીમા પર્યન્ત યુદ્ધોત્સાહ વ્યાપી જતો હતો કે તે યુદ્ધોત્સાહના આવેશમાં વારંવાર તેઓ પોતાની અસિઓને કોષમાંથી બહાર ખેંચી લેતા હતા અને વિરહિણી વનિતા જેવી આતુરતાથી પોતાના વલ્લભની પ્રતીક્ષા કરતી રહે છે તેવી અને તેટલી જ

આતુરતાથી રાત્રિના અંત તથા પ્રભાતના આગમનની પ્રતીક્ષા કર્યા કરતા હતા. ગુર્જર વીરોનો યુદ્ધોત્સાહ અલૌકિક તથા અવર્ણનીય હતો.

આવી રીતે પુનઃ આરંભાયલા તુમુલ યુદ્ધની ઘટનાને બે દિવસ જેટલો સમય વીતી ગયો હતો. તૃતીય દિવસના મધ્યાહ્ન સમયે મહારાજા જયશિખરી પોતાના અંતઃપુરમાં પોતાની પ્રાણેશ્વરી રાજ્ઞી રૂપસુન્દરી સાથે વાર્તાલાપ કરતો યુદ્ધના તે સમય સુધીના સમાચાર સાંભળવામાટે દૂતના આગમનની પ્રતીક્ષા કરી રહ્યો હતો; કારણ કે, આજે તેણે યુદ્ધમાં અગ્રભાગે રહીને લડવાનો નિશ્ચય કરી લીધો હતો. તેના એ નિશ્ચયને જાણીને દેવી રૂપસુન્દરી તેને કહેવા લાગી કે: "સુભાગી પ્રાણેશ, જ્યાં સુધી શુભ શકુન ન થાય ત્યાં સુધી યુદ્ધમાં જવાથી રાજાને યશઃપ્રાપ્તિ નથી થતી એ વાર્તા તો અવશ્ય આપ શ્રીમાનના જાણવામાં હોવી જ જોઇએ." એના ઉત્તરમાં ગુર્જરેશ્વર જયશિખરીએ સ્મિતમંડિત મુખથી જણાવ્યું કે: "સ્ત્રીને વરી લાવવાના તથા દ્વાર પર્યન્ત આવી પહોંચેલા શત્રુને સંહારી નાખવાના કાર્યમાં શુભ શકુન જોવાની આવશ્યકતા હોતી જ નથી. આ કાર્યોની સિદ્ધિમાટે તો કેવળ ઈશ્વરના નામનો ઉચ્ચાર જ મહાશુભ શકુન મનાય છે. આપણા હૃદયની આતુરતા એ જ સાચું શુભ શકુન છે." આવી રીતે પોતાની મહિષીના મનનું સમાધાન કરીને ગુર્જરેશ્વર જયશિખરી યુદ્ધમાં જવામાટે રણવેશ ધારીને તત્પર થઈ ગયો.

એ યુદ્ધનું કૃષ્ણાજી નામક એક પંડિતે પોતાના રચેલા 'રત્નમાલા' નામક ગ્રંથમાં ઉત્કૃષ્ટ વર્ણન કરેલું છે અને તે આ પ્રમાણે:—"જેવી રીતે ગાજવીજના તોફાનની વેળાયે વાદળાં એકબીજા સાથે અથડાય છે તેવી રીતે ઉભય પક્ષના સૈનિકો એકબીજા સાથે અથડાઈ ગયા હતા; તેમનાં શસ્ત્રો વિદ્યુત્ પ્રમાણે ચમકી રહ્યાં હતાં, સૈનિકોના પદાઘાતથી ભૂમિ મેઘગર્જના સમાન નાદ કરી રહી હતી; રણવાદ્યોનો ધ્વનિ આકાશને નિનાદિત કરી રહ્યો હતો અને તે નાદ ભીરુ પુરુષોના હૃદયમાં પણ વીરત્વને ઉપજાવી રહ્યો હતો. વર્ષાઋતુમાં જેવી રીતે આકાશમાંથી જળની ધારાઓ વર્ષતી હોય છે તેવી રીતે રણશૂર યોદ્ધાઓના હસ્તરૂપ નભોમંડળમાંથી યુદ્ધભૂમિમાં બાણરૂપ જળની ધારાઓ તીવ્રતાથી વર્ષી રહી હતી; મૂશળ તથા પરશુના પ્રહારોનો વ્યાપાર ભીષણ સ્વરૂપમાં ચાલી રહ્યો હતો; ગજારોહી સાથે ગજારોહી, અશ્વારોહી સાથે અશ્વારોહી અને રથી સાથે રથી તુમુલ યુદ્ધ કરી રહ્યા હતા; વીરગતિને પ્રાપ્ત થયેલા વીર સૈનિકોના મૃતદેહો શોણિતની સરિતામાં તરતા દેખાતા હતા; જેમ જેમ સંગ્રામધ્વનિ વૃદ્ધિંગત થતો જતો હતો તેમ તેમ યોદ્ધાઓના આનંદની પણ અધિકાધિક વૃદ્ધિ થતી જતી હતી. જે યોદ્ધાઓ લેશમાત્ર પણ હતોત્સાહ તથા ભયભીત થયેલા દેખાતા હતા તેમને ભાટો તથા બારોટો લલકારીને કહેતા હતા કે: 'હે શૂરવીર પિતાના પુત્રો, રંગ છે તમોને અને તમોને ગર્ભમાં ધારણ કરનારી વીરમાતાઓને! આ રણક્ષેત્ર સમાન મહાપવિત્ર તીર્થક્ષેત્રમાં દેહને ત્યાગીને યશના ભાગી થાઓ, સ્વર્ગના

અધિકારને મેળવી લ્યો, અપ્સરાઓને વરી લ્યો, દેવોના ધન્યવાદને પ્રાપ્ત કરો અને અમરલોકના નિવાસી થઇને અમર થઈ જાઓ.' આ યુદ્ધનો ધ્વનિ આકાશગામી થતાં દેવોના સાંભળવામાં પણ આવી ગયો અને તેથી દેવોના મુખમાંથી અચાનક એવો ઉદ્‌ગાર નીકળી ગયો કે: 'પુનઃ ભરતભૂમિના કુરુક્ષેત્રમાં મહાભારત યુદ્ધનો આરંભ થયો છે કે શું?' અપ્સરાઓ આનંદથી નૃત્ય કરવા લાગી; ગંધર્વ આનંદસંગીત ગાવા લાગ્યા; પાતાલવાસી નાગો કંપવા લાગ્યા; મહાદેવ પોતાની મુંડમાલામાં નરમુંડોને પરોવવામાટે રણભૂમિમાં ભટકવા લાગ્યા; મહાદેવની પિશાચસેના મહાદેવની આસપાસ વીંટળાઈ ગઈ; યોગિનીઓ તથા કાપાલિકો પોતાનાં ખપ્પરોને નરરક્તથી ભરી લઇને નરમાંસનું ભક્ષણ કરવા લાગ્યાં અને ગૃધ્ર પક્ષીઓએ ભોજનસમારંભનો આનંદથી આરંભ કરી દીધો."

અસ્તુ: શૂરપાળે પોતાના અલૌકિક શૌર્ય તથા અદ્વિતીય બાહુબળથી ભૂવડના ભટ નામક પટાવતના આક્રમણને પણ નિષ્ફળ કરી નાખ્યું અને તેના સૈનિકોને શૃગાલો પ્રમાણે પ્રાચીર પાસેથી નસાડી દીધા. પોતાના સૈનિકોને પલાયન કરતા જોઇને સમ્રાટ્ ભૂવડે કહ્યું કે: "ધિક્કાર છે તમોને અને તમારી જન્મદાત્રી હીનકુલોત્પન્ના માતાઓને! જો અત્યારે તમો આ રણભૂમિમાંથી એક ડગલું પણ પાછા હટશો, તો જે મૃત્યુની તમારા મનમાં ભીતિ રહ્યા કરે છે તે મૃત્યુનો હું પોતે જ તમોને સાક્ષાત્કાર કરાવી દઇશ અને તમારું માંસ શ્વાનોને ખવડાવીશ." પટાવત ભટ મરણિયો થઇને ગુર્જર સેનાપર તૂટી પડ્યો અને તેણે ઘણા ગુર્જર વીરોને ધરાશાયી કરી દીધા; પરંતુ તેના ઉપર બાણોની મૂષળધાર વૃષ્ટિ વર્ષવાથી તે પોતે પણ ધારાતીર્થમાં પડ્યો અને શૂરપાળના શસ્ત્રથી તેની માનવલીલાનો અંત થઈ ગયો. ભટના પોતાના જીવનનું તો જો કે આવી રીતે નિર્વાણ થઈ ગયું; પરંતુ તેના અલૌકિક સાહસનું એટલું પરિણામ તો અવશ્ય થયું કે તેના સૈનિકો જયશિખરીના સૈનિકોને મારીને હટાવી શકયા અને દુર્ગના પશ્ચિમ પ્રાચીરને તોડી નાખવાના કાર્યમાં યશોભાગી થઈ શકયા.

આવી રીતે અત્યાર સુધીની અનુકૂલ પરિસ્થિતિને અચાનક પ્રતિકૂલ પરિસ્થિતિના સ્વરૂપમાં પરિવર્તિત થયેલી જોઇને જયશિખરીએ પોતાના મનમાં જાણી લીધું કે: "હવે વિજયની આશા આકાશપુષ્પ સમાન છે અને મારા જીવનની અંતિમ ઘટિકા હવે નિકટમાં આવી લાગી છે." આવા પ્રકારનો નિશ્ચય થતાં જયશિખરીએ પોતાના શ્યાલક શૂરપાળને પોતા પાસે બોલાવીને કહ્યું કે: "તમારાં ભગિની દેવી રૂપસુન્દરી સગર્ભા હોવાથી અને આ યુદ્ધમાં હવે વિજયની લેશમાત્ર પણ આશા ન હોવાથી તેમને તમો કોઈ નિર્ભય સ્થાનમાં લઈ જાઓ અને તેમની સાથે તમારાં પત્ની કાન્તાદેવીને પણ અહીંથી લેતા જાઓ; કારણ કે, આ યુદ્ધમાં જો મારું મૃત્યુ થઈ જાય, તો મારા વંશની રક્ષાનો આધાર કેવળ તમારાં ભગિનીની જીવનરક્ષા તથા સુરક્ષિતતા ઉપર જ રહેલો છે." શૂરપાળે પ્રથમ તો આવા સંકટના સમયમાં

ગુર્જરેશ્વરથી દૂર થવાની વાર્તાનો પ્રબળ પ્રતિવાદપૂર્વક અસ્વીકાર કર્યો; પરં
જ્યારે મહારાજા જયશિખરીએ આગ્રહપૂર્વક એમ કહ્યું કે: "બંધુ શૂરપાળ, જે
મારી પાછળ કોઈ શ્રાદ્ધ કરનાર નહિ હોય, તો મૃત્યુ પછી પણ મારો મોક્ષ
નહિ થાય અને મારા વંશમાં કોઈ પુરુષ નહિ હોય, તો મારા શત્રુએ
નિષ્કંટક રાજ્ય કરતા રહેશે અને ગુર્જરભૂમિ શાશ્વત પરાધીન થઈ જાં
એટલામાટે હું તમોને મારા શપથ આપીને કહું છું કે તમો તમારાં સહો
રાને અહીંથી લઈ જાઓ અને તેમના જીવન તથા તેમના ગર્ભની રક્ષાને
પૂર્ણ પ્રબંધ કરી નાખો." એટલે પછી શૂરપાળ નિરુપાય થઈ ગયો અં
પોતાની સહોદરારાજ્ઞી રૂપસુન્દરી તથા પોતાની પત્ની કાન્તાને લઇને એ
ગુપ્ત માર્ગદ્વારા દુર્ગમાંથી રવાના થયો. પરંતુ પ્રયાણનું વાસ્તવિક કાર
જ્યારે દેવી રૂપસુન્દરીના જાણવામાં આવ્યું એટલે તેણે એક પણ ડગલું આગ
ચાલવાની ચોખ્ખી ના પાડી દીધી, અને જો ગુર્જરેશ્વર જયશિખરીનું મૃ
થાય તો સજીવન તેની ચિતામાં પ્રવેશીને સતી થવાનો પોતાનો નિશ્ચય સ્પ
શબ્દોમાં દર્શાવી દીધો. શૂરપાળે જ્યારે તેને વંશરક્ષાના મહત્ત્વનો પરિચ
કરાવ્યો અને તેની સર્વ શંકાઓનું સંપૂર્ણ સમાધાન કર્યું ત્યારે પછી નિરુપા
થઇને અનિચ્છાપૂર્વક તે ત્યાંથી પ્રયાણ કરી ગઈ. શૂરપાળ તેને તથા પોતા
પત્ની કાન્તાને એક ભિલ્લ ગ્રામમાં ભિલ્લોના આશ્રયમાં રાખીને પોતે પંચ
સરની દિશામાં વીરગતિને પ્રાપ્ત કરવાની ઇચ્છાથી પાછો ફર્યો; પરંતુ પંચાસ
પાછા પહોંચતાં કેટલાક દિવસ વીતી ગયા અને તેટલા સમયમાં પરિસ્થિતિ
સર્વથા પરિવર્તન થઈ ગયું.

સમ્રાટ્ ભૂવડનો જ્યારે એવો નિશ્ચય થઈ ગયો કે: "હવે ગુર્જરેશ
જયશિખરીથી પોતાની રાજધાની પંચાસર નગરની રક્ષા કરી શકાય તે
નથી;" એટલે પછી જયશિખરીને તેણે એવો સંદેશ કહાવ્યો કે: "પરાજિ
રાજાઓના ધર્મને અનુસરીને જો તમો મુખમાં તૃણને ધારણ કરીને તેમ
પોતાના હસ્તોને પૃષ્ઠભાગમાં બાંધીને મારા શરણે આવશો અને મા
ચરણોમાં દીનતાથી મસ્તક નમાવશો, તો હું તમોને મારા માંડલિક તરી
સ્વીકારીશ અને ગુર્જરરાષ્ટ્ર પાછું તમારા જ હસ્તકમાં સમર્પીને કલ્યાણ નગ
રની દિશામાં પ્રયાણ કરી જઇશ." ભૂવડના એ સંદેશાનું મહારથી જયશિખરીએ
એવું ઉત્તર વાળ્યું કે: "આવી રીતે તમારા શરણને સ્વીકારીને તેમ
વિષમય જીવનને ધારીને રાજ્ય ભોગવવાની મારી લેશમાત્ર પણ ઇચ્છા નથી
કારણ કે, જો હું નિર્ભયતાથી યુદ્ધ કરીને રણભૂમિમાં વીરગતિને પ્રાપ્ત થઇશ
તો મને આ ગુર્જરરાષ્ટ્રને બદલે સ્વર્ગની પ્રાપ્તિ થશે અને ચાવડા વંશના આ
જયશિખરીની કીર્તિ ઇતિહાસનાં પૃષ્ઠોમાં ચિરંજીવિની થઈ રહેશે. અપકીર્તિયુક
જીવન કરતાં સત્કીર્તિયુક્ત મૃત્યુને જ હું ઉત્તમ માનું છું એટલે સત્કીર્તિયુક
મૃત્યુને સ્વીકારવાની જ મારી દૃઢ આકાંક્ષા છે." જયશિખરીના આ ઉત્તરન
શ્રવણથી ભૂવડનો કોપ અનિવાર્ય થઈ જતાં તે પોતાના વિજયની પૂર્તિમાં
તત્કાળ કટિબદ્ધ થઈ ગયો. યુદ્ધનો આરંભ થયો, જયશિખરીની અવશિ

રહેલી અલ્પ સેના ભૂવડની વિશાળ સેના સમક્ષ દીર્ઘકાળ પર્યન્ત ટકી શકી નહિ. ભૃગુકચ્છના રાજાએ અણીની વેળાયે વિશ્વાસઘાતક થઇને પોતાની સહાયતા જયશિખરીને ન આપી અને શૂરપાળ પણ ત્યાં વિદ્યમાન ન હોતો. આવી પરિસ્થિતિ હોવા છતાં પણ જયશિખરીએ પોતાના રુદ્રતુલ્ય શૌર્યનો શત્રુઓને પરિચય કરાવ્યો, શત્રુપક્ષના શતાવધિ વીરોને તૃણ પ્રમાણે કાપી નાખ્યા અને કેટલાક સમય પર્યન્ત ટકાવ કર્યો; પરંતુ અંતે શત્રુઓના બાણોથી વીંધાઇને તે રણભૂમિમાં પડ્યો. ગુર્જરેશ્વરના મૃત્યુથી ગુજરાતના સ્વાતંત્ર્યસૂર્યનો અસ્ત થયો અને કલ્યાણપતિ ભૂવડે પંચાસરનગરમાં વિજયનાદ સહિત પ્રવેશ કર્યો. આ અંતિમ સંગ્રામ ત્રણ દિવસ પર્યન્ત ચાલ્યો હતો અને તે સંગ્રામમાં જયશિખરીએ ભૂવડના કેટલાક અજિત મલ્લોનાં મસ્તકોને ચીભડાની પેઠે વાઢી નાખ્યાં હતાં અને ત્રણ વાર તો ભૂવડની છાતીમાં લત્તાપ્રહારો કર્યા હતા; કારણ કે, તેના હસ્તો કપાઈ ગયા હતા અને એક વાર તો તેનો લત્તાપ્રહાર અસહ્ય થવાથી ભૂવડ એટલી સીમા પર્યન્ત મૂર્છિત થઈ ગયો હતો કે તેના સૈનિકોના મનમાં તેના મૃત્યુની શંકા થવા લાગી હતી. ભૂવડની મૂર્છાનો જ્યારે લોપ થયો તે વેળાયે જયશિખરીનો દેહાંત થઈ ગયો હતો એટલે ભૂવડે તેના શબને સંબોધીને ગંભીરતાથી કહ્યું કે: "ધન્ય છે, ક્ષત્રિયપુત્ર તને અને તારાં જનકજનનીને. તારા અલૌકિક પરાક્રમ જોતાં તું કોઈ દેવાંશી પુરુષ હતો એમાં તો લેશમાત્ર પણ સંશય નથી. તેં તારા નરજન્મની સંપૂર્ણ સાર્થકતા કરી છે. હે વીર, જે સ્થાનમાં તારા આ પુણ્યશાળી દેહનો પાત થયો છે તે સ્થાનમાં હું એક ભવ્ય શિવાલય ચણાવીશ અને તેમાં મહાદેવના જે લિંગની સ્થાપના થશે તે ગુર્જરેશ્વર નામથી ઓળખાશે."

ભૂવડે પંચાસર નગરમાં તો સૈન્ય સહિત પ્રવેશ કર્યો, પરંતુ રાજમહાલયના શૂરવીર તથા સ્વામિનિષ્ઠ રક્ષકોએ રાજમહાલયમાં તેનો પ્રવેશ થવા ન દીધો. ત્યાં પુનઃ યુદ્ધ આરંભાયું અને જ્યારે તે રક્ષકો મૃત્યુને આધીન થઈ ગયા ત્યારે જ ભૂવડ રાજમહાલયમાં પ્રવેશ કરી શક્યો. રાજમહાલયના આભ્યંતર ભાગમાં જયશિખરીની શસ્ત્રધારિણી દાસીઓએ તેનો પોતાનાં શસ્ત્રોવડે પ્રતિકાર કર્યો. ભૂવડના સૈનિકોને મારીમારીને નગરના દ્વારમાંથી બહાર કાઢી મૂકયા અને ત્યાંથી તેઓ મહારાજા જયશિખરીના શબને ઉપાડીને માનપૂર્વક રાજમહાલયમાં લઈ આવી. રાજમહાલયના વિશાળ પ્રાંગણમાં ચંદનકાષ્ઠની વિશાળ ચિતા ખડકવામાં આવી અને તે ચિતામાં ગુર્જરેશ્વરના મૃતદેહને પ્રતિષ્ઠા પૂર્વક પધરાવવામાં આવ્યો, જયશિખરીની ચાર રાણીઓએ પોતાના પતિ સાથે ચિતાપ્રવેશ કર્યો, દાસો તથા દાસીઓએ પણ તે ચિતામાં પડીને પોતાના પ્રાણોની આહુતિ આપી દીધી; માત્ર એટલું જ નહિ, પણ જેમનો પોતાના રાજામાં અતિશય સ્નેહ હતો તેવા કેટલાક નાગરિકો પણ ચિતામાં પડીને પોતાના રાજા સાથે સ્વર્ગમાર્ગના પ્રવાસી થઈ ગયા. જ્યારે અગ્નિનારાયણે એ સર્વ જીવોનો ભક્ષ કરી લીધો એટલે પછી ભૂવડે રાજમહાલયના પ્રાંગણમાં આવીને જલના સિંચનથી અગ્નિ-

નારાયણને શાંત કરાવ્યા; ગુર્જરેશ્વર જયશિખરી તથા તેની સતી મહિષીઓની સર્વ ઔર્ધ્વદૈહિક ક્રિયા પોતાના હસ્તથી જ કરી અને જે સ્થાનમાં જયશિખરીના મૃતદેહનો અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો હતો તે સ્થાનમાં મહાદેવનું એક ભવ્ય મંદિર બણાવીને તેમાં જે શિવલિંગની સ્થાપના કરી તેનું નામ 'ગુર્જરેશ્વર' રાખ્યું. આ ઔદાર્ય દર્શાવવામાં ભૂવડના બે ઉદ્દેશો સમાયલા હતા, અને તે એ કે યોગ્ય પુરુષને યોગ્ય માન આપવું અને જીતી લીધેલા દેશની પ્રજાના હૃદયમાં પોતાની ગુણગ્રાહકતા, તથા ઉદારતાનો વિજયનાં મંગલાચરણમાં જ એવો પ્રભાવ પાડી દેવો કે જેથી તે પ્રજાના મનમાં તેના પ્રતિ પ્રથમથી જ સદ્ભાવનો નિવાસ થઈ જાય.

અસ્તુ: જે દિવસે રણક્ષેત્રમાં જયશિખરી દેવના દેહનો પાત થયો તે દિવસે દિવાકર નિસ્તેજ થઈ ગયો, પૃથ્વી કંપવા લાગી, સરિતાઓનાં જળ મલિન થઈ ગયાં, વાયુમાં ઉષ્ણતાનો આવિર્ભાવ થયો, યજ્ઞના અગ્નિમાંથી ધૂમ્રના ગોટેગોટ નીકળવા લાગ્યા અને આકાશમાંથી રાત્રિના સમયમાં અસંખ્ય નક્ષત્રો પૃથ્વીપર પડવા લાગ્યાં. આ સર્વ ઉત્પાતોના દર્શનથી સર્વ લોકોના જાણમાં આવી ગયું કે: 'આજે અવશ્ય કોઈ મહાપુરુષનું મૃત્યુ થયેલું હોવું જોઇએ.'

હવે આપણે શૂરપાળના કાર્યક્રમનું અવલોકન કરીશું. શૂરપાળ પોતાની સહોદરા રૂપસુન્દરી દેવી તથા પોતાની પ્રિયતમા કાન્તા દેવીને નિર્ભય સ્થાનમાં મૂકીને જ્યારે પાછો પંચાસરના નિકટમાં આવી લાગ્યો, તે દિવસે જયશિખરીના મૃત્યુની વાર્તા સાંભળીને પ્રથમ તો શૂરપાળના મનમાં એવો આવેશ થઈ આવ્યો કે: "મારે પણ ભૂવડ સાથે પુનઃ યુદ્ધ આરંભવું અને યુદ્ધમાં જ વીરગતિને પ્રાપ્ત થવું એ જ મારું કર્તવ્ય છે." પરંતુ તેના કેટલાક મિત્રો તથા જયશિખરી દેવના હિતૈષીઓએ તેને એવો ઉપદેશ આપ્યો કે: "જો તમો પણ યુદ્ધમાં વીરગતિને પ્રાપ્ત થશો, તો ગુજરાતમાં ભૂવડ સોલંકીનું રાજ્ય નિષ્કંટક થઈ જશે. જે કાંઈ પણ શુભાશુભ થવાનું હતું તે થઈ ચૂક્યું છે એટલે હવે ગત વાર્તાનો શોક ન કરતાં તમારે ગુર્જરાતના ભાવિ કલ્યાણનો જ અત્યારે વિચાર કરવાનો છે. જો સદ્ભાગ્યયોગે દેવી રૂપસુન્દરી પુત્રની માતા થશે તો ગુર્જરરાષ્ટ્રને ભૂવડના હસ્તમાંથી પાછું મેળવીને તમો ગુજરાતની સ્વાધીનતાને પુનઃ સુરક્ષિત કરી શકશો અને કૈલાસવાસી ગુર્જરેશ્વરના સિંહાસને તેમના પુત્રને સ્થાપી શકશો. તમારા અસ્તિત્વ તથા અગાધ પ્રયત્ન વિના આ કાર્ય સિદ્ધ થવાનો સંભવ ન હોવાથી તમારે પોતાના કલ્યાણમાટે નહિ, પરંતુ કૈલાસવાસી ગુર્જરેશ્વરના ભાવી વંશજના કલ્યાણમાટે પણ અત્યારે પોતાના જીવનની રક્ષા કરવી જ જોઇએ." આ ઉપદેશ શૂરપાળને યોગ્ય લાગવાથી તેણે એ વેળાયે જ ભૂવડ સાથે લડવાના વિચારને મૂકી વાળ્યો અને જ્યાં તે પોતાની સહોદરા તથા પત્નીને મૂકી આવ્યો હતો તે સ્થાનમાં તેમને મળવાના અને જયશિખરીના મૃત્યુના સમાચાર સંભળાવવાના આશયથી પાછો આવી લાગ્યો. ત્યાર પછી શૂરપાળ ભિલ્લોને રૂપસુન્દરી તથા કાન્તાને સંભાળવાની યોગ્ય સૂચના આપીને સૌરાષ્ટ્રના શૃંગાર-

રૂપ ગિરિનારાયણ પર્વતમાં ચાલ્યો ગયો અને ત્યાં ગુહાનિવાસ કરીને અનુકૂળ સમયની પ્રતીક્ષા કરતો પોતાના દિવસો વીતાડવા લાગ્યો.

ગુજરાતને જીતી લીધા પછી સમ્રાટ્ ભૂવડે જે જે રાજાઓએ ભૂવડ સાથેના યુદ્ધમાં ગુર્જરેશ્વર જયશિખરીને સહાયતા આપી હતી તે સર્વ રાજાઓને જીતી લીધા અને કચ્છ તથા સૌરાષ્ટ્રના રાજાઓ અન્ય રાજાઓ કરતાં અધિક બલાઢ્ય હોવાથી તે રાજાઓને જીતીને તેમનાં રાજ્યોમાં સોલંકી રાજપૂતોનાં થાણાં બેસાડી દીધાં. કચ્છનો રાજા સૌરાષ્ટ્રના રાજા કરતાં પણ વિશેષ બલિષ્ઠ હોવાથી તથા કચ્છ દેશ અધિક સુરક્ષિત હોવાથી કચ્છમાં તો વળી વાગડના ગેડી નામક સ્થાનમાં તેમ જ ગુંતરી નામક સ્થાનમાં એવી રીતે એકને બદલે બે થાણાં બેસાડવામાં આવ્યાં. ગુજરાતની નંદનવનતુલ્ય શોભા તથા સમૃદ્ધિશાલિતાને જોઇને ભૂવડનો ગુજરાતમાં જ સ્થાયી નિવાસ કરવાનો વિચાર થયો; પરંતુ તેના કેટલાક મંત્રીઓ તથા સચિવોની, કેટલાંક સ્વાર્થમય કારણોથી ભૂવડ પોતે ગુજરાતમાં સ્થાયી નિવાસ કરીને રહે એવી ઇચ્છા ન હોવાથી, તેમણે ભૂવડને એવો ઉપદેશ આપ્યો કે: "આપ શ્રીમાન્ કલ્યાણને ત્યાગીને ગુજરાતમાં નિવાસ કરી શકો એટલી સીમા પર્યન્ત ગુર્જરભૂમિ અદ્યાપિ આપ શ્રીમાન્‌માટે નિર્ભય થયેલી નથી; કારણ કે, શૂરપાળ તથા તેના જેવા જ કેટલાક અન્ય કંટકો આ નંદનવનમાં વિદ્યમાન હોવાથી જો આપ શ્રીમાનનો અહીં સ્થાયી નિવાસ થશે, તો તે આપ શ્રીમાનના પ્રાણ લેવામાટે જે અનેક પ્રકારના પ્રપંચો તથા ઉપદ્રવો કરતા રહેશે તેમની અત્યારે કોઇથી કલ્પનામાત્ર પણ કરી શકાય તેમ નથી. આ કારણથી અહીંના સર્વ રાજાઓ પાસેથી નિયત વાર્ષિક ખંડણી લેવાની વ્યવસ્થા કરીને અને ગુજરાતના રાજ્યતંત્રને ચલાવવામાટે પોતાના એક અથવા બે ત્રણ રાજપ્રતિનિધિઓને રાખીને આપ શ્રીમાન્ કલ્યાણ ચાલ્યા જાઓ એમાં જ આપ શ્રીમાનનું કલ્યાણ છે." પોતાના મંત્રીઓ તથા સચિવોના એ ઉપદેશ અનુસાર સમ્રાટ્ ભૂવડદેવે નવીન વિજિત ગુર્જરરાષ્ટ્રનું સ્વામિત્વ પોતાની પુત્રી મિનલદેવીને સમર્પી દીધું અને તેના પ્રતિનિધિ તરીકે તેના એક પ્રેમપાત્ર વીર પુરુષને નીમીને 'શલ્યભૃત્' પદવીથી વિભૂષિત કરી દીધો. આવા પ્રકારની વ્યવસ્થા કરીને ભૂવડ પોતે પોતાના દેશમાં ચાલ્યો ગયો.

ગુર્જરેશ્વર જયશિખરી દેવના દેહપાત તથા પંચાસરના પતનની ઘટના છ માસ જેટલી ભૂતકાલિક થઈ ગયા પછી ગુર્જરેશ્વરી રૂપસુન્દરીએ સંવત્ ૭૫૨ ના વસંતઋતુમાં વૈશાખ માસની પૂર્ણિમાના દિવસે સૂર્યના ઉદયની વેળાએ એક પુત્રરત્નને કિંવા યદિ આલંકારિક ભાષામાં કહેવામાં આવે, તો ચાવડાવંશના નૂતન બાલ ચંડાંશુ—સૂર્ય—ને જન્મ આપ્યો અને માતાની મહાગૌરવશાલિની પદવીને પ્રાપ્ત કરી લીધી. જે દિવસે કૈલાસવાસી જયશિખરી દેવના એ પુત્રનો અરણ્યમાંના ભિલ્લગ્રામમાં સંભવ થયો તે દિવસે નભોમંડળમાં અલૌકિક નિર્મલતા વ્યાપેલી સર્વના જોવામાં આવી, સૂર્યનારાયણ અધિક પરિમાણમાં નિર્મળ તથા તેજસ્વી દેખાવા લાગ્યા, સરિતાઓના જળમાં

સ્વાભાવિક પારદર્શકતાનો આવિર્ભાવ થઈ ગયો અને બ્રાહ્મણોના યજ્ઞકુંડમાંથી નીકળતા ધૂમ્રની ગતિ કુંઠિત થઈ ગઈ એટલે એ સર્વ નૈસર્ગિક ચિહ્નો વિશ્વને કોઈ એક અલૌકિક વીર પુરુષના જન્મની મૂક સૂચના આપવા લાગ્યાં.

વનમાં જન્મેલા એ ચાવડા રાજકુમારની અવસ્થા જ્યારે એક વર્ષની થઈ તેવામાં એક દિવસ શીલગુણ સૂરી નામક એક ચૈત્યવાસી જૈન યતિ અચાનક જે સ્થાનમાં દેવી રૂપસુન્દરી પોતાના અર્ભક પુત્ર સહિત વસતી હતી તે સ્થાનમાં આવી લાગ્યો અને પોતાની ઝોળીને એક વૃક્ષની શાખામાં ટાંગીને તે વૃક્ષની છાયામાં વિશ્રાંતિમાટે બેઠો. એ જ વેળાયે પોતાની નિકટવાર્તની પર્ણકુટીમાંથી તે રાજપુત્ર તે વૃક્ષ પાસે આવી લાગ્યો અને રમવા મંડી ગયો. એ બાલકની અદ્ભુત કાંતિને જોઇને તે યતિના મનમાં આશ્ચર્યનો આવિર્ભાવ થતાં તેણે એ બાળકના સંબંધમાં પૃચ્છા કરી એટલે તેના જાણવામાં આવી ગયું કે એ બાલકની માતા રાજમહિષી હતી અને એ બાલક પોતે રાજકુમાર હતો. પૂજ્ય યતિના આગમનના સમાચાર મળતાં વનવાસિની વિધવા રાણી રૂપસુન્દરીએ આવીને યતિને પ્રણામ કર્યા અને તેનાં ચરણોમાં મસ્તક નમાવીને પોતાના અજ્ઞાતવાસનો કયાંય પણ પ્રકાશ ન કરવાની વારંવાર પ્રાર્થના કરી. જૈન યતિએ વનવાસિની રાણીને આશ્વાસન આપતાં કહ્યું કે: "આ બાલક સ્વર્ગીય મહારાજાધિરાજ જયશિખરીનો વંશજ છે અને ગુજરાતના રાજસિંહાસને વિરાજવાનો તથા રાજદંડને હસ્તમાં ધારણ કરવાનો અધિકાર એનો જ છે. આ બાળક મહાભાગ્યશાળી તથા પ્રતિભાસંપન્ન હોવાથી એનાં પૂર્વાર્જિત પુણ્યકર્મો જ એની રક્ષા કરતાં રહેશે અને એનો ગત રાજવૈભવ અવશ્ય એને પાછો મળશે, એટલામાટે, હે માતા, આ રાજકુમારની તમારે લેશમાત્ર પણ ચિન્તા રાખવાની નથી. પણ આ બાળકનું નામ શું રાખવામાં આવ્યું છે વારુ?" રૂપસુન્દરીએ કહ્યું કે: "અત્યારે તો અમો એને 'કુમાર' કહીને જ બોલાવીએ છીએ; હજી એનું નિશ્ચિત નામ રાખવામાં નથી આવ્યું." આ ઉત્તર સાંભળીને યતિ કહેવા લાગ્યો કે: "આ રાજકુમારનો જન્મ વનમાં થયેલો હોવાથી હું એનું વનરાજ નામ રાખું છું એટલામાટે તમો પણ હવેથી એને વનરાજ નામથી જ બોલાવજો; કારણ કે, આ રાજકુમાર ભવિષ્યમાં વનરાજ કેસરી તુલ્ય ભીમપરાક્રમી થવાનો છે. મારી સહાયતાની જ્યારે પણ આવશ્યક્તા હોય ત્યારે મને સંદેશ મોકલજો એટલે હું અહીં આવીશ અને મારાથી આપી શકાશે તે સર્વ સહાયતા તમોને આપીશ." રૂપસુન્દરીએ યતિનો ઉપકાર માન્યો અને યતિ વનરાજનો શિરપર આશીર્વાદપૂર્વક પોતાનો વરદ કરને સ્થાપીને ત્યાંથી પ્રસ્થાન કરી ગયો.

આટલા સમયમાં શૂરપાળે કેટલાક દેશભક્ત મનુષ્યોના સમુદાયને ગિરિનારાયણની કંદરાઓમાં એકત્ર કરી લીધો હતો અને તે સમુદાયમાંના બેચાર વિશ્વાસપાત્ર મનુષ્યોને ભિલ્લગ્રામમાં મહારાણી રૂપસુન્દરી તથા પોતાની પત્ની કાન્તા દેવીને સંભાળવાનું કાર્ય સોંપી દીધું હતું એટલે તે મનુષ્યોદ્વારા શૂરપાળને વનરાજના જન્મના સમાચાર મળી ગયા, અને એ સમા-

ચાર સાંભળતાં જ તે પોતાની સહોદરા તથા પત્ની પાસે આવી લાગ્યો. પોતાના ભાણેજના મુખદર્શનથી તેના આનંદનો અતિરેક થઈ ગયો અને ભિક્ષગ્રામમાંથી તે રૂપસુન્દરી, કાન્તા તથા વનરાજને સાથે લઇને ગિરિનારાયણ પર્વતમાંના પોતાના નિવાસસ્થાનમાં પાછો ચાલ્યો ગયો. શૂરપાળે હવે પોતાના દલની સહાયતાથી ધનોપાર્જનમાટે લૂટફાટના વ્યવસાયનો આરંભ કરી દીધો અને તે સાથે ગુજરાતમાં વસતા ભૂવડના રાજકર્મચારીઓ તથા સૈનિકો આદિને પણ એવો ત્રાસ આપવા માંડ્યો કે તેઓ પોતાના જીવનને પ્રતિપળ ભયમાં અને ભયમાં જ જોવા લાગ્યા. તે ઘણીક વાર પોતાના દલસહિત મહિનાઓ સુધી ગુજરાતનાં ગુપ્ત સ્થાનોમાં રહેતો હતો અને પોતાના લોકોને પીડ્યા વિના ધાડ તથા લૂટથી વિપુલ દ્રવ્ય એકત્ર કરીને પાછો ગિરિનારાયણ પર્વતમાં ચાલ્યો જતો હતો. ભૂવડના રાજકર્મચારીઓનો શૂરપાળને ચતુર્ભુજ કરવાનો એક પણ યત્ન સફળ થઈ શકયો ન હોતો.

શૂરપાળે યદ્યપિ આવી રીતે નિરૂપાયવશાત્ દસ્યુકર્મ અથવા લુંટાકના વ્યવસાયને સ્વીકારી લીધો હતો, તથાપિ દસ્યુદલપતિ અથવા લુંટાકનાયક તરીકે તેની જે એક વિશિષ્ટતા હતી તે એ કે તે દીનજનો, સાધુઓ, ભિક્ષુકો, બ્રાહ્મણો તથા સ્ત્રીઓને, તેમની પાસે ગમે તેટલું ધન હોય તો પણ, કદાપિ લૂટતો ન હોતો, કોઈ પણ સ્ત્રીપર અત્યાચાર કરતો ન હોતો તેમ જ તેના દળનો કોઈ મનુષ્ય પ્રમાદવશતાથી આવો કોઈ અપરાધ કરી બેસે તો તેને તે અપરાધની ભયાનક શિક્ષા આપતો હતો. કોઈ ગુર્જરરાષ્ટ્રવાસીને પણ જ્યારે કોઈ વાર અનિવાર્ય આવશ્યકતા આવી પડે ત્યારે જ તે લૂટતો હતો અને નહિ તો સામાન્યતઃ ગુજરાતના જે રાજાઓ સમ્રાટ્ ભૂવડના આશ્રિત કિંવા માંડલિક થવા પછી જયશિખરી દેવના ઉપકારો તથા દેશાભિમાનને ભૂલી જઇને દેશદ્રોહી થયા હતા તે રાજાઓને તથા તેમની પ્રજામાંના ધનાઢ્ય ગૃહસ્થોને, દક્ષિણમાંથી ગુજરાતમાં રાજ્યશકટ ચલાવવામાટે આવતા ભૂવડના દાક્ષિણાત્ય રાજકર્મચારીઓને, ગુજરાતની લક્ષ્મીને વ્યાપારના નિમિત્તથી પોતાના દેશમાં ખેંચી જવામાટે ગુજરાતમાં આવતા દાક્ષિણાત્ય વ્યાપારીઓને, સોમનાથ તથા શત્રુંજયની યાત્રાએ આવતા શૈવ તથા જૈન યાત્રાળુઓને અને જેઓ તેને તથા તેના સંગીઓને પકડી લાવવાનું બીડું ઉઠાવીને બહાર નીકળી પડતા હતા તે શત્રુઓને જ લૂટતો હતો, અને જ્યારે કોઈ મનુષ્ય પોતાના હસ્તમાં શસ્ત્ર કિંવા અસ્ત્રને ધારણ કરીને તેના પ્રાણ લેવાનો પ્રયત્ન કરતો હતો ત્યારે જ તેની હત્યા કરી નાખતો હતો; અન્યથા તે અકારણ માનવહત્યા કરતો ન હોતો. કેટલીક વાર ગુર્જરી પ્રજાપર રાક્ષસ તુલ્ય અત્યાચાર કરનારા દાક્ષિણાત્ય રાજકર્મચારીઓની પ્રજાના સંકટનિવારણમાટે હત્યા કરીને અનિચ્છાપૂર્વક શત્રુના શોણિતથી તેને પોતાના હસ્તોને રંગવા પડતા હતા અને એ *હત્યાકાંડને તે પોતાનું એક અત્યંત આવશ્યકીય કર્તવ્ય જ* માનતો હતો; કારણ કે, પોતાના દેશબંધુઓનું કલ્યાણ એ જ તેના જીવનનો મહામંત્ર હતો. આ દસ્યુકર્મ સાથે પોતાની જન્મભૂમિને ગત સ્વાધીનતાની પુનઃ પ્રાપ્તિ કરાવી

આપવામાટેના તેમ જ ગુર્જર રાજમુકુટને પોતાના ભગિનીપુત્ર વનરાજના મસ્તકે પુનઃ સ્થાપવામાટેના તેના અન્ય રાજનૈતિક પ્રયત્નો પણ ગુપ્ત ભાવથી ચાલી રહ્યા હતા. તેના એ સર્વ પ્રયત્નોનો આગળ જતાં આપણને પૂર્ણ પરિચય થવાનો હોવાથી અત્યારે આટલી સૂચના જ પર્યાપ્ત છે.

ગુર્જરેશ્વર જયશિખરી દેવનો દેહાંત તથા પંચાસરનો પાત થતાં ગુજરાત પરાધીન થયા પછી જે શંકર બારોટના મુખથી ગુર્જરદેશ તથા ગુર્જરેશ્વરની અતિશય પ્રશંસા સાંભળીને ભૂવડ સોલંકીના મનમાં ગુર્જરરાષ્ટ્રના વિજયની તીવ્ર લાલસાનો ઉદ્ભવ થયો હતો તે શંકર બારોટના મનમાં પોતાની મૂર્ખતા-માટે અત્યંત પશ્ચાત્તાપ થવાથી એ મૂર્ખતારૂપ પાપના પ્રાયશ્ચિત્ત તરીકે પોતાના ગૃહસ્થાશ્રમને ત્યાગીને તેણે સ્વદેશસંન્યાસને સ્વીકારી લીધો હતો અને પૂર્વે જણાવ્યા પ્રમાણે અહિંસા, અસહયોગ, અપવાસ તથા હડતાલ આદિ સાધનોવડે ગુર્જરરાષ્ટ્રની સ્વાધીનતાને પાછી મેળવવાના આશયથી ગુજરાતીઓને એ સાધનોને સ્વીકારવાનો અને હિંસાનો જેમાં શતાંશ ભાગ પણ રહેલો હોય તેવા અન્ય કોઈ પણ સાધનને ત્યાગી દેવાનો ઉપદેશ કરવા માંડ્યો હતો. ગુજરાતની તે સમયની પ્રજાની અધિક સંખ્યા અહિંસાવાદિની તથા કેટલીક પ્રજા અહિંસાપ્રધાન જૈનધર્માવલંબિની હોવાથી શંકર બારોટના અનુયાયી જનોની સંખ્યા સહસ્રાવધિ પર્યન્ત પહોંચી ગઈ હતી અને તે બ્રાહ્મણ હોવા સાથે આટલી સીમા પર્યન્ત અહિંસાવાદી તથા શાંતિપ્રિય હોવાથી અહિંસાવાદી તથા શાંતિપ્રિય લોકો તેને 'બ્રહ્મર્ષિ શંકરદેવ'ના પૂજ્યભાવદર્શક નામથી ઓળખતા હતા અને તેની આજ્ઞાનું પ્રભુની આજ્ઞા તુલ્ય તત્કાલ પાલન કરતા હતા. શંકર બારોટ શૂરપાળના સદ્ગુણોનો પૂજક તથા પ્રશંસક હોવા છતાં તેના હિંસાવાદનો પૂર્ણ વિરોધી હતો અને શૂરપાળ શંકર બારોટના શુદ્ધ દેશભક્તિ, વિમલ અંતઃકરણ તથા પ્રચંડ સ્વાર્થત્યાગ આદિ અલૌકિક સદ્ગુણોનો નિરંતર પૂજક તથા પ્રશંસક હોવા છતાં રાજનૈતિક આન્દોલનમાં અહિંસાવાદના પ્રાધાન્યને સ્વીકારનારો નહોવાથી તેના અહિંસાવાદનો પ્રબળ વિરોધી હતો. પરસ્પર આવા વિરોધના કારણથી એ ઉભય મહાપુરુષોનું અંતિમ ધ્યેય ગુજરાતની સ્વાધીનતાની પુનઃ પ્રાપ્તિ હોવા છતાં સહકારિત્વ થઈ શકતું ન હોતું અને અને તેથી તેમને દેશોદ્ધારના પ્રયત્નો એક બીજાથી સર્વથા ભિન્ન રહીને જ કરવા પડતા હતા. આવી રીતે તે સમયમાં ગુજરાતના દેશોદ્ધારકો બે ભિન્ન ભિન્ન દલોમાં વિભક્ત થઈ ગયા હતા અને એ વિભક્તતાના કારણથી દેશોદ્ધારના કાર્યમાં સ્વભાવિક વિલંબ થયા કરતો હતો. આવા પ્રકારના મતભેદનો લાભ તૃતીય વ્યક્તિને મળતો રહે છે એ નિયમ અનુસાર ગુજરાતમાં ભૂવડની રાજસત્તાનો સમય એથી લંબાતો જતો હતો.

શૂરપાળ પોતાના દસ્યુકર્મ તથા ગુર્જરરાષ્ટ્રોદ્ધારક અન્ય ગુપ્ત રાજનૈતિક પ્રયત્નો ઉપરાંત જ્યારે વનરાજની અવસ્થા પાંચ વર્ષની થઈ ત્યારથી તેને વિદ્યાભ્યાસ પણ કરાવવા લાગ્યો અને ક્ષત્રિયોચિત શસ્ત્રવિદ્યા, અસ્ત્રવિદ્યા, અશ્વવિદ્યા, ધનુર્વિદ્યા તથા યુદ્ધકલાનું પણ શિક્ષણ આપવા લાગ્યો. જ્યારે

રાજકુમાર વનરાજની અવસ્થા તેર વર્ષની થઈ ત્યારે તેની શરીરયષ્ટિ અતિશય બલાઢ્ય તથા સુદૃઢ હોવાથી અને તેની વીરતા તથા સાહસિકતા અપૂર્વ હોવાથી શૂરપાળે લૂટફાટ કરવા જતી વેળાયે તેને પોતાની સાથે રાખવાના કાર્યનો આરંભ કરી દીધો અને તાત્કાલિક ઉપયુક્ત દસ્યુકર્મનું પણ તેને આવશ્યક શિક્ષણ આપવા માંડ્યું. એ વ્યાવહારિક શિક્ષણના યોગે વનરાજ એક વર્ષ જેટલા અલ્પ કાલાવધિમાંજ દસ્યુકર્મમાં નિષ્ણાત થઈ ગયો અને લૂટફાટના પ્રત્યેક પ્રસંગે પોતાના પ્રચંડ પરાક્રમ તથા લોકોત્તર બુદ્ધિકૌશલ્યનો પરિચય કરાવીને પોતાના મહાવીર માતુલ શૂરપાળ તથા તેના અનુયાયી વ્યવસાયબંધુઓના શતાવધિ ધન્યવાદોને મેળવવા લાગ્યો. પોતાના માતુલ શૂરપાળના સહવાસથી તેમ જ પોતાની માતાના મુખથી નિત્ય સાંભળવામાં આવતી પોતાના કૈલાસવાસી પિતાની શૌર્યકથાઓથી સિંહબાલ સમાન ચપળ, પુરાક્રમી તથા બુદ્ધિમાન્ વનરાજના હૃદયમાં પોતાના પિતાના ગત રાજવૈભવ તથા દેશસ્વાતંત્ર્યને મેળવવાની મહતી આકાંક્ષા દિવસાનુદિવસ અધિકાધિક વૃદ્ધિંગત થયા કરતી હતી અને તેથી તે વારંવાર એ વિષયના વિચારમાં તલ્લીન થઈ જતો હતો; માત્ર એટલુંજ નહિ, પણ પોતાની એ મહત્ત્વાકાંક્ષાનો તે પોતાના અનુયાયી જનો સમક્ષ ઘણીક વાર પ્રકાશ પણ કરતો હતો, અને તેના શૌર્ય તથા દક્ષતા આદિ ગુણોને જોઇને તેના અનુયાયી જનોનો પણ એવો વિશ્વાસ દૃઢ થતો જતો હતો કે: 'આ વીર વનરાજ પોતાના પિતાનું રાજ્ય શત્રુપાસેથી અવશ્ય પાછું મેળવશે અને ગુજરાતને પરાધીનતાની શૃંખલાથી મુક્ત કરી દેશે.'

ભૂવડના ગુજરાતમાંના રાજકર્મચારીઓના શૂરપાળને જીવિત પકડવાના અથવા તો મારી નાખવાના સર્વ પ્રયત્નો સર્વથા વ્યર્થ થઈ ગયા અને વનરાજ પણ તેનો સહાયક થઇને ઊભો રહ્યો એટલે એ ઘટનાથી ભૂવડના ગુર્જરદેશવાસી રાજકર્મચારીઓના મનમાં એવા પ્રકારના સંશયનો ઉદય થયો કે: 'શૂરપાળને તથા રાજકુમાર વનરાજને ગુજરાતના કેટલાક માંડલિક રાજાઓ, ક્ષત્રિય જાગીરદારો, અન્ય જમીનદારો તથા ધનાઢ્ય પ્રજાજનોની ગુપ્ત સહાયતા મળતી હોવી જોઇએ; નહિ તો તેઓ આટલી સીમા પર્યન્ત નિર્ભય રહીને રાજસત્તાની આટલી અવગણના કરી શકે જ નહિ અને આટલી ધમાચકડી મચાવી શકે જ નહિ.' આવા પ્રકારનો સંશય આવવાથી તે રાજકર્મચારીઓએ સમ્રાટ્ ભૂવડની અનુમતિ મેળવીને ગુજરાતમાં સર્વત્ર ભયંકર દમનનીતિનો આરંભ કરી દીધો હતો અને તેમની એ દમનનીતિએ ધીમેધીમે કેવા ભયંકર સ્વરૂપને ધારણ કરી લીધું હતું અને ગુજરાતની તે સમયમાં વાસ્તવિક અવસ્થા કેવા પ્રકારની હતી એનો અમારાં પાઠકો તથા પાઠિકાઓને ગત ચાર પ્રકરણોમાં કેટલોક પરિચય તો થઈજ ચૂક્યો છે અને વિશેષ પરિચય હવે પછી સત્વરજ થવાનો છે એટલામાટે આ સ્થાનમાં તેનું અધિક નિરૂપણ નિરર્થક છે. જે સમયમાં આપણી પ્રસ્તુત ઐતિહાસિક નવલકથાનો આરંભ થયેલો છે તે સમયમાં ભૂવડ સોલંકીના રાજપ્રતિનિધિ, રાજકર્મચારીઓ તથા સ્વાર્થસિદ્ધિમાટે તેમના

આશ્રિત થયેલા અને તેમની કૃપાના આધારે જ પોતાના જીવનને ધારણ કરનારા કેટલાક કુલકલંક, દેશદ્રોહી તથા ઊગતા સૂર્યને પૂજનારા ગુજરાતી માંડલિક રાજાઓ, ઠાકોરો તથા જાગીરદારોની દમનનીતિ, અત્યાચારવૃત્તિ, કુટિલનીતિ તથા છળપ્રપંચવિદ્યાના યોગે ગુર્જરભૂમિ ભયંકર પરિસ્થિતિને અનુભવી રહી હતી, અણીની વેળામાંથી અગ્રગામિની થતી જોવામાં આવતી હતી અને ગુર્જરી પ્રજાની પીડાઓની પરાકાષ્ઠા થઈ ગયેલી દેખાતી હતી. ભૂવડ સોલંકીએ ગુજરાતમાં તેની પોતાની માન્યતા અનુસાર પ્રસરેલા ભયાનક રાજદ્રોહના પાવકને દમનનીતિરૂપ જલપ્રપાતવડે શાંત કરી દેવામાટે પોતાના પ્રધાન સેનાધ્યક્ષ મિહિરને પણ ગુજરાતમાં મોકલી આપ્યો હતો અને ગુજરાતી પ્રજાના હૃદયમાં રાજદર્શનના યોગે રાજભક્તિને ઉત્પન્ન કરવામાટે પોતાના મહાવ્યભિચારી, મદાન્ધ, અહંકારી અને અધર્માચારી તરીકે સર્વત્ર વિખ્યાત થયેલા યુવરાજ કર્ણને પણ ગુજરાતમાં જઇને કેટલાક કાળ પર્યન્ત નિવાસ કરવાની આજ્ઞા આપી દીધી હતી. પોતાના પિતાની આજ્ઞાનુસાર સોલંકી યુવરાજ કર્ણ ગત પ્રકરણના અંતમાં વર્ણવાયલી ઘટના ઘટી ગયા પછી દ્વિતીય દિવસે પંચાસરમાં આવી લાગ્યો હતો અને શૂરપાળનાં સાહસકર્મોની કથા સાંભળીને તેના દમન તથા સંહારના કાર્યમાં અગ્રભાગે વિરાજવામાટે પ્રતિજ્ઞાપૂર્વક કટિબદ્ધ તથા તત્પર થઈ ગયો હતો. આટલો પૂર્વ ઇતિહાસ પર્યાપ્ત હોવાથી હવે આપણે આપણી કથાના અનુસંધાનમાં અગ્રગામી થઇશું.

---

## પ્રકરણ ૬ ઠું

## માનવ જાતિની પૈશાચિકતા

"દેવી દ્રૌપદીની લજ્જાની રક્ષામાટે કૌરવસભામાં તત્કાળ જઈ પહોંચનારા યશોદાનન્દન કૃષ્ણ, હવે સત્વર અહીં દોડી આવ. ગજેન્દ્રના ઉદ્ધારમાટે અન્નદેવતાનો અનાદર કરીને રિક્ત ઉદરથી તે ક્ષણે જ પ્રયાણ કરનારા ગરુડધ્વજ, હવે અહીં આવવામાં પળમાત્રનો પણ વિલંબ ન થવા દે. પ્રહ્લાદના પરિત્રાણમાટે નૃસિંહાવતાર ધારીને સ્તંભમાંથી પ્રકટ થનાર ભક્તવત્સલ ભગવાન, અહીં પધારવાની આ અણીની વેળાને અવશ્ય જાળવી લે અને અમારા આ સંકટનું સત્વર નિવારણ કરી દે; કારણ કે, હે પરમાત્મન્, દ્રૌપદી પ્રમાણે હું પણ અત્યારે અનાથાવસ્થામાં આવી પડી છું અને ગજેન્દ્ર પ્રમાણે વિપત્તિરૂપ નક્ર અમોને પણ વિષાદરૂપ વારિપ્રવાહમાં બળપૂર્વક ખેંચી રહ્યો છે. હે દયાસિંધુ દેવાધિદેવ, ભૂવડરૂપ હિરણ્યકશિપુએ અમારો પોતાના રાજકર્મચારીઓદ્વારા ભયંકર છળ કરવા માંડ્યો છે એટલામાટે જો તું અમારો સહાયક નહિ થાય, તો અમો નિરાધારોનો તારા વિના અન્ય કોઈ પણ આધાર ન હોવાથી અમારો ઉદ્ધાર કોણ કરશે? મારા સૌભાગ્યની સુરક્ષિતતામાટે અત્યારની અમારી મહાપ્રતિકૂલ પરિસ્થિતિનો વિચાર કરીને તારા સુદર્શન ચક્રને આ સ્થાનમાં મોકલી દે, 'વ [illegible]' એ

તારા પોતાના વચનનું જ, હે જગન્નિવાસ, સ્મરણ કરે અને અમારા પરિત્રાણ માટે અત્યારે તથા આક્ષણે જ તત્પર થઈ જા. જો ભવિષ્યમાં મારા પતિદેવની ચરણસેવાનો લાભ મને ન જ મળવાનો હોય, તો મને આ સંસારમાંથી વૈકુંઠમાં બોલાવીને તારાં પોતાનાં ચરણોમાં જ શાશ્વત સ્થાન આપી દે; કારણ કે, જેમાંથી પતિરૂપ જ્યોતિનું નિર્વાણ થઈ ગયું છે તેવા આ અંધકારાવૃત્ત જીવિત શરીરમંદિરમાં દીર્ઘ કાળ પર્યન્ત વસવાની મારા આત્માની લેશમાત્ર પણ ઇચ્છા નથી. ત્યાં વૈકુંઠમાં તારાં ચરણોમાં વિરાજીને હું દિવ્ય દૃષ્ટિવડે મારા પતિદેવનું અવલોકન કરતી રહીશ અને જો તેમના શિરપર કોઈ અનિવાર્ય સંકટ આવી પડેલું મારા જોવામાં આવશે, તો તેમના તે સંકટના નિવારણમાટે તને મારી ભક્તિ તથા પ્રાર્થનાના બળથી મર્ત્ય લોકમાં મોકલી આપીશ. હે ધર્માધાર, ભૂવડ સોલંકીના પાપાત્મા તથા પિશાચાવતાર રાજકર્મચારીઓએ અમારા તથા ગુર્જરી પ્રજાના સર્વનાશના પ્રચંડ પ્રયત્નો પ્રારંભેલા હોવાથી હવે અમારા ઉદ્ધારમાટે ગુર્જરભૂમિમાં પધારીને પોતાના ચરણસ્પર્શથી ગુર્જરભૂમિને પવિત્ર કર્યા વિના તારો છૂટકો જ નથી; જો તું અમો ભક્તજનોના ઉદ્ધારમાટે હવે શીઘ્ર જ આ સ્થાનમાં પધારવાનો પરિશ્રમ નહિ લે, તો પોતાને 'ભક્તવત્સલ ભગવાન્' નામથી ઓળખાવવાનો તારો અધિકાર ચાલ્યો જશે અને તારું નામ નિંદાપાત્ર થઈ પડશે એ વાર્તા નિર્વિવાદ છે."

શૂરપાળ જે દિવસે અણુહિલ્લના આગ્રહથી ગિરિનારાયણની દિશામાં પ્રયાણ કરી ગયો હતો તે દિવસ વીત્યા પછી દ્વિતીય દિવસના સંધ્યા સમયે શૂરપાળની મહાસાધ્વી ગૃહલક્ષ્મી કાન્તા દેવી પોતાના અરણ્યાગારમાંના દેવગૃહમાં ભદ્રાસનથી પરમેશ્વરની રમણીય પાષાણ પ્રતિમા સમક્ષ વિરાજીને અતિશય દૈન્યદર્શક ભાવથી પરમેશ્વરને સંબોધીને આવા પ્રકારની પ્રાર્થના કરી રહી હતી એવું દૃશ્ય તરુણ વીર અણુહિલ્લના જોવામાં આવ્યું અને ધ્યાનમગ્ન કાન્તા દેવીને જોઇને જાણે નવવિધા ભક્તિની માનવશરીરધારિણી સજીવન પ્રતિમા જ ત્યાં પ્રકટ થયેલી હોયની! એવો જ તેને ભાસ થવા લાગ્યો. કાન્તા દેવીનાં આર્ત સ્વર, દીનચર્યા તથા પવિત્ર મૂર્તિ આદિના અવલોકનથી પુનઃ અણુહિલ્લના મનમાં દુઃખની લહરી ઊછળી આવતાં તે મનોગત પરમેશ્વરને અનુલક્ષીને કહેવા લાગ્યો કે: "હે ભક્તકામકલ્પદ્રુમ ભગવન્, આ મહાસાધ્વીની જીવનરક્ષા તથા સતીત્વરક્ષામાટે તો અહીં આવવાની ઉદારતા દર્શાવ." બે અથવા ચાર ક્ષણ જેટલા સમય પર્યન્ત અણુહિલ્લ ત્યાં સ્તબ્ધ થઇને ઊભો રહ્યો અને જ્યારે દિવાકર સર્વથા અસ્તંગત થતાં નિશાદેવીનો અધિકારકાળ નિકટમાં આવી લાગ્યો ત્યારે તેણે કાન્તા દેવીને સંબોધીને વિનયદર્શક ભાવથી કહ્યું કે:—

"પૂજ્ય માતા, હવે ઊઠો, રાત્રિભોજનના કાર્યથી નિવૃત્ત થાઓ, વૃદ્ધ ધીરેન્દ્રકુમારને કુશળસમાચાર પૂછો અને ત્યાર પછી સમસ્ત દિવસના નાનાવિધ શ્રમના પરિહારમાટે નિદ્રાજન્ય વિશ્રાંતિનું સેવન કરો."

"તાત અણુહિલ્લ, જે મીનને જળથી વિયુક્ત કરી દેવામાં આવે છે તે મીનને જેવી રીતે કેવળ મૃત્યુમાં જ વિશ્રાંતિનો સાક્ષાત્કાર થઈ શકે છે તેવી જ રીતે મને પણ હવે કેવળ ઈશ્વરચરણના શરણમાં જ વિશ્રાંતિનો સાક્ષાત્કાર થવાનો છે. શું સીતાદેવી પોતાના પતિ શ્રીરામચન્દ્રદેવ સાથે વનવાસિની નહોતાં થયાં? શું દેવી દ્રૌપદીએ પણ પતિ સાથે વનવાસમાં આનંદપૂર્વક પોતાના દિવસો નહોતા વીતાવ્યા? આવાં ભૂતકાલિક અનેક ઉદાહરણો વિદ્યમાન હોવા છતાં અને એઓ અત્યારે જે સ્થાનમાં આત્મરક્ષણમાટે પ્રયાણ કરી ગયા છે તે સ્થાનમાં એમના સહવાસમાં મેં પોતે પણ કેટલાંક વર્ષો આનંદપૂર્વક વીતાડેલાં હોવા છતાં આ વેળાયે એઓ મને શામાટે અહીં રાખી ગયા અને પોતાની સાથે ન લઈ ગયા? મારા રામચન્દ્ર, મારા પતિદેવ જો મને પણ અજ્ઞાતવાસમાં પોતાની સાથે જ લઈ ગયા હોત, તો એથી તેમની પોતાની શી હાનિ થવાની હતી?" કાન્તાદેવીએ મલિન મુખમુદ્રાથી નિરાશાદર્શક ઉદ્ગારો કાઢ્યા.

"પ્રાતઃસ્મરણીયા સીતાદેવીની સાક્ષાત્પ્રતિમા માતા કાન્તાદેવી, વનવાસમાં શ્રીરામચન્દ્રદેવનાં ગૃહલક્ષ્મી સીતાદેવીને લંકાપતિ રાક્ષસરાજ રાવણ હરી ગયો હતો અને પાંડવપત્ની દેવી દ્રૌપદીનું સિન્ધુદેશના રાજા જયદ્રથે વનવાસમાં જ હરણ કર્યું હતું, એ ઘટનાઓ તમારા સ્મરણમાં નથી કે શું? તમો અત્યારે સગર્ભા હોવાથી આવા પ્રકારના અકારણ શોકનો હૃદયમાં આવિર્ભાવ થવા દેવો એ તમારામાટે હિતાવહ નથી. તમારા પોતાના હિતમાટે નહિ, તો મહાવીર શૂરપાળદેવના ભાવી વંશજના હિતમાટે પણ તમારે શાંતિ તથા વિશ્રાંતિનું સેવન કરવું જ જોઇએ, એ તમારા કર્તવ્યનું સ્મરણ કરો અને આ શોકને હૃદયમાંથી બહિષ્કૃત કરીને શાંત થાઓ. ઊઠો, માતા, ઊઠો," અણુહિલ્લે વિનીત ભાવથી કહ્યું.

"અણુહિલ્લ, જ્યાં સુધી મારા સૌભાગ્યાધારના દર્શનથી મારાં નેત્રો પુનઃ કૃતાર્થ તથા પવિત્ર નહિ થાય, ત્યાં સુધી હું પરમેશ્વર સમક્ષ આવી જ રીતે બેસી રહીશ અને પરમેશ્વરને આવી જ રીતે અષ્ટૌપ્રહર વિનવતી રહીશ. હવે અત્યારની પરિસ્થિતિમાં મારા જીવનનું જો કોઈ પણ પ્રધાન કર્તવ્ય હોય, તો તે આ જ છે," કાન્તાદેવીએ પોતાના સ્વીકૃત વ્રતને ત્યાગવાની સંપૂર્ણ અનિચ્છા દર્શાવી.

"માતા, વૃદ્ધ વીરશિરોમણિ વીરેન્દ્રકુમાર તથા કૈલાસવાસી ગુર્જરેશ્વર જયશિખરીદેવની સુવર્ણમંજૂષાના સંબંધમાં મહાવીર શૂરપાળદેવની તમોને શી આજ્ઞા મળેલી છે એનું તમોને સ્મરણ છે ખરું કે નહિ?" કાન્તાદેવીના મનોવિચારોની દિશાના પરિવર્તનમાટે અણુહિલ્લે તેને વીરેન્દ્રકુમાર તથા સુવર્ણમંજૂષાનું સ્મરણ કરાવ્યું.

"બંધુ અણુહિલ્લ, મારા પતિદેવે તો વીરેન્દ્રકુમારજીને ભૂગર્ભભવનમાં મૃત્યુ પામેલા માની લઇને તેમના દેહનો અગ્નિસંસ્કાર કરવાની અને સુવર્ણમંજૂષાની પ્રાણ સમાન રક્ષા કરવાની આજ્ઞા કરી હતી; પરંતુ દીર્ઘ મૂર્ચ્છાને

આધીન થયેલા વૃદ્ધ વીરેન્દ્રકુમાર ભૂગર્ભભવનમાંથી જીવિતાવસ્થામાં જ બહિર્ગત થયેલા હોવાથી તેમનો ઔષધોપચાર તથા તેમની સેવાશુશ્રૂષા કરવાનો આપણો જે ધર્મ છે તે ધર્મનું આપણે યથાશક્ય પાલન કરી રહ્યાં છીએ; અને મારા પતિદેવની આજ્ઞાને હું પરમેશ્વરની આજ્ઞા જ માનતી હોવાથી કૈલાસવાસી મહારાજાધિરાજ જયશિખરીદેવની સુવર્ણમંજૂષાને હું મારા અધિકારમાં રાખીશ અને તેની પ્રાણસમાન રક્ષા કરતી રહીશ એટલે એના સંબંધમાં તમારે લેશમાત્ર પણ ચિન્તા રાખવાની નથી. મારે હજી નિદ્રાધીન પરમાત્માને જગાડવાનું કાર્ય કરવાનું હોવાથી તમો ભોજનશાળામાં જઇને ભોજન કરી લ્યો અને બે ઘડી નિદ્રાધીન થઈ જાઓ. વિશાખાને મેં વૃદ્ધ વીરેન્દ્રકુમારની સેવામાં વિદ્યમાન રહેવાની સૂચના આપી દીધી છે એટલે વીરેન્દ્રકુમારની સેવાશુશ્રૂષામાં કોઈ પણ પ્રકારની ન્યૂનતા થવાનો સંભવ નથી,'' કાન્તાદેવીએ અલૌકિક શાંત તથા ગંભીરતમ ભાવથી આ વાક્યો ઉચ્ચાર્યાં.

અણહિલ હવે કોઈ પણ પ્રકારનો અધિક આગ્રહ ન કરતાં કાન્તાદેવીને નમસ્કાર કરીને ત્યાંથી નીકળ્યો, પ્રથમ આગારના આભ્યંતર ભાગમાં તથા પછી આગારના બાહ્ય ભાગમાં સર્વત્ર ફરી વળ્યો અને ખૂણેખૂણાની તપાસ કરી લઇને નિર્ભયતાનો સંપૂર્ણ નિશ્ચય થતાં આગારના સિંહદ્વારના બાહ્ય ભાગમાં જે શિલાપર આપણે આપણી કથાના આરંભમાં મહાવીર શૂરપાળને વિરાજેલો જોયો હતો તે વિશાળ શિલાપર બેસી એક વિશિષ્ટ વિચારમાં નિમગ્ન થઇને મનોગત કહેવા લાગ્યો કે: " અત્યારની ભયાનક પરિસ્થિતિનો વિચાર કરતાં જેટલા સૈનિકો અહીં વિદ્યમાન છે તેટલા સૈનિકોથી કોઈ ભયંકર આપત્તિનું ભાગ્યે જ નિવારણ કરી શકાય તેમ છે. શત્રુપક્ષના સહૃદય સેનાધ્યક્ષ મિહિરના કથન અનુસાર ભૂવડના સૈનિકો આજે આ સ્થાનમાં નથી આવ્યા તો કદાચિત્ આવતી કાલે અથવા પરમ દિવસે તો અવશ્ય આવી જશે અને આ આરણ્ય આગારની આસપાસ વિસ્તરી જશે એટલામાટે તેમના આગમનથી પૂર્વે જ પૂજ્ય કાન્તાદેવી તથા વીરવ્રતધારિણી વિશાખાદેવીના રક્ષણની કાંઈ પણ યોગ્ય વ્યવસ્થા અવશ્ય કરવી જ જોઇએ અને સૈન્યબળ વિના એ વ્યવસ્થા થવાની સંભાવના ન હોવાથી સૂર્યોદય થતાં જ ભિલ્લ સૈનિકોને એકત્ર કરી લેવાના કાર્યનો આરંભ કરવો જ જોઇએ......"

જે વેળાયે અણહિલ આવા પ્રકારના વિચારમાં નિમગ્ન થયેલો હતો તે વેળાયે રાત્રિદેવીના અધિકારના કારણથી વિશ્વમાં સર્વત્ર અંધકારના વિસ્તાર સાથે નીરવતા તથા શાંતિની સ્થાપના થવા લાગી હતી; માત્ર વાયુલહરીના આઘાતથી આન્દોલિત થતાં વૃક્ષોનાં પર્ણોનો મર્મર ધ્વનિ, આગારની આસપાસ વિચરતા પાલિત શ્વાનોનો સાવધાનતાસૂચક ધ્વનિ તથા અરણ્યના દૂરવર્તી ભાગમાં શૃગાલોનો ધ્વનિ જ કર્ણગોચર થતો હતો. અચાનક એ સર્વ ધ્વનિયોથી સર્વથા ભિન્ન ભાસતો એક પ્રકારનો વિશિષ્ટ ધ્વનિ કેટલાક સમય પછી અણહિલનાં શ્રવણોમાં આવીને અથડાયો અને તેનાં શ્રવણોનો એવા પ્રકારના ધ્વનિયોને સાંભળવાનો નિત્યનો અભ્યાસ થઈ ગયેલો

હોવાથી એ વિશિષ્ટ ધ્વનિને તેણે અશ્વોના ચરણધ્વનિ તરીકે તત્કાળ ઓળખી લીધો; માત્ર એટલું જ નહિ, પણ જે અશ્વોનાં ચરણોનો ધ્વનિ સંભળાવા લાગ્યો હતો તે અશ્વોની સંખ્યા બે અથવા ત્રણથી વિશેષ તો ન જ હોવી જોઇએ એવું અનુમાન પણ તેણે તે ક્ષણે જ કરી લીધું. માત્ર તે અશ્વો મિત્રોના હતા કે શત્રુઓના હતા એની કલ્પના તેનાથી તત્કાળ ન કરી શકાઈ, અને તેથી તેણે અરણ્યાગારમાંથી પોતાના ચાર સૈનિકોને બોલાવીને આગારના ભગ્ન દ્વારના પશ્ચાદ્ભાગમાં પોતાનાં શસ્ત્રોને શત્રુઓના સંહારમાટે તૈયાર રાખીને સાવધાનતાપૂર્વક ઊભા રહેવાની સૂચના આપી દીધી. અલ્પ સમયમાં જ નભોમંડળનિવાસી નક્ષત્રસમુદાયના ધુંધુક પ્રકાશમાં અણહિલનાં બિડાલતુલ્ય નેત્રોને બે અશ્વારોહીઓ અરણ્યાગારની દિશામાં આવતા દેખાયા અને તેમને જોતાંની સાથે જ તે પોતાની તલ્વારને મ્યાનમાંથી બહાર કાઢી શિલાપરથી ઊઠીને ઊભો થઈ ગયો. પરંતુ તે અશ્વારોહીઓએ આગારથી અમુક અંતરે આવીને જે એક વિશિષ્ટાર્થસૂચક જયઘોષ કર્યો તે જયઘોષના શ્રવણથી અણહિલનો નિશ્ચય થઈ ગયો કે તે આગંતુક અશ્વારોહીઓ શત્રુઓ નહિ, કિન્તુ મિત્રો જ હતા અને એ નિશ્ચય થતાં તે પોતાની તલ્વારને મ્યાન કરીને પાછો શિલાપર બેસી ગયો. તે અશ્વારોહીઓએ અણહિલ સમક્ષ આવીને જ્યારે પોતાના અશ્વોને ઊભા રાખ્યા એટલે અણહિલ્લે તેમને પોતાના ગુપ્તચરો તરીકે ઓળખી લઇને અધીરતાથી જિજ્ઞાસા દર્શાવી કે:—

"બંધુઓ, તમો કાંઈ પણ અગત્યના સમાચાર લઇને આવ્યા છો કે કેમ? આ અશ્વો ક્યાંથી અને કોના લઈ આવ્યા છો? કારણ કે, જ્યારે તમો અહીંથી ગયા હતા ત્યારે અશ્વારોહી થઇને નહોતા ગયા, અને તમોને અહીં પહોંચવામાટે અશ્વોને લાવવાની આવશ્યકતા જણાઈ છે એ જ દર્શાવી આપે છે કે તમો જે કાંઈ પણ સમાચાર લઈ આવ્યા છો તે સમાચાર અત્યંત અગત્યના જ હોવા જોઇએ."

"મહાશય, આપનું અનુમાન અક્ષરશઃ સત્ય છે. અમો અત્યારે જે સમાચાર લઇને વાયુના વેગે અહીં આવી પહોંચ્યા છીએ તે સમાચાર અત્યંત અગત્યના એટલામાટે છે કે તે સમાચાર ભયંકર છે. ભૂવડનો યુવરાજ કર્ણસિંહ પંચાસરમાં આવી લાગ્યો છે અને ભાર્ગવદત્તના શૂરપાળના શસ્ત્રથી થયેલા નરકવાસની વાર્તા તેના સાંભળવામાં આવતાં તેણે ભાર્ગવદત્તના પિતા ભાનુદત્ત તથા પોતાના ત્રણસે સૈનિકો સહિત આપણા નાયક શૂરપાળજીની હત્યા તથા આપણાં માતુશ્રી કાન્તાદેવીના હરણથી એ વૈરની વસૂલાત કરવા માટે ઉષઃકાળ પૂર્વે જ આ સ્થાનમાં આવવાનો નિશ્ચય કરી લીધો છે. ઉદારાત્મા સેનાપતિ મિહિરે આ વાર્તા પોતાના એક અશ્વપાલને કહી હતી, અને તે અશ્વપાલ આપણો ગુપ્તચર હોવાથી તે અશ્વપાલના મુખથી એ વાર્તા અમારા જાણવામાં આવતાં અમો ત્યાંથી તત્કાળ અહીં આવવામાટે રવાના થયા હતા," બેમાંના ચંડ નામક પ્રથમ ગુપ્તચરે અણહિલને ભયંકર સમાચાર સંભળાવી દીધા.

"અને અશ્વોની સહાયતા વિના આ સ્થાનમાં અમારા યથાસમય આવી પહોંચવાની શકયતા ન હોવાથી ભૂવડના એક રાજકર્મચારીની અશ્વ-શાળામાંથી અમોએ આ બે અશ્વોને ચોરીથી છોડી લીધા હતા અને અશ્વ-પાલ છેલ્લી ઘડીએ ત્યાં આવી લાગતાં અમારે અનિચ્છાપૂર્વક તેની હત્યા પણ કરવી પડી હતી." દ્વિતીય ચંદ્રક નામક ગુપ્તચરે અશ્વોની વાર્તા કહી સંભળાવી.

"ચિન્તા નહિ. તમો તમારા આ અશ્વો સહિત આ આગારના પશ્ચાદ્-દ્વાર પાસે જઇને ઊભા રહો. હું અમુક સમય પશ્ચાત્ તમોને ત્યાં મળીશ," તે ગુપ્તચરોને આટલી જ સૂચના આપીને અણહિલ્લ શિલા ઉપરથી ઉઠ્યો અને જે સૈનિકોને તેણે સાવધાનતામાટે આગારના સિંહદ્વારના પશ્ચાદ્ભાગમાં ઊભા રાખ્યા હતા તેમને સાથે લઇને આગારના આભ્યંતર ભાગમાં ચાલ્યો ગયો. આગારના અગ્રદ્વારને અંદરથી મજબૂત બંધ કરી દેવાની તેણે તે સૈનિકોને સૂચના આપી દીધી.

* * * * *

પ્રભાતના આગમનમાં હજી બહુ વિલંબ હતો; કારણ કે, અદ્યાપિ વિશ્વમાં ઉષાદેવીનું આગમન પણ થયું નહોતું અને શુક્ર તારાએ ઉદયાચલમાં પોતાના હાસ્યનો આરંભ કર્યો ન હોતો. સર્વત્ર શાન્તિનું સામ્રાજ્ય વિસ્તરેલું હતું. વાયુલહરીના આઘાતથી વૃક્ષશાખાઓ આન્દોલિત થતી હોવાથી તે વૃક્ષશાખાઓની ભૂમિપર વિસ્તરેલી છાયાઓ ચન્દ્રના પ્રકાશમાં જાણે કોઈ ઉન્મત્ત મનુષ્ય અથવા તો કોઈ છંછેડાયલો શત્રુ પોતાના વિશાળ શરીરને ડોલાવી રહ્યો હોય તેવા પ્રકારની દેખાતી હતી. શ્વાનોનો ધ્વનિ સંભળાતો બંધ થઈ ગયો હતો અને શૃગાલોનો ધ્વનિ પણ હવે કર્ણગોચર થતો નહોતો. અરણ્યાગારના સિંહદ્વારના બાહ્ય ભાગમાં જે શિલા ઉપર રાત્રિના આરંભકાળમાં આપણે અણહિલ્લને વિરાજેલો જોયો હતો તે શિલા ઉપર અત્યારે એક વૃદ્ધ પુરુષ નિશાજન્ય વિશ્વવ્યાપક વનશાન્તિનો ઉપભોગ કરી રહ્યો હતો અને ક્ષણે ક્ષણે શત્રુઓના આગમનની પ્રતીક્ષા કરી રહ્યો હતો. અચાનક ચંદ્રના પ્રશાંત પ્રકાશમાં તેને એકસમયાવચ્છેદે અનેક તલ્વારોનાં પાનાં ચમકતાં દેખાયાં, તેના હૃદયમાં પ્રથમ ભયનો કિંચિદ્ આઘાત થયો અને તે શિલાપરથી ઊઠવાની તૈયારી કરતો હતો એટલામાં તો 'પકડી લ્યો હરામખોરને અને પહેરાવી દો બેડીઓ,' એવા અનેક મનુષ્યોના એકત્ર સ્વરથી ઉચ્ચારાયલા ભીષણ શબ્દો તેનાં શ્રવણોમાં આવીને અથડાયા અને અન્ય ક્ષણે જ કેટલાક મનુષ્યોએ તેનાપર બળપૂર્વક આક્રમણ કરીને ક્ષણના પણ અર્ધ ભાગ જેટલા સમયમાં તેને ચતુર્ભુજ કરી લીધો. એ પછીના દ્વિતીય ક્ષણમાં આરણ્ય આગારનું બાહ્ય પ્રાંગણ ભૂવડના સૈનિકોવડે ઉભરાઈ જતું દેખાવા લાગ્યું. જે વૃદ્ધ પુરુષને ચતુર્ભુજ કરી લેવામાં આવ્યો હતો તે વૃદ્ધ પુરુષના વક્ષઃસ્થળને પોતાની તલ્વારની અણીનો સ્પર્શ કરાવીને તે સૈનિકોના નાયક જેવો દેખાતો એક ક્રૂરમુખ પુરુષ તેને ભીષણ વિભીષિકાદર્શક ભાવથી કહેવા લાગ્યો કેઃ—

"નીચ, હરામખોર બુઢ્ઢા, ભયંકર રાજદ્રોહી અને લુટારાઓનો નાયક શૂરપાળ ક્યાં છે? અમોને તેનો પત્તો આપી દે અને નહિ તો અમારા કઠોર લોહદંડના અસહ્ય પ્રહાર તથા ધગાવેલી લોહશલાકાઓના દાહથી પોતાના ચર્મને જીવતાં જ ઊતરાવવામાટે અને આ સંસારને છેલ્લા રામરામ કરી લેવામાટે તૈયાર થઈ જા. જો શૂરપાળનો પત્તો તું અમોને બતાવી દઇશ તો અમો તને જીવનદાન પણ આપીશું અને તને અમારા સૈન્યમાં રાખી લઇશું."

"અમારા અન્નદાતા શૂરપાળસિંહજી અત્યારે આ સ્થાનમાં છે જ નહિ, તો પછી મારાથી આપને તેમનો પત્તો ક્યાંથી અને કેવી રીતે આપી શકાશે?" તે વૃદ્ધ પુરુષે પોતાના હૃદયને દૃઢ તથા નિર્ભય કરીને ઉત્તર આપ્યું.

"શૂરપાળ અત્યારે અહીં નથી તો ક્યાં ગયો છે?" તે સેનાધ્યક્ષે ગર્જના કરીને પૂછ્યું.

"તેઓ ક્યાં ગયા છે અને ક્યાં નહિ તે હું નથી જાણતો; કારણ કે તેઓ જ્યારે અહીંથી કોઈ અન્ય સ્થાનમાં જાય છે ત્યારે પોતાના ગમનસ્થાનનું નામ અમોને કહી જતા નથી. તેઓ આજે નહિ, પણ આજથી ત્રણ દિવસ પૂર્વે આ સ્થાનને ત્યાગી ગયા છે અને એક દિવસમાં જ પાછા આવવાના હતા છતાં અદ્યાપિ પાછા નથી આવ્યા," શૂરપાળના વૃદ્ધ અનુયાયીએ ગંભીર ભાવ તથા ગંભીર સ્વરથી ઉત્તર આપ્યું.

અહીં એ વાર્તાને સ્મરણમાં રાખી લેવાની આવશ્યકતા છે કે જે વૃદ્ધ પુરુષને અત્યારે ચતુર્ભુજ કરી લેવામાં આવ્યો હતો તે કૈલાસવાસી મહારાજા જયશિખરીદેવનો એક અંગરક્ષક તથા ભૂવડનો મહાવિરોધી ક્ષત્રિય વીર હતો અને ભૂવડનો જે રાજકર્મચારી અત્યારે તેની સાથે વાર્તાલાપ કરી રહ્યો હતો તે શૂરપાળના શસ્ત્રથી જેનો ઘાત થયો હતો તે સેનાધ્યક્ષ ભાર્ગવદત્તનો પિતા ભાનુદત્ત હતો. ભૂવડના યુવરાજ કર્ણસિંહના આગમનમાં કાંઇક વિલંબ થવાથી અને તે પ્રભાત પર્યન્ત પણ આવી પહોંચશે કે નહિ એનો નિશ્ચય ન હોવાથી ભાનુદત્ત પોતાના પુત્રની હિંસાનું વૈર પ્રતિહિંસાથી વાળી લેવામાટે સત્વર જ આ સ્થાનમાં આવી લાગ્યો હતો. તે વૃદ્ધ વીરના મુખથી ઇષ્ટ ઉત્તર ન મળવું જોઇને ભાનુદત્તનો કોપ અનિવાર્ય થતાં તેણે પ્રથમ તે વૃદ્ધ પુરુષને, "યાદ રાખી લેજે, ડોકરા, કે તને આ તારી સ્વામિભક્તિ તથા હઠવાદિતાનો કેવો ભયંકર દંડ ભોગવવો પડે છે તે," આવા પ્રકારની વિભીષિકા દર્શાવી અને ત્યાર પછી પોતાના કેટલાક નિકટવર્તી સૈનિકોને સંબોધીને કહ્યું કે: "ચાલો, આ વનાગાર અથવા પિશાચાગારમાં પ્રવેશ કરો અને શૂરપાળ ન હોય, તો તેની રંડા કાન્તાને ચોટલો ઝાલીને મારી પાસે ખેંચી લાવો; કારણ કે, કદાચિત્ શૂરપાળ પલાયન કરી ગયો હશે, તો પણ તે પોતાની રાંડને તો સાથે નહિ જ લઈ ગયો હોય. જો તેની રાંડ હાથમાં આવશે, તો તેની પાસેથી શૂરપાળનો પત્તો અવશ્ય મળી શકશે."

અત્યાચારનાં દ્વારો ઉન્મુક્ત હોવાથી પોતાના સેનાધ્યક્ષની આવી આજ્ઞા મળતાં જ સૈનિકો તત્કાળ આગારમાં ઘુસી ગયા, અને તેમની પાછળ

ભાનુદત્તે પણ આગારના નિમ્નતલસ્થ વિશાળ ખંડમાં પ્રવેશ કર્યો. બંદી થયેલા વૃદ્ધ પુરુષને પણ ચાર સૈનિકો વિશાળ ખંડમાં લઈ આવ્યા. થોડી વારમાં જ ચાર પાંચ સૈનિકો, જેવી રીતે રજસ્વલા દ્રૌપદીને તેનો દીર્ઘકેશ-કલાપ ઝાલીને લત્તાપ્રહાર કરતો દુઃશાસન કૌરવસભામાં લઈ આવ્યો હતો તેવી જ રીતે, એક રમણીને તેનો ચોટલો ઝાલીને લત્તાપ્રહાર કરતા ભાનુદત્ત સમક્ષ વિશાળ ખંડમાં લઈ આવ્યા. તે રમણી ઝંઝાવાતના આઘાતથી કંપતી કદલી સમાન એ વેળાયે કંપાયમાન થતી દેખાતી હતી. ભાનુદત્ત એ રમણીને જોતાંની સાથે જ તેના શરીરપર ધસી ગયો અને મદોન્મત્ત ગજરાજ પ્રમાણે ચીત્કાર કરતો કહેવા લાગ્યો કેઃ—

"અભાગિની અબળા, તું અત્યારે મહાપ્રતાપી સમ્રાટ્ ભૂવડ સોલંકીના એક રાજપ્રતિનિધિ સમક્ષ આવીને ઊભી છે એ વાર્તાનું વિસ્મરણ થવા દઇશ નહિ. જો તને પોતાના પ્રાણ પ્રિય હોય અને જો અકાળ મૃત્યુને આધીન થવાની તારી ઇચ્છા ન હોય, તો પ્રજાધર્મના પાલનમાટે હું તને જે જે પ્રશ્નો પૂછું તે મારા સર્વ પ્રશ્નોનાં તું સત્ય તથા વાસ્તવિક ઉત્તર આપજે. મારા પુત્રનો ઘાતક અને તારો પિશાચાત્મા પતિ શૂરપાળ ક્યાં છે? જેના ઉદ્ધારમાટે શૂરપાળે મારા પુત્રની હત્યા કરી નાખી છે તે નીચ ઠાકોર વીરેન્દ્રકુમાર ક્યાં છે અને વનોડ દુર્ગમાંથી શૂરપાળ જે સુવર્ણમંજૂષાને ચોરી લાવ્યો છે તે સુવર્ણમંજૂષા ક્યાં છે?"

ભાનુદત્તના એ પ્રશ્નોનું કાંઈ પણ ઉત્તર ન આપતાં તે રમણી મૌનનું અવલંબન કરીને જેમ ઊભી હતી તેમની તેમ જ ઊભી રહી.

તેના આ મૌનાવલંબનને જોઇને ભાનુદત્ત પોતાની ભાષામાં કાંઈક સૌમ્યતાને લાવીને કહેવા લાગ્યો કેઃ "બાઈ, મારા આ પ્રશ્નોનાં સત્ય ઉત્તર સત્વર આપી દે; કારણ કે, જેવી રીતે ભયંકર અપરાધી જનોને દેહાંત-દંડ આપવાનો અધિકાર મને પ્રાપ્ત થયેલો છે તેવી જ રીતે રાજનિષ્ઠ મનુષ્યોની રાજનિષ્ઠાનું યોગ્ય મૂલ્ય આપવાના અધિકારની પણ મને પ્રાપ્તિ થયેલી છે. મને સત્ય વાર્તા જણાવી દેતાં જો તારા મનમાં મૃત્યુની ભીતિ થતી હોય, તો મને જણાવી દે એટલે મારાથી તારા મનનું સમાધાન કરીને તારી એ ભીતિનું નિવારણ કરી શકાય."

"નહિ; મારા મનમાં મૃત્યુની લેશમાત્ર પણ ભીતિ નથી, અને યમરાજ મારા પ્રાણહરણમાટે પોતાના વિશ્વવિઘાતક પાશને પ્રસારશે, તે વેળાયે પણ મારા હૃદયમાં મૃત્યુભયજન્ય કંપનો આવિર્ભાવ નથી થવાનો તે નથી જ થવાનો," તે અદ્ભુત દૃઢવક્ષા અબળાએ પોતાનાં વિશાળ તથા લોલ લોચનોને કિંચિત્ ઉન્મુક્ત કરીને તેના પ્રતિ તિરસ્કારસૂચક દૃષ્ટિપાત કરતાં આ શબ્દો ગંભીર સ્વરથી ઉચ્ચાર્યા.

તે રમણીએ પોતાની ચલિત વૃત્તિઓને દૃઢ કરી લીધી હતી. તેના મુખમંડળમાં ધૈર્ય તથા નિશ્ચયદર્શક તેજસ્વિતાનો અધિકાર વ્યાપેલો હતો, તેના કંપનો લોપ થઈ ગયો હતો અને તેથી તે પર્વતસમાન અચલતાને ધારણ કરીને ઊભેલી જોવામાં આવતી હતી.

"હું શું બોલી?" કોપના ઘૂટડાને ગળી જઈને સૌમ્ય ઉપચારવડે તે અબળાના મુખમાંથી સત્ય વાર્તાને કઢાવી લેવાના આશયથી ભાનુદત્ત કહેવા લાગ્યો: "ચક્રવર્તી કલ્યાણપતિનો અનુગ્રહ પણ તારા મનને મોહ-મુગ્ધ નથી કરતો કે શું? ભગિની, તું કૃપા કરીને શૂરપાળ, વીરેન્દ્રકુમાર તથા પેલી સુવર્ણમંજૂષાને અમારા હસ્તોમાં સમર્પી દે એટલે તારી એ રાજસે-વાના મૂલ્ય કિંવા પારિતોષિક તરીકે ઠાકોર વીરેન્દ્રકુમારની સમસ્ત જાગીર અને સ્થાવર તથા જંગમ સંપત્તિ તને અપાવી દઇશ: માત્ર એટલું જ નહિ, પણ તું મહાપ્રતાપી યુવરાજ કર્ણસિંહના પત્નીપદને અત્યારે પ્રાપ્ત કરીને ભવિષ્યમાં કલ્યાણેશ્વરી સમ્રાજ્ઞીના પદની પણ અધિકારિણી થઈ શકે એવી વ્યવસ્થા પણ હું કરી આપીશ; કારણ કે, તારા રતિતુલ્ય સૌન્દર્યનાં સ્તુતિ-સ્તોત્રો સાંભળીને યુવરાજ કર્ણસિંહનું મન બહુ દિવસથી તારામાં મુગ્ધ થયેલું છે. અત્યાર સુધી મને તારા દર્શનનો લાભ મળેલો ન હોવાથી તારા અલૌકિક સૌન્દર્યનાં વર્ણનોને હું તો કવિકલ્પનાના પરિણામરૂપ જ માનતો હતો; પરંતુ આજે તારા સૌન્દર્યના દર્શનથી મારો દૃઢ નિશ્ચય થઈ ગયો છે કે ગુજરાતના ભાવી સમ્રાટ્ કર્ણસિંહના અંતઃપુરને શોભાવવા-માટે અને સમ્રાજ્ઞીપદની અધિકારિણી થવામાટે જ આ જગત્‌માં તારો જન્મ થયેલો છે. તો હવે હું તને એટલું જ પૂછવા માગું છું કે શૂરપાળ, નીચ, રાજદ્રોહી તથા દસ્યુદલપતિ શૂરપાળના જીવનરૂપ ક્ષુદ્ર મૂલ્ય આપીને આ રાજવૈભવને ખરીદી લેવાનું તને યોગ્ય જણાય છે, કે શૂરપાળના જીવનની રક્ષાનો પ્રયત્ન કરીને પોતાના જીવનને મૃત્યુના મુખમાં સમર્પી દેવાનું તને ઇષ્ટ દેખાય છે?"

"મને તો પરાધીન ગુજરાતને સ્વાધીન કરવામાટે કટિબદ્ધ થયેલા સ્વાર્થત્યાગી દેશબંધુ શૂરપાળદેવના જીવનની રક્ષાનો પ્રયત્ન કરીને પોતાના જીવનને એક વાર નહિ, પણ સહસ્ર વાર મૃત્યુના મુખમાં સમર્પીને આ નારી-જીવનની સાર્થકતા કરી લેવી એ જ ઇષ્ટતમ જણાય છે, અને ક્ષણભંગુર રાજ-વૈભવની પ્રાપ્તિમાટે ધર્મને ત્યાગી અધર્મના માર્ગને સ્વીકારવાની મારી લેશ-માત્ર પણ ઇચ્છા નથી," તે રમણીએ ઓજસ્વિતાથી આ ઉદ્ગારો કાઢ્યા.

"બુદ્ધિહીના યુવતી," ભાનુદત્ત તેની બળાત્કારે ધારણ કરેલી શાંતિનો લોપ થતાં અને તે શાંતિના સ્થાનમાં સંતાપનો આવિર્ભાવ થતાં કોપદર્શક ભાવથી કહેવા લાગ્યો: "પુનઃ એક વાર વિચાર કર અને વિચાર કરી લીધા પછી જે કાંઈ પણ કહેવાનું હોય તે કહે. તારી આ અતિ કોમલ કાયાના કુસુમો કરતાં પણ સુકુમાર અવયવોને અસિની તીવ્ર ધારાથી છિન્નવિચ્છિન્ન થઇને તૂટી પડતાં તારાથી જોઈ શકાશે ખરા કે? તારાં મદનની નૃત્યભૂમિ સમાન આ સુંદર વક્ષઃસ્થલોપર મારા તથા આ સૈનિકોના અશ્વો નૃત્ય કરવા માંડશે તે પીડા તારાથી સહી શકાશે ખરી કે? એ જ પ્રમાણે તારું ચન્દ્રમુખયુક્ત આ મસ્તક નિર્જીવ થઇને મારા ભાલાની અણીને શોભાવનારું થાય એ સારું, કે શરીરના માલને આબરૂમાં ને આબરૂમાં જ બહાર કાઢી આપીને આ વિશ્વના

અલભ્ય ઐશ્વર્યને પ્રાપ્ત કરી લેવું એ વધારે સારું, એ સર્વ વિષયોમાં તું પુનઃ એક વાર શાંત ચિત્તથી વિચાર કરી જો."

આ ભયંકર બિભીષિકાથી પણ તે વીર રમણીનું હૃદય કંપાયમાન ન થયું અને તેની સાત્વિક અભિમાનથી ઉન્નતમસ્તકા થઇને ઊભેલી દેહયષ્ટિકા રતિમાત્ર પણ અવનતા ન થઈ; માત્ર એટલું જ નહિ, પણ તેના મુખમંડળમાં પ્રથમ કરતાં પણ પ્રબલતર તિરસ્કાર તથા તુચ્છકારનો આવિર્ભાવ સ્પષ્ટતર દેખાવા લાગ્યો, તેનાં નેત્રોમાં પવિત્રતાનું પ્રખર તેજ વિલસવા લાગ્યું અને તે ભાનુદત્તને સ્થિર દૃષ્ટિથી જોતી વીરતાથી કહેવા લાગી કે: "આર્યઅબળાઓ પોતાના ધર્મપાલન સમક્ષ પોતાના ઐહિક જીવનને સદાસર્વદા તુચ્છ જ માને છે અને ધર્મની રક્ષામાટે પોતાના જીવનને મૃત્યુના મુખમાં સમર્પી દેવામાં નિમેષમાત્રનો પણ વિલંબ નથી કરતી એ શાશ્વત સત્યને તમે આર્ય હોવા છતાં પણ નથી જાણતા કે શું? ઐહિક વૈભવની પ્રાપ્તિમાટે શૂરપાળ જેવા દેવોપમ સ્વામીનો ઘાત કરાવવો અને નરકના અધિકારને મેળવી લેવો એના કરતાં આ સુંદર તથા સુકોમળ દેહને જો એકસમયાવચ્છેદે સહસ્ર મૃત્યુઓની પ્રાપ્તિ થાય તો તે પણ અધિક શ્રેયસ્કર તથા સુખદાયક છે એવી મારી દૃઢ માન્યતા છે; પણ એ રહસ્ય તમારા જેવા અનાર્યોપમ આર્યના સમાજમાં આવી શકે તેમ નથી."

તે રમણી કિંવા વીરાંગનાની આવી વીરવાણીનું શ્રવણ કરીને ભાનુદત્ત પોતાની તલ્વારને મ્યાનમાંથી બહાર કાઢી લઇને ભીષણ ભાવથી કહેવા લાગ્યો કે: "અભિમાનિની અબળા, મુખથી મૃત્યુને સ્વીકારી લેવાની મોટી મોટી ડીંગો હાંકતાં તો બધાંયને આવડે છે; પરંતુ મૃત્યુ જ્યારે નેત્રો સમક્ષ આવીને ઉપસ્થિત થઈ જાય છે તે વેળાયે ઇચ્છા અને આનંદપૂર્વક તેનો સત્કાર ભાગ્યે જ કોઇથી કરી શકાય છે. હું જે કાંઈ પણ બોલું છું તે જ કરી બતાવું છું એ તારે કદાપિ ભૂલી જવાનું નથી. તારી આ મનોહારિણી મુખાકૃતિ તથા મધુરી વાણીથી મોહમુગ્ધ થઇને પોતાના કર્મચારી તરીકેના કર્તવ્યને ભૂલી જનારો હું સેનાધ્યક્ષ મિહિર નથી એ જો તું ન જાણતી હોય તો અત્યારે જાણી લે; રાજદ્રોહી તથા માનવઘાતક ચંડાળ શૂરપાળ ક્યાં છે તે બતાવી દે, અને નહિ તો આ ક્ષણે જ આ સંસારમાંથી શાશ્વત પ્રયાણ કરી જવામાટે કટિબદ્ધ થઈ જા."

તે પ્રમદાએ કાંઈ પણ ઉત્તર ન આપ્યું; ભાનુદત્તે પોતાની તલ્વારને ઉગામી, તે તલ્વારે તે પ્રમદાના મસ્તકને સ્પર્શ કર્યો, તે પ્રમદાએ પરમેશ્વરના આવ્હાનમાટે પોતાના હસ્તોને ઉંચા કર્યા અને ભાનુદત્તે પોતાની તલ્વારને તેના મસ્તકપરથી પાછી હટાવી લીધી. ભાનુદત્ત વિકટ હાસ્ય કરતો કહેવા લાગ્યો કે: "તારો રંગ બદલાતો જાય છે એ આનંદનો વિષય છે. હઠવાદિની, શૂરપાળનું નિવાસસ્થાન મને બતાવી દે; નહિ તો મારી આ નિર્દય અસિ આ ક્ષણે જ તારા વક્ષઃસ્થળમાં ઊંડી ઉતરી જશે અને તારા રક્તના પાનથી આકંઠ તૃપ્ત થશે. પરમેશ્વરના શરણને ત્યાગી દે અને અત્યારે મારા શરણને જ સ્વીકારી લે."

"પરમેશ્વરના શરણને ત્યાગીને ગુર્જરભૂમિની એક પુત્રી તારા જેવા એક નીચાતિનીચ મનુષ્યના શરણને પોતાના તુચ્છ જીવનની રક્ષામાટે સ્વીકારી લેશે એ તને શકય ભાસે છે એ જ નવાઈ છે. જો તને એ શકય ભાસતું હોય તો એ તારો ભયંકર પ્રમાદ છે. હું અત્યારે પરમેશ્વર પાસેથી મારા જીવનની ભિક્ષા નથી માગતી કિન્તુ મારા સ્વામી શૂરપાળદેવને રાજા ભૂવડ સોલંકી તથા તેના ચાંડાલોપમ તથા છળપ્રપંચપરાયણ રાજકર્મચારીઓના આઘાતથી નિરંતર સુરક્ષિત રાખવાની જ ભિક્ષા માગી રહી છું; કારણ કે, તેમના જીવનની ગુર્જરરાષ્ટ્રને હજી અત્યંત આવશ્યકતા છે. ભસ્માસુરના અવતાર ભાનુદત્ત, જો મારા પ્રાણ લેવાની જ તારી ઇચ્છા હોય, તો આવવા દે તારી તલ્વારને મારા વક્ષઃસ્થળની દિશામાં અને પૂરી કરી લે તારી સ્ત્રીહત્યા વિષયક ભયંકર આકાંક્ષાને," તે રમણીએ પોતાની વીરતાના પ્રચંડ પ્રકાશને વિસ્તારતાં આ ઉદ્ગારો કાઢ્યા.

"કુલટે, તારી મૃત્યુને જ સ્વીકારવાની ઇચ્છા થયેલી છે તો મૃત્યુ તારા માટે તૈયાર છે," આ શબ્દો ક્રૂરતાથી ઉચ્ચારતાંની સાથે જ ભાનુદત્તે રાક્ષસ-તુલ્ય નિર્દયતાને ધારણ કરીને પોતાની તલ્વારને તે સુકોમળ તથા અસંરક્ષિત અબળાના પવિત્ર હૃદયમાં ઊંડી ઊતારી દીધી. આટલા સમય પર્યન્ત મૌનનું અવલંબન કરીને ઊભા રહેલા શૂરપાળના વૃદ્ધ સંગી હરપાલના અંગમાં આ રાક્ષસી અત્યાચારને જોઇને એક પ્રકારના વિલક્ષણ સ્ફુરણનો અચાનક આવિ-ર્ભાવ થવાથી તેણે પોતાને પકડી રાખનારા સૈનિકોને ધક્કા મારીને દૂર હડ-સેલી દીધા, ભાનુદત્તના શરીરપર ધસી જઇને તેની છાતીમાં એક ભયંકર લત્તાપ્રહાર કર્યો અને ધરણીપર ઢળી પડવાની અણીપર આવી લાગેલી તે રમણીને પોતાના હસ્તોમાં પુષ્પ પ્રમાણે ઝીલી લીધી. તે રમણીની સંજ્ઞા-ઓનો અદ્યાપિ લોપ થયેલો ન હોવાથી અને તે અદ્યાપિ સંપૂર્ણ શુદ્ધિમાં હોવાથી પોતાના દેહને હરપાલના હસ્તોમાં ઝેલાયલો જોઇને હરપાલને સંબોધીને કહેવા લાગી કે: "પૂજ્ય હરપાલદેવ, જો તમો જીવિત રહો અને આપણા સ્વામી શૂરપાળદેવના દર્શનનો યોગ આપને સદ્ભાગ્યવશાત્ પ્રાપ્ત થાય, તો તેમને મારો એટલો સંદેશ સંભળાવી દેજો કે:........." પરંતુ તે આહત અબળા પોતાના વાક્યને પૂર્ણ કરી શકે તે પૂર્વે તો ભયંકર અપમાનથી કોપાયલા ભાનુદત્તે પૃથ્વીપરથી ઊઠીને કોપાયમાન કૃષ્ણ સર્પ સમાન ફૂત્કારપૂર્વક પુનઃ પોતાની તલ્વારનો વાર કર્યો અને તે વાર હર-પાલના સ્કંધભાગને સ્પર્શીને તે રમણીના સુન્દર કંબુકંઠમાં ઊતરી જતાં તે ક્ષણે જ તે રમણીની જીવનજ્યોતિનું નિર્વાણ થઈ ગયું. તે રમણીનો આત્મા શારીરિક તથા માનસિક વેદનાનો લેશમાત્ર પણ સાક્ષાત્કાર કર્યા વિના શરીરરૂપ કારાગૃહમાંથી મુક્ત થઈ ગયો. વૃદ્ધ હરપાલ પોતાની એ પુત્રી-તુલ્ય રમણીના મૃત દેહને પોતાના વક્ષઃસ્થલપર ધારણ કરીને દૃઢતાથી ઊભો રહ્યો.

સ્મશાનમાં પ્રેતોનો અવ્યાહત વિગ્રહકોલાહલ ચાલતો હોવા છતાં પણ જેવી રીતે એક પ્રકારની જડ શાંતિનો અધિકાર વ્યાપેલો જોવામાં

માણ્યા કરે છે, તેવી જ રીતે આ ઘોરતમ કૃત્યની સમાપ્તિ થતાં જ તે આરણ્ય આગારમાં એક પ્રકારની વિલક્ષણ સ્તબ્ધતાનો અધિકાર વ્યાપી ગયો. ભૂવના સર્વ સૈનિકો નિર્જીવ પાષાણપ્રતિમા સમાન નિશ્ચલ ભાવથી ઊભા રહ્યા, અને તેમનાં મુખમંડળોમાં ભીતિ તથા તિરસ્કારની છટા પ્રત્યક્ષ દેખાવા લાગી. મૃત્યુના મુખમાં જઈ પડેલી રમણીના વક્ષ:સ્થળમાંથી બહિર્ગત થતા રક્તના પ્રવાહને જોતાં જ ભાનુદત્તનો મદ ઊતરી ગયો અને પોતાના નિર્ઘૃણ કૃત્યનું પોતાના સૈનિકોનાં હૃદયોમાં જે વિપરીત પરિણામ થયું હતું તે પણ તેના જોવા તથા જાણવામાં આવી ગયું. તે પશ્ચાત્તાપ કરતો મનોગત કહેવા લાગ્યો : "મેં કોપના આવેશમાં પરિણામનો લેશમાત્ર પણ વિચાર ન કરતાં આ નિર્દોષ સ્ત્રીની હત્યા કરી નાખી એ મારો ભયંકર પ્રમાદ છે અને હવે જો હું વધારે તીનપાંચ કરીશ, તો કદાચિત્ મારા જીવનની પણ આ સ્થાનમાં અને આ ક્ષણે જ પરિસમાપ્તિ થઈ જશે; કારણ કે, મારા પોતાના સૈનિકો જ મારા આ નિંદ્ય કૃત્યથી મારા વિરોધી થઈ ગયા છે એમ એ સૈનિકોનાં મુખમંડળોમાં વ્યાપેલી ઉગ્રતાથી સ્પષ્ટ જણાઈ આવે છે." આવી રીતે પોતાને વિપરીત પરિસ્થિતિમાં આવી પડેલો જોઇને ભાનુદત્ત પોતાના સૈનિકોને ફૂલાવવાના આશયથી નમ્રતાને દર્શાવતો કહેવા લાગ્યો કે:—

"મારા બંધુઓ, મારા જીવશ્ચકંઠશ્ચ મિત્રો, આકાશમંડળમાં સૂર્યનારાયણનો ઉદય થવા પછી આપણા મહાપ્રતાપી સમ્રાટ્ ભૂવડ સોલંકીના મહારાજુ તથા ભયંકર રાજદ્રોહી શૂરપાળના આ નિવાસસ્થાન તથા આ અરણ્યાગારમાંની સર્વ વસ્તુઓને લૂટી લેવાનો હું તમોને સંપૂર્ણ અધિકાર આપું છું; કારણ કે, તમારા પરિશ્રમોનું મૂલ્ય તમોને મળવું જ જોઇએ. ચાલો ત્યારે, અત્યારે તો આપણે બાહ્ય પ્રાંગણમાં જ છાવણી નાખીએ અને શૂરપાળને પકડવાના અન્ય પ્રયત્નોનો વિચાર કરીએ. શૂરપાળ અત્યારે આ આગારમાં નથી એ તો નિર્વિવાદ છે."

આ શબ્દો ઉચ્ચારીને ભાનુદત્ત દ્વારની દિશામાં આગળ વધવા જતો હતો એટલામાં અચાનક "આ આરણ્ય આગારમાંના એક તૃણને પણ જો કોઈ હસ્તસ્પર્શ કરશે, તો તેના સર્વસ્વનો નાશ થઈ જશે અને તેના કુળનો પણ અલ્પ સમયમાં જ ક્ષય થશે," એવા પ્રકારનો ઘોરતમ શાપ તે આગારના કોઇએક કોણમાંથી સંભળાયો અને એ શાપને સાંભળતાં જ સર્વ સૈનિકોનાં શરીર રોમાંચિત થઈ ગયાં; માત્ર એટલું જ નહિ, પણ તે સૈનિકોના મુખમાંથી સ્વાભાવિક જ એવો ઉદ્ગાર નીકળી ગયો કે, "તથાસ્તુ." પરંતુ રાક્ષસના અવતારને ધારણ કરીને પોતાનાં નેત્રો સમક્ષ ઊભેલા ભાનુદત્તને જોઇને સૈનિકોએ પુન: મૌનનું અવલંબન કરી લીધું અને તેઓ શોકદર્શક નિ:શ્વાસો નાખતા ત્યાંથી બાહ્ય પ્રાંગણમાં ચાલ્યા ગયા. માત્ર એક સૈનિક અચલ ભાવથી ત્યાં નો ત્યાં જ ઊભો રહી ગયો. તે સૈનિકને ઊભો રહેલો જોઇને ભાનુદત્તે તેને સંબોધીને પૂછ્યું કે:—

"કેમ, ગોપાલસિંહ, તમો બહાર ન જતાં અહિં જ શામાટે ઊભા રહી ગયા છો? ચાલો મારી સાથે."

"નહિં; આપ જ અહીંથી એકલા ચાલતા થઈ જાઓ," ગોપાલસિંહે તેને જ ચાલ્યા જવાની આજ્ઞા સમાન સૂચના આપી દીધી.

"પોતાના વરિષ્ઠ અધિકારીની આજ્ઞાનો અનાદર કરતાં તમોને ભય નથી થતો ? મારી આજ્ઞાને આધીન થઇને સીધી રીતે અહીંથી ચાલતા થઈ જાઓ; નહિ તો મારે અનિચ્છાપૂર્વક તમારા સંબંધમાં સૈનિક નિયમનો ઉપયોગ કરવો પડશે," મનમાં ભીતિ હોવા છતાં પણ ભાનુદત્તે પોતાની પ્રતિષ્ઠાના રક્ષણમાટે તે સૈનિકને આવા પ્રકારની બિભીષિકા દર્શાવી.

"આ ક્ષણથી હું આપને મારા વરિષ્ઠ અધિકારી પણ નથી માનતો અને આપની આજ્ઞાને આધીન પણ નથી થતો," ગોપાલસિંહ નિર્ભયતાથી કહેવા લાગ્યો: "જે વેળાયે આપના હસ્તથી સ્ત્રીહત્યાનું આ લાંછનાસ્પદ તથા ઘોરતમ પાતક થયું છે તે વેળાથી આપની આજ્ઞાકારક વરિષ્ઠ અધિકારી તરીકેની યોગ્યતાનો લોપ થયો છે. આપે આ સ્ત્રીની હત્યા કરીને આ આર્યભૂમિને, આ દેવભૂમિને લજાવી છે. એટલામાટે હવે જો હું સેવકના ધર્મને સ્વીકારીને આપની સેવામાં રહું તો તો તેથી મને તથા મારા મનુષ્યત્વને ભયંકર લાંછન લાગવાનો સંભવ હોવાથી મેં આપની સેવાનો પરિત્યાગ કરી દીધો છે."

ભાનુદત્ત ગોપાલસિંહના આવા ઉત્તરથી જોકે મનમાં તો અધિક ભયભીત થઈ ગયો, તોપણ પુનઃ એક વાર બિભીષિકાના પરિણામની પરીક્ષા કરવાના આશયથી બળાત્કારે પોતાના હૃદયને દૃઢ કરીને કહેવા લાગ્યો કે: "સૈન્યના નિયમ અનુસાર પોતના વરિષ્ઠ અધિકારીની આજ્ઞાથી વિરુદ્ધ વર્તનાર તથા ઉચ્છૃંખલ સૈનિકને દેહાંત પ્રાયશ્ચિત્ત આપવામાં આવે છે એ વાર્તા તમારા જાણવામાં છે ખરી કે નહિ ? ચાલો, અહીંથી આગળ વધો; નહિ તો હું આ ક્ષણે જ તમારો શિરચ્છેદ કરી નાખીશ."

"તારા જેવો નરપિશાચ મારા જેવા એક ધર્મનિષ્ઠ તથા મનુષ્યત્વપ્રિય મનુષ્યનો શિરચ્છેદ કરી નાખે એ સર્વથા સંભવનીય છે; કારણ કે, દાનવના હૃદયમાં દેવત્વનો નિવાસ હોતો જ નથી; પરંતુ સમ્રાટ્ ભૂવડ કિંવા અન્ય કોઈ પણ ધર્મનીતિપરાયણ ક્ષત્રિય વીર એક નિર્દોષ તથા નિઃસહાય અબળાની નિર્દયતાથી હત્યા કરી નાખનાર ક્ષત્રિયકુલકલંક વરિષ્ઠ અધિકારીની આજ્ઞાનો અનાદર કરવામાટે મને કદાપિ અપરાધી માનવાના નથી એવો મારો દૃઢ વિશ્વાસ છે," વીર ગોપાલસિંહે હવે તુંતાં પર આવી જઇને ભાનુદત્તનું ભયંકર અપમાન કરી નાખ્યું.

"મારાં ખાસડાં ઉપાડનાર એક યઃકશ્ચિત્ સૈનિકની આટલી પ્રગલ્ભતા! તારી આ લવારો કરનારી જીભલડીને અત્યારે જ હું તાળવામાંથી બહાર ખેંચી બતાવું છું," આ શબ્દોને ઉચ્ચારતો ભાનુદત્ત તલવારને ઉગામીને ગોપાલસિંહના શરીરપર ધસી ગયો.

ગોપાલસિંહ એક મલ્લવિદ્યાપારંગત તથા રણપંડિત પુરુષ હોવાથી ભાનુદત્તની તલવારના વારને ચૂકવીને અત્યંત ચપળતાથી તેણે તેની ગર્દનને એક હાથમાં પકડી લીધી, બીજા હસ્તનો તેના હસ્તપર આઘાત કરીને તેની

તલ્વારને દૂર ઉડાવી દીધી અને ત્યારપછી તેને પોતાના બન્ને હાથોમાં ઊંચો ઉપાડીને બળપૂર્વક પૃથ્વીપર પછાડી નાખ્યો. તેને પછાડી નાખ્યા પછી ગોપાલસિંહ તેના વક્ષઃસ્થળપર પોતાના એક ચરણને સ્થાપીને તિરસ્કારદર્શક સ્વરથી કહેવા લાગ્યો કેઃ—

"નરાધમ, તારા જેવા એક નીચથી પણ નીચ મનુષ્યના રક્તથી મારા હસ્તોને રંગીને અપવિત્ર કરવાની મારી ઇચ્છા ન હોવાથી હું તને જીવથી નથી મારતો. નહિ તો મારા જીવનની રક્ષામાટે તારા જીવનની સમાપ્તિ કરી નાખવામાં પાપ કે પાતક જેવું તો કાંઈ છે જ નહિ. પરંતુ જો તું મને આ સ્થાનમાંથી છટક્યા પછી ચતુર્ભુજ કરવાનો લેશમાત્ર પણ પ્રયત્ન કરીશ, તો અત્યારે તને જીવનદાન આપનારા આ હસ્તો તારા કંઠમાં પ્રવેશ કરીને તારા પાપમય જીવનની નિમેષમાત્રમાં જ સમાપ્તિ કરી નાખશે એ વાતનેિ દઢતાથી સ્મરણમાં રાખી લેજે."

ગોપાલસિંહના એ સમયના કોપાવિર્ભાવમાં, મુખમંડળમાં તથા કંઠસ્વરમાં એટલી સીમા પર્યન્ત ભયંકરતાનો અધિકાર વ્યાપેલો હતો કે તે ભયંકરતાના સાક્ષાત્કારથી ભાનુદત્ત ભૂવડનો ક્રૂરાત્મા રાજપ્રતિનિધિ હોવા છતાં પણ કોઇએક ગર્ભગલિતા વૈશ્યા અબળા પ્રમાણે થરથર કંપવા લાગ્યો, તેના શૌર્ય તથા ક્રૂરત્વનો લોપ થઈ ગયો, ગોપાલસિંહના માર્ગમાં કોઈ પણ પ્રકારની બાધાને ઉપસ્થિત ન કરવાના તેણે શતાવધિ શપથો લીધા, પ્રાણની ભિક્ષા માગી લીધી અને તે સાથે પોતાના સૈન્યની પાછળ પ્રયાણ કરી જવાની આજ્ઞા લઇને તે આગારના બાહ્ય ભાગમાં આવી લાગ્યો. ભાનુદત્તનો અશ્વ પ્રાંગણમાં જ બાંધેલો હોવાથી તે પોતાના અશ્વપર આરૂઢ થઇને ત્યાંથી પલાયન કરી જવાની તૈયારીમાં જ હતો એટલામાં ગોપાલસિંહના મસ્તિષ્કમાં અચાનક પોતાથી સુરક્ષિતતા વિષયક એક કલ્પનાનો આવિર્ભાવ થતાં તે ભાનુદત્તના અશ્વની વલ્ગાને પકડી લઇને કહેવા લાગ્યો કેઃ "તું અશ્વને અહીં જ રહેવા દે અને પગે ચાલતો જ વનોડદુર્ગમાં પહોંચી જા; કારણ કે, તારા જેવા નિર્દય મનુષ્યોનાં હૃદયો કપટથી ભરેલાં જ હોય છે એટલે તારા વચનમાં મારો લેશમાત્ર પણ વિશ્વાસ નથી. આવતી કાલે પ્રભાતમાં આ અશ્વને અહીંથી મંગાવી લેજે; કારણ કે, હું આવતી કાલના પ્રભાત પર્યન્ત અહીંથી એટલા અંતરપર પહોંચી જઇશ કે જ્યાં મને તારા હસ્તમાં સપડાઈ જવાનો ભય રહેશે જ નહિ."

ગોપાલસિંહના હૃદયમાં વિનતિ, શપથ તથા વિભીષિકા આદિનું ઇષ્ટ પરિણામ થવાની લેશમાત્ર પણ સંભાવના ન હોવાથી ભાનુદત્ત પોતાના મનમાં બળીને ભસ્મીભૂત થતો ત્યાંથી પગેપાળો જ વનોડના માર્ગમાં ચાલતો થઈ ગયો. ત્યાંથી વનોડદુર્ગનો પલ્લો ઓછામાં ઓછો ત્રણ કે સાડાત્રણ ગાઉનો હોવાથી પગેપાળો ભાનુદત્ત ત્યાં પહોંચીને પોતાના સૈન્ય સહિત પાછો એ સ્થાનમાં આવે, તોપણ એક અથવા દોઢ પ્રહરથી પૂર્વે તો તેનાથી પુનઃ ત્યાં આવી શકાય તેમ નહોતું અને તેટલા સમયમાં સૂર્યોદય થઈ જતાં ગોપાલસિંહે ત્યાંથી પ્રયાણ કરી જવાનો નિશ્ચય કરી લીધો હતો.

આવા પ્રકારનો નિશ્ચય કરીને નીચ ભાનુદત્તની અસિનો ભોગ થયેલી તે સાધ્વીનાં દર્શનથી પોતાનાં નેત્રોને પવિત્ર કરવામાટે ગોપાલસિંહે બાહ્ય પ્રાંગણમાંથી પુનઃ અરણ્યાગારના આભ્યંતર ભાગમાં પ્રવેશ કર્યો. ગોપાલસિંહને તે દેવીના મૃતદેહ પાસે આવતાં કાંઇક ચલનવલન જેવો ભાસ થવા લાગ્યો. કદાચિત્ તે દેવી અદ્યાપિ જીવિત હશે એવી શંકાથી તે નીચે બેસી ગયો અને તેના હસ્ત તથા ચરણની પરીક્ષા કરવા લાગ્યો. એ પરીક્ષાથી તે દેવીના ચૈતન્યદીપનું સર્વથા નિર્વાણ થઈ ગયું હતું, તેના શરીરમાંથી ઉષ્ણતાનો સંપૂર્ણ લોપ થઈ ગયો હતો, તેનું સમસ્ત કલેવર હિમ સમાન શીતળ થઈ ગયું હતું અને તેના શરીરમાંથી નીકળેલો રક્તરાશિ પણ ભૂમિતલપર પડીને જામી ગયો હતો એમ તેના જાણવામાં આવી ગયું. એ દૃશ્યથી તેના શરીરમાં રોમાંચ ખડાં થઈ જતાં તે કંપવા લાગ્યો. પુનઃ તેને તે દેવીનું મૃત શરીર કંપતું દેખાયું; પરંતુ એ ચલનવ્યાપાર ગતપ્રાણા થયેલી તે નારી જન્મધારિણી દેવીનું ન હોતું કિન્તુ તેને પોતાના વક્ષઃસ્થળ પર ધારણ કરીને ભૂમિપર પડેલા આહત હરપાલનું હતું; કારણ કે, હવે હરપાલ શુદ્ધિમાં આવતો જતો હતો.

બે નિરપરાધી મનુષ્યોમાંના નિદાન એક મનુષ્યને જીવિત રહેલો જોઇને ગોપાલસિંહના ધર્મભીરુ હૃદયમાં કાંઈક સમાધાન થયું, અને તે દેવીના મૃતદેહને માનપૂર્વક જરા દૂર ખસેડીને તેણે હરપાલને પોતાના હસ્તના આધારથી બેઠો કર્યો. આવી પરિસ્થિતિમાં પણ યથાશક્ય પ્રયત્ન કરીને ગોપાલસિંહે હરપાલના શરીરમાં ચેતનનો સંચાર કરી દીધો અને પોતાના કટિવસ્ત્રને ફાડીને હરપાલના જખ્મપર પાટો બાંધી દીધો. હરપાલે પોતાનાં નેત્રોને ઉઘાડીને આસપાસ દૃષ્ટિપાત કર્યો અને ગોપાલસિંહપર દૃષ્ટિ પડતાં પોતાનાં નેત્રોને પાછાં મીચી લઇને એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો. ગોપાલસિંહ હરપાલના ભયના કારણને જાણી લઇને હરપાલને આશ્વાસન આપતો કહેવા લાગ્યો કેઃ—

"ભદ્ર પુરુષ, મારા આ વેશના અવલોકનથી મને શત્રુપક્ષના સૈનિક તરીકે ઓળખી લઇને જો આપ ભયભીત થતા હો, તો આપનો એ ભય અકારણ છે; કારણ કે, હું આપના શત્રુપક્ષનો સૈનિક હોવા છતાં મનુષ્ય છું, અને મારા મનુષ્યત્વને અદ્યાપિ મેં ઈશ્વરની કૃપાથી અવિચળ રાખેલું છે."

ગોપાલસિંહના આ આશ્વાસનથી હરપાલના હૃદયમાં કિંચિદ્ ધૈર્યનો આવિર્ભાવ થયો. તેણે ગોપાલસિંહનું આપાદમસ્તક અવલોકન કરીને તેની ભદ્રતાનો યથાશક્ય નિશ્ચય કરી લીધો. તેનાં નેત્રો સમક્ષ ભજવાઈ ગયેલા શોકપર્યવસાયિ નાટકનાં દૃશ્યો અત્યારે પણ તેનાં નેત્રો સમક્ષ વર્તમાન હતાં; કારણ કે, જેના જીવનની રક્ષાનો તેણે ભયંકર પ્રયત્ન કર્યો હતો તે દેવીતુલ્ય રમણીનો મૃતદેહ ત્યાં નિકટમાં જ પડેલો હતો. તે મૃતદેહ તેના જોવામાં આવ્યો. પ્રભાત થયેલો હોવાથી વિશ્વમાં અરુણના પ્રકાશનો વિસ્તાર થવા માંડ્યો હતો અને તે રક્તિમ પ્રકાશમાં એ દારુણ દૃશ્ય મહા ભયંકર તથા

ઘૃણાજનક ભાસતું હતું. હરપાલનું હૃદય વિદીર્ણ થવા લાગ્યું. તે રમણીના ચેતનહીન મસ્તકને પ્રેમપૂર્વક પોતાના અંકમાં સ્થાપીને કોઈ એક ઉન્મત્ત મનુષ્ય પ્રમાણે હરપાલ તે મૃતદેહને સંબોધીને અશ્રુપાતપૂર્વક કહેવા લાગ્યો કે:—

"હાય હાય, અપ્સરકાન્તા પુત્રી, તારા જેવા સુકોમલ સુમનનો આવા પ્રકારે જ અંત સૃજાયલો હતો ને? તારા નિવાસથી આ અરણ્યાગારને પણ પુરંદરપ્રાસાદની શોભા પ્રાપ્ત થતી હતી અને તારા સહવાસથી અમો સર્વે વનવાસી જનોનો સમય મહા આનન્દમાં વીતી જતો હતો. હાયરે નિર્ઘૃણ દૈવ, આ પુણ્યશીલા પ્રમદાની આવી દુર્દશા કરતાં તારા હૃદયમાં દયાનો લેશમાત્ર પણ આવિર્ભાવ ન થયો?" આ શબ્દો ઉચ્ચારતાં વૃદ્ધ હરપાલના હૃદયમાં પ્રતિહિંસાના વિચારો તથા કોપનો આવિર્ભાવ થવા લાગ્યો અને તે કોપ અનિવાર્ય થતાં તે ભાનુદત્તને અનુલક્ષીને બોલવા લાગ્યો કે: "માનવકુલકલંક ભાનુદત્ત, તારા જીવનની શૃંખલાને પણ પરમેશ્વર આવી જ રીતે અલ્પ સમયમાં જ તોડી નાખશે; કારણ કે, અદ્યાપિ જેવી રીતે આ વિશ્વમાં પરમેશ્વરનું અસ્તિત્વ અવિચળ છે તેવી જ રીતે આ નારીકુલ-શૃંગાર દેવીની હિંસાના વૈરની પ્રતિહિંસાવડે ચક્રવર્તી વ્યાજ સહિત વસુલાત કરી લેનારા વીર પુરુષો પણ આ વિશ્વમાં અદ્યાપિ વિદ્યમાન છે. એટલે હવે અલ્પ કાળમાં જ વીરશિરોમણિ શૂરપાળ તથા મહાવીર અણહિલ્લરાજ તારા પાપિષ્ઠ જીવનનો અંત કરી નાખશે અને તારા માંસ તથા રક્તથી શ્વાનો તથા શૃગાલોને તૃપ્ત કરશે એ નિર્વિવાદ છે. નરપિશાચ, સાવધાન........"

આ ઉદ્ગારો કાઢતી વેળાયે વૃદ્ધ હરપાલ કોપના આવેશમાં ગોપાલસિંહની ત્યાંની વિદ્યમાનતાને સર્વથા ભૂલી ગયો હતો એટલે પુનઃ ગોપાલસિંહપર તેની દૃષ્ટિ પડતાં જ તેણે પોતાના એ ઉદ્ગારોના પ્રવાહને આટલેથી જ અટકાવી દીધો અને કેટલાક સમય પર્યન્ત ગોપાલસિંહના મુખમંડળનું સ્તબ્ધતાપૂર્વક અવલોકન કર્યા પછી તેને સંબોધીને કહેવા માંડ્યું કે: "હે સદ્ગૃહસ્થ, તમારાં નેત્રોમાંથી અશ્રુનો પ્રવાહ વહન કરી રહ્યો છે એટલે એથી સ્પષ્ટ અનુમાન કરી શકાય છે કે મનુષ્યત્વ, ભૂતદયા, દીનવત્સલતા તથા અનુકંપા આદિ વીરોચિત સદ્ગુણોનો તમારા હૃદયમાં સંપૂર્ણ નિવાસ હોવો જ જોઇએ. તમો એક વાસ્તવિક વીર પુરુષ છો તો અત્યારે મારા મુખમાંથી નીકળેલા વચનોનો દુરુપયોગ તો નહિ જ કરો એવો જો હું તમારામાં વિશ્વાસ રાખું, તો મારી માન્યતા અનુસાર મારો એ વિશ્વાસ નિરાધાર તો સિદ્ધ નહિ જ થાય."

"વૃદ્ધ વીર હરપાલસિંહજી, હું પણ તમારા જેવો જ એક શુદ્ધ ક્ષત્રિય કુલાવતંસ હોવાથી મારા માટે કોઈ પણ પ્રકારની કુશંકાને તમો પોતાના હૃદયમાં લેશમાત્ર પણ સ્થાન આપશો નહિ અને રંચમાત્ર પણ ભયભીત થશો નહિ." ગોપાલસિંહે આવી રીતે હરપાલને આશ્વાસન આપીને તે દેવીના શબ પ્રતિ અંગુલીનિર્દેશ કરીને કહ્યું કે: "હરપાલજી, ઉઠો અને સમયને અકારણ નષ્ટ ન કરો; કારણ કે, હજી આપણે આ દેવીના મૃતદેહના અગ્નિસંસ્કારની

વ્યવસ્થા કરવાની છે, અને એ વ્યવસ્થા કરીને મારે અહીંથી સત્વર પ્રયાણુ કરી જવાનું છે."

હરપાલનો શોક અનિવાર્ય થઈ ગયો અને તે ધ્રૂસકે ધ્રૂસકે વિલાપ કરતો કહેવા લાગ્યો કે: "ગુર્જરભૂમિની આદર્શ પુત્રીઓમાંની એક આદર્શ તથા અનન્ય જન્મભૂમિહિતૈષિણી કન્યકાનો અસ્ત થતાં આજે શૂરપાળની એક કૌટુંબિકા કુલકામિનીનું સ્થાન શાશ્વત રિક્ત થઈ ગયું, અણહિલ્લની સર્વ ભદ્ર-વાસનાઓનો ક્ષય થઈ ગયો અને આ કુસુમકલિકાનું પોતાના સુરભિવિસ્તારના પ્રસંગની પ્રાપ્તિ પૂર્વે જ વૈરિરૂપ વારણના ચરણથી મર્દન થઈ ગયું."

પરંતુ આવી રીતે શોકમાં સમયને વીતાડવાથી નિર્ઘૃણ કાળના અંતઃકરણમાં દયા આવવાનો સંભવ ન હોવાથી હરપાલ જ્યાં બેઠો હતો ત્યાંથી ઊઠયો, આગારના આભ્યંતર ભાગમાંથી અન્ય વસ્ત્રો લાવીને તેણે તે દેવીના મૃતદેહને આચ્છાદિત કરી દીધો અને તેના ભાલપ્રદેશને કુંકુમતિલક કિંવા સૌભાગ્યચિહ્નવડે મંડિત કર્યો. ત્યાર પછી હરપાલ તથા ગોપાલસિંહ મળીને તે મૃતદેહને પશ્ચાત્પ્રાંગણમાં લઈ ગયા. ત્યાં હરપાલસિંહે ગોપાલસિંહની સહાયતાથી વનતરુઓના કાષ્ટની એક ચિતા રચીને તૈયાર કરી દીધી અને તે રમણીના મૃદુકુસુમરાશિ કરતાં પણ મૃદુતર દેહને શલ્ય સમાન કાષ્ઠોની ચિતામાં રાખી દીધો. પોતાના જીવનકાળમાં એક વાર પ્રજ્વલિત ચિતાનું દર્શન કરવાથી જે રમણી ભયભીત થઈને પંદર દિવસ પર્યન્ત શય્યાવશ થઈ ગઈ હતી તે જ કોમલાંગી તથા કોમલહૃદયા કુલકામિની આજે કોઈ પણ પ્રકારનો વિરોધ તથા ભય ન દર્શાવતાં આનન્દથી ચિતાના મધ્યભાગમાં શયમાના થયેલી હતી! એ પણ કાળની વિલક્ષણતાનું પરિણામ નહિ, તો બીજું શું વારુ?

પૂર્વે દર્શાવ્યા પ્રમાણે પ્રભાત થયેલો હોવાથી પૂર્વદિશાગત આકાશમાં સુરંગ પ્રકાશ ચમકવા લાગ્યો હતો. ગોપાલસિંહના હસ્તથી પરાજિત થઈને અરણ્યાગારમાંથી પ્રયાણ કરી ગયેલો નરપિશાચ ભાનુદત્ત અર્ધ કિંવા બહુ તો એક ઘટિકા જેટલા સમયમાં વનોડદુર્ગમાં પહોંચી જશે એવી એ પ્રકાશના દર્શનથી કલ્પના કરીને ગોપાલસિંહે હરપાલને સત્વર ચિતાને પ્રકટાવી દેવાની સૂચના આપી દીધી, અને તેની એ સૂચના અનુસાર પોતાના હસ્તમાં બળતા છાણાને લઈને તે ચિતાને પ્રજળાવવાની તૈયારી કરી રહ્યો હતો એટલામાં અચાનક ભૂમ્યંતર્ગત ધાન્યભંડારમાંથી કોઈ મનુષ્યના કણસવાનો ધ્વનિ તેના સાંભળવામાં આવ્યો. એ ધ્વનિ સાંભળતાં જ હરપાલના હસ્તમાંનો અગ્નિ નીચે પડી ગયો અને હરપાલના મુખમાંથી એવો ઉદ્ગાર નીકળી ગયો કે: "આ ભૂગર્ભભવનમાં કોઈ દુર્ભાગી મનુષ્ય મૃત્યુના મુખમાં પડવાની તૈયારી કરી રહ્યો છે."

"જો તે કોઈ સજ્જન પુરુષ હોય, તો તેને બહાર કાઢીને તેના પ્રાણોને રક્ષવાનો પ્રયત્ન આપણે કરવો જ જોઈએ," ગોપાલસિંહે કહ્યું.

હરપાલે તે ભૂગર્ભભવનના ગુપ્ત દ્વારને ઉઘાડીને પૂછયું કે: "આ ભૂગર્ભભવનમાં કોઈ છે કે કેમ?"

"હા, હું જ આ ભૂગર્ભભવનમાં પડેલો છું, અહીંના ભારી વાયુના કારણથી મારાથી શ્વાસોચ્છવાસની ક્રિયા કરી શકાતી નથી, અને જો વધારે વાર હું આ સ્થાનમાં રહીશ તો અવશ્ય મારું અવસાન થઈ જશે," ભૂગર્ભભવનમાં પડેલા મનુષ્યે મંદ સ્વરથી ઉત્તર આપ્યું.

"તમારું નામ શું છે?" હરપાલે નામ પૂછ્યું

"ઠાકોર વીરેન્દ્રકુમાર," ભૂગર્ભભવનમાંથી ઉત્તર મળ્યું.

ઠાકોર વીરેન્દ્રકુમારનું નામ સાંભળતાં જ હરપાલે એક દીર્ઘ તથા દૃઢ રજ્જુને ભૂગર્ભભવનમાં ઉતારી દીધી અને પોતે ઉતરી વૃદ્ધ વીરેન્દ્રકુમારને બહાર કાઢી લીધો. અર્ધમૂર્છિત વીરેન્દ્રકુમારના શરીરમાં શીતળ તથા સ્વચ્છ વાયુના સ્પર્શથી નવચેતનનો આવિર્ભાવ થવા લાગ્યો. પ્રથમ તેણે પીવામાટે શીતલ જલની યાચના કરી અને હરપાલ તેના માટે જળ લાવવાને આગારના આભ્યંતર ભાગમાં ચાલ્યો ગયો, એટલે તે ગોપાલસિંહના મુખનું તીવ્ર દૃષ્ટિથી અવલોકન કરીને પૂછવા લાગ્યો કેઃ—

"તમો કોણ છો? તમારા વેશથી તમો કોઈ ગુર્જર હો એવી કલ્પના તો નથી જ કરી શકાતી. તમો દાક્ષિણાત્ય જેવા દેખાઓ છો, તો તમો અમારા અને અમારી ગુર્જરભૂમિના શત્રુ તો નથી?"

"મહાનુભાવ, હું દાક્ષિણાત્ય હોવા છતાં ભાર્ગવદત્ત તથા ભાનુદત્ત જેવા નરપિશાચોનો પૂર્ણ દ્વેષ્ટા તથા વિરોધી હોવાથી અહીંથી પલાયન કરી જવાના કાર્યમાં હું આપને મારાથી આપી શકાશે તેટલી સર્વ સહાયતા આપીશ અને આપ સુરક્ષિત થયા પછી મારા સંકલ્પ પ્રમાણે હું પોતે પણ આ સ્થાનમાંથી પ્રસ્થાન કરી જઇશ," ગોપાલસિંહે આશ્વાસક શબ્દો ઉચ્ચારીને પોતાના મનુષ્યત્વ તથા સહૃદયત્વનો વીરેન્દ્રકુમારને પૂર્ણ પરિચય કરાવી દીધો.

હરપાલ એક પાત્રમાં શીતલ જલ ભરીને લાવ્યો. તે શીતલ જલના પાનથી વૃદ્ધ ઠાકોર વીરેન્દ્રકુમારના શરીરમાં સંપૂર્ણ ચેતન આવી જતાં તેણે હરપાલને સંબોધીને પૂછ્યું કેઃ "ભાઈ હરપાળજી, વીર અણહિલ, કાન્તાદેવી અને આ આગારનાં અન્ય નિવાસીઓનાં જીવન સુરક્ષિત તો છે ખરાં ને?"

"વીર અણહિલ્લે મને આ અરણ્યાગારના અગ્ર પ્રાંગણમાં મોકલીને આગારનાં દ્વાર વાસી લીધા પછી તેઓ પોતે તેમ જ આ આગારમાં વસતાં કેટલાંક અન્ય મનુષ્યો પાછાં મારા જોવામાં નથી આવ્યાં એટલે તેઓ ક્યાં ગયાં છે, અને અત્યારે કેવી અવસ્થામાં છે એ પ્રશ્નોનાં યથાર્થ ઉત્તરો મારાથી આપી શકાય તેમ નથી. જ્યારે ભૂવડનો પિશાચાત્મા રાજપ્રતિનિધિ મને પોતાના સૈનિકોની સહાયતાથી બંદી કરીને આ આગારમાં લઇ આવ્યો. તે વેળાયે જે દેવીનો દિવ્ય દેહ અત્યારે દિવ્યધામવાસી થવામાટે આ ચિતા નામક વૈમાનમાં વિરાજેલો છે તે દેવી વિના અન્ય કોઈ પણ વ્યક્તિ આ આગારમાં હતી જ નહિ. આ દેવીનું દુષ્ટાત્મા ભાનુદત્તના શસ્ત્રથી અકાળ અવસાન થયેલું છે. આ દેવીના દેહનો અગ્નિસંસ્કાર કરવામાટે અમો અહીં રોકાયા અને આપના કણસવાનો ધ્વનિ મારા સાંભળવામાં આવ્યો તેથી જ

અમો આપના જીવનની રક્ષા કરી શકયા. નહિ તો આપને પાછા આ ભૂગર્ભભવનમાં ઊતારી દેવામાં આવ્યા છે એ વાર્તા મારાથી સર્વથા અજ્ઞાત હોવાથી જો અમો આ સ્થાનમાંથી પ્રયાણ કરી ગયા હોત, તો આપનો પણ આ ભૂગર્ભભવનમાં જ દેહાંત થઈ જાત અને આપના મૃતદેહને અગ્નિસંસ્કારની પ્રાપ્તિ પણ ન થાત," હરપાલે વીરેન્દ્રકુમારને અણહિલ્લની અદશ્યતા પછી ઘટેલી ભયંકર ઘટનાનો વૃત્તાંત સંક્ષેપમાં કહી સંભળાવ્યો.

વીરેન્દ્રકુમારે ચિતાશાયિની રમણીના પ્રશાંત વદનમંડળનું અવલોકન કરવા માંડ્યું, તેનાં નેત્રોમાંથી અસહ્ય શોકજન્ય અશ્રુધારા વહી નીકળી અને એટલા જ શબ્દો તે બાષ્પરુદ્ધ કંઠથી ઉચ્ચારી શક્યો કે: "આ નિરપરાધિની આર્ય રમણીનો વધ ? અને તે એક આર્ય ક્ષત્રિય રાજપ્રતિનિધિના હસ્તથી?"

"હા, આ નિરપરાધિની આદર્શ આર્ય રમણીનો આ સ્થાનમાં વધ કરવામાં આવ્યો છે અને એ વધ એટલી બધી અમાનુષતા તથા રાક્ષસતુલ્ય નિર્દયતાથી કરવામાં આવ્યો છે કે આ સ્રીહત્યાના દર્શનથી કોઈ પણ સત્ય ક્ષત્રિય વીરના મનમાં પોતાના હસ્તમાં શસ્રને ધારણ કરતી વેળાયે ઘૃણા તથા લજ્જા ઉત્પન્ન થાય, એ સ્વાભાવિક છે. આ કારણથી જ મેં શસ્રસંન્યાસ કરીને સમ્રાટ્ ભૂવડના સૈનિકત્વનો આજે તિરસ્કારપૂર્વક ત્યાગ કરી દીધો છે," ગોપાલસિંહે આવા પ્રકારના વીરોચિત ઉદ્ગારો કાઢીને વીરેન્દ્રકુમારને કહ્યું કે: "નરપિશાચ ભાનુદત્ત વનોડદુર્ગમાંથી સૈન્ય સહિત અલ્પ સમયમાં જ અવશ્ય અહીં પાછો આવી લાગશે એમ મારી મનોદેવતા મને વારંવાર કહેતી હોવાથી મારી આપને એ જ પ્રાર્થના છે કે જો આ સંસારનો અત્યારે જ શાશ્વત ત્યાગ કરી દેવાની અને આ દેવીની દશાને પ્રાપ્ત કરી લેવાની આપની ઇચ્છા ન હોય, તો આપ પણ અમારી પેઠે જ આ શત્રુગ્રસ્ત સ્થાનમાંથી કોઈ સુરક્ષિત સ્થાનમાં સત્વર પ્રયાણ કરી જાઓ અને પોતાના અમૂલ્ય જીવનની રક્ષા કરો."

વૃદ્ધ ઠાકોર વીરેન્દ્રકુમાર પોતાના ઓષ્ઠોને દંતવડે ચાવીને પોતાના કોપને દર્શાવતો તે ચિતાશાયિની સુન્દરીના મુખમંડળનું એકાગ્ર દૃષ્ટિથી અવલોકન કરવા લાગ્યો. હરપાલે તેને સંબોધીને ગંભીરતાથી કહ્યું કે: "પૂજ્ય ઠાકોર, આ દેવીના અગ્નિસંસ્કારનો વિધિ આપના હસ્તથી થાય તો સારું, એવી અમારી તીવ્ર ઇચ્છા છે, અને આશા છે કે અમારી એ ઇચ્છાને પૂર્ણ કરવાની ઉદારતા આપ અવશ્ય દર્શાવશો."

"હું તમારી એ ઇચ્છાને અવશ્ય પૂર્ણ કરીશ." આ પ્રમાણે અનુકૂળ ઉત્તર આપીને વૃદ્ધ વીરેન્દ્રકુમાર નિઃશ્વાસ નાખીને પોતાના દુર્દૈવને દોષ દેતો કહેવા લાગ્યો કે: "હાય રે વિઘાતક દૈવ, આ રમણીના કોમલ હસ્તોએ મારા જખ્મોને અનેક વાર ધોયા હતા, મારા મુખમાં અનેક વાર ઔષધ રેડ્યું હતું અને અનેક વાર મારા મસ્તકને દબાવીને મને નિદ્રાધીન કર્યો હતો. આ મુખમાંથી નીકળેલા સુધાતુલ્ય મધુર શબ્દોએ મારા વિદગ્ધ મનનું અનેક વાર સાંત્વન કર્યું હતું અને આ નારીદેહે મારી શુશ્રૂષા કરતાં કદાપિ શાંતિનો ભાસમાત્ર પણ કરાવ્યો ન હતો. પોતાના શબ્દોવડે મારું સાંત્વન

કરનારા આ ચંદ્રમુખને, મને પ્રાણદાયક ઔષધ પાનારા આ સુકોમળ હસ્તોને અને મારી શુશ્રૂષામાં અષ્ટૌપ્રહર તત્પર રહેનારી આ મૃદુ દેહલતાને મારા હસ્તથી જ અગ્નિનારાયણના મુખમાં સમર્પી દેવાનો દુઃખદ પ્રસંગ લાવીને તેં ઉપસ્થિત કરી દીધો, એ તારી કેટલી અને કેવી નિર્દયતા! હાય, મારું હૃદય વિદીર્ણ થાય છે, મારું વક્ષઃસ્થળ દ્વિધા થઈ જાય છે."

હરપાલે પુનઃ એક છાણાને સળગાવીને તે છાણું વીરેન્દ્રકુમારના હસ્તમાં આપ્યું અને વીરેન્દ્રકુમાર ચિતાને પ્રકટાવવામાટે આગળ વધતો હતો એટલામાં ગોપાલસિંહ અચાનક તેને તેમ કરતો અટકાવીને કહેવા લાગ્યો કે: "ઠાકોર વીરેન્દ્રકુમારજી, આ ચિતાને પ્રકટાવવા પૂર્વે આપણા પ્રયાણની સર્વ તૈયારીઓ કરી રાખવાની આવશ્યકતા અનિવાર્ય છે; કારણ કે આ આગારમાંથી ચિતાના ધૂમ્રરાશિને નીકળતો જોઇને શત્રુઓ સચેત થઈ જશે અને શીઘ્રગતિથી આ સ્થાનમાં આવી લાગશે એ નિર્વિવાદ છે."

"તો પછી એ તૈયારી તમો જ કરી લ્યો તો કેમ?" હરપાલે કહ્યું.

હરપાલની સૂચના પ્રમાણે ગોપાલસિંહે બે અશ્વોને સુસજ્જિત કરી અરણ્યાગારના પશ્ચાદ્દ્વાર પાસે લાવીને ઊભા રાખ્યા અને તે પોતે વીરેન્દ્રકુમારની સાથે તેના અંગરક્ષક તરીકે જવાનો હોવાથી તેણે હરપાલ પાસેથી ગુર્જર સૈનિકનો પોશાક લઇને પોતાના શરીરપર ધારણ કરી લીધો. આ સર્વ તૈયારીઓ થઈ રહ્યા પછી હરપાલ એક અત્યંત ગુપ્ત સ્થાનમાંથી કૈલાસવાસી ગુર્જરેશ્વર જયશિખરી દેવની સુવર્ણમંજૂષા લઈ આવ્યો અને તે વૃદ્ધ ઠાકોર વીરેન્દ્રકુમારના હસ્તમાં સમર્પીને કહેવા લાગ્યો કે:—

"પૂજ્ય ઠાકોર, આ અમારા નાયક અથવા સ્વામી શૂરપાળજીની અમાનત છે; એ અમાનત તેમણે વીર અણહિલ્લને સોંપી હતી અને અણહિલ્લજીએ આ અમાનત મારા હસ્તમાં એવી સૂચના સહિત આપી હતી કે, 'જો આ ચિતાશાયિની દેવી સુરક્ષિત રહે તો આ સુવર્ણમંજૂષા એને સોંપી દેવી.' પરંતુ આ દેવીના જીવનદીપનું નિર્વાણ થઈ ગયું છે અને આ અમાનતને સંભાળવાની અત્યારે મારામાં શક્તિ નથી એટલામાટે આ અમાનતને આપ લઈ જાઓ અને સંભાળો. જ્યારે શૂરપાળજી આપને મળે ત્યારે તેમની આ અમાનત પાછી તેમના હસ્તમાં સમર્પી દેજો."

"આ સુવર્ણમંજૂષા જ આ સર્વ અનર્થપાતનું મૂળ કારણ છે," ગોપાલસિંહે તે સુવર્ણમંજૂષાપ્રતિ તિરસ્કારદર્શક દૃષ્ટિપાત કરીને કહ્યું.

"આ સુવર્ણમંજૂષાના કારણથી આ સર્વ અનર્થપાત થયો છે?" વીરેન્દ્રકુમારે આશ્ચર્યદર્શક ભાવથી જિજ્ઞાસા દર્શાવી.

"જી હા; આ સુવર્ણમંજૂષાને મેળવવામાટે તથા શૂરપાળજીને હણવામાટે જ લાનુદત્ત અહીં આવ્યો હતો; અને એ ઉભય વસ્તુઓની પ્રાપ્તિ ન થવાથી તેણે આ દેવીનું અકારણ મૃત્યુ નિપજાવીને પોતાના કોપને શમાવ્યો હતો," હરપાલે ઉત્તર આપ્યું.

"જો એમ જ હોય તો જેના પ્રતાપે આવો અનર્થપાત થયો છે તે વિઘાતક ધનકોષને જાળવવાની કશી પણ આવશ્યકતા નથી," આ શબ્દોને

ઉચ્ચારતાં વીરેન્દ્રકુમારે તે સુવર્ણમંજૂષાને ઘૃણાથી દૂર ફેંકી દીધી; પરંતુ ત્યારપછી તત્કાળ તેના વિચારનું પરિવર્તન થતાં પુનઃ તે સુવર્ણમંજૂષાને પોતાના હસ્તમાં ઉપાડી લઇને તે કહેવા લાગ્યો કેઃ "કેવળ કલિયુગસ્વરૂપ તથા મહાવિઘાતક સુવર્ણની લાલસાને તૃપ્ત કરવામાટે જ શૂરપાળ જેવો મહાવીર પોતાનાં માન, પ્રતિષ્ઠા તથા પ્રિયજનોના પ્રાણ આદિનું બલિદાન આપવાને તૈયાર થઈ જાય એ સર્વથા અસંભવનીય હોવાથી આ અમાનત સાથે અવશ્ય કાંઈ પણ ગુપ્ત રહસ્યનો સંબંધ હોવો જોઇએ અને તેથી આ અમાનત નિરંતર સંરક્ષણીય છે."

"આ સુવર્ણમંજૂષાના સંબંધમાં મારો પોતાનો પણ એવો જ અભિપ્રાય છે. આ સુવર્ણમંજૂષા જ્યારે સર્વથી પ્રથમ કાન્તાદેવીના હવાલે કરવામાં આવી હતી ત્યારે શૂરપાળજીએ તેમના મુખથી પોતાની પવિત્રતા, પ્રતિષ્ઠા તથા પતિપરાયણતાના શપથ લેવડાવીને જ આ સુવર્ણમંજૂષા તેમના હસ્તમાં સમર્પી હતી. આશા છે કે, આપ પણ પોતાની પવિત્રતા, પ્રતિષ્ઠા તથા વીરતાની રક્ષા પ્રમાણે જ આ સુવર્ણમંજૂષાની રક્ષા કરશો," હરપાલે કહ્યું.

તે સુવર્ણમંજૂષાને વીરેન્દ્રકુમાર માટે સજ્જ કરેલા અશ્વપર બાંધી દેવામાં આવી, પ્રવાસની સર્વ તૈયારીઓ થઈ ગઈ, વીરેન્દ્રકુમારે ચિતાને પ્રકટાવી દીધી અને અગ્નિનારાયણે તે રમણીના રમણીય શરીરને ભસ્મીભૂત કરવાના ભીષણ કાર્યનો વેગપૂર્વક આરંભ કરી દીધો.

જે વેળાયે હરપાલ વીરેન્દ્રકુમારને અશ્વારોહણના કાર્યમાં સહાયતા આપી રહ્યો હતો તે વેળાયે તેના વસ્ત્રના આભ્યંતર ભાગમાંથી અસિની શોણિતલિપ્ત ધારા બહાર નીકળી આવી. તે રક્ત અસિધારાને જોઇને વીરેન્દ્રકુમારે જિજ્ઞાસા દર્શાવી કેઃ "આ મનુષ્યના લોહીથી ખરડાયલી તલ્વાર તમારી પાસે ક્યાંથી આવી વારુ? તમારી તલ્વારે પણ કોઈ મનુષ્યની હત્યા કરી નાખી છે કે શું?"

"આ તલ્વાર તે છે કે જેણે આ ભસ્મીભૂત થતી દેવીના નિર્દોષ તથા પવિત્ર રક્તનું અકારણ પાન કર્યું છે. આ અસિ આ દેવીના રક્તથી રંગાયલી છે અને આ દેવીના રક્તના એકએક બિન્દુનું ત્રિભુવનના અધિરાજ્ય કરતાં પણ અધિક મૂલ્ય આંકનારી એક વ્યક્તિના હસ્તમાં સમર્પવામાટે જ મેં આ અસિને આટલી સંભાળથી જાળવી રાખી છે; કારણ કે, આ અસિ તો આ દેવીના રક્તના અસંખ્ય બિન્દુઓને ધરાવનારી હોવાથી તે વ્યક્તિમાટે અમૂલ્ય તથા અલભ્ય થઈ પડે એ સર્વથા નિઃસંશય છે," હરપાલે તે તલ્વારનો પરિચય કરાવીને તેને સંભાળી રાખવાનું કારણ પણ દર્શાવી દીધું.

અશ્વના પૃષ્ઠદેશમાં પોતાના આસનને સ્થિર કરતો વૃદ્ધ ઠાકોર વીરેન્દ્રકુમાર ગંભીરતાથી કહેવા લાગ્યો કેઃ "આ રક્તના અંજનથી કલ્યાણાભિલાષિતનાં નેત્રોમાં ઝણઝણાટી થતાં તેને અવશ્ય મૂર્ચ્છા આવી જશે અને આ દેશવત્સલા સાધ્વીની ચિતાનો અગ્નિ શત્રુઓનાં વંશરૂપ આગ્રવનોને જોતજોતામાં બાળીને ભસ્મીભૂત કરી નાખશે," આ ઉદ્ગારો કાઢયા પછી

પોતાના કટિભાગમાં લટકતા એક સુવર્ણ રણશૃંગને છોડીને હરપાલના હસ્તમાં સમર્પતાં તેણે કહ્યું કે: "ભાઈ હરપાલ, મારી અખંડ મૈત્રીના એક સ્મરણચિહ્ન તરીકે આ રણશૃંગ તમારા સ્વામી શૂરપાળજીને આપજો અને કહેજો કે, 'વીરેન્દ્રકુમારના ગૃહને તમો પોતાના ગૃહ તરીકે જ માનતા રહેજો અને જ્યારે પણ આવશ્યક્તા જણાય ત્યારે મારા નિવાસસ્થાન પાસે આવીને આ રણશૃંગનો ધ્વનિ કરજો એટલે હું મારા પાંચ સો બાણાવલી યોદ્ધાઓ સહિત તમારી સેવામાં આવીને ઉપસ્થિત થઈ જઇશ.' માત્ર એટલું જ નહિ, પણ 'આપણી જે પરસ્પર મૈત્રી મહાવિલક્ષણ સંયોગોમાં થયેલી છે તે આપણી મૈત્રીના બંધનને તોડી નાખવાનું સાક્ષાત્ યમરાજમાં પણ સામર્થ્ય નથી, તો પછી સમ્રાટ ભૂવડમાં તો એ સામર્થ્ય ક્યાંથી જ હોય?' આ શબ્દો પણ સ્મરણમાં રાખીને તેમને સંભળાવી દેજો. કદાચિત્ આપણા શત્રુઓ મારા નિવાસસ્થાનની દિશામાં મારા શોધમાટે પ્રયાણ કરી ગયા હશે એવી મારી માન્યતા હોવાથી અત્યારે હું અહીંથી મારા ગૃહની દિશામાં જ પ્રયાણ કરી જવાનો છું."

તે સુવર્ણરણશૃંગને આદરપૂર્વક સ્વીકારી લઇને અને તે સંદેશને શૂરપાળ સમક્ષ પહોંચાડી દેવાનું અભિવચન આપીને હરપાલે વૃદ્ધ ઠાકોર વીરેન્દ્રકુમાર તથા ગોપાલસિંહને અરણ્યાગારના પશ્ચાદ્દ્વારમાંથી શુભેચ્છાપૂર્વક વિદાય કરી દીધા અને તેઓ જ્યારે તેની દૃષ્ટિથી અદૃશ્ય થઈ ગયા એટલે હરપાલ પાછો પશ્ચાત્પ્રાંગણમાં પોતાની અગ્નિશિખાઓને આકાશપર્યન્ત વિસ્તારવાનો પ્રયત્ન કરતી પ્રજ્વલિત ચિતા સમક્ષ આવીને ઊભો રહ્યો. તે સાધ્વીના ભસ્મીભૂત થયેલા દેહના ભસ્મવડે તેણે પોતાના ભાલપ્રદેશને મંડિત કર્યો અને ત્યાર પછી શોકપ્રદર્શનમાં પોતાના વિશેષ સમયને નષ્ટ ન કરતાં જેવી રીતે તે કાન્તારવાસિની કોમલાંગી કાન્તા સ્વર્ગના માર્ગમાં અગ્રગામિની થઈ હતી અને સૂર્યનારાયણ જેવી રીતે આકાશમાર્ગમાં અગ્રગામી થવા લાગ્યા હતા તેવી જ રીતે હરપાલ પણ અનિચ્છા તથા વિદીર્ણ હૃદયથી અરણ્યાગારનો ત્યાગ કરીને પોતાના સ્વામી શૂરપાળના વર્તમાન નિવાસસ્થાનના માર્ગમાં વિષણ્ણ મન તથા ત્વરિત ગતિથી અગ્રેસર થવા લાગ્યો.

---

## પ્રકરણ ૭ મું
## વૈરની વિભીષણ વસૂલાત

ગિરિનારાયણ પર્વતના વિકટ તથા નિબિડ વંશવનને ભેદતો, પાતાલસ્પર્શિની ગર્તાઓ પ્રતિ દૃષ્ટિપાત કરતો, ગગનકપાટભેદક ઉત્તુંગ શિખરોના અવલોકનથી આશ્ચર્યચકિત થતો, સર્વત્ર વિસ્તરેલા અસંખ્ય નિર્ઝરોના કલકલનાદને સાંભળતો, પ્રભાતકાલિક પાર્વત્યશોભાને નિરીક્ષતો, વિકટ ચઢાણોપર ચઢતો અને જેમાં શરીરની સમતોલતાને જાળવવાનો બહુ જ અલ્પ સંભવ દેખાતો હતો તેવા ઊતરાણો પરથી પરિશ્રમપૂર્વક ઊતરતો સ્વામિનિષ્ઠ સેવક તથા દેશાભિમાની વીર પુરુષ વૃદ્ધ હરપાલ શૂરપાળના ગુપ્તનિવાસસ્થાનના

માર્ગમાં આગળ અને આગળ વધતો જતો હતો. કોઈ વાર માર્ગ પોતાનાં નેત્રો સમક્ષ કેવળ દશ કિંવા પંદર હાથના અંતરપર જ દેખાતો હોવા છતાં આ માર્ગ અને તે માર્ગના મધ્યમાં ઘોર તથા ગહન દરી પોતાના વિકરાળ મુખને વિકાસીને ઊભેલી હોવાથી તે નિકટમાં દેખાતા માર્ગમાં પહોંચવામાટે તેને કોઈ વાર એક ગાઉ જેટલો તો કોઈ વાર બે ગાઉ જેટલો ચઢઊતર પ્રવાસ કરવો પડતો હતો. કોઈ સ્થાનમાં પર્વતના તૂટી જવાની અણીપર આવીને અટકેલા કોઈ એક વિભાગ તળેથી પોતાના જીવને મુઠ્ઠીમાં રાખીને તેને આગળ વધવું પડતું હતું. કોઈ સ્થાનમાં પગવાટ એટલી બધી વિકટ તથા સાંકડી થઈ જતી હતી કે તે પગવાટની પહોળાઈ એક હાથ જેટલી પણ ન હોવાથી અને તે સાથે એક બાજૂ ગગનચુંબક ગિરિશિખર અને બીજી બાજૂ જાંબુવંતના વિવર સમાન પાતાલના તલને પણ માપી લેનારી ગહનતમ ગર્તાનો અધિકાર વ્યાપેલો હોવાથી જાણે શિખર તથા દરીના મુખભાગના રૂપમાં નિસર્ગદેવીએ પૃથ્વીના વર્તુલની મધ્યરેષા જ આંકેલી હોયની, એવો જ હરપાલને ભાસ થતો હતો. જ્યારે ઊંચાં ચઢાણોપર ચઢવાથી અને નીચાં ઊતરાણ પરથી ઊતરવાથી હરપાલ બહુજ શ્રાંત થઈ જતો હતો ત્યારે વિશ્રાંતિ લેવા-માટે કોઈ એક સ્થાનમાં બેસી જતો હતો અને કોઈ નિર્ઝરમાંના શીતલ જલનું પાન કરીને પુનઃ પોતાના અપૂર્ણ પ્રવાસને પ્રારંભી દેતો હતો. કોઈ વાર તે અમુક એક ગિરિશિખરપર આવીને ઊભો રહેતો હતો અને ગિરિપાતની દિશામાં દીર્ઘ દૃષ્ટિપાત કરીને દુઃખદર્શક નિઃશ્વાસ નાખતો હતો. કોઈ વાર-તેના મનમાં અચાનક એવા સંશયનો ઉદ્ભવ પણ થતો હતો કેઃ 'મારાથી મારા નિર્ધારિત સ્થાનમાં પહોંચી શકાશે કે કેમ?' અને એ સંશયનો ઉદ્ભવ થતાં જ તે પોતાના મનને એવા પ્રશ્નો પૂછવા મંડી જતો હતો કેઃ "જો મારાથી મારા નિર્ધારિત સ્થાનમાં નિર્વિઘ્ન તથા ક્ષેમકુશળતાથી નહિ જ પહોંચી શકાય, તો અરણ્યાગારમાં ઘટેલી ઘોરતમ ઘટનાનો વૃત્તાંત શૂરપાળજીને કોણ સંભળાવશે અને એ વૃત્તાંત જો શૂરપાળજીના સાંભળવામાં નહિ આવે, તો ભાનુદત્ત પાસેથી વૈરની વસૂલાત કોણ કરશે?" પોતાના મનને આવા પ્રશ્નો પૂછીને તે પોતાના માર્ગનું અવલોકન કરતો હતો અને મનોગત કહેતો હતો કેઃ "હવે ગિરિ-પાત વિશેષ દૂર તો નથી જ અને કદાચિત્ વિશેષ દૂર હોય, તો પણ કોઈ પણ પ્રકારે મારે ત્યાં પહોંચવાનો પ્રયત્ન તો કરવો જ જોઇએ." હરપાલે આવા નિશ્ચયથી વેગપૂર્વક ચાલવાના પોતાના સ્વીકૃત વ્યવસાયની પરાકાષ્ઠા કરી નાખી અને અંતે ચાલીચાલીને તેનાં ચરણો એટલાં બધાં થાકી ગયાં કે તેનામાં એક ડગલું પણ આગળ ચાલવાની આય ન રહી અને તેને પોતાનાં નેત્રો સમક્ષ ભીષણ અંધકાર વિસ્તરેલો દેખાવા લાગ્યો. આવી પરિસ્થિતિમાં હરપાલ અતિશય નિરાશ થઇને મનોગત કહેવા લાગ્યો કેઃ "હાય, શૂરપાળજી, હું તમારા સમક્ષ પણ પહોંચી ન શક્યો, વીર અણહિલ્લ સાથે પ્રયાણ કર-વાનો સુપ્રસંગ પણ મને ન મળ્યો, અરણ્યાગારમાં તે દેવીની પ્રાણરક્ષા પણ મારાથી ન કરી શકાઈ, અને આવી રીતે પર્વતમાર્ગમાં નિરાધાર તથા નિઃસ-હાય અવસ્થામાં મરણના શરણને સ્વીકારી લેવાનો પ્રસંગ મારા માટે આવી

લાગ્યો." વૃદ્ધ હરપાલ ભૂમિતલપર બેસી ગયો અને તેણે પોતાનાં નેત્રોને મીચી લીધાં. તેના મુખમાંથી પુનઃ એવા ઉદ્‌ગારો નીકળવા લાગ્યા કેઃ "જેવી રીતે અત્યારે શૂરપાળ સમક્ષ મારા પહોંચવાની આવશ્યક્તા છે તેવી જ રીતે વીર અણુહિલ્લ સાથે પણ મારો સત્વર સાક્ષાત્કાર થઈ જવાની અનિવાર્ય આવશ્યક્તા છે; કારણ કે, એ ઉભયમાંથી કોઈ પણ તે અરણ્યાગારની દિશામાં જવાનું સાહસ કરશે અને અચાનક તે ક્ષુધાતુર વરાહતુલ્ય ભાનુદત્તના પ્રતિહિંસારૂપ મુખમાં જઈ પડશે, તો મહાભયાનક અનર્થપાત થશે અને ગુર્જરરાષ્ટ્રની સ્વાતંત્ર્યપ્રાપ્તિની આશાનો શાશ્વત અસ્ત થઈ જશે. હર હર; મહદૈશ્વર્યશીલ રાજકુલની આ કેવી અને કેટલી અકલ્પનીય દુર્દશા! અસાર, અસાર; સમસ્ત સંસાર ક્ષણભંગુર તથા નિઃસાર. પણ નહિ; જ્યાંસુધી મારા દેહમાં પ્રાણ છે ત્યાંસુધી તો મારે મારા સેવકધર્મના પાલનનો પ્રચંડ પ્રયત્ન કરવો જ જોઇએ અને મારા સ્વીકૃત માર્ગમાં નિર્ભયતાથી અગ્રગામી થવું જ જોઇએ." આવા પ્રકારના કર્તવ્યશીલતાજન્ય ઉત્સાહને પુનઃ પોતાના હૃદયમાં ધારણ કરીને હરપાલ ત્યાંથી ઊઠ્યો અને પરમેશ્વરની તેનાપર દયાદૃષ્ટિ થવાથી અલ્પ સમયમાં જ ગિરિપાતનો દુગ્ધપ્રતિભ પ્રપાત તેને દૃષ્ટિગોચર થવા લાગ્યો. ગિરિપાતનો પ્રપાત દૃષ્ટિગોચર થતાં જ તેના શરીરમાં નૂતન સ્ફુરણનો આવિર્ભાવ થયો અને સ્વલ્પ સમયમાં જ તે ગિરિપાત સમક્ષ આવીને ઉભો રહ્યો. તે પ્રપાતની દિવ્ય શોભાના નિરીક્ષણમાં તેનાં નેત્રો તલ્લીન થઈ જાય એવી અત્યારે તેની મનઃસ્થિતિ ન હોવાથી એ સ્થાનમાં આવતાંની સાથે જ "આ જ મારા સ્વામીનું નિવાસસ્થાન" આવા શબ્દો સ્વાભાવિક જ તેના મુખમાંથી બહાર નીકળી ગયા અને બે વાર તેણે રણશૃંગનો ધ્વનિ કર્યો; પરંતુ તૃતીય વાર તત્કાળ તેનાથી રણશૃંગ વગાડી શકાયું નહિ. તે અત્યંત શ્રાંત થયેલો હોવા છતાં માત્ર ક્ષણ કિંવા બે ક્ષણ જેટલો અત્યંત સ્વલ્પ સમય શ્વાસ લેવામાં વીતાડીને તૃતીય વાર રણશૃંગધ્વનિ કરવા લાગ્યો. તે રણશૃંગધ્વનિજન્ય લહરીઓને ત્યાંના પ્રશાંત વાતાવરણમાં આવી રીતે ઉત્પન્ન કરી રહ્યો હતો એટલામાં રજતતુલ્ય તેજસ્વી જલદંડવડે જેની મંથનક્રિયા ચાલી રહી હતી તે ક્ષીરસાગરમાંથી એક ભવ્ય મનુષ્યાકૃતિ ઉપરિ ભાગમાં દૃષ્ટિગોચર થઇને જે સ્થાનમાં હરપાલ ઊભો હતો તે સ્થાન પ્રતિ વાયુના વેગથી આવવા લાગી. હરપાલ તેને ખિન્નતાથી જોઈ રહ્યો અને તે માનવમૂર્તિએ તેના સમક્ષ ઉપસ્થિત થઇને તેને પ્રેમગદ્‌ગદ સ્વરથી પૂછ્યું કેઃ—

"બંધુ હરપાલજી, મારો પરિવાર તો આનંદમાં છે ને? ત્યાંના અન્ય નવીન સમાચાર શા છે?"

"હું એટલો બધો થાકીને લોથ થઈ ગયો છું કે નથી રહી અત્યારે મારામાં ઊભા રહેવાની શક્તિ કે નથી રહી તત્કાળ બોલવાની શક્તિ. મને પ્રથમ આપના શૈલાશ્રમમાં લઈ ચાલો અને કિંચિદ્ વિશ્રાંતિ લેવા દો એટલે પછી હું આપને ત્યાંનો સમસ્ત વૃત્તાંત કહી સંભળાવીશ; કારણ કે, ત્યાંના સમાચાર સત્વર આપને સંભળાવવામાટે જ હું અત્યારે અત્યંત પરિશ્રમ

તથા કષ્ટપૂર્વક આ સ્થાનમાં આવેલો છું," હરપાલે મહાવીર શૂરપાળને પોતા સમક્ષ ઉપસ્થિત થયેલો જોઇને આ ઉદ્ગારો કાઢ્યા.

હરપાલની મલિન તથા શ્રાંત મુખમુદ્રા શૂરપાળના જોવામાં આવતાં અન્ય મનુષ્યના કષ્ટનો વિચાર ન કરતાં કેવળ સ્વાર્થ પ્રતિ લક્ષ રાખવાના પોતાના પ્રમાદમાટે શૂરપાળના મનમાં પશ્ચાત્તાપ થવા લાગ્યો. તેણે વૃદ્ધ હરપાલને પોતાના હસ્તનો આધાર આપ્યો અને તેને સંભાળીને ગિરિપાતના નિકટવર્તી સ્થાનમાં લઈ ગયા પછી તેને પોતાના ઉભય હસ્તોમાં ઉપાડી લઇને જલપ્રપાતની અત્યંત નિકટવર્તિની એક વિશાળ ગુહામાં પ્રવેશ કર્યો. શૂરપાળના આ સાહસને જોઇને હરપાલ ભયભીત થઈ ગયો; કારણ કે, ત્યાં તેના મસ્તિષ્કમાં ભ્રમણ થવાથી તેનાથી સ્થિરતાપૂર્વક પૃથ્વીપર પોતાનાં ચરણોને સ્થાપી શકાતાં નહોતાં. પોતાની સમતોલતા સંભાળી રાખવામાટે હરપાલે તે ગુહાની પ્રસ્તરમયી ભિત્તિઓના આશ્રયને સ્વીકારી લીધો. તેનાં નેત્રો સમક્ષ ચમકી રહેલો જલનો રજત સમાન શુભ્ર પ્રવાહ અખંડતાના અવતારને ધારણ કરીને નિમ્નભૂમિમાં ચાલ્યો જતો હતો. અલ્પ સમયમાં કાંઇક સ્થિર થતાં હરપાલે પોતાના ઉભય હસ્તોને પ્રસારીને ગુહાના પ્રવેશદ્વાર પર્યન્ત આવતા જલતુષારોને તેમાં ઝીલી લીધા અને તેમના પાનથી પોતાની તૃષાને શમાવી દીધી. જલપાનના યોગે કિંચિદ્ વિશ્રાંત થઇને નિસર્ગનિર્મિત પ્રસ્તરશય્યાપર બેઠા પછી હરપાલ પોતાના સ્વામીના મુખમંડળનું આર્ત દૃષ્ટિથી અવલોકન કરવા લાગ્યો. તેની આ આર્ત-દૃષ્ટિને જોઇને શૂરપાળે અધીરતાથી જિજ્ઞાસા દર્શાવી કે:—

"બંધુ હરપાલ, જો હવે તમારી શ્રાંતિનો લોપ થયો હોય, તો મને મારી પ્રાણેશ્વરી કાન્તાદેવી, બંધુ અણહિલ્લ તથા દેશોદ્ધારેચ્છુકા વીરવ્રત-ધારિણી વિશાખાદેવીના કુશળ સમાચાર સંભળાવો, અને મારી ચિન્તાનું નિવારણ કરી દો."

ઉત્સુકતા, ચિન્તા તથા પ્રેમ આદિના યોગે ઉત્ફુલ્લ થયેલા શૂરપાળના મુખમંડળને જોઇને હરપાલનું હૃદય શોકાગ્નિથી બળીને ભસ્મીભૂત થવા લાગ્યું, અને તેથી શૂરપાળના પ્રશ્નનું સરળ ઉત્તર ન આપતાં હરપાલે કહ્યું કે: "આપની ઇચ્છાઅનુસાર આપણા અતિથિ ઠાકોર વીરેન્દ્રકુમારને કોઈ પણ પ્રકારના વિઘ્ન વિના તેમના પોતાના નિવાસસ્થાનની દિસામાં વિદાય કરી દેવામાં આવ્યા છે અને સુવર્ણમંજૂષા પણ તેમના હસ્તમાં જ સમર્પી દેવામાં આવી છે."

"જો એમ જ હોય, તો મારી માન્યતા અસત્ય સિદ્ધ થયેલી દેખાય છે; કારણ કે, ગૃહને ત્યાગતી વેળાયે મારી તો એવી જ દૃઢ માન્યતા થઈ ગઈ હતી કે ઠાકોર વીરેન્દ્રકુમાર ભૂગર્ભભવનમાં મૃત્યુને આધીન થયા છે અને તેથી મેં બંધુ અણહિલ્લ તથા મારી પ્રાણેશ્વરી કાન્તાદેવીને તેમના અગ્નિ-સંસ્કારનો વિધિ યથાસ્થિત કરવા માટેની આજ્ઞા પણ આપી દીધી હતી," શૂરપાળના મુખમાંથી સ્વાભાવિક ઉદ્ગાર નીકળી ગયા.

"આપની માન્યતા અનુસાર ઠાકોર વીરેન્દ્રકુમારને જ્યારે ભૂગર્ભભવન-માંથી બહાર કાઢવામાં આવ્યા ત્યારે તેઓ મરી ગયા નહોતા, કિન્તુ

મૃત્યુતુલ્ય મૂર્છાને આધીન થયેલા હતા એટલે તેમને યોગ્ય ઔષધોપચાર કરીને શુદ્ધિમાં લાવવામાં આવ્યા અને ત્યારપછી બે દિવસ પર્યન્ત તેઓ અરણ્યાગારમાં જ હતા. શ્રીમતી કાન્તાદેવી આપનો વિયોગ થવા પછી પોતાનો અધિક સમય દેવપૂજા તથા પ્રભુભજનમાં વીતાડતાં હોવાથી તેમની સેવાશુશ્રૂષાનો સમસ્ત ભાર દેવી વિશાખાએ જ પોતાના શિરપર ઉપાડી લીધો હતો અને તેથી ઠાકોર વીરેન્દ્રકુમાર તેને પોતાની પુત્રીથી પણ અધિક માનવા લાગ્યા હતા. આપના ગૃહત્યાગની ઘટના પછી બે દિવસ પર્યંત તો કોઈ પણ પ્રકારનું વિઘ્ન ન આવ્યું, પરંતુ તૃતીય દિવસે રાત્રિના સમયમાં વીર અણહિલ્લજીને ગુપ્તચરોદ્વારા શત્રુઓના અલ્પ સમયમાં થનારા આગમનના ભયંકર સમાચાર મળતાં તેઓ મને અરણ્યાગારના બાહ્ય પ્રાંગણના પ્રવેશદ્વાર પાસે બેસાડીને આગારના આભ્યંતર ભાગમાં ચાલ્યા ગયા: ત્યાં તેમણે શી વ્યવસ્થા કરી તે હું નથી જાણતો. મને જ્યારે ભૂવડનો રાજપ્રતિનિધિ અને આપના હસ્તથી જેની હત્યા થઈ હતી તે ભાર્ગવદત્તનો પિતા ભાનુદત્ત પોતાના સૈન્ય સહિત આવીને આગારમાં લઈ ગયો તે વેળાએ કેવળ દેવી વિશાખા વિના આપણા પક્ષની કોઈ પણ માનવ વ્યક્તિ ત્યાં મારા જોવામાં ન આવી, એટલે એથી મેં અનુમાન કરી લીધું કે વીર અણહિલ્લ કાન્તાદેવી તથા અન્ય જનોને લઇને ત્યાંથી કોઈ સુરક્ષિત સ્થાનમાં જવામાટે પશ્ચાદ્દ્વારમાંથી પલાયન કરી ગયેલા હોવા જોઇએ. ભાનુદત્તે દેવી વિશાખાને કાન્તાદેવી માની લઇને આપના તથા વીર અણહિલ્લના સંબંધમાં જે પ્રશ્નો પૂછવા જોઇએ તે પૂછ્યા, આપ ઉભય વીરોને પકડાવી આપવાનો અતિશય પ્રલોભનો દર્શાવીને પ્રચંડ આગ્રહ કર્યો અને અંતે વિભીષિકાઓ પણ દર્શાવી, પરંતુ વીરવ્રતા વિશાખાએ પોતાની દૃઢતાને અંત પર્યન્ત સુરક્ષિત રાખી અને તેના પ્રશ્નોનું આપને તથા વીર અણહિલ્લને અપાયકારક થઈ પડે તેવું એક પણ ઉત્તર ન આપ્યું; માત્ર એટલું જ નહિ, પણ તે પોતે કાન્તાદેવી નહોતી એ રહસ્યનો પણ તેણે અંત પર્યન્ત પોતાના મુખથી પ્રકાશ થવા ન દીધો."

"અને ત્યાર પછી વિશાખાનું શું થયું? તમો તેને કોઈ સુરક્ષિત સ્થાનમાં રાખીને જ અહીં આવ્યા છો કે કેમ?" શૂરપાળે અત્યંત આતુરતાદર્શક સ્વરથી પૂછ્યું.

"જી હા, હું તેમને એક એવા સુરક્ષિત સ્થાનમાં જવામાટે વિદાય કરીને અહીં આવ્યો છું કે જે સુરક્ષિત સ્થાનમાં તે દેવીને હવે શત્રુઓના હસ્તથી કોઈ પણ પ્રકારની બાધા થવાનો સંભવ છે જ નહિ. મારી માન્યતા અનુસાર દેવી વિશાખા અત્યારે તે મહાસુરક્ષિત સ્થાનમાં નિર્વિઘ્ન પહોંચીને વિધવા મહારાજ્ઞી રૂપસુન્દરી દેવી, ચાવડાવંશાવતંસ ગુર્જર યુવરાજ વનરાજદેવ, વીર અણહિલ્લ તથા આપની સુરક્ષિતતામાટે તેમ જ ગુર્જરભૂમિની પરાધીનતાના છેદનમાટે પરમાત્માનાં ચરણોમાં પ્રાર્થના કરતી બેઠી હશે અને આપણાં શિરોપર આશીર્વાદોની વૃષ્ટિ વર્ષાવી રહી હશે," હરપાલે ગંભીરતાથી ઉત્તર આપ્યું.

"દેવી વિશાખાને તમો જે સ્થાનમાં જવામાટે વિદાય કરી આવ્યા
ા તે સ્થાનનું નામ શું છે? કારણ કે, જો તે સ્થાન સુરક્ષિત ન હોય, તો
ાને ત્યાંથી કોઈ અન્ય સુરક્ષિત સ્થાનમાં પહોંચાડવાની આપણે શીઘ્ર જ
ાગ્ય વ્યવસ્થા કરી નાખવી જોઇએ." શૂરપાળે હરપાલના આશયને યથાર્થ
સ્વરૂપમાં ન સમજવાથી આ શબ્દો ઉચ્ચાર્યા.

"દેવી વિશાખાને હું જે સ્થાનમાં પ્રયાણ કરી જવામાટે વિદાય કરી
આવ્યો છું તે સ્થાન 'સ્વર્ગ' નામથી ઓળખાય છે, અને તે સ્થાનની સુર-
ક્ષિતતાના વિષયમાં લેશમાત્ર પણ પ્રતિસ્પર્ધા કરી શકે એવું અન્ય કોઈ પણ
સ્થાન ક્યાંય અસ્તિત્વ ધરાવતું હોય એવી મારી પોતાની માન્યતા તો
નથી જ." અંતે હરપાલે વિશાખાના સ્વર્ગપ્રયાણની ઘટનાનો અશ્રુપૂર્ણ નય-
નોથી પ્રકાશ કરી દીધો.

"શું દેવી વિશાખાનો સ્વર્ગવાસ થયો? દેવી વિશાખા આ સંકટમય
સંસારને અને તેની સાથે અમો સર્વ પ્રિયજનોને ત્યાગીને પોતાના વીરવ્રતની
પૂર્તિ કર્યા વિના જ સ્વર્ગમાં પ્રયાણ કરી ગઈ?" આવા પ્રકારના પ્રશ્નોને
પોતાના મુખમાંથી બહિર્ગત કરતો વીર અણહિલ્લ અચાનક ગુહાના જે
સ્થાનમાં શૂરપાળ તથા હરપાલ બેઠેલા હતા તે સ્થાનમાં આવીને તેમના
સમક્ષ ઊભો રહ્યો.

અણહિલ્લને પોતાના શિરપર વજ્રપાત થવાનો ભાસ થવા લાગ્યો,
તેના મસ્તકપર શોકનો પર્વત તૂટી પડ્યો અને તેના શરીરપર જાણે ચૈતન્ય-
હારિણી હિમધારાઓને જ કોઈ વર્ષાવી રહ્યું હોયની! એવી ભ્રમણા થતાં તેનાં
નેત્રોમાં અંધકતાનો આવિર્ભાવ થવા લાગ્યો. તે પોતાને જ વિશાખાના મૃત્યુના
આદિ કારણ તરીકે માનીને નેત્રોમાંથી અશ્રુની ધારાને વર્ષાવતો કહેવા લાગ્યો કેઃ—

"વિશાખાના કોમલ હૃદયથી મારા વિયોગનો આઘાત સહન નહિ કરી
શકાયો હોય તેથી જ તે પ્રેમાર્દ્ર આત્મા તેના સુકોમલ દેહને ત્યાગીને સ્વર્ગમાં
પ્રયાણ કરી ગયો હશે. વિયોગજન્ય દુઃખ તથા માનસિક વેદનાના પરિતાપથી
તે મૃદુ સુમન કરમાઈ ગયેલું હોવું જોઇએ એમ જ મારી મનોદેવતા મને કહ્યા
કરે છે. દુર્ભાગી અણહિલ્લ, તારી ભદ્રાકાંક્ષિણી વિશાખા દેવીની દિવ્ય જીવન-
જ્યોતિનું નિર્વાણ થઈ ગયું અને તેના પ્રાણરૂપ તૈલનો ભંડાર નષ્ટ થઈ ગયો!
હવે આ અવશિષ્ટ રહેલી દીવેટનો શો ઉપયોગ થવાનો છે? હવે તારી આ
નિરુપયોગિની દેહદીવેટને આ પાતાલસ્પર્શની ગર્તામાં નાખી દે; કારણ કે,
આ શુષ્ક જીવનને ધારણ કરીને જીવવા કરતાં મૃત્યુને સ્વીકારી લઇને વિશાખાના
સમાગમસુખનો સ્વર્ગમાં આસ્વાદ લેવો એ જ તારા માટે અધિક શ્રેયસ્કર છે.
ત્યાં કોઈ પણ વેળાયે તને વિશાખાના વિયોગની વેદનાને સહન કરવાનો અશુભ
પ્રસંગ પ્રાપ્ત નહિ થાય અને નિરાશા પિશાચિકા તારો ભક્ષ નહિ કરી શકે!"

હરપાલની મનઃસ્થિતિ એથી સર્વથા ભિન્ન પ્રકારની હોવાથી તે મનો-
ગત કહેવા લાગ્યો કેઃ "દુર્ગમ દુઃખના પર્વતપર તો હું ચઢી આવ્યો છું
એટલે હવે તો એ દુઃખના ઉચ્ચતમ શિખરપર ચઢી જવામાં જ મારું તેમ જ

મારા પ્રિયજનોનું કલ્યાણ છે.'' આવા પ્રકારના નિશ્ચયપર આવીને હરપાલે કહ્યું કે: ''બંધુ અણુહિલ્લ, જે વેળાયે તે દેવીના શરીરમાં પિચાશાત્માની અસિનો પ્રવેશ થઈ ચૂકયો હતો તે વેળાયે પણ તેણે પોતાના પ્રિયજનો તથા પોતાની જન્મભૂમિના કલ્યાણની પ્રભુ પાસેથી યાચના કરી હતી અને અપૂર્વ શાંતિથી પોતાના પ્રાણોને ત્યાગ્યા હતા.''

હરપાલના આ શબ્દોને સાંભળતાં જ અણુહિલ્લના મુખમાંથી એક ભયાનક ચીત્કાર નીકળી ગયો અને તે ચીત્કાર એટલી સીમા પર્યન્ત પ્રચંડ હતો કે નિકટવર્તી જલપ્રપાતના ભીષણ નાદને પણ દાબી દઇને વનપ્રદેશમાં પહોંચી ગયો અને ત્યાં તેનો પ્રતિધ્વનિ થતો સંભળાવા લાગ્યો. અણુહિલ્લના ઉદ્દીપિત મુખમંડળને જોઇને હરપાલના મનમાં ભીતિ થતાં તે કરદ્વય જોડીને કહેવા લાગ્યો કે: ''બંધુ, જો અમારા માટે નહિ, તો સ્વર્ગાધિદેવતાના પદપર આરૂઢ થઇને જે દેવી અદૃશ્ય રૂપથી આપણા કલ્યાણની ઇચ્છાથી આપણી આસપાસ વિચરી રહી છે તે દેવી વિશાખાના આત્માની શાંતિમાટે તમો અત્યારે શાંત થાઓ અને મારા મુખથી સમસ્ત વૃત્તાંત સાંભળી લ્યો. એ વૃત્તાન્તનું શ્રવણ તમારા ભાવી માર્ગના દર્શનમાં સંપૂર્ણ સહાયક થઈ પડશે એવો મારો દૃઢ વિશ્વાસ છે.''

''મારી આસપાસ વિચરતી મારી સ્વર્ગાધિદેવતાના પદપર આરૂઢ થયેલી દેવી વિશાખા! જેનો નિર્દયતાથી વધ કરી નાખવામાં આવ્યો છે તે મારી અલૌકિક હિતૈષિણી દેવી વિશાખા!'' આવા વિક્ષિપ્ત મનુષ્ય સમાન ઉદ્‌ગારોને કાઢતો અણુહિલ્લ હરપાલના હસ્તને બળપૂર્વક પકડીને પૂછવા લાગ્યો કે: ''બોલો, મારી દેવી વિશાખાનો જેણે નિર્દયતાથી વધ કરી નાખ્યો તે કઠોરતમ હસ્ત કયા નરપિશાચનો હતો, તે મને સત્વર જણાવી દ્યો.''

''તે હસ્ત ભૂવડના રાજપ્રતિનિધિઓમાંના એક અત્યંત નિષ્ઠુરહૃદય તથા પિશાચાત્મા રાજપ્રતિનિધિ ભાનુદત્તનો હતો.'' હરપાલે નિઃશ્વાસ નાખીને તે પિશાચાત્માના અભદ્ર નામનો ઉચ્ચાર કર્યો.

''એ પૈશાચિક કૃત્ય કરવામાટે તે હસ્ત અગ્રગામી કેમ થઈ શકયો? દેવી વિશાખાએ ભાનુદત્તનો એવો અને એટલો શો અપરાધ કર્યો હતો?'' અણુહિલ્લે શોકવિહ્વળ થઇને પૂછ્યું.

હરપાલે અરણ્યાગારમાં અણુહિલ્લની અનુપસ્થિતિમાં ઘટેલી ઘટનાના વૃત્તાન્તને અથથી ઇતિ પર્યન્ત કહી સંભળાવવાના કાર્યનો આરંભ કરી દીધો. હરપાલના મુખથી એ વૃત્તાંત જેમ જેમ અધિકાધિક પરિમાણમાં અણુહિલ્લના સાંભળવામાં આવતો ગયો તેમ તેમ તેની વૃત્તિઓ વૈરભાવથી ઉત્તેજિત થવા લાગી, તેના હસ્તો સળસળવા લાગ્યા અને તેનો સમસ્ત દેહ પ્રતિહિંસાના પાવકથી પ્રજ્વલિત થઈ ગયો. હરપાલે પોતાના વૃત્તાન્તની સમાપ્તિ કરતાં જણાવ્યું કે: ''તે નરપિશાચ પોતાની તલ્વારનો બીજો વાર કરવાની તૈયારીમાં હતો એટલામાં હું વચ્ચે જઈ પડ્યો અને દેવી વિશાખાને મેં મારી છાતીપર ઝીલી લીધી; પરંતુ મારા તેના પ્રાણરક્ષણ વિષયક એ પ્રયત્નની

લેશમાત્ર પણ સફળતા ન થઈ; કારણ કે, તેની તલ્વાર મારા સ્કંધને સ્પર્શ કરતી દેવી વિશાખાના કંઠમાં ઊતરી ગઈ અને પરમાત્માએ મને વૃદ્ધને મૃત્યુના મુખમાં ન નાખતાં તે તરુણી દેવી વિશાખાને જ મૃત્યુના મુખમાં નાખી દીધી !"

"હે દીનદયાળુ પરમાત્મન્, ચાંડાલની ક્રૂરતાને પણ લજાવનારી આ અમાનુષ ક્રૂરતાની કથા તેં સાંભળી કે?" આ વાક્યને ઉચ્ચારતી વેળાયે અણહિલ્લની છાતી ઉન્નત થયેલી હતી, તેના હસ્તો પ્રસરેલા હતા અને તેના અગ્રકેશો તેના મુખમંડળપર આવી પડ્યા હતા. તે પોતાનાં નેત્રોમાંથી અગ્નિના કણોને વર્ષાવતો પુનઃ બોલવા લાગ્યો કે: "હે દુષ્ટજનોના સંહારક પરમેશ્વર, હવે તારા ન્યાયને વ્યવહારમાં યોજી બતાવવાની સંપૂર્ણ શક્તિ તું મારામાં સમર્પી દે, આ હિંસાના વૈરની પ્રતિહિંસાથી વસૂલાત કરી લેવાનો અવસર મને સત્વર પ્રાપ્ત કરાવી આપ અને ગુજરાતની, અમારી આ પરાધીન ગુર્જરભૂમિની પારતંત્ર્યશૃંખલાને તોડી નાખવાની ઉદારતા સત્વર દર્શાવી દે !"

હરપાલ વિશાખાના રક્તથી રંગાયલી ભાનુદત્તની તલ્વારને અણહિલ્લના હસ્તમાં સમર્પતો કહેવા લાગ્યો કે: "વીર અણહિલ્લસિંહ, જે તલ્વારથી ભાનુદત્તે દેવી વિશાખાનો ઘાત કર્યો હતો તે વિઘાતક તલ્વાર આ જ છે. આ તલ્વારને લાગેલા રક્તનો પ્રત્યેક પરમાણુ અત્યંત પવિત્ર છે અને તેથી જ આ તલ્વારને હું સંભાળીને તમારી પાસે લઈ આવ્યો છું."

અણહિલ્લે તે તલ્વારને પોતાના હસ્તમાં લઇને એકાગ્ર દૃષ્ટિથી તેનું અવલોકન કરવા માંડ્યું અને તેને અનેક વાર ચુંબનથી આર્દ્ર કરીને પોતાના કપાલને તેનો સ્પર્શ કરાવ્યો. તે તલ્વારને લાગેલા રક્તની આર્દ્રતાનો સર્વથા લોપ થયેલો ન હોવાથી તે તલ્વારના સ્પર્શથી તેના કપાલ તથા ઓષ્ઠોપર રક્તના ડાગ લાગી ગયા. તે તલ્વારના બન્ને છેડાને પોતાના ઉભય હસ્તોમાં રાખી તેના પ્રતિ તીવ્ર દૃષ્ટિપાત કરતો અણહિલ્લ કહેવા લાગ્યો કે: "દેવી વિશાખે, આ રક્ત તારું પોતાનું જ છે ને?" આ શબ્દોને ઉચ્ચારતાં તેની વૃત્તિઓમાં ભયાનક વિક્ષોભ થવા લાગ્યો, કેટલાક સમય પર્યન્ત તે નિર્નિમેષ દૃષ્ટિથી તે તલ્વારને જોઈ રહ્યો અને ત્યાર પછી પોતાના વિકટ હાસ્યવડે ગિરિગુહાને પ્રતિધ્વનિયુક્ત કરતો બોલવા લાગ્યો કે: "સ્વર્ગવાસિની દેવી વિશાખે, જે નરપિશાચે અશ્રુતપૂર્વ નિર્દયતાથી તારી હત્યા કરી નાખી છે તે નરપિશાચ ભાનુદત્તના વક્ષઃસ્થલમાં તેની પોતાની આ તલ્વાર જ પ્રવેશ કરવાની છે અને જ્યાં સુધી આ તલ્વાર પોતાના એ પવિત્ર કર્તવ્યનું પાલન નહિ કરી બતાવે, ત્યાં સુધી આ તલ્વાર મારા હસ્તમાં જ રહેવાની છે એ તું નિશ્ચયપૂર્વક માની લેજે. પ્રતિહિંસા, પ્રતિહિંસા અને પ્રતિહિંસા !!!"

અણહિલ્લના સંતાપ, દ્વેષ તથા ક્ષોભની માત્રાને અતિશય વધી ગયેલી જોઇને હરપાલ ચિન્તામાં પડી ગયો અને શૂરપાળ પણ કાંઇક વિચારમાં પડી ગયો. અણહિલ્લનું મુખમંડળ અત્યારે તેના હૃદયમાં પ્રકટેલા ભીષણ કોપાનલવડે તેજોમાન દેખાતું હતું એમ કહેવા કરતાં તેના અંતઃકરણમાં ઉદ્ભવેલા વિકારરૂપ વહ્નિની જ્વાળાઓ તેના મુખમંડળની આસપાસ પ્રસરેલી હોઇને

તે જ્વાળાઓના મધ્યમાં અણુહિલ્લનું મુખમંડળ ચમકી રહ્યું હતું એમ કહેવું જ યથાર્થ તથા વાસ્તવિક છે. તેના આવા ભયાનક ઐશ્વર્યના અવલોકનથી હરપાલ ચિન્તામાં પડી જાય અને શૂરપાળ વિચારમાં પડી જાય એ સ્વાભાવિક જ હતું. હરપાલ તેના કોપાનલને શાંત કરવાના આશયથી કહેવા લાગ્યો કેઃ—

"બંધુ અણુહિલ્લસિંહ, અત્યારે આપણે નિઃસહાય છીએ અને આપણી પરિસ્થિતિ હોવી જોઇએ તેટલી અનુકૂલ નથી એનો વિચાર કરો અને શાંત થાઓ."

"કોણ કહે છે કે, આપણે નિઃસહાય છીએ? શું સાધુજનોનો સંરક્ષક પરમેશ્વર આપણો સહાયક નથી? મહાવીર શૂરપાળ દેવ અને હું પરમેશ્વરના દૂત છીએ, અને ગુજરાતમાં બળાત્કારે સિંહાસનારૂઢ થયેલી દાક્ષિણાત્ય પરકીય સત્તાને ગુજરાતના સિંહાસનપરથી ખેંચીને ભૂગર્ભવાસિની કરી નાખવામાટે જ અમારો અવતાર થયેલો છે, એ તમારે કદાપિ ભૂલી જવાનું નથી."

"બંધુ અણુહિલ્લ, શાંત થાઓ, જરા બેસો અને ભાનુદત્ત પાસેથી વૈરની વસૂલાત કેવી રીતે કરવી એનો આપણને પ્રથમ આવશ્યક પરામર્શ કરી લેવા દો. આ વૈરની વસૂલાત કર્યા વિના તો આપણે નથી જ રહેવાના." આટલા સમય પર્યન્ત મૌનનું અવલંબન કરીને ઊભા રહેલા શૂરપાળે અણુહિલ્લને આશ્વાસન આપવામાટે પોતાના મૌનનો ભંગ કરીને આ શબ્દો ઉચ્ચાર્યા.

શૂરપાળના વચનને માન આપીને અણુહિલ્લ પોતાના કોપજન્ય આવેશને બળાત્કારે દબાવીને બેસી ગયો. અણુહિલ્લને મૌન તથા શાંતિના અવલંબનનો અવકાશ મળી શકે એટલામાટે હરપાલે વૃદ્ધ ઠાકોર વીરેન્દ્રકુમારે આપેલું રણશૃંગ શૂરપાળના હસ્તમાં સમર્પીને તેનો સંદેશ પણ શૂરપાળને કહી સંભળાવ્યો અને ત્યાર પછી કહ્યું કેઃ "આ સંદેશ આપ્યા પછી વૃદ્ધ ઠાકોર વીરેન્દ્રકુમારે મને એવી સૂચના પણ આપેલી છે કેઃ 'મારો સંદેશ શૂરપાળસિંહને પહોંચી ગયો છે એના નિશ્ચયમાટે જ્યારે તમો પાછા આવો ત્યારે તેમની કાંઇક પણ નિશાની લેતા આવજો.' તો હવે તમારે જે નિશાની મને આપવાની હોય તે આપી દો."

"હું આપણી અત્યારની પરિસ્થિતિમાં તને એવી શી નિશાની આપું વારૂ?" શૂરપાળ નિઃશ્વાસ નાખીને નિરાશાદર્શક ભાવથી કહેવા લાગ્યોઃ "જેણે પોતાના સર્વસ્વનો સંન્યાસ કરી નાખ્યો છે અને જે અત્યારે પરકીય રાજસત્તાનાં ચરણો તળે ચગદાઈ રહ્યો છે તેવા આ વનવાસી શૂરપાળ પાસે જેને પોતાની કહી શકાય તેવી શી મૂલ્યવતી વસ્તુ અવશિષ્ટ રહેલી છે? નિમકહલાલ હરપાલ, જે જીતાયલા રાષ્ટ્રના ગળામાં ગુલામગીરીની શૃંખલા પડેલી હોય છે તે રાષ્ટ્રના લોકોના પ્રાણ પણ પોતાના નથી હોતા, તો પછી અન્ય વસ્તુઓના સ્વામી તો તેઓ ક્યાંથી જ હોઈ શકે? અત્યારે મારી પાસે એવી કોઈ પણ ઉત્તમ વસ્તુ નથી કે જે મારાથી આ સંદેશ પહોંચવાના ચિહ્ન તરીકે આપી શકાય."

"સ્વામિન્, તમો આ સંદેશ પહોંચવાના ચિહ્ન તરીકે ગમે તેવી સામાન્ય વસ્તુ આપશો, તો પણ તેથી ઠાકોર વીરેન્દ્રકુમારના હૃદયમાં અસં-

તોષ થવાનો નથી; કારણ કે, તેઓ આપણી અત્યારની પ્રતિકૂલ પરિસ્થિતિથી અજ્ઞ નથી.'' હરપાલે નમ્રતાથી કહ્યું.

"મારી પાસે અત્યારે આ ગિરિવાસમાં મારા સ્વામિત્વની જે કોઈ પણ વસ્તુ હોય, તો તે મારો આ દેહ જ છે, અને મારા દેહનો કોઈ પણ ભાગ તમને નિશાની તરીકે જોઇતો હોય તો તે અત્યારે અને આ ક્ષણે જ આપવાને હું તૈયાર છું!'' શૂરપાળે ખિન્ન હૃદયથી આ શબ્દો ઉચ્ચાર્યા.

"સ્વામિન્' જો તમો પોતાના કેશોનો એક લઘુ ગુચ્છ નિશાની તરીકે આપશો, તોપણ તે પર્યાપ્ત છે; કારણ કે, જે દેવી વિશાખાના મૃતદેહનો અગ્નિસંસ્કાર ઠાકોર વીરેન્દ્રકુમારના હસ્તથી થયો છે તે આપની પુત્રીતુલ્ય વિશાખાદેવીએ તૈલ નાખવાના નિમિત્તથી આપના કેશોને અનેક વાર હસ્ત-સ્પર્શ કરેલો હોવાથી આપના કેશ અત્યંત પવિત્ર છે.'' હરપાલે શૂરપાળના એક કેશગુચ્છની યાચના કરતાં પુનઃ શૂરપાળને વિશાખાની હત્યાનું સ્મરણ કરાવ્યું.

"તમારું કથન યથાર્થ છે. મારી વીરવ્રતધારિણી આદર્શ ધર્મદુહિતા વિશાખાદેવીના હસ્તસ્પર્શથી પવિત્ર થયેલા આ કેશોનો એક ગુચ્છ હું તમોને આનંદપૂર્વક આપું છું તે લઈ જાઓ.'' શૂરપાળે આ શબ્દો ઉચ્ચારીને પોતાના કેશોનો એક ગુચ્છ કાપીને હરપાલના હસ્તમાં સમર્પી દીધો અને ત્યાર પછી તેના હસ્તને પોતાના હસ્તવડે ઝાલીને તે ગંભીરતાથી કહેવા લાગ્યો કે: "હરપાળજી, વૃદ્ધ ઠાકોર વીરેન્દ્રકુમારના સાક્ષાત્કારનો પ્રસંગ અમોને હવે મળી શકશે કે નહિ, એ શંકાસ્પદ હોવાથી આ નિશાની આપીને તેમને મારો આટલો સંદેશ પણ અવશ્ય સંભળાવી દેજો કે: 'પરકીય રાજ-સત્તાના અમાનુષ અત્યાચારના સજીવન ઉદાહરણ તરીકે દેવી વિશાખાનું હત્યારૂપ દર્પણ પરમાત્માએ આપનાં નેત્રો સમક્ષ રજૂ કરેલું હોવાથી તેમાં ગુજરાતની ભાવિ દુર્દશાના પ્રતિબિંબનો સાક્ષાત્કાર કરીને જાગ્રત થાઓ, અને અદ્યાપિ ગુજરાતમાંથી પરકીય રાજસત્તાનું નિર્મૂલન કરી નાખીને ગુજરાતને સ્વાધીન કરવાનો અવસર આપણા હસ્તોમાંથી સરી નથી ગયો એ વાર્તાને સ્મરણમાં રાખતા રહો. રાષ્ટ્રભક્ત કિંવા દેશભક્ત સ્ત્રીપુરુષોનાં મુખ તથા બાહુમાં ઈશ્વરી સામર્થ્યનો નિવાસ હોય છે એ વાર્તાનું કદાપિ વિસ્મરણ થવા દેશો નહિ, અને નિરંતર ગુજરાતને સ્વાધીન કરવાના યથાશક્ય પ્રચંડ પ્રયત્નો કરતા રહેજો.' ''

શૂરપાળે આપેલા કુન્તલગુચ્છને આસ્થાપૂર્વક પોતાના વસ્ત્રના આભ્યંતર ભાગમાં રાખતો હરપાલ કહેવા લાગ્યો કે: "સ્વામિન્, મારી એવી માન્યતા છે કે ઠાકોર વીરેન્દ્રકુમારની સહાયતાથી આપણું ઇષ્ટ કાર્ય અવશ્ય સિદ્ધ થઈ જશે.''

"નહિ, અત્યારે અમોને ઠાકોર વીરેન્દ્રકુમારની કોઈ પણ પ્રકારની સહાયતાની અપેક્ષા નથી. અમોને અત્યારે કેવળ પરમેશ્વરની સહાયતાની જ આવશ્યકતા છે અને અમોને કેવળ પરમાત્માની પ્રેરણા જ જોઇએ છીએ,'' હરપાલને આ પ્રમાણે કહીને શૂરપાળે અણહિલ્લને સંબોધીને પૂછ્યું કે: "બંધુ અણહિલ્લ, તમો અહીં અત્યારે અચાનક ક્યાંથી આવી લાગ્યા? તમારાં માતુશ્રી

આદિને તમો ક્યાં મૂકી આવ્યા છો ? મારા આ પ્રશ્નનું સત્વર ઉત્તર આપી દો; કારણ કે, દુષ્ટાત્મા ભાનુદત્ત પાસેથી દેવી વિશાખાના ઘાતજન્ય વૈરની વસૂલાત-માટે આપણે આજે અને અત્યારે જ આ સ્થાનમાંથી પ્રસ્થાન કરી જવાનું છે.”

શૂરપાળના આ પ્રશ્નના ઉત્તરમાં અણહિલ્લ જ્યારથી તેણે અરણ્યાગારનો ત્યાગ કર્યો હતો ત્યારથી અત્યાર સુધીના વૃત્તાન્તને વર્ણવતો ગંભીર મુદ્રા તથા ગંભીર સ્વરથી શૂરપાળને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે: “આપ આ નિર્ભય સ્થાનમાં આવવામાટે આપણા અરણ્યાગારમાંથી પ્રયાણ કરી ગયા પછી અમોએ વૃદ્ધ ઠાકોર વીરેન્દ્રકુમારને જ્યારે ભૂગર્ભભવનમાંથી બહાર કાઢ્યા; ત્યારે આપની માન્યતા અનુસાર તેમનું મૃત્યુ થયેલું હોવાથી આપની આજ્ઞાને અનુસરીને અમારે તેમના મૃતદેહનો અગ્નિસંસ્કાર કરવાનો હતો; પરંતુ તેમને બહાર કાઢ્યા પછી અમારા જાણવામાં આવ્યું કે ભૂગર્ભભવનમાં તેમનું મૃત્યુ થયું ન હોતું, કિન્તુ રુદ્ધ વાયુના તેમ જ દુર્બલતાના કારણથી તેઓ મૃત્યુતુલ્ય મૂર્ચ્છાને આધીન થયેલા હોવાથી તેમની અન્ય સંજ્ઞાઓ સાથે તેમની વાચાશક્તિનો પણ લોપ થઈ ગયો હતો. તેઓ જીવિત હોવાથી મારાં માતુશ્રી કાન્તાદેવીની આજ્ઞાથી દેવી વિશાખાએ યોગ્ય ઔષધોપચાર તથા પરિચર્યા દ્વારા તેમને શુદ્ધિમાં લાવવાના પ્રયત્નો કરવા માંડ્યા અને ચાર ઘટિકા પછી દેવી વિશાખાના એ પ્રયત્નો સફળ થતાં ઠાકોર વીરેન્દ્રકુમારના નિશ્ચેષ્ટ શરીરમાં પુનઃ નવચેતનનો આવિર્ભાવ થવા લાગ્યો. સંધ્યાકાળ પૂર્વે તેઓ સંપૂર્ણ સચેષ્ટ થઈ ગયા અને તેમના મૃત્યુનો ભય જતો રહ્યો. તે દિવસ, તે દિવસની નિશા અને ત્યાર પછીનો બીજો દિવસ નિર્વિઘ્ન વીતી ગયાં. બીજા દિવસની રાત્રિના આરંભમાં જ્યારે મારાં માતુશ્રી કાન્તાદેવી આપશ્રીમાનના કલ્યાણની પ્રભુ પાસેથી યાચના કરતાં પ્રભુના ધ્યાનમાં નિમગ્ન થયેલાં હતાં તે વેળાયે અરણ્યાગારના અગ્ર પ્રાંગણના બાહ્ય ભાગમાં હું મારાં માતુશ્રી આદિને સુરક્ષિત રાખવાનાં સાધનોને એકત્ર કરવાના વિચારમાં નિમગ્ન થઇને શિલાપર બેઠો હતો એટલામાં વનોડદુર્ગની આસપાસ રાખવામાં આવેલા ગુપ્ત દૂતોએ ત્યાં આવીને મને એવા સમાચાર સંભળાવ્યા કે: ‘રાજપ્રતિનિધિ ભાનુદત્ત પોતાના સૈન્યના એક વિભાગ સહિત અહીં આવવામાટે તૈયાર થઇને ભૂવડના યુવરાજ કર્ણની પ્રતીક્ષા કરતો બેઠો છે; કારણ કે, પંચાસરથી યુવરાજ કર્ણ વનોડદુર્ગમાં આવવાનો છે, અને ભાનુદત્ત તેને પણ આ સ્થાનમાં લઈ આવવાનો છે. તેઓ એક પ્રહર અથવા બહુ બહુ તો દોઢ પ્રહર જેટલા સમયમાં અહીં આવી પહોંચવાનો સંપૂર્ણ સંભવ હોવાથી આત્મરક્ષા તથા પ્રિયજનરક્ષાનો જે પ્રબંધ કરવો હોય તે અમોને પણ બતાવી દો.’ ભાનુદત્ત તથા યુવરાજ કર્ણના સૈન્યબળનો જેના યોગે પ્રતિકાર તથા પરાજય કરી શકાય તેટલું સૈન્યબળ તે વેળાયે મારી પાસે ન હોવાથી મેં એ સમાચાર સાંભળીને તે ક્ષણેજ મારાં માતુશ્રી કાન્તાદેવી, વીરવ્રતધારિણી વિશાખાદેવી, ઠાકોર વીરેન્દ્રકુમાર તથા અન્ય અરણ્યાગારવાસી જનો સહિત ત્યાંથી પલાયન કરી જવાનો દૃઢ નિશ્ચય કરી લીધો અને આ હરપાલજીને મારા

સ્થાનમાં બેસાડીને હું પોતે અરણ્યાગારના આભ્યંતર ભાગમાં ચાલ્યો ગયો. મારાં માતુશ્રી કાન્તાદેવીને આપ શ્રીમાનનો વિયોગ અસહ્ય થયેલો હોવાથી ત્યાંથી પલાયન કરી જવાના મારા પ્રસ્તાવને તેમણે તો તત્કાળ સ્વીકારી લીધો; પરંતુ ઠાકોર વીરેન્દ્રકુમારના શરીરમાં અદ્યાપિ પ્રવાસજન્ય પરિશ્રમને સહન કરી શકવા જેટલી શક્તિનો આવિર્ભાવ થયેલો ન હોવાથી તેમની પોતાની અનુમતિથી તેમના જીવનની સુરક્ષિતતામાટે અમોએ તેમને પાછા ભૂગર્ભભવનમાં ઊતારી દીધા અને તેમની સેવાશુશ્રૂષામાટે દેવી વિશાખાએ પણ ત્યાં જ રહેવાના અને અમારી સાથે ન આવવાના હઠને અંતપર્યન્ત વળગી રહેવાથી અમો નિરુપાય થઇને અરણ્યાગારના પશ્ચાદ્દ્વારમાંથી બહિર્ગત થઇને ત્યાં અમારા પ્રવાસ કિંવા પલાયનનાં સાધનો તૈયાર રખાયલાં હોવાથી તત્કાળ ત્યાંથી પ્રયાણ કરી ગયાં. દેવી વિશાખાની ત્યાં રહેવામાં એવી માન્યતા હતી કે: 'કદાચિત્ શત્રુઓ આવી લાગશે, તો પણ તેઓ એક નિર્દોષ તથા નિઃસહાય અબળાપર કોઈ પણ પ્રકારનો અત્યાચાર નહિ કરે, અને તેથી તેઓ ત્યાંથી ચાલ્યા જશે એટલે પછી હરપાલની સહાયતાથી ઠાકોર વીરેન્દ્રકુમારને ભૂગર્ભભવનમાંથી બહાર કાઢીને અમો પણ આ સ્થાનમાંથી પ્રસ્થાન કરી જઇશું.' દેવી વિશાખા ઠાકોર વીરેન્દ્રકુમારના ભૂગર્ભભવનમાં હોવાના ભેદને જાણતી હોવાથી તેમ જ હરપાલ અગ્રપ્રાંગણમાંના બાહ્યદ્વાર પાસે બેઠેલો હતો એ વાર્તા પણ તેના જાણવામાં હોવાથી તે એ સર્વ વાર્તા હરપાલને જણાવી દેશે એમ ધારીને મે હરપાલને કોઈ પણ પ્રકારની વિશેષ સૂચના આપી ન હોતી; કારણ કે, મારા હસ્તમાં સમય બહુ જ અલ્પ હતો. કૈલાસવાસી મહારાજાધિરાજ જયશિખરી દેવની સુવર્ણમંજૂષાને સંભાળીને સાથે લઈ જવાની સૂચના મેં દેવી વિશાખાને જ આપી હતી; કારણ કે, દેવી વિશાખા તથા હરપાલ તે સુવર્ણમંજૂષાને જે ગુપ્ત સ્થાનમાં છુપાવવામાં આવી હતી તે ગુપ્ત સ્થાનને સારી રીતે જાણતાં હતાં. પરમાત્માની કૃપાથી અમોને અમારા માર્ગમાં કોઈ પણ પ્રકારના વિઘ્નનો સાક્ષાત્કાર ન થયો અને જે સ્થાનમાં અત્યારે ગુજરાતના ભાવી ભૂપાલ મહારાજા વનરાજ તથા તેમની વિધવા જનની ગુર્જ-રેશ્વરી રૂપસુન્દરીદેવી નિવાસ કરી રહ્યાં છે તે સ્થાનમાં મારાં માતુશ્રી કાન્તા-દેવીને સુખરૂપ પહોંચાડી દઇને તેમ જ તેમની સુરક્ષિતતાનો આવશ્યકીય નવીન પ્રબંધ કરીને અમો નિશ્ચિન્ત થઈ ગયા. આ સર્વ વ્યવસ્થા કરીને એ સર્વ સમાચાર આપ શ્રીમાનને સંભળાવવામાટે હું ગિરિનારાયણ પર્વતમાં આવ-વાને ત્યાંથી રાજમાતા રૂપસુન્દરીદેવી તથા મારાં માતુશ્રી કાન્તાદેવીની આજ્ઞા લઇને વિદાય થયો અને જે વેળાયે આ હરપાલજી અરણ્યાગારમાં મારી અનુપસ્થિતિમાં ઘટેલી શોકપર્યવસાયિની ઘટનાનો વૃત્તાંત આપ શ્રીમાનને સંભ-ળાવી રહ્યા હતા તે વેળાયે જ આ સ્થાનમાં આવી પહોંચવાથી એમના વૃત્તાન્તને સાંભળતો ગુહાના મુખમાં જ ઊભો રહ્યો. મારાં માતુશ્રી કાન્તાદેવી તેમનાં પૂજ્ય નણંદ સાથે સર્વથા સુરક્ષિત છે અને પરમાત્મા પાસેથી આપ-શ્રીમાનના કલ્યાણની નિરંતર યાચના કરતાં રહે છે.''

"દેવી વિશાખાની માન્યતા અસત્ય તથા પ્રમાદમૂલક સિદ્ધ થઈ, પિશાચાત્મા શત્રુએ તે નિર્દોષ તથા નિઃસહાય અબળા હોવા છતાં તેની નિર્દયતાથી હત્યા કરી નાખી અને તેનું અલ્પ સમયમાં જ મૃત્યુ થતાં તે નિર્દય શત્રુ સમક્ષ ઠાકોર વીરેન્દ્રકુમાર ભૂગર્ભભવનમાં હોવાનો ભેદ તેનાથી હરપાલજી સમક્ષ પ્રકટ ન કરી શકાયો. એ તો પરમાત્માએ કૃપા કરી કે, દેવી વિશાખાના મૃતદેહના અગ્નિદાહમાટે હરપાલજી તથા ગોપાલસિંહજી પશ્ચાદ્પ્રાંગણમાં રોકાયા અને ત્યાં ઠાકોર વીરેન્દ્રકુમારના કણસવાના ધ્વનિને સાંભળીને હરપાલજીએ તેમને યથાસમય બહાર કાઢી લીધા; નહિ તો સુવર્ણમંજૂષા તો કદાચિત્ પછીથી પણ આપણને મળી શકત, પણ ઠાકોર વીરેન્દ્રકુમારનો ભૂગર્ભભવનમાં જ મુક્ત વાયુ, જલ તથા અન્નના અભાવના કારણથી દેહાન્ત થઈ જાત એ સર્વથા નિઃસંશય છે." આ પ્રમાણેના ઉદ્ગારો કાઢીને શૂરપાળ અધિક ગંભીરતાથી કહેવા લાગ્યો કે: "અસ્તુ: જે થઈ ગયું છે તે હવે તે ન થયું થવાનું નથી. હવે આપણે નિમેષમાત્રનો પણ સમય વ્યર્થ ન જવા દેતાં ભાનુદત્ત પાસેથી દેવી વિશાખાના ઘાતજન્ય વૈરનો બદલો લેવામાટે અહીંથી પ્રયાણ કરી જવાનું છે; કારણ કે, આજે પ્રભાતમાં જ આપણા સર્વ ભિલ્લ સૈનિકો તથા અન્ય સહાયકો અહીં આવતી વેળાયે માર્ગમાંથી જ મોકલેલા મારા સંદેશાને માન આપીને આ સ્થાનમાં આવી લાગ્યા છે અને તેઓ મારી આજ્ઞાથી સાક્ષાત્ યમરાજ સાથે સંગ્રામ કરવાને તેમ જ મૃત્યુના મુખમાં જઈ પડવાને પણ તૈયાર છે."

એ અંતિમ શબ્દોને પોતાના મુખથી ઉચ્ચારતો શૂરપાળ પોતાના તૃણાસનપરથી ઊઠીને ઊભો થઈ ગયો અને ગુહાના બાહ્ય ભાગમાં આવીને તણે પોતાના રણશૃંગને તીવ્ર વેગથી વગાડવા માંડ્યું. તે રણશૃંગનો કંપિત તથા કઠોર નિનાદ ગિરિકન્દરાઓને નિનાદિત કરવા લાગ્યો. જાણે પર્વતની શૃંગશ્રેણીપર, પર્વતની કન્દરાઓમાં, પર્વતની ગુહાઓમાં તેમ જ ગિરિનિર્ઝરોમાં સહસ્રાવધિ રણશૃંગોનો ધ્વનિ થઈ રહ્યો હોયની! એવો ભાસ થવા લાગ્યો. એ રણશૃંગનાદમાં એક પ્રકારના ગંભીર ચેતન તથા એક પ્રકારના અદ્ભુત સ્ફુરણનો અધિકાર જોવામાં આવતો હતો. એ રણશૃંગનાદ કિંચિત્ મન્દ થતાંની સાથે જ લગભગ બસેંથી પણ વધારે દેખાતા બાણાવળી ભિલ્લો તેમ જ ક્ષત્રિય સૈનિકો પોતપોતાના ગુપ્તનિવાસોમાંથી નીકળીને સિંહ સમાન છલાંગો ભરતા અને પોતાનાં શસ્ત્રાસ્ત્રોને વ્યવસ્થિત કરતા અલ્પ સમયમાં જ જે સ્થાનમાં શૂરપાળ, અણહિલ્લ તથા હરપાલ ઊભા હતા તે સ્થાનમાં આવીને ઉપસ્થિત થઈ ગયા અને શૂરપાળને નમન કરીને તેની આજ્ઞાની પ્રતીક્ષા કરતા ઊભા રહ્યા.

ગિરિપ્રદેશમાંના એ દૃશ્યમાં એક પ્રકારની વિલક્ષણ આકર્ષકતા જોવામાં આવતી હતી. ગુર્જરભૂમિની નવજીવનદેવતા દેવી વિશાખાના શોણિતથી રંગાયલી અસિને પોતાના હસ્તમાં ધારણ કરીને નિસર્ગનિર્મિત પ્રસ્તરસિંહાસને આરૂઢ થયેલી હતી; તે નવજીવનદેવતાના મુખમંડળમાં એક પ્રકારનું વિલક્ષણ તેજ વિલસી રહ્યું હતું; તે પ્રસ્તરસિંહાસનારૂઢ નવજીવનદેવતાની આસપાસ

બસેથી પણ વધારે રાજભક્ત તથા દેશભક્ત બાણાવળી ભિલ્લો તેમ જ ક્ષત્રિય સૈનિકો ઉત્સાહપૂર્વક આવીને એકત્ર થઈ ગયા હતા, તેમનાં ધનુષ્યબાણો તથા ભાલાઓ અસ્તંગત થતા સૂર્યનાં રક્ત કિરણોના આરક્ત પ્રકાશમાં વિદ્યુદ્દીપ પ્રમાણે ચમકી રહ્યાં હતાં; માત્ર એટલું જ નહિ, પણ જાણે સિંહાસનાધિષ્ઠિતા દેવતાના રુષ્ટ વિકારોનાં કિરણો જ તે અસ્ત્રફલકોમાં પ્રતિબિંબિત થઇને પરાવર્તિત થઈ રહ્યાં હોયની! એવા પ્રકારનો જ ભાસ થયા કરતો હતો. તે દેવતા સિંહાસનપર ઊભી થઈ ગઈ અને તેણે પોતાના ગંભીર સ્વરથી પોતાના અનુયાયીઓને સંબોધીને કહેવા માડ્યું કેઃ—

"મારા બાંધવો, આપણા અને આપણી જન્મભૂમિના એક નીચતમ શત્રુ પાસેથી એક મહાભયંકર વૈરની વસૂલાત કરવામાટે જ મેં તમોને અત્યારે અહીં મારા સમક્ષ બોલાવ્યા છે. જે વસ્તુઓ તમોને પોતાના પ્રાણો કરતાં પણ અધિક પ્રિય છે તે સર્વ વસ્તુઓનો એટલે કે તમારી જન્મદાત્રી માતાઓનો, તમારી સાધ્વી સહોદરાઓનો, તમારી ધર્મપત્નીઓનો તથા તમારાં નિર્દોષ અર્ભકોનો અત્યારે સમ્રાટ્ ભૂવડના રાજપ્રતિનિધિઓના હસ્તથી ભયંકર છળ થઈ રહ્યો છે; તેમની નિર્દયતાથી હત્યાઓ કરી નાખવામાં આવે છે અને તેમની અપ્રતિષ્ઠા કરવી એ તો સમ્રાટ્‌ના રાજકર્મચારીઓનો એક સામાન્ય વ્યવસાય થઈ પડ્યો છે. ભૂવડ સોલંકીના કુલકુલંક રાજકર્મચારીઓની તલ્વારો નગ્ન થયેલી હોવાથી તે નાગી તલ્વારોએ ગુર્જરભૂમિનાં બાલક, તરુણ, તથા વૃદ્ધ નરનારી સંતાનોના સંહારનો કોઈ પણ પ્રકારના વિચાર વિના આરંભ કરી દીધો છે. મારા હસ્તમાં અત્યારે જે આ તલ્વાર તમારા જોવામાં આવે છે તે તલ્વારને પોતાના કઠોર હસ્તમાં ધારણ કરીને સમ્રાટ્‌ના વનોદુર્ગવાસી રાજપ્રતિનિધિ ભાનુદત્તે મારા આરણ્ય આગારમાં રાત્રિના સમયમાં પ્રવેશીને જેને હું મારી પોતાની પુત્રીથી પણ અધિક માનતો હતો તે વીરવ્રતાધરિણી, અલૌકિક દેશાનુરાગિણી તથા દેશપ્રાણા દેવી વિશાખાની મહાનિર્દયતાથી હત્યા કરી નાખી છે. મારા બાંધવો, ભૂવડના રાજકર્મચારીઓના હસ્તથી ભવિષ્યમાં થનારા રાક્ષસી અત્યાચારોની આ પ્રસ્તાવના છે, અને તેટલામાટે જો તમો અત્યારે જ સાવધાન નહિ થઈ જાઓ અને પોતાના પરિવારોની, પોતાની સંપત્તિની તથા પોતાના જીવન તેમ જ પોતાની પ્રતિષ્ઠાની રક્ષામાટે કટિબદ્ધ નહિ થાઓ, તો ભૂવડના રાક્ષસોપમ રાજકર્મચારીઓની નગ્ન અસિઓ અવશ્ય તમારો ઘાત કરી નાખશે એ સર્વથા નિર્વિવાદ છે. ભૂવડના રાજકર્મચારીઓના અમાનુષ અત્યાચારોનું ચિત્ર અત્યારે દેવી વિશાખાની હત્યાના રૂપમાં તમારાં નેત્રો સમક્ષ વિદ્યમાન હોવાથી એ ભયાનક ચિત્રનું નેત્રોને ઉઘાડીને સંપૂર્ણ નિરીક્ષણ કરો અને એ ભયાનક ચિત્રના અવલોકનથી જો તમારાં હૃદયો ક્ષુબ્ધ થાય, તો આ ક્ષણે જ પ્રતિહિંસાની પ્રતિજ્ઞા કરો, વૈરની વસૂલાત કરી લેવામાટે તત્પર થઈ જાઓ."

"દેવી વિશાખાની હત્યા! વૈરની વસૂલાત, પ્રતિહિંસા!" સર્વ સૈનિકોએ પ્રતિજ્ઞાના સ્વરૂપમાં ભીષણ ધ્વનિ કર્યો.

ગુજરાતની રણદેવતા એટલે કે શૂરપાળ પોતાના અનુયાયીઓના આ ઉદ્દગારોને સાંભળીને પ્રસ્તરસિંહાસનપરથી નીચે ઊતરી આવ્યો અને તેમના સમુદાયમા મળી જઇને કહેવા લાગ્યો કે: "જો એમ જ હોય, તો 'શુભસ્ય શીઘ્રં' એ તત્ત્વનું અવલંબન કરો, અને ગુજરાતની સ્વાધીનતાના પુણ્યાહવાચનમાટે આ ક્ષણે જ વનોડદુર્ગના માર્ગમાં અગ્રેસર થાઓ."

"ચાલો, અમો ચાલવામાટે તૈયાર છીએ." ગુજરાતભૂમિના માતૃનિષ્ઠ તથા શૂરવીર પુત્રોએ તત્કાલ પ્રયાણવિષયક તત્પરતા દર્શાવી.

આટલા સમયમાં નિર્ભયવામાટે ગિરિનારાયણ પર્વતમાં આવી વસેલાં કેટલાંક વૃદ્ધ સ્ત્રીપુરુષો તેમ જ અલ્પવયસ્ક બાળકો તથા બાલિકાઓ પણ ત્યાં આવી લાગ્યાં. વૃદ્ધ માતાઓ તથા વૃદ્ધ પિતાઓએ પોતાના તરુણ પુત્રોને એકનિષ્ઠા તથા અવ્યભિચારિણી દેશભક્તિથી મહાવીર શૂરપાળની આજ્ઞાનુસાર વર્તવાનો ઉપદેશ આપીને તેમના રણોત્સાહને વધારી દીધો; ભગિનીઓએ પોતાના ભ્રાતાઓને તેમ જ પત્નીઓએ પોતાના પતિઓને નવીન શસ્ત્રાસ્ત્રો લાવી આપ્યાં, અને બે ઘટિકા જેટલા સમયમાં બસેંથી વધારે દેશભક્ત તથા રણવીર સૈનિકોનો સમુદાય વનોડદુર્ગના માર્ગમાં અગ્રેસર થવામાટે કટિબદ્ધ થઈ ગયો. શૂરપાળ તથા અણહિલ્લની પાછળ ચાલતા તે સૈનિકો ગિરિનારાયણ પર્વતના વનમાર્ગ, કન્દરામાર્ગ, ગર્તામાર્ગ, શિખરમાર્ગ તથા નિર્ઝરમાર્ગ આદિ વિકટ માર્ગોનું અતિક્રમણ કરીને અંતે કોઈ પણ પ્રકારના વિઘ્ન વિના ગિરિનારાયણ પર્વતની ઉપત્યકામાં આવી લાગ્યા અને ત્યાંથી રાત્રિના અંધકારને ભેદતા વનોડદુર્ગના માર્ગમાં દ્રુત ગતિથી અગ્રેસર થવા લાગ્યા; કારણ કે, ઉપત્યકામાંના એક ગુપ્ત સ્થાનમાં આવીને પોતાના અશ્વોને પલાણી તેઓ અશ્વારૂઢ થઈ ગયા હતા. તેઓ કેવળ રાત્રિના સમયમાં જ પ્રવાસ કરતા હોવાથી અને દિવસનો સમય કોઈ ગુપ્ત સ્થાનમાં ખાનપાન તથા નિદ્રાસેવન આદિમાં વીતાડતા હોવાથી ગિરિનારાયણ પર્વતમાંથી નીકળ્યા પછી આઠમે દિવસે જે અરણ્યાગારમાં દેવી વિશાખાની હત્યા થઈ હતી તે અરણ્યાગાર સમક્ષ આવી લાગ્યા; કારણ કે, વનોડદુર્ગનો માર્ગ એ અરણ્યાગાર પાસેથી જ આગળ વધતો હતો. પોતાના એ જીર્ણ નિવાસસ્થાનને જોતાં જ અણહિલ્લના મનમાં દેવી વિશાખાના પવિત્ર દેહભસ્મરાશિના દર્શનની પ્રબળ આકાંક્ષા થવાથી અને તે આકાંક્ષા તેણે શૂરપાળને દર્શાવવાથી તે અરણ્યાગારથી કેટલાક અંતરપર શૂરપાળે પોતાના સૈનિકોને વિશ્રાંતિ લેવામાટે પડાવ કરવાની આજ્ઞા સંભળાવી દીધી, અને શૂરપાળ પોતે અણહિલ્લ તથા પોતાના ચાર અંગરક્ષકોને લઇને ત્યાંથી અરણ્યાગારમાં જવાને પ્રયાણ કરી ગયો.

* * * * *

શૂરપાળ તથા અણહિલ્લ અંગરક્ષકો સહિત જે વેળાયે પોતાના અરણ્યાગાર સમક્ષ આવી લાગ્યા તે વેળાયે રાત્રિજન્ય અંધકારનો સર્વત્ર અધિકાર વ્યાપેલો હતો અને સર્વત્ર શાંતિ તથા નિસ્તબ્ધતાનું સામ્રાજ્ય વિસ્તરેલું હતું. અણહિલ્લ જે વેળાયે એ અરણ્યાગાર સમક્ષ આવી લાગ્યો તે

વેળાયે તેના હૃદયમાં નિરાશાનો ભયંકર આઘાત થતાં તે મનોગત કહેવા લાગ્યો કે: "દેવી વિશાખે, જ્યારે હું તને જીવિતાવસ્થામાં આ અરણ્યાગારમાં ત્યાગીને અહીંથી પ્રયાણ કરી ગયો હતો ત્યારે મારા અસંખ્ય આશાઓવડે ભરેલા હૃદયમાં એવી અંધુક કલ્પનાનો પણ આવિર્ભાવ ન હોતો થયો કે પુન: મારાં નેત્રોના ભાગ્યમાં તારા સજીવન દેહના દર્શનનો યોગ નથી જ લખાયલો અને મારે તારા ભસ્મીભૂત દેહના ભસ્મરાશિનો જ સાક્ષાત્કાર કરવાનો છે. હાય, આપણી અવસ્થાઓનું કેવું ભયાનક પરિવર્તન!" અણહિલ્લ આવા પ્રકારના વિચારોમાં તલ્લીન થએલો હતો એટલામાં હરપાલ એક મશાલ સળગાવી લાવ્યો, અને તે મશાલના પ્રકાશમાં જેના દેહને ભૂવડના સૈનિકનો પોશાક શોભાવી રહ્યો હતો તેવો એક સૈનિક સામેથી આવતો શૂરપાળ તથા તેના અંગરક્ષકોના જોવામાં આવ્યો. તેને જોતાંની સાથે જ શૂરપાળના અંગરક્ષકો પોતાના નાયકની આજ્ઞાની પ્રતીક્ષા ન કરતાં તેના શરીરપર બુભુક્ષિત વ્યાઘ્ર પ્રમાણે તૂટી પડ્યા. તે સૈનિકને પોતાના પ્રાણોની ભિક્ષા માગતો જોઇને શૂરપાળે પોતાના અંગરક્ષકોને કહ્યું કે: "બંધુજનો, શરણાગતનો સંહાર કરવો એ આર્યોનો ધર્મ ન હોવાથી એને જીવનદાન આપો અને છોડી દ્યો."

જેને જીવનદાન આપીને છોડી મૂકવામાં આવ્યો હતો તે સૈનિકના મુખમાંથી કૃતજ્ઞતાદર્શક ઉદ્ગારોને નીકળતા સાંભળીને શૂરપાળ તેને ગંભીર સ્વરથી પૂછવા લાગ્યો કે: "તમો કોણ છો? શત્રુપક્ષના સૈનિકો અમારા મિત્રો હોય એ સર્વથા અસંભવનીય છે."

"પરંતુ હું આપનો શત્રુ નથી. હું એક ગુર્જર છું અને ગુર્જરભૂમિના માતૃભક્ત પુરુષોનો દાસાનુદાસ છું. એક પક્ષ જેટલા સમય પૂર્વે જ આપે મારા પ્રાણની રક્ષા કરી હતી અને આજે પણ આપે જ મને જીવનદાન આપ્યું છે." તે સૈનિકે કૃતજ્ઞતાવડે ઉભરાઈ જતાં અંત:કરણથી આ વાકયો ઉચ્ચાર્યાં.

"જો તમો ગુર્જરભૂમિના હિતૈષી પુત્ર હો, તોપણ કોણ છો? તમોને ઓળખ્યા વિના અમારો તમારા વચનમાં વિશ્વાસ કેમ કરીને બંધાય એનો વિચાર તમારે જ કરવાનો છે; અત્યારનો કાળ મહાવિલક્ષણ છે." શૂરપાળે કહ્યું.

"હું ઠાકોર વીરેન્દ્રકુમારજીનો એક સેવક અથવા અનુયાયી છું. આપે અમોને મૃત્યુના મુખમાંથી બચાવી લઇને વિદાય કર્યા પછી શત્રુપક્ષના સૈનિકો અમારી પાછળ પડ્યા હતા. હું પોતે જખ્મી થયેલો હોવાથી અને મારા જીવનની મને બહુ જ થોડી આશા હોવાથી મેં મારા અન્ય સેવકોને ત્યાંથી રવાના કરી દઇને શત્રુ સૈનિકોને માર્ગમાં જ અટકાવી રાખ્યા અને તેમનામાંના ત્રણ સૈનિકોને મૃતતુલ્ય આહત કરીને હું ત્યાંથી આગળ વધવાની તૈયારીમાં હતો એટલામાં એક શત્રુની અસિના પ્રહારથી હું પણ આહત થઈ ગયો અને મૂર્ચ્છા આવતાં ત્યાં જ પડી ગયો. બે દિવસ પછી અમારા ગ્રામમાંના મારા ગૃહમાં મેં મને પોતાને રુગ્ણશય્યામાં પડેલો જોયો. યોગ્ય શુશ્રૂષા તથા ઔષધોપચારના પરિણામે મારા જખ્મ રુઝાઈ ગયા, અને આજથી બે દિવસ પૂર્વે વૈદ્યની આજ્ઞાથી મેં શય્યાનો ત્યાગ કર્યો છે. હું જ્યારે શય્યામાં

પડ્યો હતો ત્યારે પણ મને આપનું સ્મરણ થયા કરતું હતું, અને હું મારા આપ્તજનોને આપના કુશળ સમાચાર પૂછયા કરતો હતો; પરંતુ મારા હૃદયમાં નવીન આઘાત ન થાય એટલામાટે મારા આપ્તજનો તે દિવસની ઘટના પછી આપના આ આરણ્ય આગારમાં શત્રુઓના હસ્તથી થયેલા અમાનુષ અત્યાચારોની સત્ય વાર્તા સંભળાવતા ન હોતા. આજે પ્રભાતમાં આપના દર્શનથી મારાં નેત્રોને કૃતાર્થ કરી લેવાની તેમજ મારી કૃતજ્ઞતાને આપ સમક્ષ વ્યક્ત કરવાની મારી આકાંક્ષા અત્યંત પ્રબળ થતાં ઠાકોર વીરેન્દ્રકુમારના મુખથી આપના ગિરિનારાયણનિવાસની વાર્તા જાણી લઇને હું ત્યાં આવવામાટે રવાના થયો હતો અને સૂર્યાસ્ત થઈ જવા પછી આપના આ જીર્ણ નિવાસસ્થાન પાસે આવી લાગ્યો હતો. અદ્યાપિ મારા શરીરમાં સંપૂર્ણ શક્તિનો આવિર્ભાવ થયેલો ન હોવાથી મને વિશ્રાંતિની આવશ્યકતા હતી અને તેટલામાટે હું આ નિર્જન આગારમાં રોકાઈ રહ્યો હતો. આ વેળાના પ્રવાસમાં હું એકલો જ હોવાથી ભૂવડના સર્વત્ર ભટકતા સૈનિકો મને પોતાનો શત્રુ માની લઇને મારાપર અચાનક ન તૂટી પડે એટલામાટે જ મારે તેમના જેવો પોશાક ધારવો પડ્યો છે." તે ગુર્જર વીરે પોતાનો પરિચય કરાવીને પોતાના પ્રવાસના આશયને પણ શૂરપાળ સમક્ષ વ્યક્ત કરી દીધો.

"તમારું નામ શું છે વારુ?" શૂરપાળે જિજ્ઞાસા દર્શાવી.

"મારું નામ રણમલ્લ છે, અને હું એક ક્ષત્રિય છું." રણમલ્લે પોતાના નામ તથા પોતાની જાતિનો પરિચય કરાવ્યો.

"રણમલ્લજી, જો ગુર્જરભૂમિના રક્તનું તમારી શિરાઓમાં અભિસરણ થતું હોય, તો શત્રુઓના આ પોષાકને સત્વર ત્યાગી દ્યો અને જનની ગુર્જરભૂમિના ઉદ્ધારમાટે અમારા મંડળમાં જોડાઈ જાઓ." શૂરપાળે રણમલ્લને ઉપદેશ આપ્યો.

"અમારા અન્નદાતા ઠાકોર વીરેન્દ્રકુમારજી આપના મંડળમાં ભળેલા હોવાથી હું પણ આપના મંડળનો જ ગુર્જર વીર છું, એમ જ આપે માનવાનું છે. આપની કોઈ પણ આજ્ઞા મને શિરસાવંદ્ય છે." રણમલ્લે કહ્યું.

"જનની ગુર્જરભૂમિ તમારું કલ્યાણ કરો." શૂરપાળે ગંભીરતાથી આશીર્વાદ આપ્યો.

"ત્યારે હવે આપણે અરણ્યાગારમાં જઇશું?" અણહિલ્લે આગારમાં જવાની ઉત્સુકતા દર્શાવી.

"અત્યારે આ અરણ્યાગારમાં જવાની શી આવશ્યકતા છે?" રણમલ્લે જિજ્ઞાસા દર્શાવી.

"શત્રુના શસ્ત્રનું બલિદાન થયેલી એક દેવીતુલ્ય આર્યરમણીના ચિતાભસ્મરાશિના દર્શનમાટે અમારે આ અરણ્યાગારમાં પ્રવેશ કરવાનો છે." અણહિલ્લે કારણ દર્શાવ્યું.

"આ આગારમાં જ્યાં હવે સર્વત્ર ભસ્મરાશિજ વિસ્તરેલા છે ત્યાં હવે તે દેવીના દેહભસ્મનો રાશિ ભિન્ન સ્વરૂપમાં આટલા દિવસ પછી આપને ક્યાં મળવાનો હતો?" રણમલ્લે ખિન્નતાથી કહ્યું.

"એટલે? આપના કથનનો આશય શો છે?" અણહિલ્લે વિસ્ફારિત નયનોથી પૂછ્યું.

"મારા કથનનો આશય એજ છે કે આપણા અને આપણી જનની જન્મભૂમિના શત્રુઓએ આ અરણ્યાગારને અગ્નિનારાયણના મુખમાં સમર્પીને એટલામાટે ભસ્મીભૂત કરી નાખ્યો છે કે પુનઃ આપના જેવા કોઈ પ્રબળ દેશોદ્ધારક ગુર્જર વીરપુરુષો આ આગારમાં આવીને નિવાસ ન કરી શકે અને ભૂવડના રાજકર્મચારીઓને ત્રાસ ન આપી શકે. આ આગારનો અગ્રભાગ તથા પાષાણનિર્મિત ભિતિઓ જ અવશેષના રૂપમાં સુરક્ષિત રહેલાં છે અને આભ્યંતર સમસ્ત ભાગ અગ્નિનારાયણના મુખમાં પડીને ભસ્મીભૂત થઈ ગયો છે. એટલે હવે આ આગારમાં અત્યારે પ્રવેશવાના વિચારને ત્યાગી દેવો એ જ ઉત્તમ માર્ગ છે." રણમલ્લે ત્યાંની વાસ્તવિક પરિસ્થિતિનો પરિચય કરાવતાં આ પ્રમાણેના ઉદ્ગારો કાઢયા.

"હાય રે દુર્દૈવ! તેં મારી વિશાખાદેવીની ચિતાના ભસ્મરાશિનાં દર્શન પણ ન જ થવા દીધાં ને? ઓહ્, દુરાત્મા ભાનુદત્ત! આ પણ સર્વ તારી ક્રૂરતાનું જ પરિણામ હોવું જોઇએ." અણહિલ્લે આ ઉદ્ગારોથી પોતાના તીવ્રતમ દ્વેષનો પ્રકાશ કરી બતાવ્યો.

"ભાનુદત્ત ગુર્જરભૂમિરૂપ ચંદ્રનો ખગ્રાસ કરનાર રાહુ હોવાથી અત્યારે જ ચાલો અને તેનો સંહાર કરીને તે રાહુના ગ્રાસથી ગુર્જરભૂમિરૂપ ચન્દ્રને સત્વર મુક્ત કરી દ્યો!" અંગરક્ષકોએ ગર્જનાના સ્વરૂપમાં આ શબ્દો ઉચ્ચાર્યા.

ઉદય પામતા ચંદ્રના અંધુક પ્રકાશમાં શૂરપાળ તથા અણહિલ્લે સ્મૃતિશેષ થયેલા પોતાના નન્દનવન પ્રતિ પુનઃ એક વાર દૃષ્ટિપાત કર્યો અને નિઃશ્વાસો પણ નાખ્યા. પરંતુ અન્ય ક્ષણે જ તેમની ખિન્ન વૃત્તિઓનો લોપ થતાં તેમનાં હૃદયોમાં ભીષ્મ નિશ્ચયનો આવિર્ભાવ થવા લાગ્યો. અણહિલ્લનો અધર તેના દંતો તળે ચગદાતો દેખાયો. તેનાં નેત્રોમાંથી અગ્નિની શિખાઓ બહિર્ગત થવા લાગી અને તેના મુખમાંથી "ચાલો, ભગવાન્ શ્રી સોમનાથનો જય!" એ જયનાદ સ્વાભાવિક જ નીકળી ગયો.

"શ્રી સોમનાથનો જય!" શૂરપાળ તથા તેના અંગરક્ષકોએ અણહિલ્લના જયનાદનો પુનરુચ્ચાર કર્યો.

જેવી રીતે વિદ્યુત્ ક્ષિતિજના તલભાગમાંથી ઉછળીને ચમકાટ તથા કડકડાટ કરતી આકાશના મસ્તકપર આવીને ઊભી રહે છે તેવી જ રીતે શૂરપાળ, અણહિલ્લ તથા તેમના દેશભક્ત સૈનિકો તે અરણ્યાગાર પાસેથી તત્કાળ પ્રયાણ કરીને વનોડદુર્ગની ખાઈ પાસે આવી લાગ્યા, અને જે કોઈ પણ શત્રુપક્ષીય મનુષ્ય સામો આવે તેનો ઝંઝાવાતના ધર્મ અનુસાર સંહાર કરતા, ખાઇને ઓળંગતા તેમ જ દુર્ગરક્ષક પ્રહરીઓને પરલોકવાસી કરતા વનોડદુર્ગમાં ઘુસી ગયા. વનોડદુર્ગ તેમના અંતઃપ્રવેશ પછી અલ્પ સમયમાં જ 'ભગવાન્ શ્રી સોમનાથનો જય!' એ ગુર્જર વીરોના જયનાદથી નિનાદિત થવા લાગ્યો. ગુર્જર વીરોનો વેગ તથા તાપ એટલી સીમા પર્યન્ત

અનિવાર્ય હતો કે આ કોલાહલના કારણને જાણી લેવામાટે પણ કોઈ વનોડ-દુર્ગવાસી મનુષ્ય પોતાના ગૃહમાંથી બહાર નીકળવા હિંમત કરી શકતો ન હોતો. રણાવેશથી ઉન્મત્ત થયેલો અણહિલ્લ 'પ્રતિહિંસા' શબ્દને પોતાના મુખમાંથી વારંવાર ઉચ્ચારતો ભૂવડના રાજપ્રતિનિધિ ભાનુદત્તના આવાસ સમક્ષ આવીને ઊભો રહ્યો. શૂરપાળ તેની સાથે જ હતો અને ક્ષણ બે ક્ષણમાં તેમના ગુર્જર સૈનિકો પણ ત્યાં આવી લાગ્યા. ભાનુદત્તના નિવાસાલયનાં દ્વારોને ચૂર્ણવિચૂર્ણ કરીને તેઓ તે નિવાસાલયના આભ્યંતર ભાગમાં અનવરોધ ચાલ્યા ગયા. ભાનુદત્તના સૈનિકો અસ્તવ્યસ્ત તથા નિર્નાયક થઇને જ્યાં માર્ગ મળ્યો ત્યાં પ્રાણરક્ષામાટે પલાયન કરી ગયા. ભાનુદત્તનો આવાસ પણ હવે ગુર્જરવીરોની 'શ્રી સોમનાથનો જય!' એ રણગર્જનાવડે નિનાદિત થવા લાગ્યો. દુર્ગ તથા તેના આસમન્તાત્ પ્રદેશમાં એ રણગર્જનાનો ભીષણ પ્રતિધ્વનિ થતો હોવાથી ગુર્જર વીર સૈનિકોની સંખ્યા કેટલી હતી અને કેટલી નહિ, એનો શત્રુપક્ષના સૈનિકોથી વાસ્તવિક કલ્પના ન કરી શકાઈ અને તેથી ગુર્જર સૈનિકોની સંખ્યાને વિશાળ માની લઇને તેઓ ગલિતગલિત થવા લાગ્યા.

ભાનુદત્તના ભવનમાં પ્રવેશ કર્યા પછી જે શયનાગારમાં પોતાની મૃદુ શય્યામાં ભાનુદત્ત નિદ્રાસુખને અનુભવતો પડ્યો હતો તે શયનાગારના દ્વારપ્રતિ અણહિલ્લ વળ્યો. અણહિલ્લના મુખમંડળમાં આ વેળાયે પ્રતિહિંસાનો પાવક પ્રચંડ સ્વરૂપમાં પ્રજ્વલિત થયેલો દેખાતો હતો અને તેના શરીરમાં ભીમના બળ તથા અર્જુનના સવ્યસાચિત્વનો સંપૂર્ણ પરિમાણમાં આવિર્ભાવ થયેલો જોઈ શકાતો હતો. શયનાગારના રક્ષકોનાં મસ્તકોને તેમનાં ધડોથી ભિન્ન કરીને તે આગળ વધ્યો અને શયનાગારના અંદરથી મજબૂત બંધ કરેલા દ્વારને કેવળ એક જ લત્તાપ્રહારથી ધરાશાયી કરીને તે કાલભૈરવના અવતારે દીપકના ઉજ્જવલ પ્રકાશવડે પ્રકાશિત શયનાગારમાં વેગપૂર્વક પ્રવેશ કર્યો.

ચાંડાલકર્મા ભાનુદત્તના હૃદયમાં એ રુદ્રાવતારના દર્શનથી શા તથા કેવા વિચારો ઉદ્ભવ્યા હશે અને તેના ખડ્ગથી અકાળ મૃત્યુને આધીન થયેલાં કેટલાં આબાલવૃદ્ધ સ્ત્રીપુરુષો શૂરપાળ તથા અણહિલ્લને પોતાના મધ્યમાં સ્થાપીને મૂર્ત સ્વરૂપથી તેનાં નેત્રો સમક્ષ આવીને ઊભાં રહ્યાં હશે એની યથાર્થ કલ્પના કોઇથી ભાગ્યે જ કરી શકાય તેમ છે. શૂરપાળ પણ અણહિલ્લની સાથે હોવાથી, ભાનુદત્તે કેટલાંક વર્ષ પૂર્વે શૂરપાળને એક અથવા બે વાર જોયેલો હોવાથી અને જેની તેના હસ્તથી હત્યા થઈ હતી તે વિશાખાને તે શૂરપાળની પત્ની કાન્તા માનતો હોવાથી શૂરપાળને જોતાં જ ભાનુદત્તનો નિશ્ચય થઈ ગયો કે: "આ મહાવીર શૂરપાળ પોતાના હસ્તમાં ન્યાયદંડને ધારણ કરીને મારા ભીષણ તથા અક્ષમ્ય અપરાધના દંડવિધાન-માટે જ અત્યારે આ સ્થાનમાં આવી લાગ્યો છે!" અને એ નિશ્ચય થતાં જ ત્રણ ભુવન તેનાં નેત્રો સમક્ષ તરી આવ્યાં, તેના સમસ્ત શરીરમાં ભીષણ કંપનો આવિર્ભાવ થવા લાગ્યો, હવે શૂરપાળ કિંવા અણહિલ્લ પાસેથી જીવનભિક્ષા મળવાનો લેશમાત્ર પણ સંભવ ન હોવા છતાં તે નીચ તથા ભીરુ

તેમની પાસેથી પોતાના જીવનની કોઇએક ભિક્ષુક પ્રમાણે કરગરીને ભિક્ષા માગવા લાગ્યો, અને નિરાશાથી અશ્રુપાત કરતો પોતાની શય્યાને ઢાલનું સ્વરૂપ આપીને તેમાં છુપાઈ જવાની નિરર્થક ચેષ્ટા કરવા લાગ્યો.

શૂરપાળે આગળ વધીને તેની શય્યાને તેના મસ્તકપરથી ખેંચી લીધી એટલે અનાચ્છાદિત થયેલા ભાનુદત્તના વક્ષઃસ્થલપર તેની દેવી વિશાખાના રક્તથી રંગાયલી તલ્વારના અગ્રભાગને સ્થાપીને અણહિલ્લ સિંહગર્જના કરતો તિરસ્કારદર્શક તથા ઘૃણાદર્શક ભાવથી કહેવા લાગ્યો કેઃ "નીચાતિનીચ નર-પિશાચ! આ તારી તે જ તલ્વાર છે કે જે તલ્વારના પ્રહારથી અમારા આરણ્ય આગારમાં તે વીરવ્રતધારિણી અને મારી ભાવિ ગૃહલક્ષ્મી દેવી વિશાખાની હત્યા કરી નાખી હતી; જે તલ્વારે દેવી વિશાખાના વક્ષઃસ્થલમાં પ્રવેશ કર્યો હતો તે જ આ તારી પોતાની તલ્વાર આજે તારા પોતાના રક્તનું પાન કરીને જ શાંત થવાની છે. નારીઘાતક નરાધમ, તું અત્યારે જેવી રીતે પ્રાણરક્ષામાટે તડફડી રહ્યો છે તેવી જ રીતે મારી વિશાખાદેવીના હૃદયમાં પણ અકાળ મૃત્યુને સ્વીકારતાં કેવી અને કેટલી વેદના થઈ હશે એનો વિચાર કર અને મૃત્યુને સ્વીકારવામાટે મસ્તકને નીચું નમાવી દે!" એ પછી તે વિશાખાને સંબોધીને કહેવા લાગ્યો કેઃ "દેવી વિશાખે, મારી પ્રાણેશ્વરી, જો આત્મા અમર તથા સર્વવ્યાપક હોવાની વાર્તા સત્ય હોય, તો આત્મિકાના રૂપમાં તારા હત્યાકારીને અપાતા આ પ્રાણદંડના ભીષણ દૃશ્યના અવલોકનથી તારા આત્માને સંતુષ્ટ કરવામાટે તું આ સ્થાનમાં આવીને ઉપસ્થિત થઈ જા."

ઉપર્યુક્ત વાક્યના અંતિમ શબ્દને ઉચ્ચારતાંની સાથે જ અણહિલ્લે ભાનુ-દત્તને પર્યંકશય્યામાંથી નીચે ખેંચી લીધો, અને ભાનુદત્ત, તેનામાં શૂરપાળ તથા અણહિલ્લ સમક્ષ વક્ષઃસ્થળને નગ્ન કરીને ઊભા રહેવાનું સામર્થ્ય ન હોવાથી તત્કાળ ભૂમિપર બેસી ગયો. શૂરપાળે તેના મસ્તકપર ખડ્ગનો પ્રથમ પ્રહાર કર્યો અને ત્યાર પછી 'વિશાખા' નામને વારંવાર ઉચ્ચારતો અણહિલ્લ ઉન્મત્ત થઇને તેના શરીરમાં પોતાના હસ્તમાંની તેની જ તલ્વારના વારંવાર પ્રહારો કરવા લાગ્યો. ભયંકર ચીત્કારો કરતો પાપાત્મા ભાનુદત્ત પોતાના જ રક્તમાં અંતિમ સ્નાન કરીને ગતપ્રાણ થઈ ગયો, તેનો આત્મા તેના દેહને ત્યાગી ગયો. ભાનુદત્તના જીવનદીપનું નિર્વાણ થતાં તેની તલ્વારના પોતાના ગોઠણપર પછા-ડીને બે કકડા કરતો અણહિલ્લ નિઃશ્વાસ નાખીને કહેવા લાગ્યો કેઃ "મારા કાર્યની આજે સમાપ્તિ થઈ છે, અને દેવી વિશાખાના ઋણથી આજે હું અંશતઃ મુક્ત થયો છું. હવે પછી આ દેહ સાથે મારો કોઈ પણ પ્રકારનો સંબંધ ન હોવાથી લગ્નસુખથી હું શાશ્વત વંચિત થઈ ગયો છું." પોતાના હસ્તમાંના તલ્વારના તે બન્ને કકડાને દૂર ફેંકીને તે પુનઃ બોલવા લાગ્યો કેઃ "હવે આ દેહપર મારું લેશમાત્ર પણ સ્વામિત્વ નથી, અને તેથી આજથી મારા આ નશ્વર દેહને ગુર્જરભૂમિનાં ચરણોમાં જ મેં સમર્પી દીધું છે."

વિજેતા શૂરપાળ તથા શત્રુસંહારક અણહિલ્લ પોતાના વૈરની ભાનુદત્ત પાસેથી ભયંકર વસૂલાત કરીને ભાનુદત્તના નિવાસાલયમાંથી બહિર્ગત થતાં જ

તેમના અભિનંદનમાટે ત્યાં એકત્ર થયેલા વનોડદુર્ગના નાગરિકોએ તે ઉભય વીરોનો ગગનભેદક સ્વરથી જયજયકાર કરીને એવો આશીર્વાદ આપ્યો કે: "આવી જ રીતે ગુર્જરભૂમિના શત્રુઓનો તમારા હસ્તથી નિરંતર પરિપાત થતો રહે અને ગુર્જરભૂમિનો તમારા હસ્તથી પુનરુદ્ધાર થાય એ જ અમારો આશીર્વાદ છે."

"ગુર્જરભૂમિ આપણી સ્વર્ગાદપિ ગરીયસી જન્મભૂમિ હોવાથી ગુર્જરભૂમિનો પુનરુદ્ધાર એ જ અમારું એકમાત્ર કર્તવ્ય છે, ગુર્જરભૂમિના શત્રુઓનો સંહાર એ જ અમારો વ્યવસાય છે; ગુર્જરભૂમિનો મોક્ષ એ જ અમારો મોક્ષ છે અને ગુર્જરી પ્રજાનું કલ્યાણ એ જ અમારું કલ્યાણ છે." શૂરપાળે ભીષણ નાદ કરીને આ શબ્દો સદ્ગદિત અંતઃકરણથી ઉચ્ચાર્યા.

"ભગવાન્ સોમનાથને સાક્ષી રાખીને હું અત્યારે બોલું છું કે જ્યાં સુધી સ્વાધીનતાના પવિત્ર મંદિરમાં અમો ગુર્જરદેવીની પ્રાણપ્રતિષ્ઠા નહિ કરી શકીએ ત્યાં સુધી અમો સંસારના સર્વ સુખોપભોગોથી સર્વથા વિરક્ત રહીશું; 'कार्यं साधयामि वा देहं पातयामि' એ જ અમારો મહામંત્ર છે. પરંતુ અમારા આ વ્રતની સંપૂર્ણતામાટે અમોને દેશભક્ત વીર પુરુષોની અનિવાર્ય આવશ્યકતા હોવાથી હું તમોને એટલો જ પ્રશ્ન પૂછવા માગું છું કે આ વીરકંકણને પોતાના કરમાં ધારણ કરીને આ અસિધારાવ્રતને આનંદથી સ્વીકારી લેવામાટે તમારામાંના કેટલા મનુષ્યો અત્યારે તૈયાર છે?" વીર અણહિલ્લે વનોડદુર્ગના નાગરિકોને સંબોધીને દેશકાર્યમાટે તેમનું આહ્વાન કરતાં ઓજસ્વિતાથી આ શબ્દો ઉચ્ચાર્યા.

"આ દેશોદ્ધારક અસિધારાવ્રતને સ્વીકારવામાટે અમો સર્વ જનો તૈયાર છીએ; અમોને અત્યારે જ દેશસંન્યાસની દીક્ષા આપી દ્યો અને દેશોદ્ધારરૂપ યજ્ઞમાં અમોને અમારાં જીવનોની આહુતિ આપવા દ્યો. ગુજરાતના ભાવી ભૂપાલ મહારાજાધિરાજ વનરાજ મહારાજ, મહાવીર શૂરપાળ તથા વીર અણહિલ્લનો જય જયકાર હો! જનની ગુર્જરભૂમિ સત્વર સ્વાધીન થાઓ." સર્વ જનો, ગુર્જરભૂમિનાં ત્યાં એકત્ર થયેલાં સર્વ સંતાનો એકત્ર સ્વરથી બોલી ઉઠ્યા. તેમની એ દશદિશાવ્યાપિની ભીષણ તથા પ્રચંડ ગર્જનાથી નિર્ભય તથા પરાજિત શત્રુ સૈનિકોનાં હૃદયો થરથર કંપવા લાગ્યાં અને તેમનાં કર્ણો બધિર થઈ ગયાં. આવી અવસ્થામાં ત્યાંથી પલાયન કરવાનો પ્રયત્ન કરતા કેટલાક શત્રુસૈનિકો ઠોકરો ખાઇને પછડાવા લાગ્યા, કેટલાકો મૂર્છાગત થવા લાગ્યા અને કેટલાકો મૃત્યુના મુખમાં પડીને યમરાજના ગ્રાસ પણ થઈ ગયા. આવી ભયાનક પરિસ્થિતિમાં ભૂવડના સૈનિકોથી આક્રમણકારી મહાવીર શૂરપાળ, વીર અણહિલ્લ તથા ગુર્જર વીર સૈનિકોનો જો લેશમાત્ર પણ પ્રતિકાર ન કરી શકાયો હોય તો તે સર્વથા સ્વાભાવિક જ હતું.

અંતે મહાવીર શૂરપાળ તથા વીર અણહિલ્લ પોતાના સૈન્ય સહિત ઝંઝાવાત પ્રમાણે અચાનક વનોડદુર્ગમાં વૈરની વસૂલાતમાટે આવી લાગ્યા હતા તેવી જ રીતે પોતાના એક પણ સૈનિકના પ્રાણની હાનિ ન થવા દેતાં પોતાના વૈરની વસૂલાત કરીને પોતાના શત્રુઓના દેખતાં ત્યાંથી અચાનક

પ્રયાણ કરી ગયા. વનોડદુર્ગના જે નાગરિકોએ જનની જન્મભૂમિના ઉદ્ધાર-માટે અલ્પ સમય પૂર્વે જ અસિધારાવ્રતનો સ્વીકાર કર્યો હતો તે નાગરિકો પણ પોતાના પરિવારોને સાથે લઇને શૂરપાળ તથા અણહિલ્લ સાથે વનોડ-દુર્ગને ત્યાગી ગયા એ વાર્તાને નવીનતાથી વ્યક્ત કરી બતાવવાની આવશ્યક્તા હોય એવી અમારી માન્યતા નથી.

અહીં એ વાર્તાને વ્યક્ત કરવાની આવશ્યક્તા છે કે શૂરપાળનો સ્વામિ-નિષ્ઠ તથા દેશભક્ત વૃદ્ધ સેવક હરપાલ જ્યારે ભાનુદત્તનો વધ કરીને શૂરપાળ તથા અણહિલ્લ વનોડદુર્ગમાંથી વિદાય થયા તે વેળાયે શૂરપાળનો એક સંદેશ લઇને વૃદ્ધ ઠાકોર વીરેન્દ્રકુમારના ગ્રામ પ્રતિ જવાને રવાના થઈ ગયો હતો અને શૂરપાળ તથા અણહિલ્લ પોતાના અનુયાયિજનો સહિત અન્ય દિશામાં પ્રયાણ કરી ગયા હતા એટલે આપણે અત્યારે તો હરપાલ સાથે ઠાકોર વીરેન્દ્રકુમારના નિવાસાલયમાં જ સંચાર કરવાનો છે.

---

## પ્રકરણ ૮ મું
## શૂરપાળના નવીન સહાયકો

અશ્વારોહી હરપાલ મધ્યરાત્રિ પછી વનોડદુર્ગમાંથી પ્રયાણ કરીને બીજે દિવસે મધ્યાહ્ન પછી પોતાના નિર્ધારિત સ્થાનમાં નિર્વિઘ્ન આવી પહોંચ્યો. મંડળગઢના દુર્ગમાં પ્રવેશ કરીને ઠાકોર વીરેન્દ્રકુમારના પ્રાસાદના દ્વાર પર જે દ્વારપાલો ઊભા હતા તેમાંના એક દ્વારપાલદ્વારા તેણે વીરેન્દ્રકુમારને પોતાના આગમનના સમાચાર કહાવી દીધા અને ઠાકોર વીરેન્દ્રકુમારે એ સમાચાર સાંભળતાં જ હરપાલને આદરપૂર્વક પોતાની પાસે લઈ આવવાની પોતાના દ્વારપાલને આજ્ઞા આપી દીધી.

વૃદ્ધ ઠાકોર વીરેન્દ્રકુમાર પોતાના શયનાગારમાં પોતાની પર્યંકશય્યામાં પોઢેલો હતો અને તેના ઓસીકે એક બહુમૂલ્યવસ્ત્રાલંકારધારિણી રૂપ-સુન્દરી પ્રૌઢા પ્રમદા વિરાજેલી હતી. પર્યંક ઉપર પોતાના એક હસ્તને રાખીને એક અત્યંત નિકટવર્તી ઉચ્ચ આસનપર એક સ્વરૂપસુન્દર નવયુવક વિરાજેલો જોવામાં આવતો હતો અને વીરેન્દ્રકુમારનાં ચરણો પાસે એક સામાન્યવસનપરિધાના તથા અલંકારરહિતા અલૌકિક રૂપવતી નવયુવતી કાંઇક વિચારમગ્ન અવસ્થામાં વિરાજેલી દૃષ્ટિગોચર થતી હતી. શયનાગારમાં હરપાલનું આગમન થતાં જ તે તરુણી જાણે સ્થિર, પ્રશાંત તથા પવિત્ર દૃષ્ટિથી પોતાને નિહાળી રહી હોયની ! એવો હરપાલને ભાસ થયો. હરપાલને તે તરુણીનાં નેત્રો સ્વર્ગવાસિની નવયુવતી વિશાખાનાં નયનો પ્રમાણે જ ગોલ, ચંચલ, તેજસ્વી તથા વિશાલ દેખાયાં; માત્ર વિશાખાની દૃષ્ટિમાં જે લોકો-ત્તર કોમલતા તથા મૃદુતાનો નિવાસ હતો તેવી કોમલતા તથા મૃદુતાનો નિવાસ તેને આ તરુણીનાં લોચનોમાં ન દેખાયો. કદાચિત્ અપરિચિતતાના કારણથી કિંવા સ્વર્ગવાસિની વિશાખાને જ લોકોત્તરા લાવણ્યમયી લલના તરીકે તેણે માની લીધેલી હોવાથી પણ તેને જે આવો ભાસ થયો હોય,

તો તે પણ સંભવનીય હતું; પરંતુ વિશાખાનાં નયનો પ્રમાણે આ નવયુવતીનાં નયનોમાં પણ પવિત્રતા, શુચિતા, સરલતા તથા ઉત્કટ મનોવૃત્તિનો સ્પષ્ટ પ્રતિબિંબ પડેલો હતો. આ તરુણીના દેહની દીર્ઘતા તેની કૃતકતનયવર્ધિતા વિશાખાના દેહની દીર્ઘતા જેટલી જ હતી, છતાં તેમનામાં જે એક પ્રધાન ભેદ જોવામાં આવતો હતો તે એ કે આ તરુણીની દેહયષ્ટિ કિંચિત્ કૃશ હતી અને વૈકુંઠવાસિની વિશાખાની દેહયષ્ટિ કાંઇક પુષ્ટ હોવા સાથે અધિક લલિતા હતી. આ તરુણીના વર્ણનું વિશાખાના વર્ણ સાથે સંપૂર્ણ સામ્ય દેખાતું હતું. સારાંશ કે, સ્વર્ગવાસિની વિશાખા તથા આ વિદ્યમાના તરુણીનાં શરીરોની રચના સમાન મનોમોહક, સમાન અવ્યાજમનોહર તથા સમાન અકૃત્રિમ સુન્દર હતી એમાં તો કોઈ પણ પ્રકારનો સંશય હતો જ નહિ.

એક જ વારના દૃષ્ટિપાતના યોગે હરપાલના મનમાં આ તુલનાત્મક વિચારો આવી ગયા. તેણે શયનાગારમાં પ્રવેશ કરીને મંદ ગતિથી પર્યંકશય્યા પાસે આવવામાટે પાંચ સાત ડગલાં ભર્યાં એટલામાં તો ઠાકોર વીરેન્દ્રકુમાર પોતાની પર્યંકશય્યામાં ઉઠીને બેઠો થઈ ગયો, તેના શિરોભાગમાં વિરાજેલી પ્રૌઢા પ્રમદા તથા તેનાં ચરણો પાસે વિરાજેલી એ નવયુવતી પણ પર્યંકપરથી ઊતરીને નીચે ઊભી રહી અને ઉચ્ચ આસનપર બેઠેલો યુવક પોતાના આસનપરથી ઉભો થઇને હરપાલના સત્કારમાટે ચાર ડગલાં તેની સામો ચાલી આવ્યો.

ઠાકોર વીરેન્દ્રકુમારે એક આસનપર હરપાલને આદર પૂર્વક બેસાડ્યા પછી શૂરપાળના કુશળ સમાચાર પૂછ્યા. હરપાલે શૂરપાળ તથા અણહિલ્લ કુશળ હોવાનું જણાવતાં તેના મનમાં આનંદ થયો અને તેણે જિજ્ઞાસા દર્શાવી કે: "દેશભક્ત તથા સ્વામિનિષ્ઠ હરપાલજી, નિષ્કામ કર્મવીર શૂરપાળ તથા તેમના દક્ષિણ બાહુ દેશભક્ત અણહિલ્લ મારી આ પર્ણકુટીમાં પધારીને પોતાની ચરણધૂલિકાથી અમારા મંડળગઢની ભૂમિને પવિત્ર કરશે ખરા? તેઓ અહીં ક્યારે પધારશે?"

"પૂજ્ય ઠાકોર, મહાવીર શૂરપાળ તથા વીર અણહિલ્લજીએ પરાધીન ગુજરાતના ઉદ્ધારમાટે ભીષણ અસિધારાવ્રતનો સ્વીકાર કરેલો હોવાથી તેમનું આ મંડળગઢમાં અલ્પ સમયમાં જ આગમન થાય એ સર્વથા અસંભવનીય છે." આ ઉત્તર આપીને હરપાલે પરિશિષ્ટના સ્વરૂપમાં કહ્યું કે: "પરંતુ, મહાનુભાવ, મહારથી શૂરપાળ તથા રથી અણહિલ્લે ભૂવડના નિર્દય રાજપ્રતિનિધિ ભાનુદત્ત પાસેથી દેવી વિશાખાની હત્યાના વૈરની ભયંકર વસૂલાત કરી લીધી છે; ગઈ કાલે મધ્યરાત્રિ પૂર્વેજ તેમણે તે નીચાતિનીચ નરપિશાચને નરકાલયનો નિવાસી કરી દીધો છે."

"આ તમો શું બોલો છો? શું આ વાત સત્ય છે?" વીરેન્દ્રકુમારે આશ્ચર્ય તથા આતુરતાદર્શક ભાવથી પોતાનાં નેત્રોને વિસ્ફારિત કરીને આ ઉદ્ગારો કાઢ્યા.

વીરેન્દ્રકુમારના આ પ્રશ્નના ઉત્તરમાં હરપાલે અતિશય શાંત તથા ગંભીર ભાવથી શૂરપાળ તથા અણહિલ્લના પરાક્રમ, અશ્વાગારના સ્વાહાકાર તથા

ભાનુદત્તના વધનો સમસ્ત વૃત્તાંત રસભરિત ભાષામાં કહી સંભળાવીને જણાવ્યું કે: "પ્રતાપી ઠાકોર, ભાનુદત્તનો વધ કરીને ત્યાં જ મહાવીર શૂરપાળ તથા વીર અણહિલ્લે ગુર્જરભૂમિને તેની ગત સ્વાધીનતા પાછી મેળવી આપવાની પ્રતિજ્ઞાના દર્શક વીરકંકણને પોતાના કરોમાં ધારણ કરી લીધાં છે અને સમસ્ત ગુર્જરવીરોને તેમણે એ અસિધારાવ્રતને સત્વર સ્વીકારી લેવાની પ્રાર્થના કરેલી છે."

"જો એમ જ હોય, તો પોતાના એ વીરવ્રતની પૂર્તિમાટે મહાવીર શૂરપાળ તથા વીર અણહિલ્લ આ દુર્ગમાં કેમ ન આવ્યા? મંડળગઢનો દુર્ગ અત્યંત દૃઢ તથા અજેય હોવાથી ભૂવડની સેનાથી બાર અને બાર ચોવીસ વર્ષ પર્યંત લઢવા છતાં પણ આ દુર્ગને હસ્તગત કરી શકાય તેમ નથી. મારી મૈત્રી તથા સહકારિતામાટે શૂરપાળજીના મનમાં કોઈ પણ પ્રકારની શંકાનો ઉદ્ભવ તો નથી થયો?" ઠાકોર વીરેન્દ્રકુમારે જિજ્ઞાસા દર્શાવી.

"તે વીરહૃદયના મનમાં આપની મૈત્રીના સંબંધમાં કોઇ પણ પ્રકારની શંકાનો ઉદ્ભવ થયાથી તેઓ અહીં આવ્યા નથી એમ નથી; કિન્તુ તેઓ અહીં નથી આવ્યા તેનું કારણ એ છે કે જ્યાં સુધી ગુર્જરભૂમિ પરાધીનતાના બંધનમાં જકડાયલી રહે અને ગુર્જરી પ્રજા પરકીય રાજસત્તાના અત્યાચારથી મુક્ત ન થાય ત્યાંસૂધી સર્વ ઐહિક વિલાસ વૈભવોના ઉપભોગનો તેમણે સંપૂર્ણ સંન્યાસ કરેલો છે. મહાવીર શૂરપાળજીએ મને આપ સમક્ષ જે સંદેશ પહોંચાડવાની આજ્ઞા આપેલી છે તે સંદેશ આ છે;" આવી રીતે વીરેન્દ્રકુમારના સંશયનું નિવારણ કરીને હરપાલ તેને શૂરપાલનો સંદેશ સંભળાવતો ગંભીરતાથી કહેવા લાગ્યો કે: "ગુર્જર ભૂમિને અન્તશત્રુ કરીને તેનાં પરાધીનતાજન્ય બંધનોને તોડી નાખવાં એ જ મારું હવે પછીનું એકમાત્ર જીવનકર્તવ્ય છે. તમો ઠાકોર વીરેન્દ્રકુમાર પાસે જાઓ અને મારા આ કુંતલગુચ્છને તેમના હસ્તમાં સમર્પીને કહો કે: 'આ કેશગુચ્છના આદર્શમાં ગુર્જરભૂમિની ભાવી વિપત્તિઓના સ્પષ્ટ પ્રતિબિંબનું અવલોકન કરતા રહો, ઉઠો, જાગો, અને અન્ય નિદ્રાધીન ગુર્જર સંતાનોને પણ જાગ્રત કરી દ્યો. જનની જન્મભૂમિના ભક્તોની ભુજાઓમાં જ ઈશ્વરી સામર્થ્યનો શાશ્વત નિવાસ હોય છે, આ તત્ત્વનું કદાપિ વિસ્મરણ ન થવા દ્યો અને આ ક્ષણે જ જનની જન્મભૂમિના ઉદ્ધારમાટે ઉત્સાહપૂર્ણ તથા આશાન્વિત હૃદયથી કટિબદ્ધ થઇ જાઓ.' મહાવીર શૂરપાળજીનો દિવ્ય સંદેશ આ છે." આ અંતિમ શબ્દોના ઉચ્ચાર સાથે હરપાલે શૂરપાળના કેશગુચ્છને વીરેન્દ્રકુમારના હસ્તમાં સમર્પી દીધો.

હરપાલના મુખથી મહાવીર શૂરપાળના એ સંદેશને સાંભળતાં ત્યાં ઊભેલી તરુણીની વૃત્તિઓ અત્યંત કોમલ તથા મૃદુ થઈ જવાથી તેનાં નેત્રો અશ્રુઓને વર્ષાવવાની અણીપર આવી લાગ્યાં હતાં; પરંતુ પોતાની મનોવૃત્તિઓની એ મૃદુતાને તત્કાળ પ્રકાશમાં આવવા દેવાનો તેનો મનોભાવ ન હોવાથી તે વાતાયન પાસે ચાલી ગઈ અને પોતાના મુખને વાતાયનના બાહ્ય ભાગમાં રાખીને અશ્રુઓને લૂછતી દીર્ઘ નિઃશ્વાસો નાખવા લાગી.

"પૂજ્ય કાકા, મહાવીર શૂરપાળજીનો આ સંદેશ મને તો આપણી જન્મભૂમિ ગુર્જરભૂમિના સંબંધમાં કોઈ એક દિવ્ય ભવિષ્યવાણી જેવો જ જણાય

છે, અને આ સંદેશના શ્રવણથી મારી મનોદેવતા મને દઢતાપૂર્વક કહી રહી છે કે આપણી વિદેશી શત્રુના પાદ નીચે ચગદાતી પરાધીન ગુજરાતને તેની ગતસ્વાધીનતાની પુનઃ પ્રાપ્તિ અવશ્ય થશે અને ગુજરાતના શત્રુઓનો અવશ્ય સર્વનાશ થઈ જશે." ત્યાં વિરાજેલા નવયુવકે પોતાના કાકા ઠાકોર વીરેન્દ્રકુમારને અનુલક્ષીને આ ઉદ્‌ગારો કાઢ્યા.

શૂરપાળના કેશપુંજને અનિમેષ નેત્રોથી જોતો ઠાકોર વીરેન્દ્રકુમાર ગંભીર ભાવથી કહેવા લાગ્યો કેઃ "કર્મયોગિન્ શૂરપાળ, જનની જન્મભૂમિના ભક્તોની ભુજાઓમાં જ ઈશ્વરી સામર્થ્યનો શાશ્વત નિવાસ હોય છે, એ તમારું કથન અક્ષરશઃ સત્ય છે. જ્યાં સુધી મારા આ હસ્તમાં ખડ્‌ગને ધારણ કરવાની શક્તિ અવશિષ્ટ છે, અને જ્યાં સુધી માત્ર એક જ અનુયાયી મારી સાથે જ્યાં લઈ જાઉં ત્યાં આવવામાટે કટિબદ્ધ છે ત્યાં સુધી તો હું આ દેશસેવાના કાર્યમાં લેશમાત્ર પણ મંદતા નથી જ દર્શાવવાનો. દેશના કલ્યાણમાટે તમોએ જે અસિધારાવ્રતનો સ્વીકાર કરેલો છે તે જ અસિધારાવ્રતનો આ ક્ષણથી મેં પણ સ્વીકાર કરી લીધો છે."

"નાથ, આપ આ શું કરી રહ્યા છો? હજી તો આપના જખ્મોમાંથી રક્તનું વહન થયા કરે છે ત્યાં આવી અવસ્થામાં જાણીજોઇને પ્રજ્વલિત પાવકની જ્વાળામાં કૂદી પડવાની આપની આ ચેષ્ટા મને તો, બાઈ, યોગ્ય નથી ભાસતી." અત્યાર સુધી મૌનનું અવલંબન કરીને ઊભી રહેલી પ્રૌઢા પ્રમદાએ પોતાના દીર્ઘ મૌનનો ભંગ કરીને આ ઉદ્‌ગારોથી વીરેન્દ્રકુમારની ઇચ્છાના પ્રતિકારનો સૌમ્ય પ્રયત્ન કર્યો.

"જ્યાં સુધી મારા જખ્મો રૂઝાઈ નહિ જાય અને મારા શરીરમાં સંપૂર્ણ આરોગ્યનો આવિર્ભાવ નહિ થાય, ત્યાં સુધી તો મારા હસ્તમાં મારાથી શસ્ત્રને ધારણ કરી શકાય તેમ છે જ નહિ એટલે અત્યારે જ તમારે મારા સંબંધમાં આટલી સીમા પર્યન્ત ચિન્તાતુર થવાનું કાંઈ પણ કારણ નથી." વીરેન્દ્રકુમાર આ શબ્દોથી પોતાની પત્નીના મનનું સમાધાન કરીને પોતાના વાણીવ્યાપારને આગળ લંબાવતો કહેવા લાગ્યો કેઃ "પરંતુ જ્યાં સુધી મારાથી શસ્ત્રને હસ્તમાં ધારણ ન કરી શકાય ત્યાં સુધી મારા પ્રાણદાતા શૂરપાળ તથા તેમના પ્રધાન સહાયક અણહિલ્લસિંહના રક્ષણ તથા દેશોદ્ધાર વિષયક ઉદ્યોગની સફળતામાટે મારાથી એકત્ર કરી શકાય તેટલા દેશભક્ત સૈનિકોને એકત્ર કરીને તો મારે તેમની પાસે મોકલવા જ જોઇએ. આ કેશગુચ્છનું, આ મારી ધ્વજાનું રાષ્ટ્રીય ધ્વજાના રૂપમાં રૂપાન્તર થઈ જશે એટલે પછી કોઈ પણ ગુર્જરવીર એ રાષ્ટ્રીય ધ્વજાની છાયાથી દૂર નથી જ થવાનો એવો મારો દઢ નિશ્ચય તથા દઢ વિશ્વાસ છે." પોતાના આ વિચારોને વ્યક્ત કરીને વીરેન્દ્રકુમારે વાતાયનમાં પોતાના મુખને બહિર્ગત કરીને ઊભેલી તે તરુણીને સંબોધીને કહ્યું કેઃ "બેટા પદ્માવતી, અહીં આવ અને આપણી ધ્વજામાં આ કેશગુચ્છવડે 'युद्धस्व जेतासि रणे सपत्नान्' એ પ્રેરણાત્મક શબ્દોને ભરી લે."

પદ્માવતીનું શરીર અત્યારે રોમાંચિત થઈ ગયું; કારણ કે, હરપાલના આગમનથી પૂર્વે જ પોતાના પિતાના મુખથી શૂરપાળના સર્વથા નિઃસ્વાર્થ

તથા નિષ્કામ પરોપકાર તેમ જ દેવી વિશાખાના હૃદયદ્રાવક મૃત્યુની કથા તેના સાંભળવામાં આવી ગઈ હતી. પોતાના પૂજ્ય પિતાના પ્રાણની રક્ષામાટે જેને કોઈ પણ પ્રકારના કારણ વિના આટલી સીમા પર્યન્ત ભીષણ હાનિઓ સહન કરવી પડી હતી તે વીર પુરુષ શૂરપાળમાટે તેના અંતઃકરણમાં જેનો શબ્દોવડે કદાપિ યથાર્થ માપ કરી શકાય તેમ ન હોતું તેવી અલૌકિક કૃતજ્ઞતાબુદ્ધિ વસેલી હોવાથી અને તેમાં હરપાલનાં વર્ણન અને પોતાના પિતાના શૂરપાળ વિષયક પૂજ્યભાવ તથા આદરદર્શક ઉદ્ગારોનું સંમેલન થવાથી તેનું સમસ્ત શરીર રોમાંચિત થઈ જાય એ સર્વથા સ્વાભાવિક જ હતું. પિતાની આજ્ઞાને મસ્તકે ચઢાવીને પદ્માવતીએ તે કેશપુંજનો તત્કાળ સ્વીકાર કરી લીધો અને પોતાના કરસંપુટમાં વિરાજેલા તે કેશપુંજને જોતાં જ તે નવયૌવના લલનાના હૃદયમાં ગર્જી રહેલા કૃતજ્ઞતારૂપ સાગરમાં આનંદરૂપિણી લહરીઓ બળપૂર્વક ઊછળવા લાગી. તે કેશગુચ્છને કૃતજ્ઞતાદર્શક અશ્રુના સિંચનથી આર્દ્ર કરતી તે નવયુવતી ત્યાંથી પોતાના ખંડમાં જવામાટે જે વેળાયે ચાલતી થઈ તે વેળાયે ત્યાં જે તરુણ વીર વિદ્યમાન હતો તેના મુખમાંથી નિમ્ન ઉદ્ગારો નીકળતા તેના સાંભળવામાં આવ્યા:—

"પૂજ્ય કાકા, મારામાં જો આપનો લેશમાત્ર પણ પ્રેમ હોય, અને મારા હસ્તથી પણ એવાં કાર્યો થવાં જોઇએ કે જેમના યોગે આપણા વંશની કીર્તિ ચિરંજીવિની થવાનો સંભવ હોય, એવી આપની ઇચ્છા હોય, તો આપણી એ રાષ્ટ્રીય ચિહ્નાંકિત ધ્વજાને લઇને મને મહાવીર શૂરપાળ પાસે જવા દો. કાકા, મારી આ પ્રાર્થનાને આપ માન્ય કરશો ખરા ને? મારી આ ઇચ્છાને પૂર્ણ કરવામાં આપ અનુદારતા તો નહિ દર્શાવો ?"

"મારા કુળદીપક, તારી અન્ય કોઈ પણ ઇચ્છા કરતાં તારી આ ઇચ્છાને અત્યંત આનન્દ, અત્યંત ઉત્સાહ તથા શતશઃ મંગલાશીર્વાદ સહિત પૂર્ણ કરવાની મારાથી પૂર્ણ ઉદારતા દર્શાવી શકાશે; કારણ કે, મારો ભત્રીજો ગુર્જરભૂમિનો ઉદ્ધારક થાય એના કરતા મારા માટે અધિક આનન્દદાયક વિષય અન્ય કયો હોઈ શકે વારૂ ? આવતી કાલે પ્રભાતમાં જ હું આપણા મંડળગઢના તથા મારા પોતાના ચરણસંચારી સૈનિકોને એકત્ર કરીશ અને તને આપણા એ સૈન્યના સેનાધ્યક્ષ તરીકે સ્થાપીને અહીંથી વિદાય કરી દઇશ. તું આપણા એ સૈન્ય સહિત મહાવીર શૂરપાળ તથા વીર અણહિલને જઈ મળજે અને તેમના આધિપત્યમાં રહીને ગુર્જરભૂમિના નષ્ટ સ્વાતંત્ર્યવૈભવને ભૂવડ પાસેથી છીનવી લેવાના કાર્યમાં તેમને યથાશક્ય સહાયતા આપતો રહેજે." ઠાકોર વીરેન્દ્રકુમારે હર્ષપૂર્વક ભત્રીજાની ભદ્રકામનાને પૂર્ણ કરવાનું અભિવચન આપતા આ ઉદ્ગારો કાઢ્યા.

પોતાના કાકાના મુખમાંથી નીકળેલા આ વીરશ્રીવિભૂષિત તથા પ્રોત્સાહક ઉત્તરને સાંભળતાં જ તે વીરયુવક અજયસિંહના આનન્દનો તો જાણે અવધિ જ થઈ ગયો; માત્ર એટલું જ નહિ, પણ પોતાના ખંડમાંથી પુનઃ વીરેન્દ્રકુમારના શયનાગારમાં આવતી પદ્માવતીના હૃદયમાં પણ એ ઉત્તરના

શ્રવણથી અવર્ણનીય આનન્દનો આવિર્ભાવ થવા લાગ્યો. અજયની આ ઇચ્છાના સ્વીકારથી જાણે પોતાને એક પ્રકારનું અલૌકિક માન મળ્યું હોય એવો અજય તથા પદ્માવતી ઉભયને એક સમયાવચ્છેદે ભાસ થવા લાગ્યો. વીરેન્દ્રકુમારના આ નિર્ણયના યોગે પદ્માવતીના મનમાં "મને સોંપવામાં આવેલું કાર્ય નિયત સમયમાં સમાપ્ત થઈ જાય અને તે રાષ્ટ્રીય ધ્વજ કિંવા ગુર્જરભૂમિની વિજયવૈજયંતી મારાથી મારા બંધુના હસ્તમાં સત્વર સમર્પી શકાય તો સારું," આવા ભાવનો ઉદય થવાથી પદ્માવતી પોતાના સ્વીકૃત કાર્યની સત્વર સમાપ્તિ કરી નાખવાના આશયથી ત્યાંથી પુનઃ પોતાના ખંડમાં જવામાટે પ્રયાણ કરી ગઈ.

અજય તથા પદ્માવતી, બંધુ તથા ભગિનીના વિચારો જ્યારે આવા પ્રકારના હતા ત્યારે વીરેન્દ્રકુમારની દ્વિતીય વારની પત્ની, અજયની કાકી અને પદ્માવતીની સાપત્ન માતા માનભદ્રાના વિચારો તેમના એ વિચારોથી સર્વથા વિપરીત તથા આત્મઘાતક હતા એટલે તેના હૃદયમાં પોતાના પતિના આ ઉદ્ગારોના શ્રવણથી ભયજન્ય ભયાનક કંપ થવા લાગ્યો; પરંતુ તેનાથી હરપાલ તથા અજયસિંહની ઉપસ્થિતિમાં પોતાના એ ભયનો પ્રકાશ કરી શકાય તેમ ન હોવાથી અજયસિંહને હરપાલના આતિથ્ય તથા નિવાસ આદિની વ્યવસ્થા કરી આપવાના નિમિત્તથી ત્યાંથી દૂર કરીને તેમ જ હરપાલને પણ તેની સાથે વિદાય કરી દઇને તે પોતાના શય્યાગત પતિને સંબોધીને ગંભીરતાથી કહેવા લાગી કેઃ—

"નાથ, આપ ઉન્મત્ત થઈ ગયા છો અને સર્વથા વિઘાતક માર્ગમાં પદાર્પણ કરી રહ્યા છો એ અપ્રિય સત્યનો આપ સમક્ષ પ્રકાશ કરતાં મારા હૃદયમાં અતિશય ખેદ થાય છે. આપણી આ ગુર્જરભૂમિમાં કલ્યાણાધીશ સમ્રાટ્ ભૂવડ સોલંકીની સામ્રાજ્યસત્તાનાં મૂળ એટલાં તો ઊંડાં ઊતરી ગયાં છે અને દૃઢ થઈ ગયાં છે કે હવે તેના સામ્રાજ્યસત્તારૂપ વૃક્ષનું કોઇથી પણ ઉન્મૂલન કરી શકાય તેમ નથી. પ્રત્યેક ગ્રામ, પ્રત્યેક નગર તથા પ્રત્યેક દુર્ગમાં સમ્રાટ્ ભૂવડની સેના યુદ્ધમાટે અષ્ટૌપ્રહર કટિબદ્ધ થઇને બેઠેલી જ જોવામાં આવ્યા કરે છે, એ આપ પોતે પણ નથી જાણતા કે શું? આપણા ગુર્જરરાષ્ટ્રના રાજ્યતંત્રમાં સર્વ ઉચ્ચ કોટિના તથા ઉત્તરદાતૃત્વયુક્ત અધિકારો દાક્ષિણાત્ય લોકોના હસ્તમાં જ સમર્પવામાં આવ્યા છે એટલે ગુર્જરરાષ્ટ્રના રાજ્યતંત્રમાં કોઈ એક અપવાદરૂપ ગુજરાતીને પણ કાંઈ બોલવાનો અધિકાર નથી અને ગુજરાતીઓ દાક્ષિણાત્યો સમક્ષ કશી ગણનામાં જ નથી. આવી પરિસ્થિતિમાં આપણાથી ભૂવડની રાજસત્તાનું ઉન્મૂલન કેવી રીતે કરી શકાશે એનો આપ પોતે જ શાંત ચિત્તથી વિચાર કરો અને ત્યાર પછી જ જે કાંઈ પણ આવું પગલું ભરવાનું હોય તે ભરો."

"અત્યારની આપણી પરિસ્થિતિ આવા પ્રકારની હોવાથી આપણે આપણા શત્રુઓનાં ચરણો તળે ચગદાતાંજ રહેવું અને આપણી આ પ્રતિકૂલ પરિસ્થિતિને સુધારવાનો કાંઈ પ્રયત્ન જ ન કરવો કે શું?" ઠાકોર વીરેન્દ્રકુમાર

પોતાની પત્નીના વાદનો પ્રચંડ પ્રતિવાદ કરતો કહેવા લાગ્યો: "કૈલાસવાસી ગુર્જરેશ્વર જયશિખરી દેવ તથા મહાવીર શૂરપાળ જેવા મહાપુરુષોને મેં તથા મારા જેવા અન્ય સ્વાર્થપરાયણ માંડલિકો તથા સામંતો આદિએ કેવળ સ્વાર્થમાં જ દૃષ્ટિ રાખીને યથાસમય યોગ્ય સહાયતા ન આપવાથી જ અત્યારે આપણે આવા ભયંકર અપમાનને સાંખી રહ્યાં છીએ અને આવી દુર્દશાને ભોગવી રહ્યાં છીએ. અમો સ્વાર્થપરાયણ માંડલિકો તથા સામંતો જો અમારા સ્વાર્થને તિલાંજલિ અર્પીને તે વેળાયે ગુર્જરેશ્વર જયશિખરી દેવ સાથે શત્રુઓ સમક્ષ અમારી તલ્વારોને તાણીને ઉઘાડી છાતીએ ઊભા રહ્યા હોત, તો આજે આપણી જન્મભૂમિ ગુજરાત માતા કદાપિ પરાધીન થાત નહિ. વૈયક્તિક સ્વાર્થની સિદ્ધિ તથા તુચ્છ જીવનની રક્ષામાટે જો અમો તે વેળાએ ભીરુ ન થયા હોત, તો વનોડદુર્ગના માર્ગમાં ભયાનક અપમાનને સહન કરવાનો મહાદુ:ખદ પ્રસંગ મને કદાપિ પ્રાપ્ત ન થાત અને મારા પ્રાણોની રક્ષા કરવામાટે મહાવીર શૂરપાળને વનવાસી થવાનો, તેમનાં પત્ની કાન્તાદેવીને સ્થલાન્તર કરવાનો, દેવી વિશાખાને અકાળ મૃત્યુના મુખમાં પડવાનો અને શૂરપાળજીના અરણ્યાગારને શત્રુઓના હસ્તથી ભસ્મીભૂત થવાનો અવસર પણ પ્રાપ્ત થાત કે કેમ, એનો તું પણ વિચાર કરી જો, અને ત્યાર પછી મને જે ઉપદેશ આપવાનો હોય તે આપ."

"પ્રાણેશ, આપનું કથન અક્ષરશ: સત્ય હોવા છતાં પણ જે કાંઈ થઈ ગયું છે તે 'ન થયું' થાય તેમ નથી. ગુજરાતરૂપ શફરી—માછલી પરાધીનતારૂપ ગળમાં મજબૂત જકડાઈ ગયેલી હોવાથી હવે તેને એ ગળના બંધનથી મુક્ત કરવાનું સાહસ કરવું અને શૂરપાળ તથા અણહિલ્લને તેમના રાજદ્રોહમાં સહાયતા આપવામાટે દોડી જવું એ કાર્ય પોતાના હાથે જ પોતાના પગમાં કુહાડો મારવા જેવું છે એમ કોઈ પણ કહી શકે તેમ છે. ડૂબતા મનુષ્યનો દેહ જેમ ક્ષણે ક્ષણે પાણીમાં ઊંડો અને ઊંડો જ ઊતરતો જાય છે તેવી જ આપના આ દેશોદ્ધાર વિષયક પ્રયત્નથી આપણી દશા થવાની છે. ગુજરાતને ભૂવડ સોલંકીની રાજસત્તાવડે દબાયલી રાખવાની જો પરમેશ્વરની પોતાની જ ઇચ્છા હશે, તો પછી આપણા આ પ્રયત્નોનો શો ઉપયોગ થવાનો હતો વારુ?" માનભદ્રાએ પોતાના પતિના પ્રતિવાદનો આવી રીતે પ્રતિવાદ કરીને મંજુલ સ્વરથી પૂછ્યું કે: "નાથ, અત્યારે આપણી ગુર્જરભૂમિમાં સુરાજ્ય નથી કે શું? ગુર્જરી પ્રજા શાંતિનો ઉપભોગ કરી રહી છે ખરી કે નહિ?"

"માનભદ્રે, પરકીય સુરાજ્ય કરતાં અરાજકતાયુક્ત તથા અશાંતિમંડિત સ્વરાજ્ય ઉત્તમતર હોય છે, એ તત્ત્વને તું જાણે છે ખરી કે નહિ?" ઠાકોર વીરેન્દ્રકુમાર તિરસ્કારવ્યંજક સ્વરથી કહેવા લાગ્યો: "શત્રુઓના હસ્તથી આપણા દેશમાં શસ્ત્રાસ્ત્રબળના યોગે સ્થપાયલી આ રક્તવાહિની શાંતતા કરતાં યુદ્ધજન્ય અશાંતિમાં જ આપણા દેશનું તથા આપણી ગુર્જરી પ્રજાનું અધિક કલ્યાણ છે; કારણ કે, એ યુદ્ધજન્ય અશાંતિના યોગે કોઈ પણ પ્રજાના રાષ્ટ્રીય ગુણોનો હ્રાસ નથી થતો અને આપણા રાષ્ટ્રીય ગુણો સુરક્ષિત રહે એ કાંઈ જેવો તેવો

લાભ તો ન જ કહી શકાય. પ્રાણેશ્વરી, મારા શરીરમાંના આ જખ્મોનું સંપૂર્ણ નિરીક્ષણ કરી લે અને એ જખ્મોમાંથી થતા રક્તસ્રાવને પણ જોઈ લે. મને સમ્રાટ્ ભૂવડ તથા તેના રાજકર્મચારીઓની દયા તથા નીતિ આદિનો બહુ જ ઉત્તમ અનુભવ મળી ચૂકયો છે, એટલે હવે મારે મારાં નિદ્રાધીન નેત્રોને ઉઘાડવાં જ જોઇએ અને માતૃભૂમિના ઉદ્ધારમાટે રણમાં ઝૂઝતાં જો મૃત્યુ આવે, તો તે મૃત્યુને આનન્દપૂર્વક સ્વીકારવું જો જોઇએ."

માનભદ્રા અશ્રુપાત કરતી ડૂસ્કાં ભરીભરીને કહેવા લાગી કે: "નાથ, મારા પ્રેમનું આજ પારિતોષિક? આપ મને ત્યાગીને મૃત્યુને સ્વીકારવામાટે રણભૂમિમાં ચાલ્યા જશો? રાજદ્રોહી શૂરપાળ તથા અણહિલ્લના સહાયક થવાથી આપ પણ રાજદ્રોહી ગણાશો અને આપણી સ્થાવર તથા જંગમ સમસ્ત સંપત્તિને સમ્રાટ્ જપ્ત કરી લેશે એ નિશ્ચિત હોવાથી મારાં સંતાનોની શી દશા થશે, એનો પણ આપે કાંઈ વિચાર કર્યો છે ખરો? આપને પોતાની સંપત્તિનો ગમે તેવી રીતે સદુપયોગ કિંવા દુરુપયોગ કરવાનો સંપૂર્ણ અધિકાર હોવાથી આપ પોતે ગમે તેમ વર્તો, પરંતુ આપણા નિર્દોષ ભત્રીજા અજયને પણ આપ શૂરપાળ તથા અણહિલ્લ જેવા ઉન્મત્ત તથા મૂર્ખ મનુષ્યોના હસ્તમાં સમર્પી દઇને તેના અવતારને બગાડી નાખવાની વ્યવસ્થા કરી રહ્યા છો એ તો મારાથી નથી જ જોઈ શકાતું."

"માનભદ્રે, હવે તારી અભદ્ર જિહ્વાને બોલતી બંધ કરી દે." ઠાકોર વીરેન્દ્રકુમાર પોતાની વિરક્તતાને દર્શાવતો સંતાપદર્શક ભાવથી કહેવા લાગ્યો: "તું અત્યારે આ શું બોલી રહી છે, એનું તને કાંઈ પણ ભાન છે જ નહિ. ક્ષણમાત્રમાં જ તારા સમસ્ત રંગનું આટલી સીમા પર્યન્ત પરિવર્તન થઈ ગયું? મારા સમક્ષ તું દેવપ્રતિમ શૂરપાળજીને ઉન્મત્ત તથા મૂર્ખ આદિ હીન વિશેષણો લગાડી રહી છે એ તારી કેટલી અને કેવી ધૃષ્ટતા તથા નિર્લજ્જતા! મહાવીર શૂરપાળજીએ તારા સૌભાગ્યને અખંડ રાખ્યું અને તને વિધવા થવા ન દીધી એટલામાટે જ તું તેમને ઉન્મત્ત તથા મૂર્ખ માની બેઠી છે કે શું? પોતાના શરીરપર વનવાસરૂપ કંબલને ધારણ કરી લઇને શૂરપાળજીએ તારાં સંતાનોના પિતૃરૂપ બહુમૂલ્ય છત્રનું રક્ષણ કર્યું એટલામાટે જ તું તેમને ઉન્મત્ત તથા મૂર્ખ આદિ ઉપાધિઓ સમર્પીને પોતાની કૃતજ્ઞતાને દર્શાવી રહી છે કે શું? માનભદ્રે, ધિક્કાર છે તને અને જેના ઉદરમાંથી તારો જન્મ થયો છે તે તારી જન્મદાત્રી માતાને!"

પોતાના પતિના સંતાપ તથા કોપને અત્યંત વધી ગયેલો જોઇને સ્ત્રીચરિત્રનિપુણા માનભદ્રા નારીજાતિસુલભ નમ્રતારૂપ શસ્ત્રનો ઉપયોગ કરતી પોતાના પતિનાં ચરણોને હસ્તસ્પર્શ કરીને કહેવા લાગી કે: "સ્વામિન્, આપ જે કાંઈ કહી રહ્યા છો તે સંપૂર્ણ સત્ય હોવા છતાં આપણાં શિરપર ભવિષ્યમાં આવનારી વિપત્તિ વિષયક કલ્પનાઓ મારા ધૈર્યદુર્ગને ધરાશાયી કરી નાખે છે, અને તેથી જ મારાથી ન બોલવા યોગ્ય શબ્દો બોલાઈ જવાય છે. નાથ, જે ઝંઝાવાતના ચક્રમાં પ્રવેશ કરવાને અત્યારે આપ કટિબદ્ધ થઈ ગયા છો

તે ઝંઝાવાતની ભયંકર આકૃતિની કલ્પનામાત્રથી જ મારી ગર્ભગલિતા સમાન અવસ્થા થઈ જાય છે એટલે પછી હું આમ ન બોલું તો બીજું શું કરું ?"

"પ્રિયતમે," વીરેન્દ્રકુમાર સંપૂર્ણ ગંભીરતાને ધારણ કરીને કહેવા લાગ્યો: "જ્યાં સત્ય તથા ધર્મની પ્રતિષ્ઠા હોય છે ત્યાં જ વિજયનો નિવાસ હોય છે એ તત્ત્વને તારે નિરંતર સ્મરણમાં રાખી લેવાનું છે. હું તો પરમાત્મા પાસેથી નિરંતર એ જ યાચના કરતો રહું છું કે, હે ભગવન્, અમોને અમારી અસહ્ય દુર્દશાને અમારાં પોતાનાં નેત્રોવડે જોવાનો મહાદુઃખદ પ્રસંગ આપવા કરતા રણક્ષેત્રમાં ક્ષત્રિયોચિત વિજયાન્વિત મૃત્યુ આપવાની તું ઉદારતા દર્શાવીશ, તો અમો તે વીરોચિત મૃત્યુને આનંદથી સ્વીકારી લઇશું."

"નાથ, કૃપા કરીને આવાં અભદ્ર વાક્યો ન ઉચ્ચારો; કારણ કે, મારાથી આપનાં આ અભદ્ર વાક્યો સાંભળી શકાતાં નથી; મારામાં આવાં અભદ્ર વાક્યોને સાંભળવાનું સામર્થ્ય નથી. દેવી મહાકાલી મારા હૃદયમાં વીરપત્નીના સામર્થ્ય તથા શીલને ભરી દે એટલા માટે હવે પછી તો હું જો કે દેવી મહાકાલીની પ્રાર્થના કરતી જ રહીશ; તથાપિ અત્યારે તો આ શબ્દો મારા શ્રવણદ્વારમાં પ્રવેશીને મારા સુકોમળ હૃદયમાં ભાલાની અણીના પરિણામને જ નિપજાવી રહ્યા છે." આવા પ્રકારના બાહ્યતઃ નમ્રતા તથા અનુકંપાને દર્શાવનારા ઉદ્ગારો કાઢતી માનભદ્રા ત્યાંથી ચાલતી થઈ ગઈ.

પોતાના જનકની આજ્ઞા અનુસાર પદ્માવતી એક નિમેષમાત્રનો પણ વિલંબ ન કરતાં પોતાને સોંપાયલા કાર્યમાં પ્રવૃત્ત થઈ ગઈ. આયુધશાળામાંથી ધ્વજાને મંગાવી લઇને તેણે *'युद्धस्व जेतासि रणे सपत्नान्'* એ અક્ષરોને તે ધ્વજામાં શૂરપાળના કેશોવડે ભરવાના કાર્યનો આરંભ કરી દીધો. પ્રથમ સૂઈ ચાલતી હતી અને તેની પાછળ શૂરપાળના કેશપુંજમાંનો સૂઇમાં પરોવેલો કેશ પણ દોડતો હતો. તે કેશોની મૃદુલતા, કૃષ્ણતા તથા તેજસ્વિતાને જોઇને પદ્માવતી પોતાના અંતઃકરણના ફલકમાં મનોરૂપ રંજિતા લેખિનીવડે તે મહાસુન્દર કેશોના ધારણ કરનાર અલૌકિક વીરપુરુષના ચિત્રને પણ આલેખ્યા કરતી હતી; કારણ કે, આવા સુંદર કેશપુંજને ધારણ કરનારો વીરપુરુષ પણ એટલો જ સુંદર હોવો જોઇએ એવી તેની દૃઢ માન્યતા હતી અને તેની એ માન્યતા સત્ય તથા વાસ્તવિક હતી એ સર્વથા નિઃસંશય છે. તે કેશોના સ્પર્શથી તેના મનમાં એક પ્રકારનું વિલક્ષણ પરિણામ થતાં તે પોતાનાં નેત્રોને આંસૂભીના કરતી મનોગત કહેવા લાગી કે:–

"આ મૃદુલ તથા મહાસુંદર કેશપુંજોના ધારક વીરતિલક મહાવીર શૂરપાળજી, જનની જન્મભૂમિના કલ્યાણમાટે સર્વ ભોગોનો સંન્યાસ કરીને આપે વનવાસને સ્વીકારી લીધો છે એથી આપની જન્મભૂમિ વિષયક અગાધ પ્રીતિ તથા અશ્રુતપૂર્વ દેશભક્તિ સ્પષ્ટ દેખાઈ આવે છે. જો પરમાત્માએ મને પુરુષનો અવતાર આપ્યો હોત, તો તેમના સમક્ષ જઇને આ રાષ્ટ્રીય ધ્વજા હું પોતે જ તેમના હસ્તમાં સમર્પીને કૃતાર્થ થઈ જાત. ધન્ય છે શ્રીમતી કાન્તાદેવીના અવતારને કે જેને આવા દેશભક્ત તથા લોકમાન્ય વીરતિલક પુરુષના પત્ની-

પદની પ્રાપ્તિ થયેલી છે અને જે એ વીર નરની સેવાથી પોતાના નારીજન્મની સંપૂર્ણ સાર્થકતા કરી રહી છે. ભૂવડ જેવા ચક્રવર્તી ભૂપાલની ચક્રવર્તિની મહારાણી થવા કરતાં શૂરપાળ જેવા દેશભક્ત વીરતિલકની અર્ધાંગીના પદપર આરૂઢ થવું એમાં જ એ વીરયુવતીની વાસ્તવિક ધન્યતા સમાયલી છે."

પદ્માવતી પોતાના ખંડમાં હસ્તને પોતાના કાર્યમાં પ્રવૃત્ત રાખીને જે વેળાયે આવા પ્રકારના ઉદાત્ત વિચારોમાં તલ્લીન થયેલી હતી તે વેળાયે જ તેનો બંધુ અજય હરપાલને પોતાની ભગિનીની પ્રશંસા કરતો કહેવા લાગ્યો કેઃ—

"હરપાલજી, મારી આ ભગિનીનુ સ્વરૂપ જેવું સુન્દર છે તેવું જ એનું હૃદય પણ નિર્મળ તથા સુન્દર છે. મારા માટે મારી આ ભગિની એટલી સીમા પર્યન્ત અભિમાન ધરાવે છે કે મારાથી તેનું યથાર્થ વર્ણન પણ કરી શકાય તેમ નથી. આ રાષ્ટ્રીય ધ્વજાને લઇને હું સ્વાતંત્ર્યપ્રાપ્તિના યુદ્ધમાં જવાનો છું એ વાર્તાના શ્રવણથી મારી આ વીરભગિનીના હૃદયમાં જે આનન્દ થવાનો છે તેની આપણાથી અત્યારે કલ્પના પણ કરી શકાય તેમ નથી. જુઓ, જુઓ; અત્યારે એના સુન્દર તથા સુકોમલ હસ્તો કેટલી ચપળતાથી આ રાષ્ટ્રીય ધ્વજાને શૃંગારવાનું કાર્ય કરી રહ્યા છે! ગુર્જરભૂમિના વિજયદુર્ગના શિરોભાગે આ વિજયવજયની ફરકતાંની સાથે જ ગુર્જરભૂમિના સર્વ વીર સંતાનોનાં હૃદયો નવીન ઉત્સાહથી ઉભરાઈ જશે અને ગુર્જર દેશનું ગગનમંડળ ગુર્જર વીરોના જયનાદથી નિનાદિત થશે એવો મારો દૃઢ વિશ્વાસ છે."

પદ્માવતી સલીલ સ્મિત કરતી પોતાના આસન પરથી ઊઠીને ઊભી થઈ ગઈ અને તેની સાથે તેના હસ્તમાંની રાષ્ટ્રીય ધ્વજા પણ ઊભી થઈ જવાથી જાણે તેનામાં નવીન જીવનનો સંચાર થયેલો હોય, એવો જ ભાસ થવા લાગ્યો. તે રાષ્ટ્રીય ધ્વજામાં શૂરપાળના કેશોના ભરેલા અક્ષરો ચમકવા લાગ્યા. ગુજરાતની રાષ્ટ્રદેવતા જ જાણે પદ્માવતીના રૂપમાં અવતરીને ત્યાં ઊભી હોય, એવો જ અજય તથા હરપાલને ભાસ થવાથી હરપાલ રાષ્ટ્રધ્વજામાંના કેશનિર્મિત અક્ષરોનું અવલોકન કરતો પદ્માવતીને સંબોધીને કહેવા લાગ્યો કેઃ—

"પવિત્ર રાજકુમારી, મહાવીર શૂરપાળના કેશપુંજમાં આવી રીતે પરાધીન ગુજરાતના ચેતનહીન આત્મામાં નવચેતનને સમર્પવાના સામર્થ્યનો આવિર્ભાવ થશે, એ કલ્પના પણ અત્યાર સુધી કોઇના મનમાં ઉદ્ભવી હશે ખરી કે? છેલ્લા થોડાક દિવસોમાં જે કેટલીક કલ્પનાતીત ઘટનાઓ ઘટી ગઈ છે તે ઘટનાઓનાં સ્મરણોથી હૃદય શોકવિહ્વલ થઈ જાય એ સ્વાભાવિક છે. મારી તથા મહાવીર શૂરપાળની પુત્રીતુલ્ય લાલિતા તથા પાલિતા વીરવ્રતધારિણી વિશાખાદેવીએ દેશકલ્યાણરૂપ યજ્ઞમાં પોતાના પ્રાણની આહુતિ આપીને સ્વર્ગના માર્ગને સ્વીકારી લીધો, અમારા મહાસુખકર અરણ્યાગારને શત્રુઓએ અગ્નિનારાયણના મુખમાં સમર્પી દીધો અને મહાવીર શૂરપાળ તથા અણહિલ્લને કઠોરતમ અસિધારાવ્રતનો સ્વીકાર કરવો પડ્યો એ સર્વ ઘટનાઓ કલ્પનાતીત તથા શોકાશ્ચર્યકારિણી નથી કે શું?"

પદ્માવતી સજલ નયનોથી હરપાલના મુખનું અવલોકન કરતી ગદ્‌ગદિત સ્વરથી કહેવા લાગી કેઃ "અને આ સર્વ કલ્પનાતીત શોકપર્યવસાયિની ઘટ-

નાઓનાં મૂલ કારણ થવાનું દુર્ભાગ્ય અમોને જ પ્રાપ્ત થયેલું છે એ વાર્તા તો તમારાથી અજ્ઞાત નહિ જ હોય; કારણ કે, મારા પિતાશ્રીની જીવનરક્ષામાટે મહાવીર શૂરપાળજીએ જો ભાર્ગવદત્તની હત્યા ન કરી હોત, તો આ સર્વ દુર્ઘટનાઓ પણ ન ઘટી હોત. આવી રીતે આ સર્વ દુર્ઘટનાઓનાં આદિ કારણ અમો હોવાથી જ્યાં સુધી અમારાં દેહમંદિરોમાં પ્રાણજ્યોતિ પ્રજ્વલિત છે ત્યાં સુધી તો અમો મહાવીર શૂરપાળજીના ઉપકારોને નથી ભૂલવાનાં તે નથી જ ભૂલવાનાં. માત્ર એટલું જ નહિ, પણ જેના યોગે મહાવીર શૂરપાળજીને તેમના સ્વીકૃત મહત્કાર્યની સિદ્ધિમાં કાંઈ પણ સરળતા થવાનો તથા પુષ્ટિ મળવાનો સંભવ હશે તેવી પ્રત્યેક પ્રકારની સહાયતા તેમને આપવાનો અમોએ દૃઢતમ સંકલ્પ કરી લીધો છે અને મારા વીરબંધુ અજયનું રણગમન તે અમારા એ દૃઢકૃત સંકલ્પની પૂર્તિનું પ્રથમ સોપાન છે."

"બંધુ હરપાલજી, ગુજરાતમાં આરંભાયલા આ સ્વાતંત્ર્યપ્રાપ્તિના સંગ્રામમાં આ અજય રામચંદ્રરૂપ શૂરપાળજી પાસે લક્ષ્મણ પ્રમાણે નિરંતર વિદ્યમાન રહીને તેમની ઇષ્ટ સેવા કરતો રહેશે અને મારા વીર સૈનિકો ગુજરાતના વાસ્તવિક સ્વામી વનરાજદેવ તથા મહાવીર શૂરપાળના નામનો જયજયકાર કરીને મારી પ્રાણાધિકા પુત્રી પદ્માવતીના હસ્તથી તૈયાર થયેલા તથા ભગવન્મંત્રથી અંકાયલા આ રાષ્ટ્રીય ધ્વજને શત્રુઓનાં વક્ષઃસ્થલોપર ભીષણ સ્વરૂપમાં નચાવતા રહેશે. બંધુ હરપાલ, ચાલો, મારા રાજપ્રાસાદના વિશાળ પશ્ચાત્પ્રાંગણમાં એકત્ર થયેલા મારા રણશૂર સૈનિકોનું અવલોકન કરો અને મારા એ સૈનિકોના દર્શનથી મહાવીર શૂરપાળજીના મનમાં આનંદનો આવિર્ભાવ થશે કે નહિ, એનો યોગ્ય નિર્ણય કરી લ્યો."

આ શબ્દોને ઉચ્ચારતો રુગ્ણ ઠાકોર વીરેન્દ્રકુમાર અચાનક ત્યાં આવી લાગ્યો અને તે પોતાના ભત્રીજા અજય તથા હરપાલને ભગવાન્ શ્રી સોમેશ્વરના નામનો જયઘોષ કરતા સૈનિકોના નિરીક્ષણમાટે ત્યાંથી પોતાની સાથે લઇને તત્કાળ ચાલતો થઈ ગયો. ત્યાર પછી અલ્પ સમયમાં જ રાષ્ટ્રીય ધ્વજાને શૂરપાળના કેશજન્ય અક્ષરોવડે શૃંગારવાના કિંચિદ્ અવશિષ્ટ કાર્યની સમાપ્તિ કરીને પદ્માવતી પણ ત્યાં જવામાટે નીકળી; પરંતુ એટલામાં તેની સાપત્ન માતા માનભદ્રાએ તેને અટકાવીને તથા ત્યાંથી પાછી તેના ખંડમાં લાવીને ઉપદેશના રૂપમાં કહેવા માંડ્યું કે:

"પુત્રી પદ્માવતી, તું એક અતિશય બુદ્ધિમતી તરુણી હોવા છતાં તારા પિતા તથા તારા બંધુના વિઘાતક ઉન્માદજન્ય કાર્યમાં તેં પણ અગ્રભૂમિકા ભજવવા માંડી છે એ જોઇને મારા મનમાં અતિશય આશ્ચર્ય થાય છે. આ પ્રવૃત્તિમાં આપણા કુલના, આપણા વૈભવના અને આપણી પ્રતિષ્ઠાના સર્વનાશનો પ્રશ્ન સમાયલો છે એ રહસ્ય અદ્યાપિ શું તારા જાણવામાં પણ નથી આવી શક્યું ?"

"માતા, જે થવાનું હતું તે થઈ ગયું છે, એટલે હવે આ સ્વીકૃત કાર્યનો આપણાથી ત્યાગ કરી શકાય તેમ નથી." પદ્માવતી પોતાની સાપત્ન માતાને

અનુલક્ષીને શાંત તથા ગંભીર ભાવથી કહેવા લાગી: "મારા પિતાશ્રીના રક્ષણમાટે આપણે શત્રુરૂપ સર્પના પુચ્છપર આપણાં ચરણોને સ્થાપી ચૂક્યાં છીએ; શત્રુરૂપ ભયંકર ભુજંગ ફૂત્કાર કરી રહ્યો છે અને તે સાથે પોતાના વિષદિગ્ધ દંતોને આપણાં શરીરોમાં પ્રવેશાવવાના કાર્યને પણ તેણે આરંભી દીધું છે એટલે હવે તે સર્પના શિરને છૂંદી નાખ્યા વિના આપણાં જીવન કદાપિ સુરક્ષિત રહી શકે તેમ નથી. આપણા માટે હવે કેવળ બે જ માર્ગો અવશિષ્ટ રહેલા છે, અને તે એ કે કાં તો તે ભયંકર ભુજંગના મસ્તકને છૂંદી નાખવું અને કાં તો આપણા પોતાના જીવનની આશાનો સર્વથા પરિત્યાગ કરવો. માત્ર એટલું જ નહિ. પણ મારા પિતાશ્રીના કારણથી જ મહાવીર શૂરપાળજી તથા તેમના કુટુંબના શિરપર આ નવીન સંકટ આવી પડેલું હોવાથી પોતાના ઉદારાત્મા પ્રાણદાતા શૂરપાળજીને નિર્દય શત્રુની દયાના આધારે છોડી દેવાનું ષંઢત્વદર્શક તથા વિશ્વાસઘાતપૂર્ણ નીચ કૃત્ય મારા વીર પિતાશ્રીથી કરી શકાશે, એવી તમારી માન્યતા છે ખરી કે?"

"પદ્માવતી, જે ઉપકારક મનુષ્ય પોતાની ઉપકૃત વ્યક્તિને ભેલામાંથી કાઢીને ચૂલામાં નાખવાની ચેષ્ટા કરી રહ્યો હોય તે ઉપકારક મનુષ્યને ઉપકારક તરીકે માનવો કે કેમ, એ એક ગંભીર પ્રશ્ન છે." માનભદ્રા પદ્માવતીના વિચારોનો પ્રતિવાદ કરતી કહેવા લાગી: "આમાં તને ઉપકાર જેવું શું દેખાય છે તે હું તો નથી જ સમજી શકતી. કલ્યાણાધિપતિ સમ્રાટ્ ભૂવડનું સામર્થ્ય આપણી કલ્પનાથી અતીત તથા અગાધ હોવાથી આપણી શક્તિ અત્યારે એટલી નથી કે જેના યોગે આપણાથી તેની એ અગાધ શક્તિનો પ્રતિકાર કરી શકાય. ગુજરાતના સર્વ શૂરવીર તથા ગર્વિષ્ઠ રાજાઓ, સામંતો તથા જાગીરદારો પોતાની રાજભક્તિને દૃઢ તથા અવિચલ રાખવાની પ્રતિજ્ઞાથી બદ્ધ થઈને સમ્રાટ્ ભૂવડ પોતે પોતાની દૂરદેશવર્તિની રાજધાનીમાં વસતા હોવાથી તેમના મોકલેલા રાજપ્રતિનિધિઓનાં; માત્ર એટલું જ નહિ, પણ તે રાજપ્રતિનિધિઓના સામાન્ય પ્રતિનિધિઓનાં ચરણોમાં પણ આજ્ઞાધીન દીન દાસો પ્રમાણે પોતાનાં મસ્તકોને નમાવી રહ્યા છે અને કેટલાક માંડલિક રાજાઓ તો સમ્રાટ્‌ના રાજપ્રતિનિધિને મહારાજા જયશિખરીના પુત્ર વનરાજ, દસ્યુદલપતિ શૂરપાળ તથા તેના સંગી અણહિલ્લ આદિને પકડીને મારી નાખવાના પ્રયત્નોમાં પોતાથી આપી શકાય તેટલી સર્વ સહાયતા આપી રહ્યા છે એ પરિસ્થિતિને તું નથી જાણતી કે શું? આવા પ્રચંડ પ્રભુત્વશાલી ભૂવડ સોલંકીની રાજસત્તાનું ગુજરાતમાંથી ઉન્મૂલન કરી નાખવાની દુરાશાને હૃદયમાં ધારણ કરીને રણમાં ઝૂઝવામાટે કટિબદ્ધ થયેલા ઉન્માદગ્રસ્ત મનુષ્યોના સહાયક થઈને અસંભવનીય વિજયની અપેક્ષા રાખવી એ એક પ્રકારનો મહાભયંકર ઉન્માદ નથી કે શું?"

"માતા, મારા પૂજ્ય પિતાશ્રીના શ્રીમુખમાંથી એવા જ ઉદ્‌ગારો નીકળતા મારા સાંભળવામાં આવ્યા કરે છે કે: 'જ્યાં ધર્મ નીતિ તથા સત્યની પ્રતિષ્ઠા થયેલી હોય છે ત્યાં જ વિજયનું આગમન થાય છે' કારણ કે,

'सर्वांहि युद्धाच्छ्रेयोऽन्यत् न' એવું ભગવદ્ વચન છે." પદ્માવતી પોતાની માતાની માન્યતાઓનો વિનયપૂર્વક પ્રતિવાદ કરતી કહેવા લાગી: "માતા, લંકાનાથ રાવણની શક્તિ તથા સત્તા સમ્રાટ્ ભૂવડની શક્તિ તથા સત્તા કરતાં શું ન્યૂન હતી? નહિ. છતાં પણ શ્રી રામચન્દ્રે વાનરસૈન્યના બળથી અગાધ શક્તિસંપન્ન રાવણને રણમાં રગદોળીને ભરતભૂમિને તેના ત્રાસથી મુક્ત કરી દીધી હતી, એ કથા તો તમોએ સાંભળી છે. શ્રી કૃષ્ણચન્દ્રે સામાન્ય ગોપોની સહાયતાથી જ પોતાના આતતાયી માતુલ કંસનો વિધ્વંસ કરી નાખ્યો હતો એ કથા પણ તમારાથી અજ્ઞાત તો ન જ હોવી જોઇએ. ધર્મ, નીતિ તથા સત્ય પાંચ પાંડવોના પક્ષમાં હોવાથી જ તેઓ હસ્તિનાપુરમાં અશ્વમેધની નિર્વિઘ્ન સમાપ્તિ કરી શક્યા હતા અને અંતે તેમના શ્રીકંઠોમાં જ વિજયદેવીએ વરમાળા આરોપી હતી, એ કથા પણ વિશ્વવિખ્યાત છે. માતા, સત્યનો સહાયક શ્રીહરિ હોવાથી જ્યારે જ્યારે પણ સંસારમાં આવા પ્રસંગો ઉપસ્થિત થાય છે ત્યારે ત્યારે પરમેશ્વર પોતે જ દુષ્ટોનું દમન કરતો રહે છે. જેવી રીતે શ્રી કૃષ્ણચંદ્રે કૌરવોને મહાભારતના યુદ્ધની પૂર્વે જ જીવન્મૃત કરી નાખ્યા હતા તેવી જ રીતે મહાવીર શૂરપાળે પણ ભૂવડની સેનાને અત્યારથી જ પરાજિત તથા હતપ્રભ કરી નાખી છે. 'રાષ્ટ્રભક્તોની ભુજાઓમાં જ ઈશ્વરી સામર્થ્યનો નિવાસ હોય છે,' એ મહાવીર શૂરપાળનો સંદેશ તો તમો સાંભળી ચૂક્યાં છો એટલે જ્યાંસુધી સરસ્વતી, સાભ્રમતી, નર્મદા તથા તાપી આદિ સરિતાઓ ફળદ્રૂપ ગુર્જરભૂમિમાં વહન કરી રહી છે અને અર્બુદાચલ, વિંધ્યાચલ તથા ગિરિનારાયણ આદિ પર્વતો ગુર્જરરાષ્ટ્રની રક્ષા કરી રહ્યા છે ત્યાંસુધી તો આપણી ગુજરાત મૈયા ભૂવડની સત્તારૂપ લત્તાતળે શાશ્વત ચગદાયલી નથી જ રહેવાની, એમ મારી મનોદેવતા મને અષ્ટૌપ્રહર કહ્યા કરે છે. માતા, જો પરમેશ્વરે મને પુરુષનો અવતાર આપ્યો હોત અને દેશોદ્ધારક તથા દેશતિલક મહાવીર શૂરપાળજીની સેવામાં એક સૈનિક તરીકે રહેવાનો શુભતમ પ્રસંગ મને પ્રાપ્ત થયો હોત, તો મારા અંગમાં ગદાધર ભીમ પ્રમાણે દશ સહસ્ર ગજરાજના બળનો સંચાર થઈ જાત એમાં તિલમાત્ર પણ સંશય નથી."

પોતાના પિતા પ્રમાણે પદ્માવતીના હૃદયમાં પણ બોલતાં બોલતાં અનિવાર્ય આવેશનો આવિર્ભાવ થવા લાગ્યો હતો અને એ આવેશના યોગે તેના રક્તના અભિસરણનો વેગ અતિશય વૃદ્ધિંગત થતાં તેની પારદર્શિની તથા ગૌર કાંતિમાં અને વિશેષતઃ તેના કપોલોમાં એટલી સીમા પર્યન્ત સુરંગ તથા મનોમોહિની લાલિમા વિલસતી દેખાવા લાગી કે તે લાલિમાને જોતાં તેના મુખમંડળરૂપ ઉપવનમાં જાણે મહાસુન્દર રક્ત પુષ્પો જ વિકસેલાં હોય, એવો તેની સાપત્ન માતા માનભદ્રાને ભાસ થવા લાગ્યો, અને તેથી તે ક્ષણ બે ક્ષણ પર્યન્ત આશ્ચર્યમુગ્ધ દૃષ્ટિથી તેને જોઈ રહી. ત્યાર પછી માનભદ્રા પદ્માવતીને સંબોધીને કાંઇક તિરસ્કારસૂચક દૃષ્ટિથી કહેવા લાગી કે: "પદ્માવતી, તને પરમેશ્વરે અબળા સ્ત્રીજાતિનો અવતાર આપ્યો એ માટે હું અત્યારે પરમેશ્વરનો ઉપકાર જ માનું છું: કારણ કે, જો તને પણ પરમેશ્વરે પુરુષનો

અવતાર આપ્યો હોત, તો પરમેશ્વરે મને આ કુળમાં લાવી નાખવામાટે મારે પરમેશ્વરને દોષ આપવો પડત અને મારા પશ્ચાત્તાપની પરિસીમા જ થઈ જાત."

પોતાની સાપત્ન માતાની આ વક્રોક્તિથી પોતાના હૃદયને રંચમાત્ર પણ ખિન્ન ન થવા દેતાં પદ્માવતી પૂર્વવત્ સંપૂર્ણ શાન્ત ભાવથી જ કહેવા લાગી કે: "પરમેશ્વરે પુરુષનો અવતાર આપ્યો હોય કે સ્ત્રીનો અવતાર આપ્યો હોય, છતાં પુત્ર તથા પુત્રી એક સરખી રીતે પોતાનાં માતાપિતાની આજ્ઞાનું યથાસ્થિત પાલન કરવાને તો બંધાયલાં જ છે. લિંગના ભેદથી ધર્મકર્તવ્યમાં ભેદ પડી શકતો નથી. વળી માતાપિતાના અધિકાર કરતાં જનની જન્મભૂમિના અધિકાર તથા આદેશની મહત્તા અધિક હોવાથી તે અધિક પરિમાણમાં સન્માન્ય તથા આદરણીય હોય છે, અને તેથી માતાપિતા જન્મદાત્રી માતા તથા જન્મદાતા પિતા—ની આજ્ઞા જો જનની જન્મભૂમિની આજ્ઞાનો વિરોધ કરતી હોય, તો માતાપિતાની અવજ્ઞા કરીને પણ જન્મભૂમિની આજ્ઞાનું પાલન કરવું એ જ પ્રત્યેક સ્ત્રી તથા પ્રત્યેક પુરુષનો પરમ ધર્મ છે. ધનુર્ધર અર્જુને પોતાના પિતૃતુલ્ય ભીષ્મપિતામહ તથા દ્રોણાચાર્યને લક્ષ્ય કરીને જન્મભૂમિની આજ્ઞાથી શરસંધાન કર્યાં હતાં એ કથા તો તમોએ અનેકવાર સાંભળેલી જ છે."

"પદ્માવતી, પદ્માવતી, તારા આ પાંડિત્યપ્રચુર વાદની હવે તો પરાકાષ્ઠા જ થતી જાય છે;" માનભદ્રા વિરક્તિદર્શક ભાવથી બોલવા લાગી: "પરંતુ આ પાંડિત્ય તારું પોતાનું હોય એવી મારી માન્યતા નથી. આ પાંડિત્ય તને અવશ્ય કોઈ અન્ય મનુષ્યે જ શીખવેલું હોવું જોઇએ. તો કહે કે તને આ પાંડિત્યના પાઠો પઢાવનાર મનુષ્ય કોણ છે અને ક્યાં છે? જ્યારે તારા પિતાશ્રી જખ્મી થઇને અહીં આવ્યા હતા તે વેળાયે તેમની સ્થિતિને જોઇને તત્કાળ તારા મુખમાં નિરાશાદર્શક કાલિમા વ્યાપી ગઈ હતી અને અત્યારે તું આવા વિલક્ષણ પાંડિત્યનો પ્રકાશ કરી રહી છે, એ આશ્ચર્યકારિણી ઘટના છે."

"મહાવીર શૂરપાળજીના હસ્તથી મારા પિતાશ્રીના પ્રાણની રક્ષા થયા પછી જો ભૂવડના રાક્ષસોપમ રાજપ્રતિનિધિ ભાનુદત્તે અમાનુષ અત્યાચારો ન કર્યા હોત, દેવી વિશાખાના રક્તથી આપણી ગુર્જરભૂમિને રંજિતા ન કરી હોત અને શસ્ત્રાસ્ત્રના સાહાય્ય વિના જ મારા પિતાશ્રીના પ્રાણરક્ષક મહાવીર શૂરપાળજીના સ્વીકૃત કાર્યની ઇતર સાધનોવડે સિદ્ધિ થઈ જવાનો લેશમાત્ર પણ સંભવ હોત, તો કદાચિત્ ગુજરાતના આ દાસ્યમાં જ મેં સંતોષ માની લીધો હોત; પરંતુ હવે કોઈ પણ પ્રકારનાં અયોગ્ય, અસત્ય તથા સર્વથા કપોલકલ્પિત નિમિત્તો દર્શાવીને હાથ ધોઇને શત્રુઓ જેમની પૂઠે પડ્યા છે તે મહાવીર શૂરપાળથી વિમુખ થઈ જાય અને તેમને પોતાના સૈન્યની સહાયતા ન આપે, તો મારા પિતા કૃતઘ્ન થયેલા જ કહેવાય અને આપણા કુળની કીર્તિ શાશ્વત કલંકિની થઈ જાય એમ તમોને પોતાને પણ નથી ભાસતું કે શું? આવી વિમુખતા તથા કૃતઘ્નતાથી સ્વદેશસંન્યાસી શૂરપાળજીનો શાપ આપણા કુળનું નિકન્દન કરી નાખે એ નિર્વિવાદ છે." પદ્માવતીએ પ્રબળ બુદ્ધિવાદથી પોતાના વિચારોની વાસ્તવિકતાનું સમર્થન કરી બતાવ્યું.

"એમ કે? પદ્માવતી, શૂરપાળની પ્રાણરક્ષામાટે તારા મનમાં આટલી બધી ચિન્તા શા કારણથી રહ્યા કરે છે વારુ?" માનભદ્રા હવે ઉપાલંભરૂપ વાક્યોને ઉચ્ચારતી બોલવા લાગી: "શૂરપાળ જેવા ગુજરાતના એક ધૂમકેતુ-માટે તું પોતાના પિતા, પોતાની માતા તેમ જ તરુણ બંધુના જીવપર ઉદાર થઇને શૂરપાળના સ્વાર્થસિદ્ધિયજ્ઞમાં તેમની આહુતિ આપવાને તૈયાર થઈ જઇશ એવી કલ્પનાનો મારા મનમાં કદાપિ આવિર્ભાવ થયો જ ન હોતો. મને તો એ જ યોગ્ય લાગે છે કે જેવી રીતે વિશાખાનું મૃત્યુ થયું હતું તેવી જ રીતે શૂરપાળ તથા અણહિલ્લનાં પણ સત્વર મૃત્યુ થઈ જાય તો સારું. આપણે પરમેશ્વર પાસેથી શૂરપાળ તથા અણહિલ્લનાં મૃત્યુની જ અનન્ય ભાવથી યાચના કરવી જોઇએ; કારણ કે, તેમનાં મૃત્યુ થાય, તો જ આપણા આ સંક-ટનું નિવારણ થવાનો સંભવ છે!"

"માતા, ધિક્કાર છે તમારી આવી દેશદ્રોહિણી અસદ્ ભાવનાઓને. હવે પરમેશ્વર તમારી આ નીચ યાચનાને સ્વીકારે છે કે અમારી શુભ યાચના અનુસાર અમારો સહાયક થાય છે એ રહસ્યનો અલ્પ સમયમાં જ તમારાં સ્વાર્થાન્ધ નેત્રો સમક્ષ પ્રકાશ થઈ જશે. તમારા કથન અનુસાર શૂરપાળજી કદાચિત્ ધૂમકેતુ જ હોય, તો પણ તેમને ધૂમકેતુના અવતારમાં પરિણત કર-નારાં આપણે જ છીએ અને તેથી પરમેશ્વરનાં ચરણોમાં નિરંતર આપણે એ જ પ્રાર્થના કરવી જોઇએ કે: 'હે પરમાત્મન્, તું મહાવીર શૂરપાળજીને સહસ્રાયુ કરજે અને તેમના હસ્તથી ગુર્જરભૂમિની પરાધીનતાનાં બંધનોને તોડાવી નાખજે.' કારણ કે, પરમાત્માને આપણી એ જ પ્રાર્થના પ્રિયતર થવાનો સંભવ છે" પદ્માવતીએ સંપૂર્ણ નિર્ભયતા તથા ઉભરાઈ જતી દેશભક્તિથી આ ઉદ્ગારો કાઢ્યા.

"પદ્માવતી, તું કહે છે કે 'પરમેશ્વર તમારી આ નીચ યાચનાને સ્વી-કારે છે કે અમારી શુભ યાચના અનુસાર અમારો સહાયક થાય છે એ રહ-સ્યનો અલ્પ સમયમાં જ તમારાં સ્વાર્થાન્ધ નેત્રો સમક્ષ પ્રકાશ થઈ જશે;' તો હું પણ તને હવે સ્પષ્ટ જણાવી દઉં છું કે પરમેશ્વર તમારી શુભ યાચના અનુસાર તમારો સહાયક થાય છે કે મારી આ યોગ્ય યાચનાને જ સ્વીકારી લે છે એનો આવતી કાલના સંધ્યાકાળ પૂર્વે જ બહુધા તમો સર્વ દેશભક્ત વ્યક્તિઓને પૂર્ણ પરિચય થઈ જશે; કારણ કે, તારા પરમેશ્વર કરતાં મારો દેવ નિકટમાં છે અને જાગ્રત છે." માનભદ્રાએ સંતપ્ત હૃદયથી આ શબ્દો ઉચ્ચાર્યા, અને એ શબ્દોને ઉચ્ચાર્યા પછી તેનાં નેત્રો રક્તવર્ણ થઇને પ્રજ્વલિત અગ્નિ પ્રમાણે ચમકવા લાગ્યાં.

પોતાની માતાની આ વિભીષિકાના શ્રવણથી પદ્માવતીના હૃદયમાં અસહ્ય વેદના થવા લાગી અને નેત્રોમાં અશ્રુનો આવિર્ભાવ થવા લાગ્યો. તેણે પુનઃ નમ્રતાને સ્વીકારીને પોતાની સાપત્ન માતાને પૂછ્યું કે: "માતા, અત્યાર સુધી તો તમો મારા પિતાશ્રીના વિચારોનું જ સમર્થન કરી રહ્યાં હતાં અને આજે અચાનક મારા પિતાશ્રીના વિચારોનો આટલી સીમા પર્યન્ત પ્રબળ વિરોધ કરી રહ્યાં છો એ ભયંકર પરિવર્તનનું કાંઈ કારણ?"

"તારા પિતાશ્રીના વિચારો આટલી સીમા પર્યન્ત ભીષણ કાર્યના સ્વરૂપમાં પરિણત થવાના છે એની અલ્પસ્વલ્પ કલ્પનાનો પણ જો મારા મસ્તિષ્કમાં આવિર્ભાવ થયો હોત, તો મેં તારા પિતાશ્રીના વિઘાતક વિચારોનું કદાપિ સમર્થન ન કર્યું હોત. મંડળગઢના ઠાકોરનો, અજયનો અને તારો ખેલ ભાટોના મિથ્યાસ્તુતિપૂર્ણ ગાનોથી આવા ભયંકર સ્વરૂપને ધારણ કરી લેશે એવો મને ભાસમાત્ર પણ ન હોતો થયો. ખરેખર તમોએ જ મારી એ શિથિલતાની શિક્ષાને ભોગવવાના પ્રસંગને મારા સમક્ષ લાવીને ઉપસ્થિત કરી દીધો છે. મારા પીટયા એ શૂરપાળ તથા અણહિલ્લે તારા વૃદ્ધ પિતાને, તને તથા પેલા અભાગિયા અજયને મંત્રમુગ્ધ જ કરી નાખ્યાં છે." આ અભદ્ર ઉદ્દગારોને મુખમાંથી બહિર્ગત કરતી માનભદ્રા ત્યાંથી વેગપૂર્વક પ્રયાણ કરી ગઈ.

સરલહૃદયા પદ્માવતી પોતાની સાપત્ન માતાના અકારણ રોષનું તત્કાળ વિસ્મરણ કરીને અજયને વિજયધ્વજ કિંવા રાષ્ટ્રીય ધ્વજ આપવામાટે ત્યાંથી ચાલતી થઈ ગઈ અને જે સ્થાનમાં ઠાકોર વીરેન્દ્રકુમાર, અજય તથા હરપાલ એકત્ર થયેલા સૈનિકોના યુદ્ધકૌશલ્યની પરીક્ષા કરતા ઊભા હતા તે સ્થાનમાં આવીને અજયની પાસે ઊભી રહી. આ ઉત્સાહજનક દૃશ્યના નિરીક્ષણથી આનંદનો અતિરેક થતાં પદ્માવતીને પોતાની સાપત્ન માતાની ભયંકર વિભીષિકાનું પણ સર્વથા વિસ્મરણ થઈ ગયું.

## પ્રકરણ ૯ મું
## વિશ્વાસઘાત અને વિપત્તિ

બીજે દિવસે મંડળગઢ દુર્ગમાં એક પ્રકારનો વિલક્ષણ કોલાહલ વ્યાપેલો દૃષ્ટિગોચર થવા લાગ્યો. જ્યાં પણ દૃષ્ટિપાત કરવામાં આવતો હતો ત્યાં મંડળગઢના બાણાવળી ભિલ્લો, શૂલધર અથવા ભાલાળા અશ્વારોહી સૈનિકો તથા શસ્ત્રધર ચરણસંચારી યોદ્ધાઓના સમુદાયો જ ઇતસ્તત: વિચરતા જોવામાં આવતા હતા. મધ્યાહ્ન પછી એ સર્વ રણવ્યવસાયી યોદ્ધાઓ તેમને મળેલી આજ્ઞા અનુસાર રાજપ્રાસાદના સિંહદ્વાર સમક્ષ વિસ્તરેલા ભવ્ય તથા વિશાળ ક્ષેત્ર, મયદાનમાં આવીને એકત્ર થઈ ગયા અને યથાનિયમ પંક્તિબદ્ધ થઇને ઊભા રહ્યા. એ ક્ષેત્રના મધ્યભાગમાં એક નાનો શામિયાનો ઊભો કરવામાં આવ્યો હતો અને તેમાં વૃદ્ધ ઠાકોર વીરેન્દ્રકુમાર પોતાના આસને વિરાજમાન થયેલો હતો. તેની જમણી બાજૂએ તેના સેનાનીઓ તથા ડાબી બાજૂએ સત્કારપાત્ર જાગીરદારો ઊભેલા હતા. વસ્ત્રાગાર તથા શસ્ત્રાગારમાંથી બહુમૂલ્ય વસ્ત્રો તથા ઉત્કૃષ્ટ શસ્ત્રોનો પ્રવાહ એ ક્ષેત્રમાં અત્યારે વહન કરી રહ્યો હતો; કારણ કે, ઠાકોર વીરેન્દ્રકુમાર પોતાના વરદ હસ્તથી પ્રત્યેક યોધને તેની પદવી તથા યોગ્યતા અનુસાર પોશાક તથા તલ્વાર આપવાના કાર્યમાં અત્યારે પ્રવૃત્ત થયેલો હતો. લગભગ ત્રણસેં રણશૂર સૈનિકો, પચાસ સૈનાધ્યક્ષો તથા પચાસ જાગીદારો મળીને એકંદર ચારસેં યોદ્ધાઓ રણભૂમિમાં પ્રયાણ કરવામાટે ઠાકોર વીરેન્દ્રકુમારની આજ્ઞાની આતુરતાથી

પ્રતીક્ષા કરી રહ્યા હતા. એ સર્વ યોદ્ધાઓને પોશાક તથા તલ્વાર આપીને ઉત્સાહપૂર્ણ કર્યા પછી ઠાકોર વીરેન્દ્રકુમાર તેમને સંબોધીને ગંભીર મુદ્રા તથા ગંભીર સ્વરથી કહેવા લાગ્યો કેઃ—

"મારા રણવીર યોદ્ધાઓ, કલ્યાણાધિપતિ ભૂવડના સૈનિકોએ તમારાં ગૃહોને અગ્નિનારાયણના મુખમાં સમર્પી દીધાં છે, તમારી સંપત્તિને લૂટી લીધી છે અને તમારાં અનેક આપ્તજનોને કોઈ પણ પ્રકારના વાસ્તવિક અપરાધ વિના રાજદ્રોહની શંકાથી જેવી રીતે આજન્મ કારાગૃહવાસની શિક્ષા આપેલી છે તેવી જ રીતે તમારાં અનેક આપ્તજનોને નિર્દયતાથી ફૈસી પણ નાખ્યાં છે એ અત્યાચારોનું એક નિમેષ માત્રનેમાટે પણ કદાપિ વિસ્મરણ થવા દેશો નહિ. ભૂવડ તથા તેના રાજપ્રતિનિધિઓનો પાશવ સામર્થ્ય વિષયક ગર્વ સીમાનું ઉલ્લંઘન કરી ગયેલો હોવાથી તેઓ પોતાને સર્વથા અજેય માની બેઠા છે અને એ માન્યતાના યોગે જ તેઓ આપણાપર પૈશાચિક અત્યાચારો કરી રહ્યા છે. મારો તમોને અત્યારે એ જ આદેશ છે કે તમો પોતાના ભીમ પરાક્રમથી તેમના એ ગર્વનું ખંડન કરી નાખો અને તેમને એ સત્યનો સત્વર પરિચય કરાવી દ્યો કે ગુર્જરરાષ્ટ્ર અદ્યાપિ સજીવન છે, ગુર્જરભૂમિનાં વીરસંતાનો પોતાના રાષ્ટ્રીય સ્વાતંત્ર્યને અવિચલ રાખવાનું સંપૂર્ણ સામર્થ્ય ધરાવે છે. ચમત્કાર વિના નમસ્કારપ્રાપ્તિની સંભાવના હોતી જ નથી એ તત્ત્વને નિરંતર લક્ષમાં રાખીને જ્યાં સુધી શત્રુઓને તમો પોતાના શૌર્ય તથા પરાક્રમજન્ય ચમત્કારથી આશ્ચર્યચકિત નહિ કરો ત્યાં સુધી શત્રુઓના અત્યાચારોથી તમો કદાપિ મુક્ત નથી થવાના અને આપણી જન્મભૂમિને પણ સ્વાધીનતાની પ્રાપ્તિ નથી થવાની એ તમારે નિશ્ચયપૂર્વક માની લેવાનું છે. મારા બંધુઓ, ગુર્જરભૂમિ તથા ગુર્જરરાષ્ટ્રની સ્વાધીનતા તથા સ્વતંત્રતાનો આધાર તમારી સ્વદેશભક્તિ તથા કર્મનિષ્ઠાપર જ રહેલો હોવાથી તમારા શત્રુસંહારરૂપ કર્મમાં નિર્ભયતાથી અગ્રેસર થાઓ અને ગુજરાતને પુનઃ સ્વાધીન કરીને આ સંસારમાં અક્ષય કીર્તિપાત્ર થવા સાથે સ્વર્ગના અધિકારને પણ મેળવી લ્યો."

સર્વ ગુર્જર વીરોનાં હૃદયો આ વેળાયે કેવળ એક જ વ્યવધાનમાં નિમગ્ન થયેલાં હતાં. શસ્ત્રાસ્ત્રોનો ઝણત્કાર તથા ચમત્કાર થયા કરતો હતો. શસ્ત્રાસ્ત્રોના ઝણત્કાર તથા ચમત્કારના યોગે ઠાકોર વીરેન્દ્રકુમારના પૃષ્ઠભાગમાં વિસ્તરેલા તેના પોતાના પ્રાસાદના વિશાળ ખંડમાં આરંભાયલો એક વિલક્ષણ ધ્વનિ કોઇના પણ સાંભળવામાં આવી શક્યો નહિ અને કદાચિત્ તે ધ્વનિ કેટલાક નિકટવર્તી મનુષ્યોના સાંભળવામાં આવ્યો હોય, તો પણ તે ધ્વનિના સંબંધમાં કોઇના પણ મનમાં વિપરીત ભાવનાનો આવિર્ભાવ તો ન જ થયો. ઠાકોર વીરેન્દ્રકુમારના ઉપર્યુક્ત વીરશ્રીયુક્ત ભાષણની સમાપ્તિ થતાંની સાથે જ રાજપ્રાસાદનાં વાતાયનો તથા દ્વારો ફટાફટ ઊઘડી ગયાં અને તેમાંથી દાક્ષિણાત્ય સેનાધ્યક્ષ સારંગદત્ત તથા એક અન્ય દાક્ષિણાત્ય સેનાપતિ પોતાના સૈન્ય સહિત અચાનક પ્રકટ થયેલા જોવામાં આવ્યા.

સૂર્યોદયના સમયમાં અચાનક થતા શરત્કાલિક હિમપાતના યોગે જેવી રીતે ક્ષેત્રોમાંના પાકો તત્કાલ પોતાનાં મસ્તકોને નીચાં નમાવી દે છે તેવી જ રીતે સારંગદત્ત, તેના સહાયક સેનાધ્યક્ષ તથા દાક્ષિણાત્ય સૈન્યનો ત્યાં ઉદ્ભવ થતાંની સાથે જ ઠાકોર વીરેન્દ્રકુમારના સૈન્યની ઉત્સાહજ્યોતિનું નિર્વાણ થઈ ગયું અને તે સૈન્ય સર્વથા નિસ્તેજ દેખાવા લાગ્યું. ઠાકોર વીરેન્દ્રકુમારે ભૂવડના ઉભય સેનાધ્યક્ષોને સંબોધીને ભેદક દૃષ્ટિથી પૂછયું કે:

"કોણ, સારંગદત્ત અને ઉડુમ્બરરાજ? તમો અત્યારે અનાહૂત મંડળગઢમાં આવી લાગ્યા છો તેનું કારણ શું છે તે જણાવશો?"

"અમો તમારા આવ્હાન વિના જ અત્યારે અહીં આવ્યા છીએ એ સત્ય છે; પરંતુ ગુર્જરરાષ્ટ્રના સત્તાધીશ સ્વામી સમ્રાટ્ ભૂવડરાજના યુવરાજ તથા રાજપ્રતિનિધિની આજ્ઞાથી અમો અત્યારે અહીં આવેલા હોવાથી અમોને તમારા આવ્હાન કિંવા નિમંત્રણની આવશ્યકતા છે જ નહિ; કારણ કે, તમો મહાપ્રતાપી સમ્રાટ્ ભૂવડરાજના તથા તેમના પ્રતિનિધિઓના એક સામાન્યથી પણ સામાન્ય દાસાનુદાસ છો. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં તમો પોતાના દાસધર્મને ભૂલી જઇને રાજદ્રોહી થયેલા હોવાથી તમોને તમારા એ રાજદ્રોહની શિક્ષા આપવામાટે જ અમારે અહીં આવવું પડ્યું છે." સેનાધ્યક્ષ સારંગધરે ઉચ્છૃંખલતાથી ઉત્તર આપ્યું.

"એટલે?" ઠાકોર વીરેન્દ્રકુમારે વિસ્ફારિત નયનોથી પૂછયું.

"એટલે એ જ કે, ઠાકોર વીરેન્દ્રકુમાર, તમો અત્યારથી, આ ક્ષણથી જ અમારા બંદી છો અને સમ્રાટ્ ભૂવડદેવના નામથી આ મંડળગઢ દુર્ગ તથા તમારા સમસ્ત સંસ્થાનને અમો હસ્તગત કરી લઇએ છીએ." સારંગદત્તે આ ભયંકર શબ્દો તિરસ્કારસૂચક મુદ્રાથી ઉચ્ચાર્યા.

ઠાકોર વીરેન્દ્રકુમારના હૃદયમાં અનિવાર્ય કોપનો આવિર્ભાવ થતાં તે પોતાના આસનપરથી ઊઠીને ઊભો થઈ ગયો અને શૌર્યવિલસિત મુખમંડળથી કહેવા લાગ્યો કે: "જ્યાં સુધી અમારામાંના માત્ર એક જ પુરુષના હસ્તમાં શસ્ત્રને ધારણ કરવાનું સામર્થ્ય અવશિષ્ટ રહેશે ત્યાં સુધી તો આ મંડળગઢ દુર્ગને તમારાથી હસ્તગત કરી શકાય અને મને બંદીજનની અવસ્થામાં પંચાસર લઈ જઈ શકાય એ સર્વથા અસંભવનીય છે. અહીંના ચણા લોઢાના હોવાથી તેમને ચાવવાનો પ્રયત્ન કરતાં તમારા દાંતો તૂટી જશે એ વાર્તાને પ્રથમ સ્મરણમાં રાખી લેજો અને ત્યાર પછી જ જે કાંઈ પણ સાહસ કરવાનું હોય તે કરજો."

"આ સ્થાનમાંનાં સર્વ પુરુષો તથા સર્વ સ્ત્રીઓએ ચક્રવર્તી ભૂવડદેવના યુવરાજ તથા રાજપ્રતિનિધિના શરણને આજ્ઞાધીનતાપૂર્વક સ્વીકારવું જ જોઇએ. તમારા આવ્હાનને માન આપીને મંડળગઢ પ્રતિ આવતા તમારા બારસેં સૈનિકોને તો અમારા ત્રણ હજાર સૈનિકોએ યમધામમાં મોકલી દીધા છે; અને આ દુર્ગને અમોએ ઘેરો ઘાલી દીધો છે એટલે હવે તમારા કોઈ પણ સહાયકથી અહીં આવી શકાય તેમ છે જ નહિ. આવી પ્રતિકૂળ પરિ-

સ્થિતિમાં અમારી સાથે લઢવાનો જો તમો ઉદ્યોગ કરશો, તો તમારો એ ઉદ્યોગ મૂર્ખતાદર્શક જ સિદ્ધ થવાનો છે. જો પરમેશ્વરે તમોને બુદ્ધિનો એક બિન્દુ પણ આપ્યો હોય, તો તમારી આ પરિસ્થિતિનો વિચાર કરો અને તમારા શસ્ત્રને ત્યાગી દ્યો." ઠાકોર વીરેન્દ્રકુમારને આવા પ્રકારનો ઉપદેશ આપીને સારંગદત્ત વીરેન્દ્રકુમારના સૈનિકોને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે: "તમો પણ શાંત થઈ જાઓ અને વાર્ધક્યના યોગે ભ્રમિષ્ટ થયેલા આ ઠાકોર વીરેન્દ્રકુમારના સંગને ત્યાગી દ્યો; નહિ તો તમો બળવાખોર ગણાશો અને શૂળીપર ચઢીને કિંવા ફાંસીને લાકડે લટકીને કૂતરાના મોતે મરી જશો."

સારંગદત્તની આ વિભીષિકાને સાંભળીને એક તેજસ્વી યુવક તેના સમક્ષ આવીને ઊભો રહ્યો અને નિર્ભયતાથી કહેવા લાગ્યો કે: "અમારો રાજા અથવા શાસક ગુર્જરભૂમિના શત્રુ સમ્રાટ્ ભૂવડ તથા તેના રાજપ્રતિનિધિઓનો શત્રુ જ હોવો જોઇએ અને તેની આજ્ઞાથી જો અમો વિરુદ્ધ વર્તીએ તો જ અમારી ગણના બળવાખોરોમાં કરી શકાય. અમોએ સમ્રાટ્ ભૂવડ એટલે કે અમારી જન્મભૂમિના શત્રુ વિરુદ્ધ અમારા હસ્તોમાં શસ્ત્રો ઉપાડેલાં હોવાથી અમો બળવાખોર અથવા રાજદ્રોહી નથી, કિન્તુ રાજ્યક્રાંતિકારકો છીએ એ વાર્તાને તમારે પણ અવશ્ય સ્મરણમાં રાખી લેવાની છે."

"નીચ, વિશ્વાસઘાતક, નરાધમ, નરપિશાચ!" આ શબ્દોના ઉચ્ચારથી તે તેજસ્વી યુવકને ગાલિપ્રદાન કરતો ભૂવડનો સેનાધ્યક્ષ સારંગદત્ત તે યુવકના શરીરપર ધસી આવ્યો અને પોતાની અસિના એક જ પ્રહારથી તેણે તે નિર્ભય વીર યુવકના મસ્તકને તેના ધડથી ભિન્ન કરીને પોતાની ક્રૂરતા તથા મદોન્મત્તતાનો પરિચય કરાવી દીધો. તે યુવકનું ધડ ગુર્જર સૈનિકો સમક્ષ ભૂમિપર પડતાંની સાથે જ ગુર્જર સૈનિકોએ રોષદર્શક ધ્વનિ કર્યો અને દ્વિતીય ક્ષણે જ તેમની તલ્વારો મ્યાનમાંથી બહાર નીકળીને ભૂવડના સૈનિકોને સંહારવા મંડી ગઈ. સ્તિમિત થયેલા ઠાકોર વીરેન્દ્રકુમારને કાંઈ પણ બોલવાનો અવકાશ મળી શકે તે પૂર્વે તો મારામારી તથા કાપાકાપીના ભયંકર અવસ્કંદનો આરંભ થઈ ગયો. ત્વેષાગ્નિનો ઝંઝાવાત ધૂધવાટી કરવા લાગ્યો, રણમદનાં ઘનપટલોનો આવિર્ભાવ થતો દેખાયો. તલ્વારો ઝણઝણવા તથા ચમકવા લાગી અને માનવરક્તની સરિતાનું વહન થવા લાગ્યું. જેવી રીતે વર્ષાકાલિક પૂરવાળી નદીઓ સંગમસ્થાનમાં આવીને નિમેષમાત્ર અટકી જાય છે અને પુન: ઉછાળો મારીને અગ્રગામિની થાય છે તેવા પ્રકારની જ એ સૈન્યની અવસ્થા થયેલી જોવામાં આવતી હતી. ગુર્જર સેનાએ પોતાના વેગયુક્ત પ્રથમ આક્રમણથી દાક્ષિણાત્ય સૈનિકોના સમુદાયને પાછળ હટાવી દીધો અને તેથી બેચાર ક્ષણ ગુર્જર સેનાનો વિજય થયેલો દેખાવા લાગ્યો; પરંતુ શત્રુસેનાને પાછળથી સૈનિકોનું અવ્યાહત બળ મળ્યા કરતું હોવાથી અલ્પ સમયમાંજ શત્રુસેનાએ ગુર્જર સેનાને પાછળ હટાવી દીધી. શક્તિ તથા સંખ્યાબળની અધિકતા ધરાવનારી દાક્ષિણાત્ય સેનાનાં ચરણો આગળ પડવા લાગ્યાં અને તેણે ગુર્જર સૈનિકોના

સંહારના વ્યવસાયને ભીષણ સ્વરૂપમાં આરંભી દીધો. બૂવડની વિશાલ-સંખ્ય સેના મંડળગઢના બાહ્ય ભાગમાં વિસ્તરેલી હોવાથી ત્યાંથી સૈનિકો નવીન ઉત્સાહ તથા નવીન આવેશને ધારણ કરીને દુર્ગમાં પ્રવેશ કરતા હતા અને ગુર્જર વીરોના શિરચ્છેદ કરવા મંડી જતા હતા. ગુર્જર વીરોનો શોણિતરાશિ પંક—કાદવ—ના સ્વરૂપમાં પરિણત થવા લાગ્યો અને તેથી ત્યાંની ભૂમિને જાણે ગાઢ રક્તવર્ણે ગાલીચાવડે આચ્છાદિત કરી દેવામાં આવી હોય, તેવો નિરીક્ષકના નેત્રોને ભાસ થવા લાગ્યો. ઠાકોર વીરેન્દ્રકુમારની આસપાસ સર્વત્ર ગુર્જર વીરો તથા દાક્ષિણાત્ય વીરોના મૃતદેહોના રાશિઓ ખડકાઈ ગયા. ગુજર વીરો પુનઃ પુનઃ દાક્ષિણાત્ય વીરોપર મરણિયા થઇને તૂટી પડતા હતા અને કેટલાક દાક્ષિણાત્ય વીરોનાં બલિદાન લઇને પોતે પણ બહુસંખ્ય દાક્ષિણાત્ય સૈન્યનાં બલિદાન થઈ જતા હતા. બહુધા બે ઘટિકા જેટલા સમયમાં મુઠ્ઠીભર ગુર્જર વીરોનો સંહાર થઈ જતાં સારંગદત્ત તથા ઉદુભંગ-રાજ એ ઉભય દાક્ષિણાત્ય સેનાધ્યક્ષો રણક્ષેત્રમાં વિજેતાના સ્વરૂપમાં ઊભેલા દૃષ્ટિગોચર થવા લાગ્યા.

જે વેળાયે પ્રાસાદના બાહ્ય ભાગમાં વિસ્તરેલા વિશાળ ક્ષેત્રમાં માનવ-હત્યાકાંડ નામક નાટકનો ભીષણ અભિનય ચાલી રહ્યો હતો તે વેળાયે આયુધાગારમાં ગોપાલસિંહ, હરપાલ તથા પદ્માવતીના આ યુદ્ધમાં ભાગ ન લેવામાટેના આગ્રહનો અસ્વીકાર કરીને વીરવેશમંડિત યુવક અજય તેમને પોતાના માર્ગમાંથી દૂર હટાવવાનો અને શત્રુઓના સંહારમટિ યુદ્ધક્ષેત્રમાં ઉપસ્થિત થવાનો આતુરતાયુક્ત પ્રયત્ન કરી રહ્યો હતો. પદ્મા-વતીએ તેના કટિદેશને પોતાના બાહુપાશમાં બદ્ધ કરી લીધો હતો અને ગોપાલસિંહ તથા હરપાલે તેની ઉભય ભુજાઓને પોતાના હસ્તોવડે ઝાલી રાખી હતી. હરપાલ તેને સંબોધીને ઉપદેશના રૂપમાં કહેવા લાગ્યો કેઃ—

"વીર અજયસિંહ, આ યુદ્ધમાં ભાગ લઇને કોઈ પણ પ્રકારના યોગ્ય કારણ વિના પોતાના જીવને જોખમમાં નાખવાથી તમોને શો લાભ થવાનો છે? અમો સર્વની ભાવી આશાઓની સફળતાનો કેવળ તમારા જીવન ઉપર જ આધાર હોવાથી અમારો તમોને નમ્રતાયુક્ત એજ આગ્રહ છે કે અત્યારના તમારા આ સાહસને આટલેથી જ અટકાવી દો, અને આ યુદ્ધમાં જવાના વિચારને માંડી વાળો."

"તો શું રણભૂમિમાં શત્રુઓનો સંહાર કરીને દેહનો ત્યાગ કરવો એ ક્ષત્રિય વીરનું કર્તવ્ય નથી, એમ તમો સર્વ કહેવા માગો છો?" અજયસિંહે લાલ લોચનથી પૂછ્યું.

તેના એ પ્રશ્નના ઉત્તરમાં પદ્માવતી આર્જવદર્શક ભાવથી કહેવા લાગી કેઃ "મારા વીર, મારા બંધુ, શત્રુઓને સંહારીને રણભૂમિમાં પોતાના દેહનો ત્યાગ કરી દેવો એ જ સત્ય ક્ષત્રિય વીરોનું એકમાત્ર કર્તવ્ય છે, એનો કોઇથી પણ અસ્વીકાર કરી શકાય તેમ નથી, અને તેથી તારા દેહના બલિદાનથી મારા પિતાશ્રી, મારાં માતુશ્રી તથા આપણા આ મંડળગઢને સ્વાતંત્ર્યસુખની

પ્રાપ્તિ થવાનો જો લેશમાત્ર પણ સંભવ હોત તો, તો હું તને આવી રીતે અટકાવવાનો કદાપિ પ્રયત્ન કરત નહિ; માત્ર એટલું જ નહિ, પણ હું પોતે પણ તારી સાથે રણભૂમિમાં આવીને શત્રુઓને સંહારવા મંડી જાત. જેવી રીતે ધ્યેયની સિદ્ધિના સમયમાં આત્મરક્ષાનો વિચાર પાપરૂપ મનાય છે તેવી જ રીતે જે વેળાયે ધ્યેયસિદ્ધિને બદલે ધ્યેયના ઘાતની સંભાવના જ સ્પષ્ટ સ્વરૂપમાં દષ્ટિગોચર થતી હોય તે વેળાયે અકારણ કરાયલું આત્મસમર્પણ પણ અવિચારમૂલક તથા પાપરૂપ છે એ તારે નિશ્ચયપૂર્વક માની લેવાનું છે. મારા બંધુ, અત્યારે તો તારા માટે આ યુદ્ધથી દૂર તથા અલિપ્ત રહેવાની જ આવશ્યકતા છે; કારણ કે, જો મારા પિતાશ્રીને, મારાં માતુશ્રીને અને તને પોતાને એકસમયાવચ્છેદે શત્રુઓ બંદી કરીને લઈ જશે, તો તેથી કેવળ આપણા મંડળગઢ નામક લઘુ રાજ્યની જ નહિ, પણ સમસ્ત ગુર્જરરાષ્ટ્રની કેટલી સીમાપર્યન્ત હાનિ થવાનો સંભવ છે એનો તું પોતે જ શાંતિથી વિચાર કરી જો. જો તું મુક્ત રહીશ, તો આપણા પક્ષના જે વીરો અદ્યાપિ અહીં ન આવી શકવાથી જીવિત રહેલા છે તેમને એકત્ર કરી શકીશ અને તેમની સહાયતાથી તારાથી યુદ્ધની નવી બાજી માંડી શકાશે. આ કારણથી અત્યારનું તારું આ સાહસ સર્વથા અશ્રેયસ્કર છે અને તેથી જ અમો તને આ સાહસ ન કરવાનો આટલી સીમા પર્યન્ત પ્રબળ આગ્રહ કરી રહ્યાં છીએ."

"સ્વામિન્, મારો પોતાનો તો વળી એ જ અભિપ્રાય છે કે આપ પોતે તથા પદ્માવતી બહેન બન્ને આ સ્થાનમાંથી સત્વર પ્રયાણ કરી જાઓ તો સારું. ભૂવડનો સેનાપતિ સારંગદત્ત અહીં આવી લાગ્યો છે એનો વિચાર કરો. હું અહીં આવતો હતો તે વેળાયે તેનું કેટલુંક સંભાષણ મારા સાંભળવામાં આવ્યું હતું. અત્યારે કોઈ પણ પ્રકારનો હઠવાદ કરવો કિંવા અવિચારમૂલક સાહસને આધીન થવું એ પોતાના હસ્તથી જ પોતાનો ઘાત કર્યા સમાન છે એટલામાટે અમારા ઉપદેશને માની જાઓ." ગોપાલસિંહે પણ પદ્માવતીના ઉપદેશ જેવો જ ઉપદેશ આપ્યો.

"હાય, આ ઘાત કયા ચાંડાલે કરી બતાવ્યો? આ વિશ્વાસઘાત કરનાર ચાંડાલ કોણ છે? તે દેશદ્રોહી વિશ્વાસઘાતકનો સર્વનાશ થાઓ, તેના પૂર્વજોનો, તેનો પોતાનો તેમ જ તેના વંશજોનો રૌરવનરકમાં નિવાસ થાઓ. હે પરમેશ્વર, અત્યારે જો તું તે દેશદ્રોહી તથા વિશ્વાસઘાતક ચાંડાલને મારા હસ્તમાં સમર્પી દેવાની ઉદારતા દર્શાવે, તો હું તેને એવી ભયાનક શિક્ષા આપું કે તેને મળેલી એ શિક્ષાના દર્શનથી વિશ્વાસઘાતકોને તેમના વિશ્વાસઘાત નામક અક્ષમ્ય પાતકનું કેવું ભયંકર પ્રાયશ્ચિત્ત ભોગવવું પડે છે એનું ગુર્જરરાષ્ટ્રને યાવચ્ચંદ્રદિવાકરૌ સ્મરણ રહી જાય અને તેથી ભવિષ્યમાં કોઈ પણ ગુજરાતી એ પાતક કરવાના વિચારમાત્રને પણ પોતાના મનમાં લાવવાનું સાહસ ન કરે." યુવક અજયસિંહે ખેદદર્શક ઉદ્ગારો કાઢ્યા.

"આજના આ અવસરમાં કોઇએ પણ જો વિશ્વાસઘાત કર્યો હશે તો તે વિશ્વાસઘાત તથા વિશ્વાસઘાતિની વ્યક્તિનો અવશ્ય યથાસમય પ્રકાશ

થઈ જશે એટલે એ વિષયની ચિન્તાને અત્યારે ત્યાગી દો અને આપનું જીવન અત્યારે ભયમાં હોવાથી સર્વથી પ્રથમ આત્મરક્ષાનો ઉદ્યોગ કરો." હરપાલે કહ્યું.

"મારા પૂજ્ય કાકાને તેમ જ મારાં પૂજ્ય કાકીશ્રીને આપણા શત્રુઓનાં બંદી થવા દઇને હું કોઇએક ભીરુ કાપુરુષ પ્રમાણે આ સ્થાનમાંથી પલાયન કરી જાઉં? હું વીર પુરુષ હોવા છતાં ષંઢતાનો પરિચય કરાવીને મારા નામને શાશ્વત કલંકિત કરી નાખું? મારા જેવા વીર ક્ષત્રિય યુવકમાટે અપકીર્તિ મૃત્યુ કરતાં પણ અધમતર છે એ તમો નથી જાણતા કે શું? જો હું અત્યારે અહીંથી પલાયન કરી જઇશ તો આપણી સ્વર્ગાદપિ ગરીયસી જન્મભૂમિ ગુર્જરભૂમિના મુખમાંથી એ જ ઉદ્ગારો નીકળશે કે: 'સમરાંગણમાંથી પલાયન કરી જનારા આવા રણભીરુ કાપુરુષના હસ્તથી મારું શું કલ્યાણ થવાનું છે?' નહિ; પૂજ્ય હરપાલજી, હું પલાયન કરીને મારા નામને ચિરકલંકિત નથી જ કરવાનો. એટલામાટે મને છોડી દો, અને રણભૂમિમાં જઇને વીરગતિને પ્રાપ્ત કરી લેવા દો." હરપાલના ઉપદેશનો ભીષણ વિરોધ કરતાં અજયસિંહે ઓજસ્વિતાથી આ વાક્યો ઉચ્ચાર્યાં.

"જો તેં અકારણ મૃત્યુને સ્વીકારી લેવાનો જ દૃઢ નિશ્ચય કરી લીધો હોય, તો પ્રથમ તારી તલ્વારથી મારો શિરચ્છેદ કરી નાખ અને ત્યાર પછી આનન્દથી સમરભૂમિમાં જઇને વીરગતિને પ્રાપ્ત કરી લે કે જેથી તે રાક્ષસોના હસ્તથી મારી અપ્રતિષ્ઠા તથા વિડંબના થવાનો દુઃખદ પ્રસંગ તો ટળી જાય." પદ્માવતીએ ગોઠણભંડીએ અજય સમક્ષ બેસી જઇને આ શબ્દો દયાજનક સ્વરથી ઉચ્ચાર્યા.

"મારી પ્રાણપ્રિયા ભગિની, આ અજયના દેહમાં જ્યાં સુધી પ્રાણ છે ત્યાં સુધી તારી અપ્રતિષ્ઠા તથા તારી વિડંબના કોણ કરી શકનાર છે?" અજયસિંહે ગર્જનાના રૂપમાં આ વાક્યનો ઉચ્ચાર કર્યો.

આટલા સમયમાં રણક્ષેત્રમાં ચાલતી ધૂમશ્ચક્રીની જવાળા પ્રસરતી પ્રસરતી આયુધાગાર પર્યન્ત આવી લાગી. આવી ભયંકર પરિસ્થિતિને જોઇને પદ્માવતી પોતાના બંધુને આયુધાગારના એક ગુપ્તદ્વાર પ્રતિ ધકેલતી કહેવા લાગી કે: "બંધુ, ઊતાવળો થા અને પલાયન કરી જા; કારણ કે, અત્યારની શિથિલતા આપણામાટે વિઘાતક થઈ પડનારી છે. ચાલ, હું પણ તારી સાથે જ આવું છું."

આ શબ્દો ઉચ્ચારતાંની સાથે જ અજયના ઉત્તરની પ્રતીક્ષા ન કરતાં પદ્માવતીએ આયુધાગારમાંના ગુપ્તદ્વારને ઊઘાડીને અજયાને તેમાં બળપૂર્વક ધકેલી દીધો અને તે પોતે પણ તેમાં ઊતરી ગઈ. હરપાલ તે દ્વારમાં પ્રવેશ કરતો હતો એટલામાં આયુધાગારના અગ્રદ્વારમાં ભૂવડના સૈનિકો આવી લાગવાથી "આટલી બધી ત્વરા કરવા છતાં પણ જે ઘાત થવાનો હતો તે તો અંતે થયો જ," એવો પદ્માવતીને ભાસ થવા લાગ્યો અને તેથી તેના આવેશ તથા ધૈર્યનો લોપ થઈ ગયો. શસ્ત્રોના ઝણત્કાર તથા શત્રુ સૈનિકોના કોલાહલને સાંભળતાં તેનું મસ્તિષ્ક ભ્રમવા લાગ્યું અને તે મૂર્છિતા થઇને અજયના હસ્તમાં પડવાની તૈયારીમાં હતી એટલામાં એક પ્રકારનો વિલક્ષણ ધ્વનિ

અચાનક ત્યાં ઉદ્ભવીને તેનાં શ્રવણોમાં અથડાયો અને અન્ય ક્ષણે જ તે વિવર-માર્ગમાં નિબિડ અંધકારનો ભયાનક અધિકાર વ્યાપી ગયો. અજયના હૃદયમાં એવી શંકા થવા લાગી કે: "શત્રુઓ આ ગુપ્ત માર્ગને અવશ્ય શોધી કાઢશે, અવશ્ય અમારી પૂઠે પડશે, અને તેમ થતાં સુરક્ષિતતાને બદલે અમારા ઘાત-નો જ પ્રસંગ આવી લાગશે. પાછળ રહી ગયેલા ગોપાલસિંહને અમારા પ્રાણોને રક્ષવાના અપરાધમાટે તેઓ કદાચિત્ મારી નાખશે અને મંડળ-ગઢમાં જેટલો મચાવી શકાય તેટલો ઉપદ્રવ્યાપ મચાવી દેશે. હાય, સમર-ભૂમિમાં શત્રુઓને સંહારતાં વીરગતિને પ્રાપ્ત કરી લેવાને બદલે મારા ભાગ્યમાં આવા ગુપ્ત સ્થાનમાં અજ્ઞાત મૃત્યુને આધીન થવાનો લેખ જ લખાયલો હોવો જોઇએ. જો મારું મૃત્યુ થઈ જશે, તો મારી પ્રિય ભગિની પદ્માવતીની શી દશા થશે?" આવા પ્રકારના વિચારોએ અજયના હૃદયનું યદ્યપિ મંથન કરી નાખ્યું, તથાપિ આવા દુર્બલતાદર્શક વિચારોને તેણે પોતાના મનમાં વધારે વાર ટકવા ન દીધા. તે વિવર, તે વિવરમાંના ગમનમાર્ગો તેમ જ તે વિવરની સમસ્ત વ્યવસ્થાનો તે સંપૂર્ણ જ્ઞાતા હોવાથી આવી વિલક્ષણ પરિસ્થિતિમાં પણ તેણે પદ્માવતીની સુરક્ષિતતાની યથાશક્ય વ્યવસ્થાનો આરંભ કરી દીધો. ગોપાલસિંહ પાછળ રહી ગયાનું સાંભળીને મૂર્છિતા થયેલી પદ્મા-વતીને તેણે પોતાના ઉભય બાહુઓપર ઉપાડી લીધી અને હરપાલને પાછળ આવવાનું કહીને તે પોતે આગળ આગળ ચાલવા લાગ્યો. લગભગ પચાસ પગથિયાં નીચે ઊતર્યા પછી અને ત્યાર પછી તેટલા જ સપાટ માર્ગનું અતિ-ક્રમણ કર્યા પછી હરપાલને પુનઃ પચીસેક પગથિયાં ચઢવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. તે માર્ગથી અજ્ઞાત તથા અનભ્યસ્ત હરપાલ ક્યાંય ઠોકર ન ખાઈ જાય તેમ જ અસાવધાનતાથી દીવાલ સાથે અથડાઈ ન પડે એટલામાટે અજયસિંહ તેને વારંવાર કેટલીક ઉપયુક્ત સૂચનાઓ આપ્યા કરતો હતો. શીતલ વાયુની લહ-રીના આગમનનો ભાસ થતાં 'હવે કદાચિત્ પ્રકાશનાં કિરણો દૃષ્ટિગોચર થશે,' એવી આશાથી આસપાસ સૂક્ષ્મ દૃષ્ટિપાત કરતા તેઓ આગળ વધતા હતા; પરંતુ ઘનિષ્ઠ તથા નિબિડતમ અંધકાર અને અંધકાર જ વિસ્તરેલો તેમના જોવામાં આવ્યા કરતો હતો. હરપાલને તો એ ભૂગર્ભમાર્ગની ભિત્તિઓ પણ અંધકારનિર્મિત જ ભાસવા લાગી. આગળ ચાલતાં અજયસિંહે અચાનક એક સ્થાનમાં અટકી જઇને હરપાલને કહ્યું કે:—

"હરપાલજી, આ મૂર્છિતા પદ્માવતીને જરા સંભાળો એટલે હું દીપકને પ્રકટાવું; કારણ કે; હવે આ અંધકારના પ્રતિકારની આવશ્યક્તા અનિવાર્ય છે."

હરપાલે અંધકારમાં જ પોતાની ભુજાઓને પ્રસારી; પરંતુ અજય કિંવા પદ્માવની એ ઉભયમાંની એક પણ વ્યક્તિને તેની ભુજાઓ સ્પર્શ કરી શકી નહિ એટલે તેણે મંદ સ્વરથી પૂછ્યું કે: "અજયસિંહ, તમો ક્યાં છો?"

"હરપાલજી, આમ આવો." ક્ષીણ સ્વરથી ઉચ્ચારાયલા આ શબ્દોએ હરપાલના કર્ણરંધ્રોમાં પ્રવેશ કર્યો.

હરપાલે તે સ્વરની દિશામાં પોતાની ભુજાઓને પ્રસારતાં પદ્માવતીનો હસ્ત તેના હસ્તમાં આવી ગયો, એટલામાં અજયસિંહે દીપકને પ્રકટાવ્યો

ને દીપકના પ્રકાશનો વિસ્તાર થવા પછી જ એ વિવરમાર્ગમાં વિસ્તરેલા
ફેલેલા અંધકારની તેઓ વાસ્તવિક કલ્પના કરી શક્યા. જાણે તે દીપકના
કાશનો સ્વાહાકાર કરવામાટે અંધકાર રાક્ષસ ચારે દિશામાંથી, નીચેથી અને
પરથી લપકી રહ્યો હોય એવો જ તેમને ભાસ થવા લાગ્યો. તે દીપકની
જ્યોતિ કૌરવોના દ્રોણાચાર્યનિર્મિત ચક્રવ્યૂહમાં સપડાયલા બાલવીર અભિ-
ન્યુ પ્રમાણે કંપાયમાના થતી દેખાતી હતી.

"મારા પિતાશ્રીની તથા મારાં માતુશ્રીની શી દશા થશે વારુ? હર
ર, નિર્દોષ બિચારો ગોપાલસિંહ. અમારાં જીવનની રક્ષા કરવાના અપરાધ-
ાટે ક્યારનોય શત્રુઓનાં શસ્ત્રથી મૃત્યુના મુખમાં તે પડી ગયો હશે!!"
દ્માવતી તે વિવરની શીતલ પ્રસ્તરાચ્છાદિત ભૂમિપર બેસીને આવા પ્રકા-
ના શોકદર્શક ઉદ્ગારો ખિન્ન હૃદયથી કાઢવા લાગી. આ ઉદ્ગારોને પોતાના
ખમાંથી બહિર્ગત કરતાં તેનાં નેત્રો આંસુભીનાં થઈ ગયાં.

"બહેન, જો તું અહીં થોડી વાર કોઈ પણ પ્રકારના ભયને હૃદયમાં
થાન આપ્યા વિના શાંતિથી થોભી જવાને તૈયાર હોય, તો મારો એવો
વેચાર છે કે અહીંથી પાછો જઇને જો શક્ય હોય તો કાકા તથા કાકીને
ણ અહીં લઈ આવું, અને તેમને અહીં લાવ્યા પછી આપણે આપણા માર્ગમાં
ાગળ વધીએ." અજયસિંહે પદ્માવતીને સંબોધીને પોતાના એક સાહસમય
વીન વિચારનો પ્રકાશ કર્યો.

પરંતુ અજયના ઉગ્ર સ્વભાવને પદ્માવતી સારી રીતે જાણતી હોવાથી
ના મનમાં 'કદાચિત્ શત્રુ સૈનિકોના અમાનુષ અત્યાચારોને જોતાંજ એનો
પિત્તો ઉકળી આવશે અને એ ન કરવાનું સાહસ કરીને પોતાના જીવનને
ના કારણ ભયમાં નાખી દેશે,' એવી શંકાનો ઉદ્ભવ થયો અને તેથી
ણે અજયના એ નવીન પ્રસ્તાવનું કાંઈ પણ ઉત્તર ન આપ્યું. પદ્માવતીના
મૈનાવલંબનથી અજય તેના મનોભાવને જાણી ગયો અને સ્મિતમંડિત
ખથી તેને આશ્વાસન આપતો કહેવા લાગ્યો કે:—

"ભગિની, હવે હું કાંઈ પણ અવિચારમૂલક સાહસ કરી બેસીશ એવી
શમાત્ર પણ શંકાને તું પોતાના હૃદયમાં આવવા દઇશ નહિ. મારો તે સમ-
નો આવેશ વસ્તુતઃ અવિચારમૂલક તથા વિઘાતક હતો એ હવે મને પોતાને
ણ સ્પષ્ટ જણાય છે. હું અત્યંત સાવધાનતાથી વર્તીશ અને સર્વ શક્ય
યત્નો કરીને મારા કાકા તથા મારાં કાકીને અહીં લઈ આવીશ. જો મારા
ાગમનમાં કોઈ પણ અનિવાર્ય કારણથી આપણી ધારણા કરતાં વિશેષ
લંબ થઈ જાય, તો તું લેશમાત્ર પણ ભયભીત ન થતાં સરળ માર્ગમાં
ાલી જજે. આગળ જતાં બે દ્વાર તારા જોવામાં આવશે અને તે દ્વારેથી
ક હસ્તના અંતરે ડાબી બાજૂએ ભૂમિમાં એક ખીલો ઠોકેલો તને દેખાશે.
ખીલાને કાઢી લેતાં જ તને તારો માર્ગ મળી આવશે અને તારો તથા તારી
ાથે રહેનારા હરપાલનો જૈન યતીશ્વર શીલગુણ સૂરિના ચૈત્યના એક ગુપ્ત
ાઠમાં નિર્વિઘ્ન પ્રવેશ થઈ જશે."

"મારા વીર બંધુ, મારા પિતાશ્રીના, મારાં માતુશ્રીના અને જે નિર્દોષ તથા અનુકંપાશીલ પુરુષે આપણાપર અગાધ ઉપકારો કરેલા છે તે ગોપાલસિંહના પ્રાણોની રક્ષામાટે હું તને અહીંથી પાછો જવાની અનુમતિ એ શર્તેજ આપું છું કે તું કોપના આવેશમાં કોઈ પણ પ્રકારનું અવિચારમૂલક સાહસ ન કરવાના શપથ લઇ લે અને ત્યાર પછી અહીંથી વિદાય થઈ જા." પદ્માવતીએ પ્રેમાર્દ્રતાથી આ શબ્દો ઉચ્ચાર્યા.

"પ્રેમમૂર્તિ તથા પવિત્રહૃદયા ભગિની, તારા મુખમાંથી નીકળેલો જે શબ્દ તે મારા માટે વેદાજ્ઞાતુલ્ય છે એ તારે નિશ્ચયપૂર્વક માની લેવાનું છે." અજયસિંહે આ વાક્યના ઉચ્ચારથી પદ્માવતીના શંકાશીલ હૃદયનું સંપૂર્ણ સાંત્વન કરી નાખ્યું.

પદ્માવતીની સંમતિ મળતાં જ અજયસિંહ ત્યાંથી પાછો વળ્યો અને સાવધાનતાથી ચઢાણોપર ચઢતો તેમ જ ઉતરાણોપરથી ઊતરતો તે વિવરના મુખ પાસે આવી લાગ્યો. આયુધાગારમાં વ્યાપેલી જનશૂન્યતાનો નિશ્ચય કરી લઇને તે ત્યાંથી પાછો ફર્યો અને વિવરમાંના એક અન્ય માર્ગને સ્વીકારીને પુનઃ પાષાણસોપાનોપર ચઢવા લાગ્યો. અજય ત્યાં વ્યાપેલા અંધકારમાં એટલી તો દ્રુત ગતિથી વિચરી રહ્યો હતો કે તેના એ વ્યવસાયથી ત્યાંનો અંધકાર તેને પ્રકાશતુલ્ય જ ભાસતો હોવો જોઇએ એવું સ્પષ્ટ અનુમાન કરી શકાતું હતું. તે પાષાણનિર્મિત નિઃસરણીના શિરોભાગમાં આવતાંની સાથે જ તેણે એક વિશાળ કક્ષની ભિત્તિમાંના કપાટરૂપ ગુપ્ત દ્વારને ઊઘાડીને તે ગુપ્ત દ્વારમાં પ્રવેશ કર્યો, અને તે કપાટદ્વારની ફાટમાંથી તે વિશાળ કક્ષમાંના દશ્યને અવલોકવાના કાર્યનો આરંભ કર્યો. તે વિશાળ ખંડ ઠાકોર વીરેન્દ્રકુમારનો વિશ્રામાગાર હોવાથી તેમાં વિલાસનાં અનેક સાધનો વિદ્યમાન હતાં. અત્યારે પોતાના કાકાના એ વિશ્રામાગારમાં મંડળગઢના સ્વામીને કારાગૃહવાસી કરનારા શત્રુ સૈનિકરૂપ ચોરોએ ચલાવેલી ધમાચકડીને જોઇને અજયના હૃદયમાં ત્વેષનો આવિર્ભાવ થવા લાગ્યો. ભૂવડના ભ્રષ્ટાચારી સૈનિકો ત્યાં અત્યારે આનંદોત્સવનો ઉપભોગ કરી રહ્યા હતા અને તેમના આનંદોત્સવમાં ભાગ લેવામાટે તેમના અધિકારીઓ પણ તેમની સાથે આવી મળ્યા હતા. કેટલાક સૈનિકો કસૂંબા પાણી ઉડાવતા બેઠા હતા, કેટલાક અધિકારીઓ મદિરાની ઉપાસનામાં લીન થયેલા દેખાતા હતા, કેટલાક સેનાનીઓ ભંગના રંગને જમાવવાની ચેષ્ટા કરી રહ્યા હતા અને કેટલાક ધનલોલુપ સૈનિકો ત્યાંના મૂલ્યવાન્ પદાર્થોને હસ્તગત કરી લેવાના અથવા અન્ય શબ્દોમાં કહીએ તો લૂટી જવાના કાર્યમાં રોકાયલા હતા. એ જ વિશાળ ખંડમાં પદ્માવતીએ પોતાના હસ્તથી શરપાળના કેશોવડે જેમાં 'युद्धस्व जेताऽसि रणे सपत्नान्' એ શબ્દો ભરેલા હતા તે રાષ્ટ્રીય ધ્વજ પડેલી અજયના જોવામાં આવી. લુંટાક સૈનિકો પોતાને જોઇતા ઐશ્વર્યકારક પદાર્થોને લૂટીને અને પોતાના અધિકારીઓને માદક પદાર્થોના યોગે નિશ્ચેષ્ટ કરીને ત્યાંથી ચાલતા થઈ ગયા. અજયસિંહે પદ્માવતીને આપેલા પોતાના અભિવચનનું

સ્મરણ કરીને પોતાના દ્વેષ તથા આવેશને બળાત્કારે પોતાના હૃદયમાં જ શમાવી દીધો. ભૂવડના સૈનિકોના મુખથી ઠાકોર વીરેન્દ્રકુમાર તથા માનભદ્રા વિષયક, કાંઈ પણ સંવાદ સાંભળવામાં આવશે એવી ધારણાથી અજય ત્યાં જ બેસીને તેમના સંવાદનું લક્ષ પૂર્વક શ્રવણ કરવા લાગ્યો; પરંતુ તેની એ આશા ફળીભૂત ન થઈ; કારણ કે, તેમના મુખમાંથી નીકળતા અપશબ્દો, મૂર્ખતા-દર્શક ઉદ્ગારો તથા ઠાઢા પહોરના ગપાટા વિના અન્ય કોઈ પણ પ્રકારનો ઉપયુક્ત સંવાદ તેના સાંભળવામાં આવ્યો નહિ. ત્યારપછી કસૂંબા, ભાંગ તથા મદિરા આદિનો તે સૈનિકોનાં શરીરોમાં જેમ જેમ અધિક અધિકાર થવા લાગ્યો તેમ તેમ તેમના બોલવાની માત્રા વધારે અને વધારે ઓછી થતાં અંતે બિલકુલ તેમની બોબડીઓ બોલતી બંધ થઈ ગઈ. તે શ્રાંત, ક્લાન્ત તથા માદકવસ્તુભોક્તા સૈનિકો અંતે નિદ્રાધીન થઈ જતાં ત્યાં બહુધા સ્તબ્ધતાનું સામ્રાજ્ય વિસ્તરી ગયું. આવી પરિસ્થિતિના અવલોકનથી 'હવે કોઈ પણ પ્રકારનો અપાય થવાની સંભાવના નથી,' એનો નિશ્ચય કરી લઇને અજયસિંહે કપાટદ્વારને કિંચિદ્ ઊઘાડ્યું અને ક્ષણ કિંવા બે ક્ષણ પછી સમસ્ત-દ્વારને ઊઘાડી નાખ્યું. એ ઊઘડેલું દ્વાર કોઇના જોવામાં આવી શકયું ન હોતું એમ જોઇને અજયસિંહે પોતાના કાકાના તે વિશ્રામાગારમાં મંદ ગતિથી પ્રવેશ કર્યો. વિશ્રામાગારમાંના દીપકોને જો કે પ્રજ્વલિત કરવામાં આવ્યા હતા, તથાપિ તે દીપકોનો પ્રકાશ પ્રખર ન હોવાથી તેને મંદ ગતિથી વિશ્રામા-ગારમાં સંચરવાનો ઇષ્ટ પ્રસંગ મળી ગયો. ચાલતાં ચાલતાં ત્યાં વિસ્તરેલા પ્રકાશને મંદતર કરી નાખવામાટે તેણે પાંચ સાત દીપકોને બુઝાવી નાખ્યા. માદક પદાર્થોના સેવનથી ગાઢ નિદ્રાને આધીન થયેલા અસાવધાન શત્રુઓ-પર શસ્ત્ર ચલાવીને તેમના જીવનની પરિસમાપ્તિ કરી નાખવાનો અશ્વત્થામાનો ઘોરતમ વિચાર અજયસિંહના મનમાં ન આવ્યો; માત્ર એટલું જ નહિ, પણ તે કર્તવ્યભ્રષ્ટ સૈનિકોને તે દયાની દૃષ્ટિથી જ જોવા લાગ્યો. ત્યાથી આગળ વધીને તે પોતાની કાકી માનભદ્રાના શયનાગારના માર્ગમાં ચાલવા લાગ્યો અને અસ્તવ્યસ્ત તથા નિશ્ચેષ્ટ થયેલા શત્રુ સૈનિકો તેના આગમનના રહસ્યને જાણી શક્યા ન હોતા એનો પુનઃ એક વાર સંપૂર્ણ નિશ્ચય કરી લઇને તેણે અંતઃપુરના દ્વારને હડસેલીને ઊઘાડી નાખ્યું અને અંતઃપુરમાં પ્રવેશ કર્યા પછી દ્વારને પાછું અંદરથી વાસી લીધું. તેણે માનભદ્રાના શયનાગારમા પ્રવેશ તો કર્યો, પણ ત્યાં કોઈ પણ મનુષ્ય વ્યક્તિ તેના જોવામાં ન આવવાથી તે ત્યાંથી નિરાશ થઇને પાછો ફર્યો અને પોતાના કાકા વીરેન્દ્રકુમારને શોધવાના વિચારથી શયનાગારમાંથી બહિર્ગત થયો. તે શયનાગારમાંથી જે વેળાયે બહાર નીકળ્યો તે ક્ષણે જ શયનાગારનું એક અન્ય દ્વાર ઊઘડતું તેના જોવામાં આવ્યું અને એક દાક્ષિણાત્ય સૈનિક તે ઊઘડેલા દ્વારમાંથી બહાર નીકળીને તેના પ્રતિ આવવા લાગ્યો. તે દાક્ષિણાત્ય સૈનિકને જોતાં જ અજયસિંહ કાંઇક અચકાયો અને 'હવે કારાગૃહવાસ કિંવા મૃત્યુને સ્વીકારી લીધા વિના છૂટકો જ નથી' એમ તેને ભાસવા લાગ્યું. આવા વિલક્ષણ પ્રસંગને ઉપસ્થિત થયેલો જોઇને

અજયસિંહે શત્રુને પોતાની તલ્વારનું પાણી બતાવીને વીરગતિને પ્રાપ્ત કરવાનો નિશ્ચય કરી લીધો અને પોતાના તે નિશ્ચય અનુસાર તે જ્યાં ઊભો હતો ત્યાંથી જરાક પાછો હટીને સિંહ પ્રમાણે છલાંગ મારી તે દાક્ષિણાત્ય સૈનિકના શરીરપર જઈ પડ્યો. તે દાક્ષિણાત્ય સૈનિકે લેશમાત્ર પણ ભયભીત ન થતાં તેમ જ કોઈ પણ પ્રકારનો ચીત્કાર કે કોલાહલ ન કરતાં અજયના એ આક્રમણને શાંત વૃત્તિ તથા મૂક મુખથી સહન કરી લીધું; પરંતુ અજય જ્યારે તેનો વધ કરી નાખવાને પોતાની તલ્વારને તાણી તૈયાર થઈ ગયો એટલે તે દાક્ષિણાત્ય સૈનિકે તેને સંબોધીને ગંભીર સ્વરથી કહ્યું કે:—

"વીર અજયસિંહ, હું આપનો શત્રુ નહિ, પણ મિત્ર છું; હું અન્ય કોઈ નહિ, પણ આપનો પૂર્ણ પરિચિત ગોપાલસિંહ છું."

જેની જીવનરક્ષામાટે અજય પાછો આવ્યો હતો તેનો જ તેના હસ્તથી ઘાત થવાનો પ્રસંગ આવી લાગ્યો હતો એ ભેદ જાણવામાં આવતાં જ અજયસિંહે પોતાની તલ્વારને પાછી હટાવી લીધી અને તે ગોપાલસિંહને સંબોધીને કહેવા લાગ્યો કે: "મિત્ર ગોપાલસિંહ, તમોને પાછળ રહી જવું પડ્યું હતું તેથી મારા તથા પદ્માવતીના મનમાં બહુ જ ચિન્તા થવા લાગી હતી; કારણ કે, શત્રુઓએ અવશ્ય તમારી હત્યા કરી નાખી હશે એમ જ અમો ધારતાં હતાં. પરંતુ અમારી એ ધારણા અસત્ય સિદ્ધ થઈ છે, અને તમો અદ્યાપિ સુરક્ષિત છો એ જોઇને મારા આનંદનો અવધિ થઈ ગયો છે. તમોને સુરક્ષિત જોઇને બહેન પદ્માવતીના મનમાં કેટલો અને કેવો આનંદ થશે એ અત્યારે કહી શકાય તેમ નથી."

"આપથી વિયુક્ત થયા પછીનો મારો વૃત્તાંત કુતૂહલવર્ધક હોવાથી હું તે આપને અવકાશના સમયમાં કહી સંભળાવીશ; અત્યારે આ સ્થાનને ત્યાગી જવાની આપણામાટે અનિવાર્ય આવશ્યકતા હોવાથી મારો એ વૃત્તાંત આ ક્ષણે જ મારાથી આપને સંભળાવી શકાય તેમ નથી." ગોપાલસિંહે ગંભીરતાથી કહ્યું.

"મારા પૂજ્ય કાકા તથા મારાં પૂજ્ય કાકીને લઈ આવવાનું મેં પદ્માવતીને કહેલું હોવાથી અને એટલામાટે જ પદ્માવતીએ મને અહીં પાછા આવવાની સંમતિ આપેલી હોવાથી તે ઉભયમાંથી નિદાન એક પણ વ્યક્તિને મળ્યા વિના મારાથી આ સ્થાનનો ત્યાગ કરી શકાય તેમ નથી." અજયસિંહે ગોપાલસિંહને પોતાના આગમનના કારણનો પરિચય કરાવ્યો.

"શ્રીમતી માનભદ્રા દેવીના દર્શનનો આપને લાભ મળી શકે એ તો જાણે સર્વથા અસંભવનીય ઘટના છે; પરંતુ જો આપણાં ભાગ્ય અનુકૂલ હોય, તો કદાચિત્ પૂજ્ય ઠાકોર વીરેન્દ્રકુમારના દર્શનનો લાભ આપણને અલ્પસમયને માટે મળી શકશે એવી મારી માન્યતા છે; કારણ કે, હું અત્યારે ઠાકોરશ્રી વીરેન્દ્રકુમાર પાસેથી જ ચાલ્યો આવું છું." ગોપાલસિંહે શક્યાશક્યતાનું દર્શન કરાવ્યું.

"જો કેવળ અર્ધ ઘટિકા જેટલા સમય પર્યન્ત પણ આપણને મારા પૂજ્ય કાકાશ્રીના દર્શનનો લાભ મળી શકતો હોય, તો એથી વિશેષ બીજું

આપણને જોઇએ છે જ શું ? ચાલો, ગોપાલસિંહ, તમારી ઉપકારમાલિકાના ઉપકારરૂપ મણકાઓમાં આ મણકાની પણ વૃદ્ધિ થવા દો." અજયસિંહે અધીરતાથી કહ્યું.

જે દ્વારમાંથી ગોપાલસિંહ બહાર નીકળ્યો હતો તે દ્વારના માર્ગથી જ ગોપાલસિંહ અજયસિંહને ઠાકોર વીરેન્દ્રકુમારના બંદિવાસમાં લઈ ગયો. ત્યાં એક દીપકનો મંદ પ્રકાશ વિસ્તરેલો હતો અને ત્યાંનું ઐશ્વર્ય ઠાકોર વીરેન્દ્રકુમારની પદવીને શોભાવનારું નહિ, પણ એક બંદિજનની હીન પદવીને જ શોભાવનારું હતું. વૃદ્ધ ઠાકોર વીરેન્દ્રકુમાર પોતાની શય્યામાં પડ્યો હતો. ગોપાલસિંહ તથા અજયસિંહને આવેલા જોતાં જ તે પોતાની શય્યામાં ઊઠીને બેઠો થઈ ગયો અને અજયના દર્શનથી તેના મુખમાંથી કદાચિત્ આશ્ચર્યદર્શક ઉદ્દગારો નીકળી જાત; પરંતુ ગોપાલસિંહે તેવા ઉદ્દગારોને ન કાઢવાનો તેને સંકેત કરી દેવાથી તેણે મૌનનું અવલંબન કરી લીધું અને તે સારું જ થયું. અજયસિંહે આગળ વધીને પોતાના કાકાનાં ચરણોને હસ્તસ્પર્શ કરતાં મંદ સ્વરથી કહ્યું કે: "પૂજ્ય કાકા, આ ગોપાલસિંહજીની સહાયતાથી હું આપને આ સભય સ્થાનમાંથી કોઈ એક નિર્ભય સ્થાનમાં લઈ જવામાટે જ અત્યારે અહીં આવ્યો છું."

"પુત્ર અજય, અત્યાર સુધી મારો જીવ સ્વસ્થ હતો. ગોપાલસિંહના મુખથી તારા કુશળ સમાચાર મારા સાંભળવામાં આવેલા હોવાથી મારી સમસ્ત ચિન્તાનો લોપ થઈ ગયો હતો; પરંતુ અત્યારે તને અહીં પાછો આવેલો જોઇને પુનઃ મારા મનમાં એક પ્રકારની ગંભીર ચિન્તાનો આવિર્ભાવ થવા લાગ્યો છે. વત્સ, મારો તને એ જ આગ્રહ છે કે તું એક નિમેષમાત્ર પણ આ સ્થાનમાં ન થોભતાં આ ક્ષણે જ અહીંથી ચાલ્યો જા અને નિર્ભય થા; કારણ કે, આ સ્થાનમાં તું નિર્ભય નથી." ઠાકોર વીરેન્દ્રકુમારે અજયને સંબોધીને આ ઉદ્દગારો ખિન્નતાદર્શક સ્વરથી કાઢ્યા.

"પૂજ્ય કાકા, આપને અહીંથી મારી સાથે લીધા વિના હું ક્યાંય પણ નથી જવાનો; કારણ કે, મારી ભગિની પદ્માવતીને મેં આપને સાથે લઈ આવવાનું વચન આપેલું છે." અજયસિંહે કહ્યું.

" તાત, મારાથી અત્યારે તારી સાથે આવી શકાય તેમ છે જ નહિ; કારણ કે; જો હું આ સ્થાનને ત્યાગી જઇશ તો તારાં કાકીની શત્રુઓના હસ્તથી મહાદુર્દશા થશે અને મારા દેહને થનારા કષ્ટના કારણથી ગુજરાતના ઉદ્ધારકાર્યને જે તીવ્ર ગતિની પ્રાપ્તિ થવાનો સંભવ છે તેનો અકારણ અવરોધ થઈ જશે." વીરેન્દ્રકુમારે અજયને તેની સાથે ન જવાનાં બે પ્રબળ કારણો દર્શાવ્યાં.

"પૂજ્ય કાકા જો પરમેશ્વરની એવી જ ઇચ્છા હોય, તો પરમેશ્વરની એ ઇચ્છાથી વિરુદ્ધ વર્તવાની અમારી ભાવના નથી. આપના દેહને થનારા કષ્ટના નિમિત્તથી જ જો ગુજરાતના ઉદ્ધારકાર્યને તીવ્ર ગતિની પ્રાપ્તિ થવાનો સંભવ હોય તો ભલે આપના દેહને કષ્ટો ભોગવવાં પડે; એમાટે અમારી ના નથી.

છતાં મારો પોતાનો તો અવશ્ય એ જ અભિપ્રાય છે કે બંદિવાસનાં કષ્ટોને ભોગવવા કરતાં સ્વાતંત્ર્યયુક્ત વનવાસનાં કિંવા અજ્ઞાતવાસનાં કષ્ટોને ભોગવવાં એ જ અધિક શ્રેયસ્કર છે; કારણ કે, ત્યાં આપનાં કષ્ટોનાં દર્શનથી અમારાં હૃદયોમાં નિત્ય નવીન સ્ફુરણનો આવિર્ભાવ થયા કરશે અને તે સ્ફુરણના યોગે અમારાથી પરાધીન ગુજરાતને સત્વર સ્વાધીન કરી શકાશે." અજયસિંહે પોતાના કાકાના વાદનો બૌદ્ધિક પ્રતિવાદ કરતાં આ વાક્યો ઉચ્ચાર્યાં.

"મારા કુલદીપક, તારો મારામાં અગાધ પૂજ્યભાવયુક્ત પ્રેમ હોવાથી તને આમ ભાસે એ સર્વથા સ્વાભાવિક છે; પરંતુ અત્યારે મારી મુક્તાવસ્થા કરતાં મારો આ બંદિવાસ જ એક વિશિષ્ટ કારણથી અધિક હિતાવહ થવાનો સંભવ છે એવો જ મારો દૃઢ વિશ્વાસ છે. મારી પોતાની તથા સમ્રાટ્ ભુવ-ડની પરિસ્થિતિમાં એટલી સીમા પર્યન્ત ભયંકર અંતરાય રહેલો છે કે જો તું મને અહીંથી અત્યારે પોતાની સાથે લઈ જઇશ, તો રાષ્ટ્રના ઉદ્ધારનું કાર્ય એક બાજૂ જ રહી જશે અને તારા જેવા તરુણ વીરોને મારા જેવા એક વૃદ્ધ પુરુષને સુરક્ષિત રાખવામાં જ પોતાની શક્તિઓનો વ્યય કરી નાખવો પડશે. મારા રક્ષણ કરતાં રાષ્ટ્રના રક્ષણની અધિકતર આવશ્યકતા છે, એ તારે કદાપિ ભૂલી જવાનું નથી. મારા વંશાવતંસ અજય, રાજ્યક્રાં-તિના મેઘમંડળમાં નિરંતર વિલક્ષણ ઉત્પાતો થતા જ રહે છે એટલે એ ઉત્પાતોથી ચિન્તાતુર, હતાશ કિંવા નિરુત્સાહ થઈ જવાનું કાંઈ પણ પ્રયોજન નથી. ક્રાંતિ એટલે રાજનૈતિક ભૂગોલને લાગતા ભૂકંપના આઘાતો છે અને આ ભૂકંપના પ્રસંગે પર્વતોના સ્થાનમાં પાતાલસ્પર્શિની દરીઓ તથા પાતાલસ્પર્શિની ગર્તાઓના સ્થાનમાં ગગનસ્પર્શી ગિરિરાજોની ઉત્પત્તિ થતી રહે છે. આ રાજ્યક્રાંતિમાં મારા જેવા અનેક વીરેન્દ્રકુમારો, શૂરપાળ જેવા કેટલાક મહાવીરો, અણહિલ્લ જેવા કેટલાક સુભટો તથા તારા જેવા અનેક દેશભક્ત વીર યુવકોરૂપ ધૈર્યના ગગનચુંબિત પર્વતો ગર્તાના સ્વરૂપમાં પરિ-વર્તિત થશે તેમ જ ગુજરાતની અવનતિરૂપ ગર્તામાંથી તમારા જેવા નવીન પર્વતો ઉદ્ભૂત થશે ત્યારે જ પરાધીન ગુજરાત સ્વાધીનતાનો સાક્ષાત્કાર કરી શકશે એ વાર્તાને તારે નિરંતર સ્મરણમાં રાખીને જ દેશોદ્ધારના કાર્યમાં અગ્રેસર થવાનું છે. મારો તને એ જ ઉપદેશ છે કે તું મારી ચિન્તાને વિસારી દે અને પોતાના સ્વીકૃત વ્રતનું અચલ નિષ્ઠાથી પાલન કરતો રહે. મારા આ ઉપદેશ અનુસાર વર્તવાથી તારા હસ્તમાં અલ્પકાલાવધિમાં જ ગુજરાતની વિજયવૈજયંતી આનંદનૃત્ય કરતી મારા જોવામાં આવશે એવી મારી દૃઢ શ્રદ્ધા છે. જા અને વિજયનો ભાગી થા." ઠાકોર વીરેન્દ્રકુમારે પોતાના ભત્રીજાને વાત્સલ્ય ભાવથી ઉચિત ઉપદેશ આપ્યો.

વીરેન્દ્રકુમારના આવા સ્પષ્ટ ઉપદેશથી પણ પિતૃભક્ત અજયના મનનું સમાધાન ન થયું. ગોપાલસિંહે પણ વીરેન્દ્રકુમારને અજયસિંહના પલાયન વિષ-યક આગ્રહને સ્વીકારી લેવા માટેની પ્રાર્થના કરી; પરંતુ વીરેન્દ્રકુમારે પોતાના પલાયનથી થનારા નાનાવિધ અનર્થપાતોનું તેમ જ માનસદાના દર્શનની અસં-

ભવનીયતાનું તેમને વિસ્તૃત વિવેચન કરી સંભળાવ્યું એટલે પછી અજય સર્વથા નિરુત્તર તથા નિરુપાય થઈ ગયો અને પોતાના પૂજ્ય કાકાનો આશીર્વાદ લઇને ગોપાલસિંહ સહિત ત્યાંથી ચાલતો થયો. ભૂવડના સૈનિકોવડે ઉભરાઈ જતા વીરેન્દ્રકુમારના વિશ્રામાગાર પ્રતિ અજયને વળતો ગોપાલસિંહે પૂછ્યું કે:—

"સ્વામિન્, આમ ક્યાં જાઓ છો?"

"મારા પૂજ્ય કાકાશ્રીની આજ્ઞાથી ભગિની પદ્માવતીએ તૈયાર કરેલી રાષ્ટ્રીય ધ્વજા આ વિશ્રામાગારમાં રહી ગયેલી હોવાથી તે રાષ્ટ્રીય ધ્વજાને લઈ લેવામાટે આ વિશ્રામાગારમાં જવાની આવશ્યક્તા અનિવાર્ય છે; કારણ કે, મારા પૂજ્ય કાકા કારાગૃહવાસી હોવા છતાં પણ શૂરપાળજીના કાર્યમાં તેમની સંપૂર્ણ સહાનુભૂતિ છે એમ એ રાષ્ટ્રીય ધ્વજાના દર્શનથી શૂરપાળજી સ્પષ્ટ સમજી શકશે." અજયસિંહે તે વિશ્રામાગાર પ્રતિ વળવાનું કારણ દર્શાવ્યું.

વિશ્રામાગારમાંના કેટલાક દીપકોને બુઝાવી નાખીને અજયસિંહે ત્યાં વિસ્તરેલા પ્રકાશને પ્રથમથી જ મંદ તો કરી જ નાખ્યો હતો, તો પણ ત્યાંથી જતી વેળાયે કોઈ પણ શત્રુની તેનાપર દૃષ્ટિ ન પડી શકે એટલામાટે તેણે જે કેટલાક દીપકો અદ્યાપિ પ્રજવલિત હતા તે દીપકોને પણ બુઝાવી નાખવાના વ્યવસાયને ચપળતાથી આરંભી દીધો. ચાર દીપકોને બુઝાવીને અજયસિંહ પાંચમાં દીપકને બુઝાવવા જતો હતો એવામાં ત્યાં પડેલા સૈનિકોમાંનો એક સૈનિક પોતાના પાસાને બદલતો દીપકને જોવા લાગ્યો. અજયસિંહે દીપકને તો બુઝાવી નાખ્યો, પરંતુ તે દીપકને બુઝાવીને દીપશિખાના નિર્વાણનું તે સૈનિકના મનમાં કાંઈ પણ પરિણામ થાય છે કે કેમ, એ જોવામાટે તે નિષ્ક્રિય થઇને ઊભો રહી ગયો; કારણ કે, જો તે સૈનિક જાગ્રતિનું લેશમાત્ર પણ ચિહ્‌ન દર્શાવે, તો તે તેને તત્કાલ શાશ્વત નિદ્રામાં સુવાડી દેવાનો જ તેનો મનોભાવ હતો. પરંતુ તે સૈનિક જાગ્રતિનું કાંઈ પણ ચિહ્‌ન ન દર્શાવતાં મૃત મનુષ્ય પ્રમાણે સંજ્ઞાશૂન્ય થઇને જ્યાં પડ્યો હતો ત્યાં જ પડી રહ્યો. હવે અજયસિંહે ત્યાંની એક દીવાલપર ટાંગેલી રાષ્ટ્રીય ધ્વજાને પોતાના હસ્તમાં ઉપાડી લીધી; પણ તે રાષ્ટ્રીય ધ્વજાને ઉપાડતાં તે જ ખીલામાં ટાંગેલી એક તલ્વાર તે ધ્વજા સાથે ખેંચાઇને નીચે પડી ગઈ અને ઉછળીને એક સુપ્ત સૈનિકના શરીરપર જઈ પડી. તે સૈનિક તે તલ્વાર તેના શરીરપર આવી પડતાં જ તત્કાળ ઊઠીને ઊભો થઈ ગયો અને વિશ્વાસઘાત, પ્રપંચ, કપટ, ઇત્યાદિ શબ્દોને ભયદર્શક સ્વરથી ઉચ્ચારવા લાગ્યો. અજયસિંહે તત્કાળ તેના શરીરપર ધસી જઇને જાગ્રતિમાં આવવાનાં ચિહ્‌નોને દર્શાવતા એક અન્ય સૈનિકના શરીરપર તેને નાખી દીધો અને અવશિષ્ટ રહેલા એક જ પ્રજ્વલિત દીપકને ચપલતાથી બુઝાવીને તે વિવરના કપાટદ્વારની દિશામાં અગ્રેસર થવા લાગ્યો. ભૂવડના ભયભીત થયેલા સૈનિકો ભયંકર બૂમરાણ કરવા મંડી ગયા અને અંધકારમાં જ શત્રુઓને શોધવાનો ઉદ્યોગ કરવા લાગ્યા. અંધકારમાં શત્રુ તથા મિત્રને ઓળખી લેવાનો લેશ

માત્ર પણ સંભવ ન હોવાથી અને અધૂરામાં પૂરું તેઓ માદક પદાર્થોના સેવનથી ઉન્મત્ત થયેલા હોવાથી જે કોઈ પણ હાથમાં આવે તેને પોતાનો શત્રુ જ માનવા લાગ્યા અને તેની સાથે ઝપાઝપી કરવા મંડી ગયા. આવી રીતે તેઓ પોતપોતામાં જ કાપાકાપી કરીને નષ્ટભ્રષ્ટ થવા લાગ્યા. અજયસિંહ શત્રુઓની ભ્રમણાનો લાભ લઇને ત્યાંથી ગોપાલસિંહ સહિત વિવરના ગુપ્ત માર્ગમાં પ્રવેશ કરી અર્ધ ઘટિકા જેટલા સમયમાં ચિન્તાતુરા પદ્માવતી સમક્ષ આવીને ઊભો રહ્યો.

પોતાના બંધુ અજયસિંહને સુખરૂપ પાછો આવેલો જોતાં જ શાંતિનો શ્વાસ લેતી પદ્માવતી પૂછવા લાગી કે: "મારા વીર, મારી પ્રાર્થનાઓને સ્વીકારીને પરમેશ્વરે તને નિર્વિઘ્ન પાછો અહીં તો પહોંચાડી દીધો; પરંતુ મારા પિતાશ્રી તથા મારાં માતુશ્રીના શા સમાચાર છે વારૂ ?"

પદ્માવતીના એ પ્રશ્નના ઉત્તરમાં ગોપાલસિંહ અગ્રભાગમાં આવીને કહેવા લાગ્યો કે: "વીરકુમારી, આપનો ક્યાંય પણ પત્તો મળી શકે તેમ નથી, એવો દૃઢ નિશ્ચય થઈ જતાં શત્રુઓએ પૂજ્ય ઠાકોર વીરેન્દ્રકુમારસિંહને તેમ જ આપનાં માતુશ્રી માનભદ્રા દેવીને પવન પર્વતમાંના એક ગુપ્ત તથા લઘુ દુર્ગમાં રાજબંદી તરીકે રાખવાની વ્યવસ્થા કરેલી છે અને જ્યાં સુધી સમ્રાટ્ ભૂવડનું આજ્ઞાપત્ર નહિ આવે ત્યાં સુધી તેમની સાથે તેમની પદવી તથા યોગ્યતા અનુસાર વર્તવાની અને તેમને સુખનાં સર્વ સાધનો પૂરાં પાડવાની સેનાધ્યક્ષ સારંગદત્તે પોતાના સૈનિકોને કઠિન આજ્ઞા સંભળાવી દીધી છે એટલે હાલ તરત તેમના સંબંધમાં અધિક ચિન્તાતુર થવાનું કાંઈ પણ પ્રયોજન નથી. આ વાર્તા એક વિશ્વાસપાત્ર મનુષ્યના મુખથી મારા સાંભળવામાં આવી છે એટલે આ વાર્તાને અસત્ય માનવાનું કાંઈ પણ કારણ હોય એવી મારી માન્યતા નથી."

"પરતુ મહાવીર શૂરપાળજીને તમો સૈન્યની જે સહાયતા આપવાના હતા તે સહાયતા આપવાની તમારી આશા તો મનમાંની મનમાં જ રહી ગઇને ? હવે મહાવીર શૂરપાળજીને સૈન્યની સહાયતા કયાંથી મળશે અને શત્રુના કારાગૃહમાંથી મારા પિતાશ્રી કેવી રીતે મુક્ત થઈ શકશે, એની જ મારા મનમાં પ્રચંડ ચિન્તા થયા કરે છે." પદ્માવતીએ નિરાશાદર્શક ભાવથી કહ્યું.

"વીર ભગિની, તું આટલી સીમાપર્યન્ત નિરાશ શામાટે થઈ જાય છે ?" અજયસિંહ રાષ્ટ્રીય ધ્વજાને પદ્માવતી સમક્ષ ઉપસ્થિત કરીને આશ્વાસક ભાવથી કહેવા લાગ્યો: "'દેશભકતોની ભુજાઓમાં ઈશ્વરી સામર્થ્યનો નિવાસ હોય છે' એ મહાવીર શૂરપાળજીના વચનનું તને વિસ્મરણ તો નથી થયું ? 'युद्धाय कृतनिश्चयः' એ તારા પોતાના ભદ્ર હસ્તથી આ રાષ્ટ્રીય પતાકામાં આલેખાયલા શબ્દો તારા સ્મરણપટમાંથી અદૃશ્ય થઈ ગયા છે કે કેમ ? આ રાષ્ટ્રીય ધ્વજાને મારા હસ્તમાં ધારણ કરીને હું દેશોદ્ધારક મહાવીર શૂરપાળ પાસે જઇશ, મારા પૂજ્ય કાકાનો સંદેશ તેમને સંભળાવીશ અને મારા પૂજ્ય કાકાનો જો શત્રુઓ વિશ્વાસઘાત કરશે તો હું મહાવીર શૂરપાળજીની સહાયતાથી ભૂવડના નિકંદન સાથે ભૂવડની રાજધાની કલ્યાણ

નગરીનું પણ ઉન્મૂલન કરી નાખીશ, એ તારે નિશ્ચયપૂર્વક માની લેવાનું છે. મારી આ પ્રતિજ્ઞા કદાપિ મિથ્યા કિંવા અન્યથા નથી જ થવાની."

અજયનાં આ આશ્વાસક વચનોથી પદ્માવતીના મનનું સમાધાન થઈ શક્યું નહિ. ચિત્રમાંના ઇષ્ટ રંગના મહત્ત્વને દર્શાવવામાટે જેવી રીતે તેની સાથે અન્ય રંગની છાયાને દર્શાવવી પડે છે તેવું જ અજયનાં એ આશ્વાસક વચનોનું પદ્માવતીના હૃદયમાં પરિણામ થયું. પદ્માવતીના હૃદયમાં રંગાતો ચિત્રપટ અજયના આ આશ્વાસનથી સુંદરતાને ધારણ કરી શક્યો નહિ. પદ્માવતીએ મૌનનું અવલંબન કરી લીધું.

પદ્માવતીને મૌનાવલંબિની થયેલી જોઇને ગોપાલસિંહ પોતાના કટિવસ્ત્રમાં છુપાવેલી સુવર્ણમંજૂષાને બહિર્ગત કરીને અજયસિંહને સંબોધીને કહેવા લાગ્યો કે: "પૂજ્ય ઠાકોર વીરેન્દ્રકુમારજીએ આ સુવર્ણમંજૂષા મને એવી આજ્ઞા સહિત સોંપેલી છે કે: 'આ સુવર્ણમંજૂષા અજયસિંહને આપજો અને અજયસિંહને કહેજો કે આ સુવર્ણમંજૂષા યતીશ્વર શીલગુણ સૂરિને આપવાની છે.'"

તે સુવર્ણમંજૂષાને પોતાના હસ્તમાં લઇને તેના ભારનું અનુમાન કરતાં અજયસિંહે જિજ્ઞાસા દર્શાવી કે: "આ સુવર્ણમંજૂષા કોની છે? અને મારા પૂજ્ય કાકાએ આ સુવર્ણમંજૂષાના સંબંધમાં મને કશી પણ સૂચના ન આપી તેનું શું કારણ હોવું જોઇએ વારુ?"

"આપના આગમન પૂર્વે જ તેમણે આ સુવર્ણમંજૂષા મને સોંપી દીધી હતી અને આપના આવ્યા પછી અન્ય આવશ્યકીય વાદાનુવાદમાં બહુ સમય વીતી જવાથી કદાચિત્ તેઓ આ સુવર્ણમંજૂષાના સંબંધમાં આપને કશી પણ સૂચના નહિ આપી શક્યા હોય, એવું સામાન્ય અનુમાન કરી શકાય છે. આ સુવર્ણમંજૂષા કોની છે અને કોની નહિ, એ હું નથી જાણતો; પરંતુ આ વસ્તુ આપના પોતાના હસ્તથી જ શીલગુણ સૂરિના હસ્તમાં પહોંચવી જોઇએ એવી ઠાકોરશ્રીની કઠિન આજ્ઞા છે. મને લાગે છે કે આ સુવર્ણમંજૂષા કદાચિત્ શૂરપાળજીની હોવી જોઇએ." ગોપાલસિંહે ઉત્તર આપ્યું.

"જો એમ જ હોય, તો તેમની આ અમાનત યતીશ્વરના હસ્તમાં આપણે પ્રાણ પ્રમાણે સંભાળીને પહોંચાડવી જ જોઇએ." પદ્માવતીએ કહ્યું.

"પરંતુ ગોપાલસિંહજી, તમારો કુતૂહલવર્ધક વૃત્તાંત હવે અમોને સંભળાવશો? કારણ કે, તે વૃત્તાંતને સાંભળવામાટે મારું મન અતિશય આતુર થઈ રહ્યું છે." અજયસિંહે પ્રસ્તરભૂમિપર બેસીને જિજ્ઞાસા દર્શાવી.

ગોપાલસિંહ પણ પ્રસ્તરભૂમિપર બેસી ગયો અને પોતાના કુતૂહલવર્ધક વૃત્તાન્તને વર્ણવતો કહેવા લાગ્યો કે: "આપ, પદ્માવતી બાઈ તથા હરપાલજીએ જે વેળાયે આ ભૂગર્ભમાર્ગના દ્વારમાં પ્રવેશ કર્યો તે જ ક્ષણે ભૂવડના સૈનિકો આયુધાગારના દ્વારમાં આવી લાગવાથી તેમનાં દેખતાં મારાથી આ વિવરના ગુપ્ત દ્વારમાં પ્રવેશ કરી શકાય તેમ હતું જ નહિ; કારણ કે, આ વિવરનું દ્વાર ઉઘાડું રહી ગયું હતું એટલે જો હું ત્યાંથી ખસું તો મહાભયાનક પરિણામ આવી જવાનો સંભવ હતો. આ વિવરનું ગુપ્ત દ્વાર ભૂવડનાં

સૈનિકોના જોવામાં ન આવે અને કેટલાક સમયપર્યન્ત આપ ત્રણે જણને તેમની દૃષ્ટિથી અદૃશ્ય રાખી શકાય એટલામાટે તે દ્વારપર આડા રાખેલા બખ્તરને મેં નીચે તાણ્યું, પરંતુ તે બખ્તરને તાણતાં તેની સાથે ત્યાંનો ખીલો પણ ખેંચાયો અને તે બખ્તર સહિત દરવાજો એકદમ બંધ થઈ ગયો. દ્વારને બંધ થયેલું જોતાં જ મારું હૃદય નિશ્ચિન્ત થયું. ત્યારપછી ભૂવદના સૈનિકોએ મને જોયો અને લૂટફાટ કરવા આવેલા એક સૈનિક તરીકે મને માની લીધો. તેમની એ ભ્રમમૂલક માન્યતાને દૃઢાવવામાટે હું પણ ત્યાં તેમનાં દેખતાં ત્યાંની વસ્તુઓને લૂટવા મંડી ગયો. આયુધાગારમાંની સુન્દર તથા કીમતી તલ્વારો, બખ્તરો તથા ઇતર શસ્ત્રોનો મેં તેમના સમક્ષ એક મોટો ઢગલો જ કરી દીધો અને તેમણે પણ બુભૂક્ષિતો પ્રમાણે તે વસ્તુઓને ઉપાડી લઈ જવાના કાર્યને આરંભી દીધું. તેઓ એ વસ્તુઓને ઉપાડી જવાના કાર્યમાં રોકાયલા હતા તે વેળાયે તેમને એ કાર્યમાં રોકાયલા રહેવા દઇને હું ઠાકોર વીરેન્દ્રકુમારજીના વિશ્રામાગારમાં જઇ પહોંચ્યો. ત્યાં સેનાધ્યક્ષ સારંગદત્ત તથા ઉડુભંગરાજ કાંઇક ગુપ્ત પરામર્શ કરતા ઊભા હતા. હું તેમના એ ગુપ્ત પરામર્શને સાંભળતો તેમનાથી અલ્પ અંતરે ઊભેલો હોવાથી મારાપર દૃષ્ટિ પડતાં જ ઉડુભંગરાજે મને પૂછ્યું કે: 'તમો સમ્રાટ્ના સૈન્યમાં શી પદવી ધરાવો છો ?' એના ઉત્તરમાં મેં જણાવ્યું કે: 'હું એક સો પાદસંચારી સૈનિકોનો નાયક છું.' મારા એ ઉત્તરને સાંભળીને ઉડુભંગરાજે મને મારા સૈનિકો સહિત ઠાકોર વીરેન્દ્રકુમારજીની દેખરેખ રાખવામાટે ત્યાંથી જવાની આજ્ઞા સંભળાવી દીધી અને તેની એ આજ્ઞાથી હું વળી એક મહાભયંકર નવીન પીડામાં આવી પડ્યો. પરંતુ મેં મારા મુખમંડળમાં ભયની લેશમાત્ર પણ છટાને ન આવવા દેતાં ઉડુભંગરાજને જણાવ્યું કે: "આપની આજ્ઞા મને શિરસાવંદ્ય છે, પરંતુ મારા હસ્તમાંના એંસી સૈનિકો તો અત્યારના યુદ્ધમાં કામ આવી ગયા છે એટલે એક સો સૈનિકોને મારે લાવવા ક્યાંથી?" મારા આ ઉત્તરનું શ્રવણ કરીને ઉડુભંગરાજે જે સૈનિકોને પ્રહરીઓ તરીકે રાખવામાં આવ્યા હતા તે સૈનિકોનાં અધિકારસૂત્રોને મારા હસ્તમાં લઈ લેવાની મને આજ્ઞા આપી અને આ નવીન પદવીને આનંદથી સ્વીકારી લઇને મેં ઉડુભંગરાજના હસ્તથી આજ્ઞાપત્ર લખાવી લીધું. ઠાકોરશ્રી વીરેન્દ્રકુમારજીની દેખરેખમાટે રખાયલા કામચલાઉ પ્રહરીઓને તે આજ્ઞાપત્ર બતાવીને મેં તેમનો અધિકાર લઈ લીધો. આ વ્યવસ્થાના યોગે સ્વાભાવિક જ ઠાકોરશ્રી વીરેન્દ્રકુમારજી પાસે જવાનો અને તેમની સાથે યથેષ્ટ વાર્તાલાપ કરવાનો પ્રસંગ મને અનાયાસ મળી ગયો. મારા મુખથી આપની તથા પદ્માવતી બાઇસાહેબની સુરક્ષિતતાના સમાચાર સાંભળીને તેમના આનંદનો અવધિ થઈ ગયો. તેમના મુખમાંથી અચાનક એવો ઉદ્ગાર નીકળી ગયો કે: 'જ્યાં સુધી મહાવીર શૂરપાળ, વીરવર્ય અણુહિલ્લ તથા મારા બત્રીજા અજયનું અસ્તિત્વ અવિચલ છે ત્યાં સુધી મારી આશા પણ સજીવન છે.' મહાવીર શૂરપાળજીનું નામ નીકળતાં જ તેમને

આ સુવર્ણમંજૂષાનું સ્મરણ થઈ આવ્યું અને તેથી આ સુવર્ણમંજૂષાને એ ગુપ્ત સ્થાનમાંથી બહિર્ગત કરીને તેમણે મારા હસ્તમાં સમર્પી દીધી. ત્યાર પછી અચાનક મને આપનો મેળાપ થઈ ગયો, આપણ બન્ને પાછા તેમની પાસે ગયા અને તેમને આપણી સાથે આવવાનો અતિશય આગ્રહ કર્યો, પણ આપણ એ આગ્રહને તેમણે ન સ્વીકાર્યો ઇત્યાદિ ઘટનાઓના તો આપ પણ જ્ઞાત છો એટલે એ ઘટનાઓનું વિશેષ વિવેચન નિરર્થક છે. ત્યારે હવે કહો ! મારો આ વૃત્તાન્ત કુતૂહલવર્ધક તથા વિનોદાત્મક છે કે નહિ?"

આટલા સમય પર્યન્ત મૌનનું દૃઢ અવલંબન કરીને બેઠેલો હરપાલ સુવર્ણ મંજૂષાનું અવલોકન કરતો ગંભીરતાથી બોલવા લાગ્યો કે: "જો આ સુવર્ણ મંજૂષા મહાવીર શૂરપાળજીના હસ્તમાં ન આવી હોત તો આ સર્વ સંકટોની વૃષ્ટિ પણ ન વર્ષી હોત. મારી માન્યતા અનુસાર તો આ સુવર્ણ મંજૂષા મહાઅપશકુની તથા અભદ્રા છે; કારણ કે, એના પ્રકટીભવન સાથે આરંભાયલાં સંકટોની પરંપરાનો અંત આવતો જ નથી. સર્વથી પ્રથમ આ સુવર્ણમંજૂષાએ અમારા આરણ્ય આગારમાં આવીને ત્યાં ભયાનક ઉત્પાત મચાવી દીધો અને મંડળગઢમાં આવીને મંડળગઢના સ્વામીને પણ તેમના પરિવાર સહિત સંકટગ્રસ્ત કરી નાખ્યા. આ સુવર્ણમંજૂષામાં હોય ભલે ગમે તે વસ્તુ, પણ તે વસ્તુ માનવહત્યા તથા રક્તપાત આદિની ઉત્પાદિકા છે એમાં તો જાણે કોઈ પણ પ્રકારનો સંશય છે જ નહિ. પરમાત્મા હવે પછી ભવિષ્યમાં આ સુવર્ણમંજૂષાનો દેશોદ્ધારક મહાવીર શૂરપાળજીને સાક્ષાત્કાર ન કરાવે એ જ મારી તે પરમાત્માનાં ચરણોમાં અનન્ય ભાવયુક્ત અભ્યર્થના છે."

પદ્માવતીના હૃદયસમુદ્રમાં દુઃખદ વિચારતરંગોનો ઉદ્ભવ થતાં તેના શોકની પરિસીમા થઈ ગઈ અને તે શોકાચ્છન્ન હૃદયથી કહેવા લાગી કે: "બંધુ અજય, માત્ર એક દિવસમાં જ ગુર્જરભૂમિને સ્વાધીનતાના સિંહાસને આરૂઢ કરવાનો આપણો અભિલાષદુર્ગ ધરાશાયી થઈ ગયો અને આપણે આલેખેલું ઉજ્જવલ ચિત્ર કાલિમાલિપ્ત થતાં સર્વથા વિદ્રૂપ થઈ ગયું. હાય હાય! મારા પિતાશ્રી શત્રુઓના બંદી થયા અને મહાવીર શૂરપાળજીની સર્વ આશાઓ વંધ્યાપુત્રતુલ્ય નિષ્ફળ તથા નિરર્થક થઈ ગઈ!!"

"મારી વીરભગિની, તારા આ નિરાશાદર્શક ઉદ્ગારોના શ્રવણથી મને જણાય છે કે તને ઉપદેશ તથા આશ્વાસન આપવાનો અવસર અત્યારે મારા સમક્ષ આવીને ઉપસ્થિત થઈ ગયો છે." અજય ગંભીરતાથી કહેવા લાગ્યો: "દેશકલ્યાણની સિદ્ધિના માર્ગમાં પુષ્પો પાથરેલાં નથી હોતાં, કિન્તુ એ માર્ગ નિરંતર ખડબચડો, ખાડાખડબાવાળો તથા કંટકોથી છવાયલો જ હોય છે. દેશ કલ્યાણના કાર્યમાં નિરાશા, અપયશ તથા પરાજય આદિનો તો ડગલે ને પગલે સાક્ષાત્કાર થતો રહે છે અને દેશોદ્ધારકોને એ નિરાશા, અપયશ તથા પરાજય આદિને પોતાના ચરણ તળે ચગદીને જ દેશકલ્યાણના માર્ગમાં અગ્રગામી થવું પડે છે. પરમાત્મા સત્ત્વપરીક્ષક હોવાથી દેશોદ્ધારક, પ્રજાબંધુ તથા લોકમિત્ર મહાપુરુષોનાં નેત્રો સમક્ષ આવા વિકટ પ્રસંગોને ઉપસ્થિત કરીને તેમની શાંતિ,

તેમનાં ધૈર્ય, તેમની દઢતા તથા તેમની સાવધાનતા આદિની પ્રથમ પરીક્ષા કરી લે છે અને ત્યાર પછી જ તેમના પ્રયત્નોને યશસ્વી કરવાની ઉદારતા દર્શાવે છે. દેશકલ્યાણની સિદ્ધિનો માર્ગ આવા પ્રકારનો હોવાથી આપણે આ સંકટના સાક્ષાત્કારથી નિરાશ થવાનું કાંઈ પણ કારણ નથી. જો આ રાષ્ટ્રીય ધ્વજ 'युद्धस्व जेतासि रणे सपत्नान्' આ પ્રમાણેની ગંભીર ઘોષણા કરીને આપણને એ જ ઉપદેશ આપી રહી છે અને પરમાત્મા રાષ્ટ્રીય ધ્વજના આ ઉપદેશને 'સત્ય' તરીકે પ્રકાશિક કરી રહ્યો છે."

"આ વિકટ સંકટમાં પણ જો સંતોષ માનવા યોગ્ય ઘટના હોય તો તે એટલી જ છે કે મારા પિતાશ્રી તથા મારાં માતુશ્રીને આપણા શત્રુઓએ એકબીજાથી વિયુક્ત નથી કરી નાખ્યાં." પદ્માવતીએ કિંચિત્ સંતોષ દર્શાવ્યો.

"પરંતુ ભાગ્યવતી રાજકુમારી, જો તમો શત્રુઓના હસ્તમાં સપડાઈ ગયાં હોત, તો તમો સર્વની એથી સર્વથા ભિન્ન પ્રકારની વ્યવસ્થા થવાનો સંભવ હતો; કારણ કે, સારંગદત્તનો તમોને તથા તમારાં પૂજ્ય માતુશ્રીને પોતાની સાથે લઈ જવાનો વિચાર નિશ્ચિત થઈ ચૂકયો હતો. તમો તેના હસ્તમાં ન આવવાથી તેનો એ વિચાર સર્વથા નિષ્ફળ થઈ ગયો, તે નિરાશાજન્ય કોપથી લાલ પીળો થઈ ગયો અને તેણે ઉદુભંગરાજના શિરપર દેવી માનભદ્રા સાથે મળી જવાનો દોષારોપ પણ કરી દીધો; કારણ કે, તમો તેમનામાંના જ કોઈ મનુષ્યની સહાયતાથી પલાયન કરી ગયાં છો એવી જ તેની માન્યતા થયેલી છે." ગોપાલસિંહે ગંભીરતાથી કહ્યું.

ગોપાલસિંહના મુખથી આ વાર્તા સાંભળતાં જ પદ્માવતી ભીતિના યોગે નિસ્તેજ થઈ ગઈ અને તેના સમસ્ત શરીરમાં રોમાંચ ખડાં થઈ ગયાં; કારણ કે, સારંગદત્તે ઠાકોર વીરેન્દ્રકુમાર પાસેથી તેના પોતાના હસ્તની બે વાર યાચના કરી હતી અને ઠાકોર વીરેન્દ્રકુમારે બન્ને વાર તેની એ યાચનાનો ધિક્કારપૂર્વક અસ્વીકાર કર્યો હતો, એ ઘટનાનું સ્મરણ પદ્માવતીના સ્મરણપટમાં અદ્યાપિ અવિચલ હતું. સારંગદત્તની સર્વત્રવ્યાપિની અપકીર્તિ તેમ જ પશુવૃત્તિને પણ લજાવનારા તેના અનાચારોની વાર્તાઓ અનેક વાર પદ્માવતીના સાંભળવામાં આવેલી હોવાથી પદ્માવતી સારંગદત્તના નામશ્રવણથી જ ભયભીતા થઈ જતી હતી. જ્યારે બીજી વાર ઠાકોર વીરેન્દ્રકુમારે સારંગદત્તની યાચનાનો અસ્વીકાર કર્યો તે વેળાયે સારંગદત્તે એવી ભીષણ પ્રતિજ્ઞા કરી લીધી હતી કે: 'પદ્માવતીને મારી સાથે પરણાવવાની તમો ના પાડો છો, તો હું તમારી પદ્માવતીને કોઈ વાર મારી રખાયત તરીકે રાખી બતાવીશ અને તમારા કુલની કીર્તિને ચિરકલંકિની કરી નાખીશ." તે ચાંડાલની એ પ્રતિજ્ઞા અત્યારે પદ્માવતીનાં નેત્રો સમક્ષ જ્વલદક્ષરોમાં લખાઇને ઊભી રહી. પ્રચંડ ઘંટાનાદ પ્રમાણે તે અક્ષરો તેનાં શ્રવણોમાં આવીને અથડાવા લાગ્યા. 'જો હું સારંગદત્તના હસ્તમાં સપડાઈ ગઈ હોત, તો મારી શી અને કેવી દુર્દશા થાત, એની મારાથી અત્યારે કલ્પનામાત્ર પણ કરી શકાતી નથી;' એમ તે મનોગત કહેવા લાગી, તેના સમસ્ત દેહમાં કંપનો આવિર્ભાવ થવા લાગ્યો,

તે ઘર્મસ્નાતા થઈ ગઈ અને તેનો જીવ મુંઝાવા લાગ્યો. તે પરમેશ્વરને વિનવણી મનોગત કહેવા લાગી કે: "હે દયાઘન પરમેશ્વર, તેં મને યથાસમય પલાયન કરી જવાની બુદ્ધિ સમર્પી દીધી એ બહુ જ સારું કર્યું. હે કરુણાસિંધો, આ તારી હતભાગિની કન્યકાનું તું આવી જ રીતે નિરંતર રક્ષણ કરતો રહેજે અને શત્રુઓના હસ્તથી કદાપિ મારી લજ્જાનો લોપ થવા દઇશ નહિ.' પ્રભુને આવા પ્રકારની પ્રાર્થના કર્યા પછી પદ્માવતીનું ચિત્ત કાંઇક શાંત થતાં તેણે ગોપાલસિંહને પૂછ્યું કે:–

"પરંતુ બંધુ ગોપાલસિંહજી, સારંગદત્તના આ વિચારો તમારા જાણવામાં કેવી રીતે આવી શક્યા?"

"વીર રાજકુમારી, એક મુદ્રાબદ્ધ પત્રિકા જ આ સર્વ સંકટને તમારા શિરપર ખેંચી લાવી છે." ગોપાલસિંહ પદ્માવતીના પ્રશ્નનું ઉત્તર આપતો કહેવા લાગ્યો: "સારંગદત્ત તથા ઉડુભંગરાજ પંચાસરમાં હતા તે વેળાયે ત્યાં અચાનક એક સંદેશવાહક દૂત જઈ પહોંચ્યો હતો અને તેણે એક મુદ્રાબદ્ધ પત્રિકા સારંગદત્તના હસ્તમાં આપતાંની સાથે જ સારંગદને ઉડુભંગરાજ તથા પોતાના સૈન્યને ત્યાંથી પ્રયાણ કરવાની આજ્ઞા સંભળાવી દીધી હતી. તે સર્વ સૈનિકોની સંખ્યા ચાર હજારની હતી; પણ વનોડદુર્ગને ઓળંગ્યા પછી તેમાંના એક હજાર સૈનિકોને મહાવીર શૂરપાળ તથા વીર અણહિલ્લને જીવતા પકડી લાવવામાટે અથવા તો તેમને મારીને તેમના મૃત દેહોને લઈ આવવામાટે ગિરિનારાયણ પર્વતની દિશામાં રવાના કરી દેવામાં આવ્યા હતા અને ત્રણ હજાર સૈનિકોને મંડળગઢના માર્ગમાં અગ્રેસર કરવામાં આવ્યા હતા. આ વાર્તા જ્યારે રાજપ્રાસાદમાં હું ઠાકોર શ્રી વીરેન્દ્રકુમારપર દેખરેખ રાખનારા પ્રહરીઓના અધ્યક્ષ તરીકે નીમાયો હતો ત્યારે બેચાર પ્રહરીઓ એટલે કે શત્રુસૈનિકોના મુખથી મારા સાંભળવામાં આવી હતી અને એ વાર્તા અક્ષરશઃ સત્ય હતી; કારણ કે, તે સૈનિકો પંચાસરમાં જે વેળાયે તે સંદેશવાહક દૂત આવ્યો હતો તે વેળાયે સારંગદત્તની પાસે જ ઊભા હતા અને સારંગદત્તના ઉદ્ગારો તેમના સાંભળવામાં આવ્યા હતા. તે મુદ્રાબદ્ધ પત્રિકાનું જે દુઃખદાયક પરિણામ થયું છે તે તમારા જોવામાં આવી ગયું છે."

"તમારા આ કથનથી તો કોઇએ અમારો વિશ્વાસઘાત કર્યો હોય એમ સ્પષ્ટ જણાઈ આવે છે." હરપાલ ખેદને પ્રદર્શિત કરતો ખિન્ન સ્વરથી કહેવા લાગ્યો: "આવા વિશ્વાસઘાતો તથા ગૃહભેદોથી જ અનેક રાષ્ટ્રોની સ્વાધીનતાનો સંહાર થઈ ગયો છે, થાય છે અને ભવિષ્યમાં પણ કદાચિત્ થતો રહેશે. હે પરમાત્મન્, તેં જો આ સંસારમાં વિશ્વાસઘાત, ગૃહભેદ તથા રાજ્યલોભ આદિ પદાર્થોને ઉત્પન્ન જ ન કર્યા હોત તો તને વારંવાર અવતારોને ધારવાનો પરિશ્રમ ન જ લેવો પડત અને શેષશય્યામાં સ્વસ્થતાથી શયમાન્ થઇને પોતાના નિર્માણ કરેલાં માનવ સંતાનોના સંસારને સુખરૂપ ચાલતો જોવાનો આનંદદાયક અવસર નિરંતર પ્રાપ્ત થતો રહ્યો હોત. પુત્રના

સૌખ્યલીલાજન્ય કૌતુકના દર્શનથી પિતાના આનન્દનો અવધિ થઈ જાય છે એવો એક નિશ્ચિત નિયમ હોવા છતાં તેં આ વિશ્વાસઘાત તથા ગૃહભેદ જેવી વસ્તુઓને ઉત્પન્ન કરીને પોતાની નિરામયતાને અકારણ દુઃખમાં શામાટે નાખી દીધી છે એ સમસ્યા મારાથી તો નથી જ સમજી શકાતી.''

"પૂજ્ય હરપાલજી, વિશ્વાસઘાતના કલંકથી કલંકિત થયેલું રાષ્ટ્રભક્તિરૂપ કાંચન જ સ્વાતંત્ર્યસમરની ભઠ્ઠીમાં પડીને નિષ્કલંક તથા ઉજ્વલ થઈ શકે છે; કારણ કે, એ સુવર્ણ જો કલંકિત ન હોય, તો એને એ ભઠ્ઠીમાં નાખીને શુદ્ધ કરવાની આવશ્યકતા રહેતી જ નથી. સ્વાતંત્ર્ય સમરરૂપ ભઠ્ઠીમાં નાખવાથી એ રાષ્ટ્રભક્તિરૂપ સુવર્ણને લાગેલો વિશ્વાસઘાતરૂપ કલંક નષ્ટ થઈ જાય છે એટલે આપણી રાષ્ટ્રભક્તિનો એ કલંક પણ નષ્ટ થઈ જશે અને ગુર્જર વીરોનું રાષ્ટ્રભક્તિરૂપ સુવર્ણ સો ટચના સુવર્ણ તરીકે જ અંતે સિદ્ધ થશે.'' હરપાલના મનનું આવી રીતે સમાધાન કરીને અજયસિંહે ગોપાલસિંહને સંબોધીને કહ્યું કે: "બંધુ ગોપાલસિંહજી, હવે અહીંથી સત્વર ચાલો; કારણ કે મારે મહાવીર શૂરપાળજી સમક્ષ ઉપસ્થિત થવામાટે અહીંથી સત્વર જ પ્રયાણ કરી જવાનું છે. હવે અહીં અકારણ વિલંબ થવા દેવો એ શ્રેયસ્કર નથી.'

અજયસિંહ, પદ્માવતી, હરપાલ તથા ગોપાલસિંહ એ ચારે વ્યક્તિઓ ત્યાંથી ઊઠીને આગળ વધવામાટે તૈયાર થઈ ગઈ. અજયસિંહ એ વિવરમાર્ગનો જ્ઞાતા હોવાથી માર્ગદર્શક તરીકે અગ્રભાગમાં ચાલવા લાગ્યો અને અન્ય ત્રણ વ્યક્તિઓ તેની પાછળ પાછળ ત્યાંના ઊંચાનીચા અથવા ચઢાણ ઊતરાણવાળા માર્ગમાં યથાશક્ય શીઘ્ર ગતિથી ચાલવા લાગી. એ વિવરમાર્ગમાં લગભગ એક કોશ જેટલો પંથ કાપીને તેઓ જૈન યતીશ્વર શીલગુણ સૂરિના ભૂમિતલસ્થ ચૈત્ય—મઠ—માં સુખરૂપ આવીને પ્રકટ થયાં. ચૈત્યમાંના જે ખંડમાં એ વિવરમાર્ગનો અંત થતો હતો અને ભૂગર્ભમાંથી ભૂમિતલપર આવી શકાતું હતું તે ખંડ યતીશ્વર શીલગુણ સૂરિનો શયનાગાર હોવાથી અને અત્યારે શીલગુણ સૂરિ તે શયનાગારમાં વિદ્યમાન હોવાથી અજયસિંહ તેમને શોધવાના પરિશ્રમથી તત્કાળ મુક્ત થઈ ગયો અને તેમને શોધવામાં જે કેટલોક સમય વીતવાનો સંભવ હતો તે સંભવ પણ ટળી ગયો. આવી રીતે અનાહૂત અતિથિજનોને ભૂગર્ભમાર્ગમાંથી અચાનક પોતાના શયનાગારમાં પ્રકટ થયલાં જોઇને અલ્પનિદ્ર યતિરાજ તત્કાળ પોતાની શય્યામાં ઊઠીને બેઠા થઈ ગયા. અજયસિંહે તેમનાં ચરણોમાં પ્રણિપાત કરીને પોતાના આગમનથી તેમને પરિશ્રમ આપવાનું કારણ સંક્ષેપમાં કહી સંભળાવ્યું અને ત્યાર પછી કહ્યું કે:—

"પૂજ્ય યતીશ્વર, જ્યાં સુધી મારા પૂજ્ય કાકા ઠાકોર વીરેન્દ્રકુમાર ભૂખંડના બંધનથી મુક્ત તથા સ્વતંત્ર ન થાય ત્યાં સુધી તેમની પ્રાણાધિકા પુત્રી અને મારી ભગિની આ પદ્માવતીના સંરક્ષણનો ભાર આપના શિરપર જ રહેલો છે; કારણ કે, અમારા વડિલે અમોને આપના આશ્રયમાં રહેવાની જ આજ્ઞા આપેલી છે.''

યતીશ્વર શીલગુણ સૂરિના વિસ્મિત મુખમંડળમાં કિંચિદ્ હાસ્યચ્છટા વિલસેલી દેખાઈ અને તેમણે અજયસિંહ તથા પદ્માવતીને આશીર્વાદ આપીને

આશ્વાસક ભાવથી કહ્યું કે: "વીરશિરોમણિ અજયસિંહ તથા પવિત્રતાની પ્રતિમા પદ્માવતી, આ ચૈત્ય તમારો જ છે. આ સ્થાન નિર્ભય હોવાથી અહીં નિશ્ચિન્ત થઇને નિવાસ કરો. આજે તમારા આતિથ્યનો અલભ્ય અવસર મળવાથી હું મને પોતાને મહાભાગ્યશાળી માનું છું."

---

## પ્રકરણ ૧૦ મું

## શીલગુણ સૂરિના ચૈત્યમાં

પદ્માવતી તથા હરપાલના નિવાસ આદિની યોગ્ય વ્યવસ્થા તથા સુવર્ણમંજૂષાની સુરક્ષિતતાનો યોગ્ય પ્રબંધ કરીને યતીશ્વર શીલગુણ સૂરિએ ગોપાલસિંહને પ્રભાતમાં જ ત્યાંથી વિદાય કરી દેવાની આવશ્યક તૈયારી કરી આપી. તેને સંન્યાસીનાં વસ્ત્રો તથા કમંડલુ આદિ અન્ય સાધનો આપીને શીલગુણ સૂરિ ગંભીર મુખમુદ્રા તથા ગંભીર સ્વરથી ઉપદેશના રૂપમાં કહેવા લાગ્યા કે:—

"ગોપાલસિંહજી, મંડળગઢના સ્વામી તથા તેમનાં પારિવારિક જનોના શિરપર તમોએ ઉપકારોના અસહ્ય ભારને સ્થાપી દીધો છે અને તમારી એ ઉપકારિતામાટે હું જ અત્યારે કૃતજ્ઞતાપૂર્વક તમારો ઉપકાર માનું છું. નિરંતર આવી જ સદ્બુદ્ધિ રાખતા રહેજો અને આવી જ રીતે દયાની ભાવનાને દર્શાવતા રહેજો. મારો તમોને અંતઃકરણપૂર્વક આશીર્વાદ છે કે 'वसुधैवकुटुम्बकम्' માનનારા મહાત્માઓની પદવી તમોને પણ પ્રાપ્ત થાય! 'શ્રીમદ્ ભગવદ્ગીતા'માં ભગવાન્ શ્રીકૃષ્ણના શ્રીમુખમાંથી બહિર્ગત થયેલા 'यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति' એ ભદ્રવાક્ય અનુસાર જે મનુષ્યની બુદ્ધિ વર્તતી રહે છે તે મનુષ્ય પોતે પરમેશ્વરરૂપ જ થઈ જાય છે. તમોએ તીર્થયાત્રાનો જે નિશ્ચય કરેલો છે તે યોગ્ય હોવાથી હું તમારા એ નિશ્ચયનો નિષેધ નથી કરતો અને આનંદથી તમોને પ્રયાણ કરી જવાની અનુમતિ આપું છું. છતાં જો કોઈ વાર પુનઃ આ દેશમાં અને સ્થાનમાં આવવાની તમારી ઇચ્છા થાય, તો આ ચૈત્યનાં દ્વાર તમારા સત્કારમાટે નિરંતર મુક્ત છે અને આ ચૈત્ય તમારો પોતાનો જ છે એમ જ તમારે માનવાનું છે."

ગોપાલસિંહને ત્યાંથી જવાની અનુમતિ આપતાં પદ્માવતીનાં પદ્મલોચનોમાંથી અશ્રુના મૌક્તિકતુલ્ય બિન્દુઓ ટપકવા લાગ્યા, અને ગોપાલસિંહ પણ વજહૃદય હોવા છતાં પ્રેમના કારણથી એ જ અવસ્થાને અનુભવવા લાગ્યો. યતીશ્વર શીલગુણ સૂરિ તથા અજયસિંહ બન્ને ગોપાલસિંહને ચૈત્યની સીમા પર્યન્ત પહોંચાડવામાટે તેની સાથે ગયા. ત્યાં યતીશ્વરનાં ચરણોમાં પ્રણિપાત કરીને ગોપાલસિંહ ચૈત્યની સીમામાંથી હજી તો બહિર્ગત થવાની તૈયારી કરી રહ્યો હતો એટલામાં અચાનક અશ્વોનાં ચરણોનો ધ્વનિ તેમનાં શ્રવણોમાં આવીને અથડાયો. એ ધ્વનિને સાંભળીને તેઓ ત્રણે જણ એક નિકટવર્તી વિશાળ વૃક્ષની આડમાં લપાઈ ગયા. અશ્વારોહીઓ પોતાના અશ્વોને મંદ ગતિથી ચલાવતા અગ્રગામી થતા હોવાથી તેમનો કોઈ સ્થાનમાં

આક્રમણ કરવાનો મનોભાવ હોય એમ દેખાતું ન હોતું. અલ્પ સમયમાં જ તે અશ્વારોહી સૈનિકોના મધ્યભાગમાં બે શિબિકાઓ તેમના જોવામાં આવી અને અશ્વારોહી ઉડુભંગરાજ તે શિબિકાઓના નિકટમાં જ પોતાના અશ્વને અત્યંત મંદ ગતિથી ચલાવતો દૃષ્ટિગોચર થયો. અજયસિંહે મંદ સ્વરથી યતીશ્વર શીલગુણ સૂરિ તથા ગોપાલસિંહને સંબોધીને પૂછ્યું કે:—

"ઉડુભંગરાજ મારા પૂજ્ય કાકા તથા મારા પૂજ્ય કાકીશ્રીને પવન પર્વતમાંના કારાગૃહમાં તો નહિ લઈ જતો હોય?"

"તમારું અનુમાન સત્ય છે." શીલગુણ સૂરિએ કહ્યું.

"મારી પણ એજ માન્યતા છે." ગોપાલસિંહ બોલ્યો.

શીલગુણ સૂરિ તથા ગોપાલસિંહની દૃષ્ટિ તે શિબિકાઓમાં જ સંલગ્ન થયેલી હતી. અંતે જ્યારે તે શિબિકાઓ દેખાતી બંધ થઈ ગઈ અને અશ્વોના ચરણોનો ધ્વનિ પણ સંભળાતો અટકી ગયો એટલે પછી ગોપાલસિંહ ચૈત્યના પ્રાંગણદ્વારમાંથી બહિર્ગત થઇને પોતાના માર્ગમાં અગ્રેસર થયો. ગોપાલસિંહને વળાવીને શીલગુણ સૂરિ તથા અજયસિંહ પાછા પદ્માવતી પાસે આવી લાગ્યા અને અજયસિંહે પોતાને દૃષ્ટિગોચર થયેલા દશ્યની કથા પદ્માવતીને કહી સંભળાવી. પોતાના પિતા તથા પોતાની માતાને પવનપર્વતના કારાગૃહમાં લઈ જવાની વાર્તા સાંભળતાં જ પદ્માવતીના કોમલ હૃદયમાં ભયાનક આઘાત થવા લાગ્યો. પદ્માવતીએ આંસુભીનાં નેત્રો તથા બાષ્પરુદ્ધ કંઠથી યતીશ્વરને પૂછ્યું કે:—

"પૂજ્યશિરોમણિ, હવે મારા પિતાશ્રી તથા મારા માતુશ્રીની શી દશા થશે? તેઓ કારાગૃહનાં કષ્ટોને સહન કરી શકશે ખરાં?"

યતીશ્વર શીલગુણ સૂરિ પદ્માવતીને આશ્વાસન આપતા કહેવા લાગ્યા કે: "સમ્રાટ્ ભૂવડની અત્યાર સુધીની રાજનીતિપરાયણતાના અવલોકનથી તો એવું જ દૃઢ અનુમાન કરી શકાય છે કે ઠાકોર વીરેન્દ્રકુમાર જેવા ગુજરાતના એક પ્રભાવશાલી વીર પુરુષને કારાગૃહમાં અસહ્ય કષ્ટો આપીને મારી નાખવાનું કુસાહસ તો તે નહિ જ કરે; કારણ કે, ઠાકોર વીરેન્દ્રકુમારને નામમાત્રના બંધનમાં રાખવાથી સમ્રાટ્ને જેટલો લાભ છે તેટલા લાભનો તેમને મારી નાખવાથી સંભવ નથી; કારણ કે, ઠાકોર વીરેન્દ્રકુમારના અસ્તિત્વમાં સમસ્ત ગુજરાતનો અગ્નિ કેન્દ્રીભૂત થયેલો છે અને તેમનું મૃત્યુ નિપજાવવાથી તે અગ્નિ ગુજરાતમાં સર્વત્ર પ્રસરી જવાનો સંપૂર્ણ સંભવ છે એટલે મારો એવો દૃઢ વિશ્વાસ છે કે સમ્રાટ્ ભૂવડ ઠાકોર વીરેન્દ્રકુમારને કારાગૃહમાં લેશમાત્ર પણ નષ્ટ નહિ આપે અને તેમના સુખની સર્વ વ્યવસ્થા કરાવી આપશે."

"કદાચિત્ આપની માન્યતા અનુસાર શત્રુઓ મારા પિતાશ્રીના અસ્તિત્વને મટાડી દેવાનો પ્રયત્ન અમુક કારણવશાત્ ન કરે એ સંભવનીય છે; પરંતુ સમ્રાટ્ પોતે અત્યારે ગુજરાતમાં વિદ્યમાન ન હોવાથી અને અહીંનું રાજ્યતંત્ર તેના દુરાચારી પ્રતિનિધિઓની ઇચ્છા અનુસાર જ ચાલતું હોવાથી એ અત્યાચારી રાજપ્રતિનિધિઓ મારાં માતાપિતાનો વિનાકારણ છળ તો

અવશ્ય કરવાના જ, અને જો તેઓ તેમનો અયોગ્ય છળ કરે, તો શત્રુઓનો એ છળ અસહ્ય હોવાથી તેમના જીવનની સમાપ્તિ થઈ જાય એ જ વધારે સારું છે:" પદ્માવતીએ છળ વિષયક એક નવીન શંકા દર્શાવી.

"મારી પોતાની તો એવી જ દૃઢ માન્યતા છે કે ભૂવડના અનાચારી તથા અત્યાચારી રાજપ્રતિનિધિઓ પણ ઠાકોર વીરેન્દ્રકુમારને છળવા તથા અપમાનિત કરવાની ધૃષ્ટતા દર્શાવી શકે તેમ નથી; માત્ર એટલું જ નહિ, પણ તેઓ અનાચારી તથા અત્યાચારી હોવા સાથે કુટિલનીતિપરાયણ તથા ભીરુ હોવાથી ઠાકોર વીરેન્દ્રકુમાર જેવા ગુજરાતના એક લોકપ્રિય તથા લોકમાન્ય પ્રજાનાયકને દીર્ઘ કાળ પર્યન્ત કારાગૃહમાં રાખવાનું સાહસ પણ તેમનાથી નહિ-જ કરી શકાય અને તેઓ પોતે જ ઠાકોર વીરેન્દ્રકુમારને કારાગૃહના બંધનથી અલ્પ સમયમાં મુક્ત કરી દેશે. આ સર્વ કારણોનો વિચાર કરીને હું અત્યારે શાંત તથા નિશ્ચિન્ત થઈ જા એ જ મારો તને આગ્રહપૂર્વક ઉપદેશ છે. તમો પરમેશ્વરને સર્વશક્તિમાન્ તથા સાધુજનોના ત્રાતા માનતા હોવાથી શત્રુઓના કારાગૃહમાં પણ તે પરમેશ્વર તારા સાધુ પિતા ઠાકોર વીરેન્દ્રકુમારનાં જીવન તથા માનની અવશ્ય રક્ષા કરતો રહેશે એવા વિશ્વાસને તું દૃઢ કરી લે અને ઠાકોર વીરેન્દ્રકુમારના યોગક્ષેમના ભારને પરમેશ્વરના શિરપર સ્થાપી દે." યતીશ્વર શીલગુણ સૂરિએ પદ્માવતીના મનનું પોતાનાં આ વાક્યોથી સંપૂર્ણ સમાધાન કરી દીધું.

પદ્માવતીના મનનું આવી રીતે યથોચિત સમાધાન કરીને યતીશ્વર અજયસિંહને પોતાની સાથે લઈ પોતાના વિશાળ ચૈત્યના એક અન્ય કક્ષમાં આવી લાગ્યા. ત્યાં અજયસિંહના મુખથી મંડળગઢની શત્રુઓના હસ્તથી થયેલી દુર્દશાનો વૃત્તાન્ત સાંભળતા યતીશ્વર શીલગુણ સૂરિ પોતાના આસન-પર શાંત ભાવથી વિરાજેલા હતા એટલામાં અચાનક ચૈત્યના દ્વારમાં સૈનિકોનો કોલાહલ તેમના સાંભળવામાં આવ્યો. એ કોલાહલને સાંભળતાં જ અજયસિંહ પોતાની તલ્વારને મ્યાનમાંથી બહાર કાઢતો તત્કાળ ઊઠીને ઊભો થઈ ગયો અને તેના મુખમાંથી એવો ઉદ્ગાર નીકળી ગયો કે:—

"અવશ્ય વિશ્વાસઘાત થયો છે અને ગોપાલસિંહ શત્રુઓના હસ્તમાં સપડાઈ ગયો છે."

શીલગુણ સૂરિએ તેનો હાથ ઝાલીને તેને પાછો તેના સ્થાનમાં બેસાડવાનો પ્રયત્ન કરતાં કહ્યું કે: "વત્સ અજય, જો ગોપાલસિંહ શત્રુઓના હસ્તમાં તારી માન્યતા અનુસાર સપડાઈ ગયો હશે, તો પણ અત્યારે તારા એકલાથી શું કરી શકાય તેમ છે?"

"મારા એકલાથી શું કરી શકાય તેમ છે? હું એકલો જ તેને તે નર-પિશાચોના હસ્તમાંથી મુક્ત કરી લઈશ અને તેના ઉપકારોને અજય ભૂલી નથી ગયો એમ તેને સિદ્ધ કરી બતાવીશ." અજયસિંહે આવેશના વેગમાં આ શબ્દો ઉચ્ચાર્યા.

"વત્સ, જે કોલાહલ અત્યારે આપણને સંભળાય છે તેથી એ કોલાહલ ઓછામાં ઓછા પણ પંદરથી વીસ મનુષ્યોનો હોવો જોઈએ એવું સ્પષ્ટ અનુમાન

કરી શકાય છે. જો મારું આ અનુમાન સત્ય હોય તો પંદરથી વીસ શસ્ત્રધારી સૈનિકો સમક્ષ તારા એકલાથી ટકાવ કરી શકાય એ અસંભવનીય છે અને તારા પ્રકટીભવનથી પદ્માવતીના ગુપ્તનિવાસનો તેમના સમક્ષ પ્રકાશ થઈ જશે એ તારા આ સાહસથી થનારી દ્વિતીય હાનિ છે; કારણ કે, એથી તારા ઘાત સાથે પદ્માવતીનો પણ અકારણ ઘાત થઈ જશે. એટલામાટે મારા ઉપદેશને માની લે અને આ અવિચારને ત્યાગી દે." શીલગુણ સૂરિએ અતિશય ગંભીર તથા અનુકંપામંડિત ભાવથી આ ઉપદેશ આપ્યો.

"તો શું, આપના કથનનો એ જ આશય છે કે ગોપાલસિંહને શત્રુઓના હસ્તથી શ્વાનના મૃત્યુએ મરવા દેવો અને તેના ઉદ્ધારનો કાંઈ પણ પ્રયત્ન ન જ કરવો?" અજયસિંહે કાંઇક તિરસ્કારવ્યંજક ભાવથી પૂછ્યું.

"નહિ; મારા કથનનો એવો આશય છે જ નહિ. હું પોતે ત્યાં જાઉં છું, અને જો ગોપાલસિંહ શત્રુઓના હસ્તમાં સપડાયલો હશે તો તેને હમણાં જ છોડવી લાવું છું. મારા કથનનો અથવા મારા ઉપદેશનો મર્મ માત્ર એટલો જ છે કે પદ્માવતી તથા હરપાલની સુરક્ષિતતામાટે તારે પણ અત્યારે સર્વથા ગુપ્ત જ રહેવું જોઇએ અને આવા અવિચારમૂલક સાહસને આચરવાના વિચાર માત્રને પણ પોતાના મનમાં ન આવવા દેવો જોઇએ." શીલગુણ સૂરિએ અજયને પોતાના ઉપદેશના આભ્યંતર આશયનો પરિચય કરાવ્યો.

અજય કાંઇક શાંત થયો અને શીલગુણ સૂરિ ત્યાંથી નીકળીને ચૈત્યના દ્વારમાં આવ્યા તો ત્યાં ચૈત્યના પ્રાંગણમાં અઢારથી વીસ દાક્ષિણાત્ય સૈનિકો એક ગુર્જર વીરને મારતા અને ત્યાંથી ખેંચી જવાનો પ્રયત્ન કરતા તેમના જોવામાં આવ્યા. ગુર્જર વીર કોઈ એક દૃઢ પાષાણ પ્રમાણે તે દાક્ષિણાત્ય સૈનિકોના કરાઘાત, મુષ્ટિપ્રહાર તથા લત્તાપ્રહારોને સહન કરી રહ્યો હતો. શીલગુણ સૂરિએ તત્કાળ ત્યાંથી આગળ વધીને તે ગુર્જર વીરને દાક્ષિણાત્ય સૈનિકોના અત્યાચારથી મુક્ત કરીને પોતાના પશ્ચાદ્ભાગમાં ઊભો રાખી દીધો. શીલગુણ સૂરિ ની મહાતેજસ્વિની, ભવ્ય તથા ગંભીર મૂર્તિને જોતાં જ દાક્ષિણાત્ય સૈનિકો અત્યાચાર કરતા અટકી ગયા અને યતીશ્વરને ભયભીત દૃષ્ટિથી જોવા લાગ્યા. શીલગુણ સૂરીએ ગંભીર સ્વરથી તેમને પૂછ્યું કે:—

"આ જખમી થઈ ગયેલા મનુષ્યને મારકૂટ કરતા તમો ક્યાં લઈ જવાનો પ્રયત્ન કરી રહ્યા છો?"

"મૃત્યુના અથવા યમરાજના સદનમાં." એક સૈનિકે ઉત્તર આપ્યું.

"એવો આ મનુષ્યે તમારો શો ભીષણ અપરાધ કર્યો છે?" યતીશ્વરે જિજ્ઞાસા દર્શાવી.

"આ મનુષ્યે જે અપરાધ કરેલો છે તે ભીષણ અપરાધનું નામ રાજદ્રોહ છે." તે સૈનિકોના નાયક જેવા દેખાતા સૈનિકે ઉત્તર આપ્યું.

"આણે રાજદ્રોહ નામક ભીષણ અપરાધ કર્યો છે એમ તમો શા આધારથી કહી શકો છો?" શીલગુણ સૂરિએ પૃચ્છાના પ્રદેશમાં આગળ વધીને ઘૃણાદર્શક મુખમંડળથી પૂછ્યું.

"આ મનુષ્ય રાજદ્રોહી ઠાકોર વીરેન્દ્રકુમારનો અનુયાયી છે અને ઠાકોર વીરેન્દ્રકુમારનું સુવર્ણનિર્મિત રણશૃંગ અત્યારે પણ એની પાસે છે એટલે એથી તત્કાળ અનુમાન કરી શકાય છે કે ઠાકોર વીરેન્દ્રકુમારે આ મનુષ્યને બળવાખોરોની કુમકે જ મોકલેલો હોવો જોઇએ." સૈનિક નાયકે તે ગુર્જર વીર પાસેથી છીનવી લીધેલા સુવર્ણરણશૃંગનું યતીશ્વરને દર્શન કરાવતાં આ ઉદ્‌ગારો કાઢ્યા.

તે સૈનિક નાયકના આ ઉદ્‌ગારોને સાંભળીને શીલગુણ સૂરિ હસિત મુખ-મુદ્રાથી કહેવા લાગ્યા કે: "વાહ! આવું તર્કશાસ્ત્ર જેમ ક્યાંય મારા સાંભળવામાં આવ્યું ન હોતું તેમ જ આવા ઉત્તમ પૂરાવાનો પણ ક્યાંય મને સાક્ષાત્કાર થયો ન હોતો. હું તમોને એટલો જ પ્રશ્ન પૂછું છું કે ઠાકોર વીરેન્દ્રકુમારે આ મનુષ્યને એની કોઈ પ્રથમની સેવાના બદલામાં આ વસ્તુ એને ઉપહાર તરીકે નહિ આપી હોય, એમ માની લેવાનું તમારી પાસે કાંઈ પણ પ્રબળ કારણ છે ખરું કે? ગઈ કાલે મંડળગઢમાં થયેલી ધમાચકડીમાં આ મનુષ્ય ક્યાંય પણ તમારા જોવામાં આવ્યો હતો ખરો કે?" યતીશ્વર જેમ જેમ પોતાના ભાષણમાં આગળ વધતા જતા હતા તેમ તેમ તેમના સ્વરમાં ગંભીરતાનો તથા તેમના મુખમંડળમાં તેજસ્વિતાનો અધિકાધિક આવિર્ભાવ થતો જતો હતો. તેઓ પોતાના ભાષણમાં આગળ વધીને ઓજસ્વિતાથી કહેવા લાગ્યા કે: "માત્ર એટલું જ નહિ, પણ એક વાર આ મનુષ્યને અપરાધી તરીકે જ સ્વીકારી લેવામાં આવે, તો પણ સમ્રાટ્ ભૂવડ દેવની આજ્ઞાનો અનાદર કરવાનું સામર્થ્ય તમા-રામાં છે ખરું? સમ્રાટ્ ભૂવડ દેવની પોતાની તેમ જ તેઓ શ્રીમાન્‌ના રાજ-પ્રતિનિધિઓની આજ્ઞાથી આ ચૈત્યની સીમામાં કોઈ પણ જીવની કોઈ પણ પ્રકારે હિંસા કરવાનો કઠિન નિષેધ કરાયલો છે એ વાર્તાનું તમોને વિસ્મરણ થઈ ગયું છે કે શું? જો વાસ્તવિકતાથી જોવામાં આવે, તો આ દીન મનુષ્ય સર્વથા નિરપરાધી હોઇને તમો જ તમારા અન્નદાતા સમ્રાટ્‌ની આજ્ઞાને લત્તા-પ્રહારથી દૂર ઉડાવી દેવાનો ભયાનક અપરાધ કરી રહ્યા છો, અને એ અપ-રાધની તમોને ઉચિત શિક્ષા મળવી જ જોઇએ."

"આપના આ ચૈત્યની સીમામાં કોઈ પણ પ્રકારનો અપરાધ કરવાનો અમારો આશય હતો પણ નહિ અને છે પણ નહિ," સૈન્યનાયકે આ વાક્યના ઉચ્ચારથી નમ્રતાને દર્શાવવાનો આરંભ કરી દીધો.

"તમારા આ કથનનો આશય તો એવો જ થાય છે કે આ મનુષ્યને મારા ચૈત્યની સીમામાંથી અન્યત્ર લઈ જઇને મારી નાખવાનો જ તમારો વિચાર છે. જો એમ જ હોય તો હું પુનઃ એક વાર તમોને સ્પષ્ટ શબ્દોમાં ચેતવણી આપી દઉં છું કે પોતાના જીવનની રક્ષામાટે અત્યારે આ પવિત્ર ચૈત્યના દ્વારમાં આવી પહોંચેલા આ નિરાધાર મનુષ્યને બળાત્કારે અહીંથી ખેંચી જઇને ચક્રવર્તી ભૂવડ દેવની આજ્ઞાને ચરણ તળે ચગદી જો તમો પોતે રાજ-દ્રોહી બળવાખોર થવા માગતા હો તો ભલે થાઓ, પણ લક્ષમાં રાખી લેજો કે આ એક મનુષ્યની હિંસામાટે તમો સર્વને 'દેહાંત દંડ' નામક પ્રાયશ્ચિત્ત

અવશ્ય ભોગવવું જ પડશે.” યતીશ્વરે તે સૈનિકોને ભયંકર વિભીષિકાનું દર્શન કરાવતાં કોપદર્શક મુદ્રાથી આ શબ્દો ઉચ્ચાર્યા.

“ભગવન્, અમોને અમારા અપરાધની ક્ષમા આપો.” સર્વ સૈનિકોએ ગર્ભગલિત થઇને એકત્ર સ્વરથી ક્ષમાની યાચના કરી.

“હું તમોને તમારા આ ભીષણ અપરાધની એ શર્તથી ક્ષમા આપું છું કે તમો આ મનુષ્યને આ સ્થાનમાં જ છોડીને આ ક્ષણે જ અહીંથી ચાલતા થઈ જાઓ; કારણ કે, આ મનુષ્યના અપરાધનો જે કાંઈ પણ વિચાર કરવાનો હશે તે હું પોતે જ કરી લઇશ, અને જો આ મનુષ્ય અપરાધી સિદ્ધ થશે તો આ મનુષ્યને પંચાસર મોકલી આપવામાં આવશે. જો આ મનુષ્ય રાજદ્રોહી હશે તો આ મનુષ્યને રાજ્યકર્તાઓના હસ્તમાં સોંપવાનું કર્તવ્ય મારું છે.” આ ઉદ્ગારો કાઢીને ભૂમિપર તેનાં ચરણો પાસે રાખવામાં આવેલા ઠાકોર વીરેન્દ્રકુમારના સુવર્ણરણશૃંગ પ્રતિ અંગુલીનિર્દેશ કરીને યતીશ્વર કહેવા લાગ્યા કે: “અમોને આ સુવર્ણની ક્ષુધા નથી કિંતુ કેવળ અહિંસાની જ આવશ્યક્તા છે એટલામાટે આ સુવર્ણશૃંગને તમો લઈ જાઓ અને પુનઃ આ ચૈત્યની સીમામાં આવા પ્રકારનો અત્યાચાર તમારા હસ્તથી ન થવા પામે એ વાર્તાને લક્ષમાં રાખી લ્યો.”

તે સૈનિક નામથી ઓળખાતા લૂટારા પોતાને માગ્યા વિના જ સુવર્ણની યથેચ્છ લૂટ મળી જવાથી તે સુવર્ણશૃંગને ઉપાડીને ત્યાંથી તત્કાળ ચાલતા થઈ ગયા. સૈનિકોના પ્રયાણ કરી ગયા પછી શીલગુણ સૂરિ તે ગુર્જર વીરને પોતાની સાથે ચૈત્યના આભ્યંતર ભાગમાં લઈ આવ્યા અને તેને પોતા સમક્ષ બેસાડીને શાંત ભાવથી કહેવા લાગ્યા કે:–

“વત્સ, ઠાકોર વીરેન્દ્રકુમારનું એ સુવર્ણશૃંગ તારા હસ્તમાં કેવી રીતે આવ્યું એનો વૃત્તાંત તારે મને સંભળાવવો જ પડશે. જો તું અપરાધી સિદ્ધ થઇશ, તો ન્યાયાધીશની ઇચ્છાનુસાર તારે એ અપરાધનો દંડ ભોગવવો જ પડશે, અને જો તું નિરપરાધી પ્રમાણિત થઇશ, તો હું તારા જીવનની રક્ષા કરવાનું અત્યારથી જ તને અભિવચન આપી મૂકું છું.”

તે ગુર્જર વીર સ્થિર દૃષ્ટિથી યતીશ્વરના મુખમંડળનું અવલોકન કરતો આર્જવદર્શક ભાવથી કહેવા લાગ્યો કે: “ભગવન્, આપે જ અત્યારે આ યમદૂતોના પાશથી મને મુક્ત કરીને મારા જીવનની રક્ષા કરી છે અને હવે આપ જ મને પાછો મૃત્યુના મુખમાં ધકેલી દેશો એ વાર્તા મને તો સર્વથા અસંભવનીય જ જણાય છે. એ સુવર્ણશૃંગ જેમ હું ચોરીને લાવ્યો નહોતો તેમ જ મને એ વસ્તુ મારી કોઈ સેવાના મૂલ્ય તરીકે પણ મળેલી ન હોતી. ગિરિનારાયણ પર્વતમાં વસતા એક મહાપુરુષે મને એ વસ્તુ એક વિશિષ્ટ સંકેતમાટે જ આપી હતી.”

તે મનુષ્યના મુખથી આ વાર્તા સાંભળતાં જ તે મનુષ્ય અવશ્ય મહાવીર શૂરપાળ પાસેથી જ આવેલો હોવો જોઇએ એવો યતીશ્વરનો દૃઢ નિશ્ચય થઈ ગયો. છતાં પણ અજય સાથે તેનો મેળાપ કરાવી દેવા પૂર્વે પુનઃ એક વાર

વિશેષ નિશ્ચય કરી લેવાના આશયથી યતીશ્વરે તેના મુખનું ભેદક દષ્ટિથી અવ-લોકન કરતાં પૂછ્યું કેઃ—

"જો એમ જ હોય, તો તું મહાવીર શૂરપાળમાટે ઠાકોર વીરેન્દ્રકુમાર પાસેથી સૈન્યની સહાયતા મેળવવાને તો નથી આવ્યો ?"

"ઠાકોર વીરેન્દ્રકુમારના આપ હિતૈષી મિત્ર છો એ વિષયનો જ્યાં સુધી મારા મનમાં નિશ્ચય ન થઈ જાય, ત્યાં સુધી આપના આ પ્રશ્નનું મારાથી કાંઈ પણ ઉત્તર આપી શકાય તેમ નથી. મારું આગમન કોની પાસેથી થયેલું હોવું જોઇએ એ આમ અનુમાનથી કહી શકો તેમ છે ખરું કે?" તે મનુષ્યે સંશયશીલ હૃદયથી યતીશ્વરને સામો પ્રશ્ન પૂછ્યો.

"ગુર્જરરાષ્ટ્રના સ્વાતંત્ર્યનું જેણે પોતાના કરમાં વીરકંકણ બાંધી લીધું છે તે મહાત્મા શૂરપાળનો તું દૂત છે અને અત્યારે તેમની પાસેથી જ આ સ્થાનમાં તારું આગમન થયેલું છે." યતીશ્વરે નિશ્ચયદર્શક સ્વરથી ઉત્તર આપ્યું.

તે અપરિચિત મનુષ્ય યતીશ્વરને આર્દ્ર નયનોથી જોતો કહેવા લાગ્યો કેઃ "આપ ઠાકોર વીરેન્દ્રકુમારના તેમજ અમારા દેશનાયક તથા લોકમાન્ય રણનેતા મહાપુરુષના હિતૈષી સખા છો એમાં તો જાણે લેશમાત્ર પણ સંદેહ છે જ નહિ. હવે કૃપા કરીને ઠાકોર વીરેન્દ્રકુમારના સત્ય સમાચાર મને સંભળાવો અને અમારા માટે આશાને હૃદયમાં ધારણ કરવાનો સંભવ છે કે કેમ, એ પણ મને જણાવી દ્યો. જો અમારી આશા સફળ થવાનો સંભવ ન હોય, તો મને આ ક્ષણે જ અહીંથી પાછો વળી જવાની આજ્ઞા આપો અને અમારા વીર તિલક નાયક સાથે યુદ્ધક્ષેત્રરૂપ પુષ્કર તીર્થમાં મુક્તિને વરી લેવાના શ્રેયને પ્રાપ્ત કરી લેવા દ્યો."

"આશાને હૃદયમાં ધારણ કરવાનો સંભવ છે કે કેમ, એ તારો પ્રશ્ન નિરર્થક છે; કારણ કે, વિઘ્નોના સાક્ષાત્કારથી હતાશ થઈ જવું એ તો કાપુરુષો તથા નિરાશાવાદીઓનો જ ધર્મ છે. મારો તને એ જ ઉપદેશ છે કે તું પોતાના હૃદયમાં આશાને જ નિરંતર ધારણ કરતો રહેજે અને નિરાશાને કદાપિ નિકટ-વર્તિની થવા દઇશ નહિ. આપણી આશાના સાફલ્યમાર્ગમાં અચાનક કેટલાંક ભયંકર વિઘ્નોને ઉપસ્થિત કરી દેવામાં પરમેશ્વરનો ઉદ્દેશ આપણી ધારણાથી સર્વથા ભિન્ન પ્રકારનો જ હોય છે એ તારે કદાપિ ભૂલી જવાનું નથી. જો પરમેશ્વરનો તમારા શુભ કાર્યની નિષ્ફળતા કરી નાખવાનો જ ઉદ્દેશ હોત, તો અત્યારે તારા જીવનની રક્ષા ભાગ્યે જ થઈ હોત. તારા જીવનની અત્યારે થયેલી રક્ષા તમારી કાર્યસિદ્ધિને સૂચવનારી હોવાથી તું સ્વસ્થ થા અને અમોને તારો ઉપચાર કરવા દે. તને આરોગ્યની પ્રાપ્તિ થતાં સર્વ યોગ્ય વ્યવસ્થા થઈ જશે." યતીશ્વરે તેને આવશ્યક આશ્વાસન આપતાં અત્યંત ગંભીર ભાવથી આ વાક્યો ઉચ્ચાર્યાં.

તે ગુર્જર વીરે યતીશ્વરનો ઉપકાર માન્યો. શીલગુણ સૂરિએ તત્કાળ પોતાના બે શિષ્યોને બોલાવીને તે ગુર્જર વીરના ઉપચારની યોગ્ય વ્યવસ્થા કરાવી દીધી અને ત્યાર પછી તેઓ અજય પાસે એકલા જ આવીને કહેવા લાગ્યા કેઃ

"વત્સ અજય, ગોપાલસિંહ કોઈ પણ પ્રકારના વિઘ્ન વિના ભયવ્યાસ માર્ગમાંથી પાર પડી ગયેલો હોવો જોઇએ; કારણ કે, સૈનિકોનો જે કોલાહલ આપણા સાંભળવામાં આવ્યો હતો તે તેના કારણથી ઉદ્‌ભવ્યો ન હોતો, કિન્તુ મહાવીર શૂરપાળના એક દૂતના કારણથી ઉદ્‌ભવ્યો હતો."

"દેશોદ્ધારક મહાવીર શૂરપાળનો દૂત અને તે અત્યારે આ સ્થાનમાં!" અજયસિંહે અધીરતાદર્શક જિજ્ઞાસા દર્શાવી.

"દેશોદ્ધારક મહાવીર શૂરપાળનો દૂત અને તે અત્યારે આ સ્થાનમાં સર્વથા સુરક્ષિત છે." આ શબ્દોથી અજયને આશ્વાસન આપીને શીલગુણ સૂરિએ તે દૂતનો સમસ્ત વૃત્તાંત સંક્ષેપમાં કહી સંભળાવ્યો.

* * * * *

બીજે દિવસે તે દૂતની પ્રકૃતિ કાંઇક સ્વસ્થ થતાં શીલગુણ સૂરિએ તે દૂતનો અજય સાથે મેળાપ કરાવી આપ્યો. તે દૂત અજયને પોતાનો સમસ્ત વૃત્તાન્ત સંભળાવીને કહેવા લાગ્યો કે: "અજયસિંહજી, આ કારણથી જ મેં આ કાર્યના ભારને મારા શિરપર ઉપાડી લીધો હતો. અમો ચારે તરફથી શત્રુઓના ઘેરામાં ઘેરાઈ ગયા છીએ. હું મારા હૃદયમાં મહતી આશાને ધારણ કરીને મંડળગઢની દિશામાં આવવામાટે નીકળ્યો હતો, પરંતુ મંડળગઢની સીમામાં આવતાં જ ઠાકોરશ્રી વીરેન્દ્રકુમારજીના શિરપર આવી પડેલા વિકટ સંકટની વાર્તા સાંભળીને મારી તે આશા નિરાશાના રૂપમાં પરિવર્તિત થઈ ગઈ અને અત્યારે મારો બહુધા એ જ નિશ્ચય થઈ ગયો છે કે હવે મૃત્યુના સ્વીકાર વિના અમારા માટે અન્ય કોઈ પણ આશાસિદ્ધિનો માર્ગ અવશિષ્ટ નથી જ રહ્યો. હે પરમાત્મન્, શું અમારી દેશોદ્ધારવિષયિની આશા કિંવા આકાંક્ષા આવી રીતે સર્વથા અતૃપ્ત તથા અપૂર્ણ જ રહી જવાની છે? અમારી ભદ્રા મહત્ત્વાકાંક્ષા પૂર્ણ નથી જ થવાની?"

"વીર દેશબંધુ," વીર અજયસિંહ તે દૂતને સંબોધીને ગંભીર ભાવથી કહેવા લાગ્યો: "આપણી ભદ્ર આકાંક્ષા પૂર્ણ નથી થવાની એમ માની લેવામાં તમારો ભયાનક પ્રમાદ થાય છે. જ્યાં સુધી આપણી શિરાઓમાં જન્મભૂમિ ગુર્જરભૂમિના પવિત્ર રક્તનું અભિસરણ થઈ રહ્યું છે ત્યાં સુધી આપણાં હૃદયોમાં આવા પ્રકારની નિરાશાને સ્થાન આપવાનું કાંઈ પણ પ્રયોજન નથી. અત્યારે મંડળગઢ તથા મંડળગઢના સ્વામીના શિરપર આવી પડેલા અચિન્ત્ય સંકટના સાક્ષાત્કારથી ભયભીત થવાનું કાંઈ પણ કારણ નથી તેમ જ શત્રુઓની વિશાળ સંખ્યાને જોઇને આપણે આપણા દેશોદ્ધારવિષયક ઉત્સાહને મંદ થવા દેવાનો નથી; કારણ કે, જ્યારે અલૌકિક રાજનીતિજ્ઞ પંડિતવર્ય વિષ્ણુગુપ્ત ચાણક્યે નંદવંશના સમૂલ ઉચ્છેદની ભીષણ પ્રતિજ્ઞા કરી હતી તે વેળાયે તે એકલો જ હતો અને તેની વિરુદ્ધ નંદનું સમસ્ત સામ્રાજ્ય હતું, છતાં ચાણક્ય લેશમાત્ર પણ નિરાશ થયો ન હોતો; તો પછી જ્યાં તમારા જેવા વીરપુંગવ પૃષ્ઠરક્ષકો તથા સહાયકો મહાવીર શૂરપાળજીના પૃષ્ઠભાગમાં અષ્ટોપ્રહર પોતાના પ્રાણોપર ઉદાર થઇને ઊભેલા છે ત્યાં ભીતિ કિંવા નિરાશાને હૃદયમાં પ્રવેશવા

કેવાનું પ્રયોજન જ શું છે વારુ? મહાવીર શૂરપાળજી, વીર અણુહિલ્લજી તથા મારા પૂજ્ય કાકાશ્રીનો શત્રુઓના હસ્તથી માત્ર એક જ વાળ વાંકો થવાનો સંભવ દેખાશે તે પૂર્વે તો કલ્યાણનું સિંહાસન જ ઉલટુંપાલટું થઈ જશે એ તમારે નિશ્ચયપૂર્વક માની લેવાનું છે.''

યતીશ્વર શીલગુણ સૂરિ અજયસિંહના પ્રદીપ્ત મુખમંડળનું તીવ્ર દૃષ્ટિથી અવલોકન કરતા કહેવા લાગ્યા કે: ''ધન્ય છે તાત, તારી વીરતાને, તારી દેશભક્તિને તથા તારી આત્મશ્રદ્ધાને! તમો દેશોદ્ધારક વીરોએ વૈયક્તિક સંસારને ત્યાગી દીધેલો હોવાથી હવે ગુજરાતના કલ્યાણમાટે તમારા યોગક્ષેમના ભારને પરમાત્માએ પોતાના શિરપર જ ધારણ કરી લીધો છે અને પોતાના સ્ફુરણ, સામર્થ્ય તથા ઐશ્વર્યના પ્રવાહને તમારાં હૃદયોમાં વહાવી દીધો છે. અર્થાત્ તમો જ્યાં પણ જશો ત્યાં વિજય સદા સર્વદા તમારા પક્ષમાં જ રહેવાનો છે એ સર્વથા નિઃસંદેહ છે.''

તે દૂતને પોતાની સાથે લઇને પોતાના માતુલ—મામા—પાસે જવાનો અજયસિંહે પોતાનો નિશ્ચય કરી લીધો અને તેના એ નિશ્ચયને યતીશ્વર શીલગુણ સૂરિ, પદ્માવતી તથા હરપાલની સંપૂર્ણ સંપત્તિ મળવાથી ત્યાંથી તે દૂત સહિત પ્રયાણ કરીને દ્વિતીય દિવસના સાયંકાળે અજયસિંહ પોતાના માતુલના દુર્ગમાં આવી લાગ્યો. જે વેળાયે અજયસિંહ દુર્ગમાં આવી પહોંચ્યો તે વેળાયે તેનો વિલાસપ્રિય માતુલ જો કે પોતાના વિલાસોપભોગમાં નિમગ્ન હતો, તથાપિ અજયના આગમનની વાર્તા સાંભળીને તે પોતાના ભાણેજ પાસે આવ્યો અને તેને પોતાના દર્શનનો લાભ આપવાની ઉદારતા તેણે દર્શાવી. અજયસિંહનો મામો વિલાસી તથા અહંકારી હતો, અને જે મનુષ્યો વિલાસપ્રિય તથા અહંકારી હોય છે તેમનો સ્વભાવ બહુધા અતિશય ભીરુ જ હોય છે એવો એક નિયમ છે એટલે અજયના માતુલનો સ્વભાવ તો ભીરુ હતો જ, પરંતુ તેની સ્વાર્થપરાયણતા તેની એ ભીરુતાનો પણ અતિક્રમ કરી જાય તેવી અને તેટલી ભયાનક હતી. તેનામાં અહંકાર તથા વાક્પાંડિત્યના જેટલા બળનો સમાવેશ થયેલો હતો તેટલી જ માનસિક દુર્બળતાનો અખંડ અધિકાર પણ તેનામાં વ્યાપેલો હતો. વીર અજયના સાહસી સ્વભાવને તે તેના બાલ્યકાલથી જ ઓળખતો હોવાથી અજયના રક્તમાં વિલસી રહેલા તેજ, શૌર્ય તથા આત્માભિમાન આદિ સદ્ગુણોથી તે નિરંતર ભયભીત રહ્યા કરતો હતો. અજયને પોતાના દર્શનનો લાભ આપીને તેના મુખથી તેના અચાનક આગમનના કારણને સવિસ્તર જાણી લીધા પછી તે વિલાસી માતુલ ઔપરોધિક હાસ્ય કરતો કહેવા લાગ્યો કેઃ—

''મને તો એમ જ જણાય છે કે ઠાકોર વીરેન્દ્રકુમારજીએ સાઠીની સમાપ્તિ કરેલી હોવાથી, 'સાઠી ને બુદ્ધિ નાઠી' એ લોકોક્તિને હવે તેઓ સત્ય સિદ્ધ કરી બતાવવા લાગ્યા છે. શું મનુષ્યો પરોપકાર નથી કરતા? પણ ઠાકોર વીરેન્દ્રકુમારની ઉપકારનિષ્કૃતિનો પ્રકાર તો મહાવિલક્ષણજ દેખાય

કારના ભારને પોતાના મસ્તકપર ધારી લીધો અને હવે તે જ ઉપકારની નિષ્કૃતિમાટે તમો કાકો તથા ભત્રીજો બન્ને પોતાના પ્રાણોની આહુતિ આપવાને કટિબદ્ધ થઈ ગયા છો, એ ન્યાય ક્યાંનો અને કેવા પ્રકારનો વારુ? જો પ્રાણોની રક્ષામાટે પાછા પ્રાણ જ અર્પવા પડે, તો પછી તે પ્રાણરક્ષકના ઉપકારની મહત્તા શી રહી, એ રહસ્ય મારાથી તો નથી સમજી શકાતું. મંડળગઢની સમસ્ત સ્થાવર તથા જંગમ સંપત્તિનો હું જ સ્વતંત્ર સ્વામી હોવાથી તારી અનુમતિ વિના તારા કાકાને મંડળગઢના સૈન્યને ત્યાં એકત્ર કરવાનો અધિકાર જ શો હતો? આ સર્વ અવિચારમય કૃત્યો શરપાળે ઠાકોર વીરેન્દ્રકુમારની પ્રાણરક્ષા કરી હતી એટલામાટે જ કરવામાં આવ્યાં હતાં કે? પોતાના કલ્યાણમાટે પોતાના ભત્રીજાના ગૃહપર તુલસીપત્રને સ્થાપવાનો ઠાકોર વીરેન્દ્રકુમારનો આ વ્યવસાય તો અદ્વિતીય જ કહી શકાય! પોતે તો મરવું, પણ બીજા કોઈ નિર્દોષ મનુષ્યને પણ સાથે લઇને મરવું, એવા પ્રકારનો પરોપકાર આપણાથી તો અત્યાર સુધી અજ્ઞાત જ છે, અને એવો ભયંકર પરોપકાર આપણાથી અજ્ઞાત રહે એમાં જ આપણું તથા આપણા પરિવારનું કલ્યાણ છે."

પોતાના મામાના આવા પ્રકારના પ્રલાપોને સાંભળીને ભાણેજ અજયસિંહ તો ઠંડોગાર જ થઈ ગયો. ત્વેષ તથા ધિક્કારને દર્શાવનારા ઉદ્ગારો તેના ઓષ્ઠોપર આવી ગયા, પરંતુ કઠોર સંયમન દ્વારા તેણે તે ઉદ્ગારોને પોતાના મુખમાં જ અવરુદ્ધ કરી રાખ્યા; તેમને બહિર્ગત થવા ન દીધા. અજયના શબ્દોને પ્રસ્ફુટતા ન મળવા છતાં પણ તેના હૃદયસ્થ શબ્દોને તેના પરિવર્તિત મુખમંડળમાં વાંચી શકાતા હતા. વડિલની પોતાના હસ્તથી અવજ્ઞા ન થાય અને સૌમ્ય ઉપાયથી પોતાના કાર્યની સિદ્ધિ થઈ જાય એટલામાટે જ તેણે સંતાપદર્શક એક પણ શબ્દને પોતાના મુખમાંથી બહિર્ગત થવા દીધો ન હોતો. અજયસિંહે પુનઃ પોતાના માતુલને યોગ્ય તથા આવશ્યક સહાયતા આપવામાટે આર્જવયુક્ત પ્રાર્થના કરી; પરંતુ તેના અહંકારી મામાએ જે વિકૃત સ્વરને પોતાના કંઠમાંથી કાઢવાનો આરંભ કરી દીધો હતો તે વિકૃત સ્વર અજયની આર્જવયુક્ત પ્રાર્થનાથી ઘટવાને બદલે સામો વધારે અને વધારે વધતો જ ગયો. તે વિલાસી મામો પોતાના મૂલચ્છેદિ પાંડિત્યનું પ્રદર્શન કરાવતો આડંબરથી કહેવા લાગ્યો કે:—

"રાષ્ટ્રભક્તિ, દેશભક્તિ, દેશાભિમાન તથા સ્વરાજ્ય આદિ શબ્દોને દેશદ્રોહી, દેશદાહક તથા બુભુક્ષિત મનુષ્યોએ પોતાના ઉદરનિર્વાહમાટે જ ધનપ્રાપ્તિના સાધન તરીકે ઉત્પન્ન કરેલા છે અને એ શબ્દોના પાસા ઢાળીને તેઓ પોતાના ભાગ્યરૂપ જુગારની બાજીઓ ખેલતા રહે છે. એવા ઉદરંભર તથા સ્વાર્થપરાયણ લોકો 'ગામમાં ઘર નહિ અને સીમમાં ખેતર નહિ' અથવા 'આગળ હાથ, પાછળ હાથ ને રક્ષા કરે ગોરખનાથ' એવા પ્રકારના જ હોવાથી તેમના માટે હાર અને જીત બન્ને સરખાં જ હોય છે; કારણ કે, જેને તેઓ પોતાની તરીકે ઓળખાવી શકે એવી કોઈ વસ્તુ જ તેમની પાસે ન હોવાથી તેમને પોતાની વસ્તુને ખોઈ નાખવાનો ભય હોતો જ નથી. તેઓ નિસ્વા-

હેતા તથા સ્વાર્થત્યાગના આવરણ તળે નિરંતર કોઈ પણ પ્રકારના સંકોચ વિના લૂટફાટ, મારફાડ, દંગાફસાદ તથા ચોરીચકારી કરતા રહે છે અને પોતાના ઘરને ભરતા રહે છે. દેશાભિમાનના અર્થહીન નામથી તેમની સ્વાર્થપરાયણતા તથા રાક્ષસી મહત્ત્વાકાંક્ષા પૂર્ણ થતી રહે છે. જો તેમના પાસા સવળા પડી જાય છે તો તેઓ પ્રજાના શિરપર આરૂઢ થઇને દેશના સત્તાધીશ રાજા બની બેસે છે, અને પાસા અવળા પડી જાય છે તો 'હતું શું ને ગયું શું?'ના હિસાબે તેમને એમાં સ્નાન કે સૂતક જેવું કાંઈ પણ હોતું જ નથી. તેમના મનમાં પણ મરણનો ભય તો હોય છે જ, એમ કદાચિત્ કહી શકાય તેમ છે; પરંતુ જો વાસ્તવિકતાથી જોવામાં આવે, તો તેમનાં જીવનનું મૂલ્ય એક કપર્દિકા જેટલું જ હોવાથી તેમનાં મનમાં મરણનો ભય પણ હોવો જોઇએ તેટલા પરિણામમાં તો નથી જ હોતો. પોતાના રાજદ્રોહ, બળવાખોરી, ચોરટાપણા તથા એવા જ અન્યાન્ય કુવ્યવસાયોમાં અન્ય સમર્થ પુરુષોની સહાયતા, સહાનુભૂતિ તથા પૃષ્ઠપોષક્તાને મેળવવામાટે તે શિખંડીઓ ઠાકોર વીરેન્દ્રકુમાર જેવા ભોળા પુરુષને ભંભેરીને ભૂત બનાવી દે છે અને એવા ભોળા પુરુષોને હોળીના નાળિયેર બનાવીને પોતે તેમની પાછળ લપાતા સ્વાર્થને સાધતા રહે છે. અત્યારે હવે જો કારાગૃહવાસ ભોગવવો પડશે, તો તે ઠાકોર વીરેન્દ્રકુમારને જ ભોગવવો પડશે તેમ જ શૂળીપર ચઢીને અથવા ફાંસીને લાકડે લટકીને મરવું પડશે, તો પણ ઠાકોર વીરેન્દ્રકુમારને જ મરવું પડશે એટલે એથી શૂરપાળ કે અણહિલના બાપનો શો ગાંસડો લૂટાઈ જવાનો હતો? તેઓ તો ઉલ્ટા શાંતિપ્રિય લોકોને ઉશ્કેરીને આ દાવાનલમાં નાખી દે છે અને પછી પોતે છૂટા ઊભા રહીને તમાશો જોયા કરે છે. 'નાગો નહાય શું ને નીચોવે શું?' એ કહેવત કાંઈ ખોટી તો નથી જ. તું પણ એ લૂટારાઓના રવાડે ચડી ગયો છે એ જાણીને મારા ખેદનો અવધિ થાય છે; મને તારી દયા આવે છે; કારણ કે, તું મારો ભાણેજ છે."

પોતાના માતુલના આ અપશબ્દોના શ્રવણથી જાણે પોતાનાં શ્રવણોમાં કોઇ શત્રુ તપ્ત લોહશલાકાઓનો જ પ્રવેશ કરાવી રહ્યો હોય એવો જ દેશભક્ત અજયને ભાસ થવા લાગ્યો. તેનાથી પોતાના માતુલના એ શબ્દો સાંભળી ન શકાયાથી તેણે પોતાનાં શ્રવણોને પોતાના હસ્તરૂપ આવરણથી બંધ કરી દીધાં અને પોતાના મુખમાંથી ગરલની ધારાને વહાવી રહેલા પોતાના માતુલને તે કોપદર્શક દૃષ્ટિથી જોવા લાગ્યો. તેણે પોતાનાં શ્રવણોને બંધ કરેલાં હોવા છતાં તેના માતુલના વિષદિગ્ધ શબ્દો તેનાં શ્રવણોમાં પ્રવેશીને વિક્ષોભને ઉત્પન્ન કરવા લાગ્યા, તેનાં સર્વાંગમાં ત્વેષનો આવિર્ભાવ થવા લાગ્યો અને તેથી તે પોતાના માતુલને સંબોધીને કહેવા લાગ્યો કેઃ—

"મામા, હું અત્યારે તત્ત્વવાદ કરવામાટે આપની પાસે નથી આવ્યો અને આપના શિક્ષણની મને લેશમાત્ર પણ આવશ્યકતા નથી. મને તો મારી પ્રાર્થનાનું આપની પાસેથી સરળ તથા સ્પષ્ટ ઉત્તર જ જોઇએ છે. બળવાખોરોના વર્તનના વિવેચનને સાંભળવાની મારી ઇચ્છા નથી. આપને, મને અને

સમસ્ત ગુજરાતને ગુલામ બનાવનારા તથા સર્વ ગુજરાતીઓને શ્વાનતુલ્ય માનનારા સમ્રાટ્ ભૂવડના મદાંધ રાજપ્રતિનિધિઓના અત્યાચારચક્રમાં સપડાયલા બે દેશોદ્ધારક મહાત્માઓને મુક્ત કરવામાટે મને આપની સહાયતા તથા સહાનુભૂતિની જ આવશ્યકતા છે એટલે હું એ જ જાણવા માગું છું કે આપ એ સહાનુભૂતિયુક્ત સહાયતા આપી શકશો કે કેમ?"

"ગુલામ? અજય, તું ગુલામના નામથી કોને ઓળખાવે છે?" માતુલ મહાશય પોતાની ગાદીપર ઉછાળો મારીને કર્કશ સ્વરથી બોલવા લાગ્યા: "તું અત્યારે કોના સમક્ષ ઊભો છે એનું તને કાંઈ પણ ભાન છે ખરું? મને ગુલામ કહેનારનું મસ્તક ધડપર કાયમ રહી શકતું નથી, એ તું જાણે છે કે નહિ? પણ તું મારી ભગિનીનો પુત્ર હોવાથી એક વાર હું તને તારા આ અપરાધની ઉદારતાથી ક્ષમા આપું છું અને કહું છું કે આવો અપરાધ બીજી વાર ન કરીશ."

"મામા, આપના શિક્ષણ, ઉપદેશ તથા વિચાર અનુસાર વર્તનાર પ્રત્યેક મનુષ્ય ગુલામ છે અને ગુલામ હોવો જ જોઇએ." અજય નિર્ભીકતાથી કહેવા લાગ્યો: "આપ ગુલામ છો કે નથી, એનો આપ પોતાના મનમાં જ વિચાર કરી જુઓ. પોતાનાં ચરણોમાં લોહની શૃંખલાઓ પડેલી હોવા છતાં તે લોહશૃંખલાઓને સુવર્ણના તોડા તરીકે ઓળખાવવામાં જેટલી સમંજસતા સમાયલી હોય છે તેટલી જ સમંજસતા આપ ગુલામ હોવા છતાં પોતાને ગુલામ ન માનવાની આપની ધૃષ્ટતામાં પણ સમાયલી છે એમ આપે નિશ્ચિત માની લેવાનું છે. આપ ગુલામ નથી એવી સાક્ષી આપનો પોતાનો આત્મા આપે છે કે કેમ તે પ્રથમ જુઓ અને ત્યાર પછી જ જે કાંઈ પણ બોલવાનું હોય તે બોલો. જ્યારે 'ગુલામ' શબ્દના શ્રવણથી જ આપ આટલા બધા ચીડાઈ જાઓ છો, તો પછી આપનાં નેત્રો સમક્ષ ગુલામગીરીના ચાલી રહેલા ભયંકર ગજબને અષ્ટૌપ્રહર જોવા છતાં આપ કોપાયમાન કેમ નથી થતા? અત્યારે અનાથાવસ્થામાં આવી પડેલા દીન, હીન તથા ગંજાયલા ગુજરાતીઓના આર્તનાદો તથા કરુણવિલાપો આપના સાંભળવામાં નથી આવી શકતા કે શું? મામા, આપણા જાગીરદારો તથા માંડલિકોના કિલ્લાઓ, જાગીરદારીઓ, ધનભંડાર તથા માન અને પ્રતિષ્ઠા આદિના શત્રુઓના હસ્તથી થતા સર્વનાશને આપનાં નેત્રો નથી જોઈ શકતાં કે શું? 'ગુલામ' તથા 'ગુલામગીરી' શબ્દોના આપના વિશિષ્ટ શબ્દકોષમાં શા અર્થો કરાયલા છે તે હું સમજી શકતો નથી. આપના હસ્તમાં કાંઈ પણ સત્તા છે ખરી? એક અન્ય સત્તાના આપ આજ્ઞાંકિત દાસ, સેવક અથવા ગુલામ નથી કે શું? આપ આજ્ઞાકારક નથી, કિન્તુ આજ્ઞાધારક છો; શાસ્તા નહિ, પણ શાસિત છો, અને રાજા નહિ પણ ગુલામ અથવા અનુચર હોવાથી તે સત્તાની કૃપાથી જીવનારા અને તેના આપેલા ટુકડાને ખાનારા શ્વાન છો, એ આપ નથી જાણતા? વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં આપને મેં 'ગુલામ' કહ્યા તેથી આટલી સીમા પર્યન્ત કોપાયમાન થવાનું શું કારણ છે તે કૃપા કરીને જણાવશો?"

આ ઉદ્‌ગારોને પોતાના શ્રીમુખમાંથી બહિર્ગત કરતાં અજયની વૃત્તિઓ અનિવાર્ય તથા અનવરુદ્ધ થઈ ગઈ અને એક જ સ્થાનમાં ઊભા રહીને બોલવાની સ્થિરતા તેના અંગમાં ન રહ્યાથી જેવી રીતે અવમાનિત થયેલો વ્યાઘ્ર પોતાના પિંજરમાં ભ્રમવા લાગી જાય છે તેવી રીતે અજય પોતાના મામાના મહાલયના તે સભાસદનમાં ઇતસ્તતઃ ભ્રમણ કરવા મંડી ગયો. તેના માતુલમાં તેના વાદનો પ્રતિવાદ કરવાનું સામર્થ્ય ન હોવાથી તેનો માતુલ ભયભીત થઈ ગયો હતો એ વાર્તા ભ્રમણમગ્ન અજયના લક્ષમાં આવી શકી નહિ. તેનો માતુલ પોતાના ભાણેજના ત્વેષને સારી રીતે જાણતો હોવાથી વસ્તુતઃ ગભરાઈ ગયો હતો. અજયમાં લોકોનો જે વિશ્વાસ હતો તે લોકવિશ્વાસને પણ તે સારી રીતે જાણતો હતો અને તેથી 'જો અત્યારે હું તીનપાંચ કરીને અજયને દબાવવાનો પ્રયત્ન કરીશ, તો અજય ત્વેષના આવેશમાં પોતાના મનુષ્યોને પોતાની કુમકે બોલાવીને મારા પોતાના અધિકારોને જ કદાચિત્ છીનવી લેશે' એવા ભયનો તેના દુર્બલ હૃદયમાં આવિર્ભાવ થવા લાગ્યો. આવા પ્રકારની પરિસ્થિતિનો વિચાર કરીને સામ, દામ, દંડ તથા ભેદ એ ચાર ઉપચારોમાંના પ્રથમ 'સામ' નામક ઉપચારથી જ તેના મનને અન્ય દિશામાં વાળવાના આશયથી તે અજયને સંબોધીને કહેવા લાગ્યો કેઃ—

"વત્સ, તું જે કાંઈ પણ કહે છે તે સર્વ અક્ષરશઃ સત્ય હોવા છતાં પણ જ્યાં આપણી એ સ્થિતિને સુધારવાનો અત્યારે કોઈ ઉપાય જ નથી, ત્યાં આપણાથી શું કરી શકાય? આપણે આપણી સ્થિતિ તથા શક્તિનો પણ અવશ્ય યોગ્ય વિચાર કરવો જ જોઇએ. આપણા જેવા સાધારણ જાગીરદારોની તુતેડીનો અવાજ સમ્રાટ્ ભૂવડ તથા તેના રાજપ્રતિનિધિઓના નગારખાનામાં કોઇના પણ સાંભળવામાં આવી શકે તેમ છે ખરું? સમસ્ત ગુર્જરરાષ્ટ્રમાટે આપણે જ આવું સાહસ શામાટે કરવું જોઇએ અને હોળીના નાળિયેર શામાટે થવું જોઇએ? ગુજરાતનો હવે કોઈ પણ સર્વસત્તાધીશ રાજા રહ્યો છે ખરો? વિધવા મહારાણી રૂપસુન્દરી તથા યુવરાજ વનરાજનો તો ક્યાંય પત્તો જ નથી અને તેઓ જીવતાં છે કે કાળને વશ થઈ ગયાં છે, એ પણ કોઈ નથી જાણતું. જો વાસ્તવિક્તાથી જોવામાં આવે, તો ગુજરાતના કલ્યાણમાટે સમ્રાટ્ ભૂવડ સાથે નિર્ભયતાથી લઢવાનું કાર્ય મહારાણી રૂપસુન્દરી તથા યુવરાજ વનરાજનું જ છે. અરાજક થયેલા ગુર્જરરાષ્ટ્રના કલ્યાણમાટે આપણાં સુખ તથા શાંતિ આદિને તિલાંજલિ સમર્પીને આપણે વનવાસ તથા કારાગૃહવાસને શામાટે સ્વીકારવા અથવા અકાળ મૃત્યુના ભક્ષ શામાટે થવું, એ મારાથી તો નથી જ સમજી શકાતું; કારણ કે, ગુજરાત સ્વાધીન થઈ જાય, તો પણ કૈલાસવાસી જયશિખરી મહારાજનાં રાજમુકુટ તથા રાજસિંહાસન આપણને પ્રાપ્ત નથી જ થવાનાં; આપણે તો અત્યારની સ્થિતિમાં જ રહેવાના છીએ."

અજય પુનઃ પોતાના અવિચારી તથા સ્વાર્થપરાયણ માતુલના એ નવીન વાદનો પ્રચંડ પ્રતિવાદ કરતો કહેવા લાગ્યો કેઃ "મામા, આપણી આ ગુર્જર-

ભૂમિ એકલાં પૂજ્ય મહારાજ્ઞી રૂપસુન્દરીદેવી તથા યુવરાજ શ્રી વનરાજ-દેવની છે અને આપણો ગુર્જરભૂમિસાથે કોઈ પણ પ્રકારનો અંગાંગી સંબંધ છે જ નહિ, એવી જ આપની માન્યતા છે કે શું? જો આપની એવી જ માન્યતા હોય, તો આપની એ માન્યતા સર્વથા પ્રમાદમૂલક તથા અસત્ય છે; કારણ કે, દેવી રૂપસુન્દરી તથા યુવરાજ વનરાજનો ગુજરાત સાથે તેમ જ ગુજરાતના હિતાહિત સાથે જેટલો સંબંધ છે તેટલો જ ગુજરાત સાથે તથા ગુજરાતના કલ્યાણાકલ્યાણ સાથે પ્રત્યેક ગુજરાતીનો સંબંધ સંધાયલો છે; માત્ર એટલું જ નહિ, પણ મારી પોતાની માન્યતા પ્રમાણે તો કોઈ પણ રાષ્ટ્ર સાથે રાજા કરતાં પ્રજાનો સંબંધ જ બલવત્તર હોય છે એવો નિયમ હોવાથી ગુજરાત સાથે દેવી રૂપસુન્દરી તથા યુવરાજ વનરાજ કરતાં પણ આપણો સંબંધ નિકટતર તથા બલવત્તર છે, અને તેનું કારણ એ છે કે ગુર્જરરાષ્ટ્રના અસ્તિત્વપર જ યુવરાજ વનરાજના ભૂપાલત્વનો આધાર છે અને તેથી ગુર્જર-રાષ્ટ્રના ભાલપ્રદેશમાં દાસત્વની મુદ્રા લાગતાંની સાથે જ તેમના ભૂપાલત્વનો લોપ થઈ ગયો છે; અત્યારે યુવરાજ વનરાજ એક સામાન્ય મનુષ્ય પ્રમાણે વનવાસની વિપત્તિઓને ભોગવી રહ્યા છે અને આપણે વિજેતા પરકીય સમ્રાટ્‌ના દાસાનુદાસ થવાથી જીવન્મૃતની અવસ્થામાં આવી પડ્યા છીએ. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવાથી, મામા, આપણા કપાળમાં ચોંટેલા આ દાસ્યરૂપ કલંકના નિવારણમાટે, ગુજરાત આપણી જનની જન્મભૂમિના ઈશ્વરદત્ત સ્વાતંત્ર્યની પુનઃ પ્રાપ્તિમાટે અને આપણા ધર્માત્મા કૈલાસવાસી મહારાજા જયશિખરીદેવના એકમાત્ર વંશજને પુનઃ ગુજરાતના રાજસિંહાસને સ્થાપવામાટે જીવનની અંતિમ ઘટિકા પર્યન્ત લઢવું એ કાર્ય આપણુ જ છે; કારણ કે, આપણે ગુર્જરભૂમિનાં જ સંતાનો છીએ, ગુર્જરભૂમિના અન્ન તથા જળથી પોષાયાં છીએ અને ગુર્જરભૂમિની કૃપાથી જ સુખભાગી થઈ શકયા છીએ. ગુજરાતની સંપત્તિ દક્ષિણ દિશામાં વહન કરીને અદૃશ્ય થતી જાય છે તેને ગુજરાતમાં જ થોભાવી રાખવામાટે અને ઇતિહાસનાં પૃષ્ઠોમાં ગુર્જર-રાષ્ટ્રને એક સ્વતંત્ર તથા સ્વાધીન રાષ્ટ્ર તરીકે અમર કરવામાટે ગુજરાતના સ્વતંત્રતાપહારકો સાથે આપણે તુમુલ યુદ્ધ કરવું જ જોઇએ; કારણ કે, એ જ આપણો પરમ ધર્મ છે અને એ જ આપણું એકમાત્ર અનિવાર્ય કર્તવ્ય છે."

"પરંતુ મારાથી શું કરી શકાય તેમ છે? કારણ કે, કયાં મહાસાગર અને કયાં ખસખસનો એક દાણો?" માતુલ મહાશય સાવ છૂટી પડ્યા.

"મામા, આપ મારા પિતાશ્રીના તેમ જ મારા પૂજ્યકાકા ઠાકોરશ્રી વીરેન્દ્રકુમારજીના શ્યાલક છો;" અજય આત્માભિમાન તથા વંશાભિમાનને વ્યક્ત કરતો કહેવા લાગ્યો: "અમારું ઐશ્વર્ય ભૂવડના રાજપ્રતિનિધિઓ તથા ભૂવડના યુવરાજનાં નેત્રોમાં શલ્ય પ્રમાણે ખૂંચવાથી તેમણે અમોને રાજદ્રોહી ઠરાવી દીધા છે. આ ઘટનાથી તેમની એ નીતિનો આપને ઉત્તમ સાક્ષાત્કાર થઈ શકે તેમ છે કે જ્યારે આપણી સંપત્તિને પોતાના ધનકોષમાં પધરાવવાની અને આપણાં લઘુ રાજ્યોને પોતાના સામ્રાજ્યમાં મેળવી દેવાની તેમની ઇચ્છા

થાય છે ત્યારે આપણે એકનિષ્ઠાથી કરેલી તેમની સેવાઓને તેઓ નિમેષમાત્રમાં જ ભૂલી જાય છે અને પોતાની ધનતૃષ્ણા તથા રાજ્યલાલસાને પૂર્ણ કરી લેવામાટે તેઓ કાં તો આપણને આજીવન કારાગૃહવાસ સમર્પવાની અને કાં તો આ જીવનથી સર્વથા મુક્ત કરી દેવાની, મૃત્યુના મુખમાં ધકેલી દેવાની ઉદારતા વિના તૃતીય કોઈ પણ પ્રકારની ઉદારતા નથી દર્શાવતા તે નથી જ દર્શાવતા.''

માતુલ મહાશય જેમને પાઇપાઇના ચોર કહી શકાય તેવા લોભિષ્ટશિરોમણિ તથા શૃગાલોપમ ભીરુ હોવાથી તેમ જ તેમનામાં આત્મવિશ્વાસનો સર્વથા અભાવ હોવાથી પોતાના બળથી કોઈ પણ કાર્યના ઉત્તરદાતૃત્વને પોતાના શિરપર ધારી લેવાનું તેમનામા સામર્થ્ય હતું જ નહિ જો તેમને અન્ય કોઇનું પૃષ્ઠબળ મળે, તો કદાચિત્ તેમના ધનુષ્યમાંથી કોઈ વાર એકાદ બાણ છૂટી જતો હતો. અજયના ઓજસ્વી પ્રતિવાદથી તેઓ અંજાઈ જતાં અજયનો પ્રત્યેક શબ્દ જો કે તેમને સત્ય ભાસવા લાગ્યો, તો પણ 'આ ગોળ ખાવો કે ન ખાવો ?' એવા પ્રકારની તેમની સ્વાભાવિક પ્રવૃત્તિ તેમને બન્ને બાજૂ આકર્ષવા લાગી. તેઓ ભીરુતાને દર્શાવતા અજયને અનુલક્ષીને કહેવા લાગ્યા કેઃ—

''તાત, શત્રુની સેના આટલા નિકટતમ સ્થાનમાં જ્યાં ધૂમશ્ચકી મચાવી રહેલી હોય ત્યાં નિવાસ કરવામાં નવ્વાણુ ટકાનું જોખમ સમાયલું હોવાથી મારો પોતાનો તો અત્યારે અને આ ક્ષણે જ અહીંથી ચાલતા થઈ જવાનો અને ગુજરાતના કોઈ ખૂણાખોચરામાં ભરાઈ રહેવાનો જ નિશ્ચય થઈ ચૂક્યો છે. મારી સર્વ સ્થાવર તથા જંગમ સંપત્તિનો પણ તું જ ઉત્તરાધિકારી હોવાથી તું અહીં ભલે ધમાચકડી મચાવી દે, આપણી ના નથી. બાકી મારાથી પોતાથી તો આ બળતી આગમાં પડી શકાય તેમ નથી જ.''

''આપ જાઓ છો એ તો જાણે ઠીક; પણ મારા કાર્યની આપ શી વ્યવસ્થા કરતા જાઓ છો ? જો આપની આજ્ઞા હોય, તો હું સૈન્યને એકત્ર કરવાના કાર્યને આરંભી દઉં; કારણ કે, વ્યર્થ વીતાડવા જેટલો સમય હવે મારા હસ્તમાં નથી.'' અજયસિંહે ગંભીરતાથી કહ્યું.

''આ રહી મારી રાજમુદ્રા અને આ રહી ધનભંડારની ચાવી; આ વસ્તુઓને તું સંભાળી લે અને આવતી કાલની રાત્રિના સમયમાં મને તું અહીંથી મારા પરિવાર સહિત રવાના કરી દે એટલે થયું. મારી ગયરહાજરીમાં તારે જે કાંઈ પણ કરવાનું હોય તે કરતો રહેજે.'' આ વાક્યો ઉચ્ચારીને માતુલ મહાશયે પોતાની રાજમુદ્રા તથા ધનભંડારની ચાવી અજયને સોંપી દીધી અને ત્યાર પછી ભ્રૂકુટીને વક્ર કરીને કહેવા માંડ્યું કેઃ ''પરંતુ અજય, તારા આ ઉન્માદનું જો કાંઈ પણ વિપરીત પરિણામ થશે, તો તેનો ઉત્તરદાતા હું નથી અને જો ભૂવડના રાજપ્રતિનિધિઓ મને આ વિષયના સંબંધમાં કાંઈ પણ પૂછશે, તો હું તો કાનોપર હાથ દઇને જ ઊભો રહીશ, સમજ્યો ?''

''જેવી આપની ઇચ્છા. આ કાર્યમાં આપનો હસ્ત છે જ નહિ, એમ સિદ્ધ કરી બતાવવામાટે આપ ગમે તેમ બોલજો. એ આપની ઇચ્છા મને

માન્ય છે.” અજયસિંહે પોતાના માતુલને તેની ઇચ્છાનુસાર બોલવાની અનુમતિ આપી દીધી.

અંતે મામા તથા ભાણેજ વચ્ચે સમાધાન થયું. દ્વિતીય દિવસના પ્રભાતમાં જ સૈનિકોને ત્યાં એકત્ર થવાની આજ્ઞા સંભળાવી દેવામાં આવી. માતુલ મહાશયનો તે દિવસની રાત્રિ તથા બીજો દિવસ પોતાના કિલ્લામાંના રત્નરાશિ, સુવર્ણમુદ્રા તથા રજતમુદ્રા અને મૂલ્યવાન્ અલંકારો તથા વસ્ત્રોના ગાંસડાપોટલા બાંધવામાં જ વીતી ગયાં. બીજા દિવસના તૃતીય પ્રહરના સમયમાં સર્વ સૈનિકો ત્યાં આવીને ઉપસ્થિત થઈ ગયા. અજયસિંહને જોતાં જ સૈનિકોનો આનન્દ ગગનગામી થતો દેખાવા લાગ્યો. સૈનિકોની ઉપસ્થિતિનું નિરીક્ષણ કરી લીધા પછી માતુલ મહાશય સૈનિકોને સંબોધીને ગંભીરતાથી કહેવા લાગ્યા કેઃ—

“હું તમોને મારા પ્રિય ભાણેજ અજયસિંહના હસ્તમાં સોંપીને કેટલાક સમયને માટે આજે અહીંથી પ્રવાસમાં જવાનો છું. અજયસિંહ તમોને યુદ્ધમાં લઈ જવામાટે આવેલો છે એટલે જો એની સાથે જવાની તમારી પોતાની ઇચ્છા હોય, તો મારી પોતાની ના નથી. જો કે તમો અજયસિંહના હાથ તળે નોકરી કરવાને રાજી છો એ હું સારી રીતે જાણું છું; છતાં પણ તમને સાવધાન કરી દેવાના મારા ધર્મના પાલનમાટે હું તમોને ઢોલ વગાડીને જણાવી દઉં છું કે એની સાથે જવાથી જો તમારા મસ્તકપર કાંઈ પણ સંકટ આવી પડે અથવા તમારાપર રાજદ્રોહનો આરોપ મૂકાય, તો તેનો ઉત્તરદાતા હું નથી. તમારાં કર્મોનાં સારાં કે નઠારાં ફળો તમારે જ ભોગવવાનાં છે.”

સર્વ સૈનિકોએ એક હૃદય તથા એકવાક્યતાથી અજયસિંહના આધિપત્યને સ્વીકારી લઇને સર્વ પ્રકારનાં ઉત્તરદાતૃત્વોને પોતાના શિરપર ધારણ કરી લીધાં. સાયંકાળે માતુલરાજ પોતાના પચીસ ચરણસંસારી સૈનિકોના છત્ર તળે લઈ શકાય તેટલી જંગમ સંપત્તિને સાથે લઇને પોતાના પરિવાર સહિત ત્યાંથી પ્રયાણ કરી ગયા અને તેમના પ્રયાણ કરી જવા પછી વીર યુવક અજયસિંહ પણ મહાવીર શૂરપાળના દૂત સાથે પોતાના બસે સૈનિકોના સમુદાયને લઇને ત્યાંથી મહાવીર શૂરપાળના ગુપ્તસ્થાનની દિશામાં અગ્રેસર થવા લાગ્યો.

——:o:——

## પ્રકરણ ૧૧ મું

## પિશાચના પંજામાં

પદ્માવતીના હૃદયમાં અજયની ચિન્તા એટલી સીમા પર્યન્ત વ્યાપેલી હતી કે તેણે દશ દિવસ જેટલો સમય મહાકષ્ટપૂર્વક વીતાવ્યો; કારણ કે, એટલા અલ્પ સમયમાં તેને અજયના કોઈ પણ પ્રકારના સમાચાર મળવાનો સંભવ હતો જ નહિ. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં પણ અજયનો સંદેશવાહક કાંઈ પણ સમાચાર લઇને અત્યારે નહિ તો સંધ્યાકાળે અને સંધ્યાકાળે નહિ તો પ્રભાતમાં આવી લાગશે, એવી આશાથી તે પ્રભાત તથા સાયંકાળે સંદેશવાહકના આગમનની પ્રતીક્ષા કર્યા કરતી હતી. આજે પણ

સૂર્યનારાયણના ઉદયના સમયમાં યતીશ્વર શીલગુણ સૂરિના વિશાળ ચૈત્યના પશ્ચાદ્ભાગમાં વિસ્તરેલા એક શિવાલયમંડિત ઉપવનમાં એક અશ્વત્થવૃક્ષની આસપાસ બાંધી અથવા ચણી લીધેલા પાષાણના ગોળ ઓટલાપર અજની ચિન્તા કરતી જ તે બેઠી હતી તેણે અત્યારે પરિધાન કરેલાં વસ્ત્રો સામાન્ય પ્રકારનાં હોવા છતાં તેના શરીરને અત્યંત શોભાવી રહ્યાં હતાં અથવા તો પદ્માવતી પોતે અલંકારોનો અલંકાર તથા પ્રસાધનોનું પ્રસાધનવિશેષ હોવાથી વસ્ત્રો તેના શરીરને શોભાવી રહ્યાં હતાં એમ કહેવાને બદલે તે પોતે જ તે વસ્ત્રોને શોભાવી રહી હતી એમ જ આપણે કહેવું જોઇએ. પોતાના સુન્દર હનુને તેણે પોતાના જમણા કરકમલનો આધાર આપેલો હતો. તેના જમણા હાથની કોણી તેની પુષ્ટ જંઘાપર વિરાજેલી હોવાથી તેનો જમણો પગ સ્વાભાવિક જ ઉચ્ચ થઈ ગયો હતો. તે જમણા પગના નિમ્નતમ ભાગપર ડાબા પગની ચુંટી વિરાજેલી હોઇને નિકટમા વિકસેલા કિંશુકના રક્ત પુષ્પોને તે ચરણોની સુરંગ આરક્તિમાને જોવા તથા આકર્ષવાનો અવસર અનાયાસ મળ્યા કરતો હતો. પદ્માવતીનાં નયનો અનિમિષતાથી શિવાલયમાં પ્રતિષ્ઠિત મહાદેવની મૂર્તિમાં જ તલ્લીન થયેલાં હતાં અને તેનો વામહસ્ત તેની જંઘાપર નિષ્ક્રિય અવસ્થાને અનુભવી રહ્યો હતો. પદ્માવતીની અત્યાચારની ચિંતામગ્ન સજીવન પ્રતિમાના અવલોકનથી જાણે યતીશ્વર શીલગુણ સૂરિની નિર્મલ તથા પવિત્ર તપસ્યા જ સ્ત્રીના અવતારમાં અવતીર્ણ થયેલી હોય, અથવા તો ભક્તજનોએ પોતાની ભક્તિના પાશમાં કૈલાસવાસી મહાદેવને બદ્ધ કરીને ગુર્જરભૂમિવાસી કરી લીધેલા હોવાથી દેવી પાર્વતીને સર્વથા ભૂલી ગયેલા મહાદેવને શોધવામાટે સાક્ષાત્ જગદંબા પાર્વતીદેવી જ ત્યાં પ્રકટ થયાં હોય કિંવા પરકીય સમ્રાટ્ ભૂવડ તથા તેના રાજપ્રતિનિધિઓના અમાનુષ અત્યાચારોથી પોતાને અલિપ્ત તથા સુરક્ષિત રાખવામાટે પ્રત્યક્ષ ગુર્જરભૂદેવીએ જ યતીશ્વર શીલગુણ સૂરિના નિર્ભય ચૈત્યમાં પ્રવેશ કર્યો હોય એવા પ્રકારનો જ ભાસ થયા કરતો હતો. આ સમયનું પદ્માવતીનું ચિત્ર અવ્યાજમનોહર, ચિત્તાકર્ષક તથા અવર્ણનીય સુન્દર હતું એ વાર્તા સર્વથા નિર્વિવાદ હતી.

ઉપવનમાં નાનાવિધ પુષ્પોના સમુદાયો શોભી રહ્યા હતા. રજનીગંધાએ પોતાનાં ધવલપુષ્પોના સ્તબકોને ઉંચા ધરી રાખ્યા હતા; ગુલ્લોએ પોતાના નકસીદાર પલ્લવોના સંપુટમાં વિકાસોન્મુખ કલિકાઓને ધારણ કરેલી હતી અને ઉદય પામતા સૂર્યનારાયણની પ્રખરતાથી ભયભીત થઇને આકાશવાસિની અનન્તાનન્ત તારાઓએ આકાશમાંથી પલાયન કરીને પુષ્પના રૂપને ધારણ કરી જાઈ, જૂઈ, કુંદ તથા ચમેલી નામક લતાઓમાં વિરાજેલી દેખાતી હતી. ઉપવનમાં જ્યાં પણ દૃષ્ટિપાત કરવામાં આવે, ત્યાં ધવલ, રક્ત, નીલ, પીત, ધવલરક્ત, પીતધવલ, નીલરક્ત તથા ધવલપીત આદિ એકરંગી તથા મિશ્રરંગી નાનાવિધ પુષ્પો અને પુષ્પોનો જ વિસ્તાર દૃષ્ટિગોચર થતો હતો. એ સર્વ પુષ્પોને સૃષ્ટિદેવીએ દવબિન્દુનું મંગલસ્નાન કરાવેલું હોવાથી એ ઉપવનની શોભા નંદનવનસ્પર્ધિની તથા અતિશય હૃદયંગમ દેખાતી હતી. બિલ્વ, બકુલ

તથા સુરંગી ઇત્યાદિ દેવકાર્યોપયોગી વૃક્ષોને ડવસિચિત થયેલાં જોઇને જાણે પક્ષીઓનાં મધુર કૂજનરૂપ સ્વરથી દેવાધિદેવ મહાદેવનાં સ્તુતિસ્તોત્રો ગાતાં તેમનાં શરીરોમાં નવવિધા ભક્તિજન્ય સ્વેદ તથા રોમાંચ આદિ લક્ષણો પ્રકટેલાં હોય એવો જ ભાસ થયા કરતો હતો. કેવી પવિત્ર તથા હૃદયંગમ એ ઉત્કૃષ્ટ ઉદ્યાનભૂમિ !

પૂર્વદિશામાં વિશ્વસુવર્ણકારની સુવર્ણભઠ્ઠી ધગધગેલી દેખાતી હતી; પશ્ચિમવાયુ બંધનમુક્ત થઇને વિશ્વમાં વિચરવા લાગ્યો હતો; પૂર્વદિશાગત મેઘખંડો તડતડાટ કરતા કોયલાની ચિંગારીઓ અથવા તણખાં જેવા ભાસતા હતા અને આકાશમાં અરુણિમાનું સામ્રાજ્ય વ્યાપેલું હતું. અલ્પ સમયમાં જ પશ્ચિમવાયુ કિંચિદ્ બળ તથા વેગપૂર્વક વહન કરવા લાગ્યો, અરુણપ્રભાવની જ્વાલાઓ વિસ્ફલિત થવા લાગી અને ભઠ્ઠીમાં હિરણ્મય વપુનો બિંબ દૃષ્ટિગોચર થવા લાગ્યો. ઉદયગિરિના શિખરભાગમાં તરતના દેખાવા માંડેલા નિષ્પ્રભ તથા નિષ્કિરણ સૂર્યગોલક પ્રતિ દૃષ્ટિપાત કરતાં જ જાણે વિશ્વકર્માએ તપ્ત કાંચનસંનિભ તથા તેજોરાશિ હિરણ્યગોલને જ ઉદયગિરિના મસ્તકે સ્થાપી દીધો હોય એવો જ ભાસ થતો હતો. કેવું કલ્પનાતીત એ પ્રભાતકાલિક મહારમણીય દૃશ્ય !

મહારમણીય સૂર્યોદય, હૃદયંગમ તથા પવિત્રતમ શિવાલય, તે શિવાલયની આસપાસ વિસ્તરેલું નન્દનવનોપમ મહાસુન્દર ઉપવન અને એ ઉપવનમાં ચિન્તામગ્ન અવસ્થામાં બિરાજેલી અનિંદ્યરૂપરાશિ વીરયુવતી પદ્માવતીના અવલોકનથી જાણે અત્યારે એ ઉદ્યાનભૂમિમાં સંસારના સારરૂપ સૌન્દર્યની ત્રિવેણીનો જ મહામનોહર સંગમ થયેલો હોય એવી કોઇને પણ ભ્રાન્તિ થઈ જવાનો સંપૂર્ણ સંભવ હતો. એ દૃશ્યની મનોહરતા એટલી સીમા પર્યન્ત અલૌકિક હતી કે જો કોઈ ચિત્રકાર, કુશલ તથા કલાભિજ્ઞ રસિક ચિત્રકાર એ દૃશ્યના ચિત્રને આલેખવાનો પ્રયત્ન કરે, તો તેનો એ પ્રયત્ન સફળ થવા ઉપરાંત તેના નામને અજરામર કરી દે એ નિઃસંશય હતું. અસ્તુ.

આવી રીતે પદ્માવતી પોતાનાં માતાપિતા તથા પોતાના બંધુ અજયને સુરક્ષિત રાખવામાટે મહાદેવને માનસિક પ્રાર્થના કરી રહી હતી એટલામાં યતીશ્વર શીલગુણ સૂરિનો એક શિષ્ય ત્યાં આવીને તેને વિનીત ભાવથી કહેવા લાગ્યો કેઃ—

"ભગિની, આપનાં માતુશ્રીનો સંદેશ લઇને એક દૂત આવ્યો છે અને ગુરુવર્યે તેને મળવામાટે આપને બોલાવ્યાં છે."

'આપનાં માતુશ્રી' અને 'સંદેશવાહક દૂત' એ શબ્દો સાંભળતાં જ પદ્માવતીની પ્રાર્થનાજન્ય ધ્યાનનિદ્રાનો ભંગ થઈ ગયો અને તેના મુખમાંથી અચાનક તથા સ્વાભાવિક એવા ઉદ્ગારો નીકળી ગયા કેઃ "મારાં માતુશ્રી પાસેથી જે દૂત આવ્યો છે તે કોણ છે અને તે ક્યારે આવ્યો છે ? ત્યાંના શા સમાચાર તે લાવ્યો છે ? તે દૂતના મુખમંડળમાં આનન્દની છટા દેખાય છે કે વિષાદની ? તે દૂત ગુજરાતી છે કે દાક્ષિણાત્ય છે ? તે ક્યાં છે ?" આ પ્રશ્નો

પૂછતી પદ્માવતી ઓટલાપરથી નીચે ઊતરીને ઊભી રહી અને તે શિષ્યના ઉત્તરની ઉત્સુકતાદર્શક મુખમુદ્રાથી પ્રતીક્ષા કરવા લાગી.

પદ્માવતીની એ પ્રશ્નમાલિકા તે શિષ્યના લક્ષમાં રહી શકે તેવી ન હોવાથી તેમ જ તેના એ સર્વ પ્રશ્નોનાં યથાનુક્રમ ઉત્તરો આપવાની ચંચલતાનો તેનામાં અભાવ હોવાથી તેણે પદ્માવતીના અંતિમ પ્રશ્નનું ઉત્તર આપતાં એટલા જ શબ્દો ઉચ્ચાર્યા કે: "તે દૂતો ગુજરાતી છે અને દાક્ષિણાત્ય પણ છે."

તે શિષ્યના કથન અનુસાર બે દૂતો પદ્માવતીના જોવામાં આવ્યા. ચૈત્યના આભ્યંતર ભાગમાં જતાં જ પદ્માવતીને શીલગુણ સૂરિએ પોતાની પાસે બોલાવી અને પદ્માવતી યતીશ્વર પાસે ઊભી રહી એટલે ગુજરાતી દૂતે એક પ્રકારની વિશિષ્ટ કારીગરીવાળા સુવર્ણના ખાનામાં બેસાડેલા માણિક્યથી વિભૂષિત અંગુલીમુદ્રા તેને બતાવી. એ વીંટીને જોતાં જ પદ્માવતીએ પોતાની સાપત્નમાતાના સંકેતચિહ્ન તરીકે ઓળખી લીધી. એ મુદ્રિકાના દર્શનથી પદ્માવતીનું હૃદય વિક્ષુબ્ધ થતાં અને તેની આતુરતા વધી જતાં આવેલા દૂતના મુખમાંથી બહિર્ગત થનારા સમાચાર શુભ હશે કે અશુભ હશે એ જાણવામાટે તે અત્યંત અધીર થઈ ગઈ. પદ્માવતીને ચૈત્ય તથા ચૈત્યવાસી મનુષ્યો ચક્રાકાર ભ્રમતાં દેખાવા લાગ્યાં. પદ્માવતીની આ સ્થિતિ માનસશાસ્ત્રવેત્તા યતીશ્વર શીલગુણ સૂરિના જાણવામાં આવી જવાથી તેઓ તેને પોતા પાસે બેસાડતા વાત્સલ્યદર્શક ગંભીર ભાવથી કહેવા લાગ્યા કે: "પુત્રી, હૃદયમાં સ્વસ્થતાને ધારણ કરી લે અને શાંત થા. સુખ તથા દુઃખ, લાભ તથા હાનિ અને જય તથા પરાજયના યોગે ઉદ્ભવતા હર્ષ તથા વિષાદનો તું પોતાના અંતઃકરણમાં કદાપિ પ્રવેશ થવા દઇશ નહિ; કારણ કે, પ્રાપ્ત થયેલા કોઈ પણ પ્રસંગનો સમભાવથી સત્કાર કરવો એ જ વીરપુત્રો તથા વીરપુત્રીઓની વિશિષ્ટતા છે. જીવનપ્રવાહને ચઢઊતારના આવા આઘાતોને સહન કરવાના અવસરો ડગલે ને પગલે પ્રાપ્ત થતા રહે છે અને એ આઘાતોને સહન કરીને જ તેને પોતાના ઇષ્ટ માર્ગમાં અગ્રગામી થવું પડે છે. આ કારણથી જ સર્વ ધર્મશાસ્ત્રો મનુષ્યને નિર્ભય રહીને નિષ્કામ કર્મ કરવાનો ઉપદેશ આપી રહ્યાં છે અને તું વીરપુત્રી હોવાથી તારે અત્યારે પોતાના ધર્મશાસ્ત્રના એ ઉપદેશ અનુસાર જ વર્તવાનું છે. સમતાને ત્યાગવાથી કશો પણ લાભ નથી જ થવાનો."

પદ્માવતી ભયભીત થઇને યતીશ્વરના મુખને નિર્નિમેષ દૃષ્ટિથી જોઈ રહી; કારણ કે, તેના મનમાં એવી શંકાનો ઉદ્ભવ થવા લાગ્યો હતો કે: "યતીશ્વર કઠોર તથા ભયંકર સમાચાર તો નહિ સંભળાવવાના હોય?" આ શંકાના ઉદ્ભવથી તેના ઓષ્ઠોની રક્તિમાનો રક્તના લોપ સાથે લોપ થઈ ગયો, તેનું હૃદય વેગથી ધડકવા લાગ્યું અને તેનાં નેત્રો આંસુભીનાં થઈ ગયાં. પદ્માવતીની આવી અવસ્થાને જોઇને 'निर्मम नि शंकाः सर्वदःखमुक्ष्मी' યતીશ્વર શીલગુણ સૂરિનાં નેત્રોમાં પણ નીરનો આવિર્ભાવ થતો દેખાયો. યતીશ્વર પદ્માવતીને પુનઃ આશ્વાસન આપવાની ઇચ્છા કરી રહ્યા હતા એટલામાં આવેલા બે દૂતોમાંનો ગુજરાતી દૂત પદ્માવતીને સંબોધીને આશ્વાસક ભાવથી કહેવા લાગ્યો કેઃ—

"રાજકુમારી, શોકાતુર તથા ભયભીત થવાનું કાંઈ પણ કારણ નથી; કારણ કે, ઠાકોરશ્રી વીરેન્દ્રકુમારજી તથા આપનાં માતુશ્રી દયાશીલના અધિકારમાં છે, અને અત્યારે આપને આ મારા સાથીની સહાયતાથી હું આપના પિતાશ્રી તથા આપનાં માતુશ્રી પાસે લઈ જવામાટે જ અહીં આવ્યો છું."

"તો શું મારા પૂજ્ય પિતાશ્રી અદ્યાપિ જીવિત છે અને મારાં માતુશ્રી પણ સુરક્ષિત છે?" પદ્માવતીએ હર્ષોન્માદદર્શક આતુરતાથી પૂછ્યું.

"અત્યાર સુધી તો આપનાં માતા તથા પિતા બન્ને સુરક્ષિત છે; પરંતુ પૂજ્ય ઠાકોરશ્રી વીરેન્દ્રકુમારજીનાં રૂઝાવાની અણીપર આવેલા જખ્મો પ્રવાસજન્ય પરિશ્રમના યોગે પાછા ઊઘડી ગયા છે અને તેમનો પોતાનો હવે પોતાના જીવનમાં લેશમાત્ર પણ વિશ્વાસ રહેલો ન હોવાથી આપનાં માતુશ્રીએ ઉડુભંગરાજ પાસેથી તેમને મળવામાટે તેમની પાસે જવાની આજ્ઞા મેળવી લીધી છે; કારણ કે, પોતાના પતિદેવના અંતસમયમાં પોતાના પતિદેવની પાસે રહેવાની આપનાં પવિત્ર માતુશ્રીની પરમ ઇચ્છા છે. ઉડુભંગરાજે તેમને ઠાકોરશ્રી પાસે પહોંચાડવાનું વચન આપેલું છે. આપનાં માતુશ્રીએ આપને જે સંદેશ કહાવ્યો છે તે એ છે કે: 'જો પોતાના પિતાશ્રીની સેવાશુશ્રૂષા કરીને જનકના ઋણથી કિંચિદંશે મુક્ત થવાની અને મરણોન્મુખ પિતાના મુખદર્શનથી નેત્રોને કૃતાર્થ કરી લેવાની આપની ઈચ્છા હોય, તો આપ પણ પવનપર્વતના દુર્ગ પ્રતિ જવાને તૈયાર થઈ જાઓ.' આ સંદેશ અનુસાર જો આપ ત્યાં આવવાને તૈયાર હો, તો અમો આપને સંભાળીને અમારી સાથે લઈ જઇશું." ગુજરાતી દૂતે માનભદ્રાનો સંદેશ પદ્માવતીને સંભળાવતાં આ વાક્યો ઉચ્ચાર્યા.

આ સંદેશના શ્રવણથી પદ્માવતીની સભય તથા અધીર વૃત્તિ તત્કાળ શાંત થઈ ગઈ. જ્વલત્ પિતૃપ્રેમ તથા કર્તવ્યના નિશ્ચયની પ્રભા તેના મુખમંડળમાં વિલસવા લાગી. તે યતીશ્વર શીલગુણ સૂરિને ઉદ્દેશીને કહેવા લાગી કે: "ભગવન્, આવા પ્રસંગે મારે મારા પિતાશ્રોની સેવા તથા શુશ્રૂષામાટે અહીંથી દૂતો સાથે જવું જ જોઇએ, એવી મારી દૃઢ માન્યતા હોવાથી આપ કૃપા કરીને મને એવો ભદ્ર આશીર્વાદ આપો કે જેના યોગે આવી હીન અવસ્થામાં પણ મારાથી મારા પિતાશ્રીની યોગ્ય રીતિથી સેવા કરી શકાય અને મારા નિશ્ચય તથા ધૈર્યમાં કદાપિ શિથિલતાનો આવિર્ભાવ ન થાય."

"પુત્રી, તું જરા સ્વસ્થ થા એટલે પછી આપણે શાંતિથી આ વિષયનો વિચાર કરીશું." યતીશ્વરે પદ્માવતીને આવી રીતે આશ્વાસન આપીને આગંતુક દૂતોને વિશ્રાંતિ લેવામાટે પોતાના એક શિષ્ય સાથે ચૈત્યના એક અન્ય વિભાગમાં મોકલી દીધા. તાત્કાલિક ગુજરાતના એક પ્રચંડ રાજનીતિજ્ઞ તથા દીર્ઘદર્શી યતીશ્વર શીલગુણ સૂરિની આ વ્યવસ્થામાં તે દૂતોના મનોભાવને તથા તેમના કથનની વાસ્તવિકતાને જાણી લેવાનો આશય સમાયલો હતો એટલે તેમનો એ આશય સિદ્ધ થઈ જવાથી અથવા તો પદ્માવતીના પ્રયાણવિષયક પ્રચંડ આગ્રહનો અનાદર ન કરી શકાયાથી, એ બેમાંના કોઈ પણ એક કારણથી, યતીશ્વરે મધ્યાહ્ન સમયે પદ્માવતીના પ્રયાણની તૈયારી કરાવી

દીધી અને પદ્માવતીએ શિબિકામાં બેસીને જવાને બદલે અશ્વારૂઢ થઇને જવાની વિશેષ ઈચ્છા દર્શાવવાથી તેના માટે એક ઉત્તમ અશ્વને સુસજ્જિત કરવામાં આવ્યો અને તેને વિદાય કરતી વેળાયે યતીશ્વર તેને આશીર્વાદ આપતા શાંત તથા ગંભીર ભાવથી કહેવા લાગ્યા કેઃ—

"વત્સે, ઠાકોર વીરેન્દ્રકુમાર જેવા શૂરવીર તથા વચનશીલ પુરુષની પુત્રીને શોભાવનારા જ તારા આ નિશ્ચયમાટે તને હું ધન્યવાદ આપું છું; છતાં પણ તને મારો વારંવાર એજ ઉપદેશ છે કે નિરંતર સાવધાન રહેજે અને દક્ષા થઇને વર્તજે; કારણ કે, અત્યારનો સમય મહાવિલક્ષણ છે. તારા જેવી પ્રેમમૂર્તિ પુત્રીના સહવાસથી તારા પિતાશ્રીની પીડા અતિશય ન્યૂન થઈ જશે અને તેમને અશાંતિમાં પણ કાંઇક શાંતિનો અનુભવ થતો રહેશે." ત્યાર પછી તેઓ ગુજરાતી દૂતને સંબોધીને કહેવા લાગ્યા કેઃ "વીરદૂત, તું ગુર્જરભૂમિનો પુત્ર હોવાથી તારા આ દાક્ષિણાત્ય સહચર કરતાં આ પદ્માવતીના રક્ષણનો ભાર તારા શિરપર અધિક પરિમાણમાં રહેલો છે એ તારે કદાપિ ભૂલી જવાનું નથી. પદ્માવતી તારી ધર્મભગિની છે અને દેશભગિની છે. તમારા બન્નેના આશયને શુદ્ધ માનીને જ હું અત્યારે પદ્માવતીને તમારી સાથે અહીંથી વિદાય કરી રહ્યો છું; કારણ કે, મૃત્યુના દ્વારમાં આવી બેઠેલા જીવનું સાંત્વન કરવાને બદલે તે જીવના અભિશાપને કોઈ પણ પ્રકારના કારણ વિના પોતાના શિરપર વ્હોરી લેવાની મારી ઇચ્છા નથી."

પદ્માવતીએ હરપાલની આજ્ઞા લીધી અને ત્યાર પછી પુનઃ યતીશ્વરની આજ્ઞા તથા આશીર્વાણીને સ્વીકારતાં સ્વીકારતાં અશ્વના પૃષ્ઠદેશમાં આરોહણ કર્યું. ઉભય અશ્વારૂઢ દૂતો પ્રયાણમાટે તૈયાર ઊભેલા હોવાથી તે ઉભય અશ્વારોહી દૂતોના મધ્યમાં પોતાના અશ્વને ચલાવતી પદ્માવતી જોતજોતાંમાં શીલગુણ સૂરિ તથા હરપાલની દૃષ્ટિથી અદૃશ્ય થઈ ગઈ.

* * * * *

આ પ્રવાસમાં અશ્વોને જો કે દોડાવવામાં આવતા ન હોતા, તો પણ યથાશક્ય અધિક વેગપૂર્વક ચલાવવામાં આવતા હતા તેથી અને બહુધા બે પ્રહર જેટલા દીર્ઘ સમય પર્યન્ત માર્ગમાં ક્યાંય અશ્વપરથી નીચે ઊતરીને બેસવાનો પ્રસંગ પ્રાપ્ત ન થવાથી કોમલાંગી પદ્માવતી અત્યંત શ્રાંત તથા ક્લાંત થઈ ગઈ હતી અને અધૂરામાં પૂરું સૂર્યના તાપ તથા પ્રવાસજન્ય ઉષ્ણતાના યોગે તેના શરીરમાંનો તાપ એટલી સીમા પર્યંત વધી ગયો હતો કે કદાચિત્ એ તાપ જ્વરના રૂપમાં પરિણત થઈ જશે એવો તેના મનમાં ક્ષણે ક્ષણે ભય થયા કરતો હતો. અશ્વ ઘર્મસ્નાત થઈ ગયેલો હોવાથી તેના શરીરમાંથી ઉષ્ણ બાષ્પ બહિર્ગત થઈ રહ્યો હતો અને આકાશમાં ચઢી આવેલા મેઘોએ વાયુનો અવરોધ કરી નાખ્યો હતો એટલે સમસ્ત ઉષ્ણતાઓનું એકીકરણ થવાથી પદ્માવતીને આ પ્રવાસની પીડા અસહ્ય થઈ પડે એ સર્વથા સ્વાભાવિક હતું. પદ્માવતીના ભાલપ્રદેશમાંથી ઘર્મના બિન્દુઓ ટપકી રહ્યા હતા, તો પણ ઉષ્મા તથા વાયુની ઉષ્ણ લહરીઓની જ્યાંસૂધી ન્યૂનતા ન થઈ ત્યાં

સુધી તેણે પોતાના મુખમંડળપર ધારણ કરેલા અવગુંઠનને દૂર ન કર્યું. અંતે ઉષ્ણતાની માત્રા ઓછી થવા લાગી, અભ્રોની છાયા વધવા લાગી અને પવનની લહરીમાં પણ શીતલતાનો આવિર્ભાવ થવા લાગ્યો એટલે પછી તેણે અવગુંઠનને કાઢી નાખીને પોતાના મુખમંડળને અનાચ્છાદિત કરી દીધું, અને એ જ વેળાયે અલ્પ અંતરે અસ્તંગત થતા સૂર્યનાં કિરણોના સંયોગથી ચમકતા તથા કલનાદયુક્ત વહન કરતા સરસ્વતી સરિતાના પાત્રને જોઇને તેના આનંદનો અવધિ થઈ ગયો. પદ્માવતીએ પોતાના ભાલપ્રદેશ તથા કંઠદેશમાંના પ્રસ્વેદને લૂછી નાખ્યો, અને તેના અશ્વે સરિતાના પાત્રમાં પ્રવેશ કરીને જલપાનવડે પોતાની તૃષાને શમાવવાના વ્યવસાયને આરંભી દીધો. પદ્માવતીનો કંઠ પણ શુષ્ક થઈ ગયેલો હોવાથી સરિતાના નિર્મલ જલને જોતાં તેની પણ પોતાની તૃષાને નિવારવાની ઈચ્છા થતાં અશ્વ ઉપરથી ઊતરીને તેણે પણ જલપાન કર્યું અને ત્યારપછી પુનઃ તે અશ્વારૂઢ થઈ ગઈ. આ સર્વ વ્યાપાર તેને લઈ જનારા દૂતોના જાણવામાં ન આવી શક્યો; કારણ કે, તેઓ તો પશ્ચાદ્ દૃષ્ટિપાત કર્યા વિના આગળ જ ચાલ્યા જતા હતા. જ્યારે નદીના નીરમાં અશ્વનાં ચરણોનો ખલખલ શબ્દ થવા લાગ્યો ત્યારે જ તેમણે પશ્ચાદ્ દૃષ્ટિપાત કર્યો અને પદ્માવતીનાં ભીંજાયલાં ચરણોને જોઇને પદ્માવતી જલપાનમાટે નદીના પાત્રમાં નીચે ઊતરેલી હોવી જોઇએ એવું તેઓ અનુમાન કરી શક્યા. પૂર્વ પ્રમાણે હવે ત્રણે અશ્વો પંક્તિબદ્ધતાથી ચાલતા ન હોતા; કારણ કે, સરિતા આવ્યા પછી તેમની પંક્તિબદ્ધતાનો ભંગ થઈ ગયો હતો. એક અશ્વ દશ હાથ આગળ ચાલતો હતો, દ્વિતીય અશ્વ તેની પાછળ દશ હાથના અંતરે ચાલ્યા કરતો હતો અને પદ્માવતીનો અશ્વ તેનાથી પણ પાછળ હતો. પશ્ચિમ દિશામાં પર્વતાવલીનાં ઉચ્ચઉચ્ચ શૃંગો તથા ઉચ્ચ સપાટ ક્ષેત્રો દૃષ્ટિગોચર થતાં હતાં અને તે સપાટ ક્ષેત્રોમાંથી જ તેમનો માર્ગ આગળ વધતો હતો. સર્વથી અગ્રગામી દૂતનો અશ્વ સરિતાના પરવર્તી તીરપ્રાંતમાં ચઢી ગયા પછી પદ્માવતીનો અશ્વ સરિતાના તીરવર્તી ચઢાણપર ચઢવા લાગ્યો; કારણ કે, દ્વિતીય દૂતે હવે પોતાના અશ્વને પદ્માવતીના અશ્વથી પાછળ રાખીને ચલાવવા માંડ્યો હતો. એ લાંબા ચઢાણનો માર્ગ નીચો નમેલો હોવાથી અને વર્ષાકાલિક જલપ્રવાહવડે વારંવાર ધોવાઈ જતો હોવાથી તેની બન્ને બાજૂએ એક એક મથોડા જેટલા ખાડા થઈ ગયા હતા. પદ્માવતીનો અશ્વ એ ચઢાણના મધ્યભાગમાં આવી લાગ્યો તે વેળાયે ચઢાણના ઉપરિ ભાગમાંથી અચાનક એક મનુષ્ય ગબડતો ગબડતો પદ્માવતી સમક્ષ આવી પડ્યો. તે મનુષ્યને પોતા સમક્ષ આવી પડતો જોઇને અશ્વ ભડક્યો અને પોતાના પાછલા પગોપર ઊભો થઈ ગયો. પદ્માવતી અસાવધ હોવાથી અશ્વ પાછલા પગોપર અચાનક ઊભો થતાં જ પોતાની સમતોલતાને ખોઇને અશ્વના પશ્ચાદ્ભાગમાં પડી ગઈ અને તેના શરીરને અસહ્ય આઘાત થતાં ગભરાઈ ગઈ. એટલામાં તેને કોઇએ ઉપાડી લેવાનો અને અન્ય અશ્વપર બેસાડી દીધાનો ભાસ થયો. અલ્પ સમયમાં જ આક્રમણકારીઓએ તેને એક ગુહામાં લઈ જઇને નખથી શિખાપર્યન્ત શસ્ત્રાસ્ત્રવડે સજ્જ થયેલા એક ક્રૂરમુદ્ર પુરુષ સમક્ષ ઉપસ્થિત કરી દીધી.

તે પુરુષની ક્રૂર તથા આસુરીલાલસાલક્ષિત મુદ્રાને જોતાં જ પદ્માવતી ચપલા પ્રમાણે ચપલતાથી ઊભી થઈ ગઈ અને ભયભીત દૃષ્ટિથી ઇતસ્તતઃ જોવા લાગી. ગુહાના દ્વાર અથવા મુખમાં તેને ત્યાં લઈ આવનારા ઉભય દૂતો પ્રહરી તરીકે ઊભેલા તેના જોવામાં આવ્યા અને તેમના પ્રપંચનો ભેદ તેના જાણવામાં આવી જવાથી તેઓ તેને યમદૂત સમાન દેખાવા લાગ્યા. તડફડતા પિંજરબદ્ધ વ્યાઘ્રના અવલોકનમાં એક પ્રકારનો અલૌકિક આનન્દ માનનારા તે શસ્ત્રધારી યોદ્ધા પ્રતિ તેણે દૃષ્ટિપાત કર્યો અને એક નિમેષ જેટલા સમયમાં જ તેના આસુરી તેજથી પદ્માવતીનાં નેત્રો અંજાઈ જતાં તે ભૂમિતલપર બેસીને રડતી રડતી બોલવા લાગી કેઃ "હે પરમાત્મન્, હું અત્યારે ક્યાં છું અને મારા પિતાશ્રી ક્યાં છે?"

તેના સમક્ષ ઊભેલા નરરાક્ષસના વિકટ હાસ્ય વિના તેને તેના એ પ્રશ્નનું અન્ય કાંઈ પણ ઉત્તર ન મળ્યું. મરણોન્મુખ પશુના કંઠમાં જે એક પ્રકારનો ભીષણ 'ઘરઘર' કરતો કર્કશ ધ્વનિ થયા કરે છે તેના કરતાં પણ તે નરરાક્ષસના વિકટ હાસ્યનો ધ્વનિ ભીષણતર તથા વિશેષ કર્કશ હતો; કારણ કે, તેમાં નિર્દયતા તથા પશુવૃત્તિનું સંમેલન થયેલું હતું. તેના એ વિકટ હાસ્યના શ્રવણથી પદ્માવતીના દેહમાં અંતર્બાહ્ય ભીતિના કંટકો ખડા થઈ ગયા; માત્ર એટલું જ નહિ, પણ તેનો ધર્મપરાયણ આત્મા જાણે તેના દેહાપંજરને ત્યાગી જવાની તત્પરતા દર્શાવી રહ્યો હોય એવો જ તેને ભાસ થવા લાગ્યો.

તે નરપિશાચે ક્રૂર મુદ્રા તથા કર્કશ સ્વરથી પદ્માવતીને સંબોધીને કહ્યું કેઃ "પદ્માવતી, તું સમ્રાટ્ ભૂવડના સેનાધ્યક્ષ સારંગદત્તને ઓળખી શકે છે ખરી?"

"મહારાજ, આપ ગમે તે હો, પણ મને અત્યારે તો મરણોન્મુખ પિતાશ્રીના મુખદર્શન માટે અહીંથી જવા દો," પદ્માવતીએ આર્જવ દર્શાવીને કહ્યું.

"જો મારી પ્રતિજ્ઞા પૂર્ણ થશે અને મારી કામવાસના તૃપ્ત થઈ જશે, તો પછી એક નિમેષમાત્રનો પણ વિલંબ ન થવા દેતાં હું તને તારા પિતા પાસે મોકલી આપીશ. પરંતુ પદ્માવતી, તારા પિતાનો તારામાંનો પ્રેમ જો તારી માતાના પ્રેમ જેવો જ હોય, તો તો મારી પાસે રહેવામાં જ તારું વિશેષ કલ્યાણ છે. તારી માતાનો તારામાંનો પ્રેમ કેવા પ્રકારનો છે એ તું જાણે છે ખરી કે?" તે નરપિશાચ સારંગદત્તે રાક્ષસવાણીનો દેવી પદ્માવતીને સાક્ષાત્કાર કરાવ્યો, અને પદ્માવતીના ઉત્તરની પ્રતીક્ષા ન કરતાં તેની માતાના પ્રપંચોનો પ્રકાશ કરતો તે આગળ વધીને કહેવા લાગ્યો કેઃ "તારી સાપત્ન માતા માનભદ્રાએ જ અમારી સાથે મળી જઇને વિશ્વાસઘાતથી તારા પિતા ઠાકોર વીરેન્દ્રકુમારને બંદી કરાવ્યા છે; કારણ કે, તેણે જ પોતાના જીવન તથા ધનની સુરક્ષિતતામાટે ઉડુભંગરાજને એક પત્ર પાઠવીને શ્રૂરપાળને સહાયતા આપવામાટે મંડળગઢમાં સૈનિકોને એકત્ર કરવાની જે તૈયારી ચાલી રહી હતી તેના સમાચાર અમોને પહોંચાડ્યા હતા; પણ તે વેળાયે પંચાસરમાં હું જ વિદ્યમાન હોવાથી તારી માતાએ મોકલેલી પત્રિકા તથા સંકેતરૂપ માણિક્યમુદ્રિકા પ્રથમ મારા પોતાના હસ્તમાં જ આવી હતી. તે

પત્રિકામાં માનભદ્રાએ પોતાના નામનો પ્રકાશ ન થવા દેવામાટે અનેક પ્રકારની પ્રાર્થનાઓ કરેલી હતી. કોઈ પણ પ્રકારે, પદ્માવતી, તારી પ્રાપ્તિ કરી લેવી એ જ મંડળગઢમાં આવવાનો મારો તેમ જ ઉદુભંગરાજનો એકમાત્ર ઉદ્દેશ હતો; પરંતુ તું અમોને હાથતાળી આપીને પલાયન કરી ગઈ એટલે તારી માતા માનભદ્રાની સહાયતાથી ઉદુભંગરાજે જ તને ક્યાંક નસાડેલી હોવી જોઇએ એવો મારો દૃઢ નિશ્ચય થવાથી ઉદુભંગરાજ સાથે મારી કેટલીક બોલાચાલી પણ થઈ ગઈ. પછી મેં તેનાપર દેખરેખ રાખવામાટે જે જે કેટલાક દૂતોને નિયત કરી દીધા હતા તેમાંના એક દૂતે ચાર દિવસ પૂર્વે જ તું ઉદુભંગરાજના શિબિર કિંવા તેનાં અન્ય ગુપ્ત સ્થાનોમાં ક્યાંય પણ ન હોવાના અને યતીશ્વર શીલગુણ સૂરિના ચૈત્યમાં તારો નિવાસ હોવાના સમાચાર સંભળાવ્યા ત્યારે જ ઉદુભંગરાજ વિષયક મારા સંશયનું નિવારણ થયું હતું. અસ્તુ: 'પદ્માવતીને મારા હસ્તમાં સમર્પી દે, નહિ તો તેં પોતાના પતિ સાથે કરેલા ભયાનક વિશ્વાસઘાતનો સમસ્ત ગુજરાતમાં હું ડંકો વગડાવી દઇશ' એવી વિભીષિકા તારી માતા માનભદ્રાને ઉદુભંગરાજ નિત્ય દર્શાવી રહ્યો છે. આ વિશ્વનો એવો નિયમ જ છે કે પોતાના એક નીચ કૃત્યને આચ્છાદવામાટે અન્ય નીચ કૃત્ય કરવું જ પડે છે. તારી માતાની પણ આ જ અવસ્થા થયેલી છે. આજે પ્રભાતમાં જ પવનપર્વતના ગુપ્ત દુર્ગમાંથી તારી માતાનું પત્ર લઇને દૂતો તને ત્યાં લઈ જવામાટે નીકળ્યા હશે; કારણ કે, તારી માતાએ તને ઉદુભંગરાજના હસ્તમાં સોંપી દેવાનું વચન આપેલું છે; પરંતુ તેમની એ આશા તથા પ્રપંચવિદ્યાની સિદ્ધિ થવા પૂર્વે તારી કૃત્યા માતાના પ્રપંચથી તને બચાવી લેવામાટે મેં તને અહીં પકડી મંગાવી છે. હવે, પદ્માવતી, તું જ કહે કે આવી નીચ માતાની સંગતિમાં રહેવા કરતાં મારી સંગતિમાં રહેવાથી જ તારું અધિક કલ્યાણ થવાનો સંભવ છે ખરો કે નહિ?"

"મહાશય, કૃપા કરીને આપ જો મને મારા પિતાજી પાસે જવા દેશો, તો હું આપની આજન્મ ઉપકૃતા રહીશ." પદ્માવતીએ કહ્યું.

"પદ્માવતી, હવે તું પોતાના પિતાને ભૂલી જા અને તેમને મળવાની ઇચ્છાનો હૃદયમાંથી બહિષ્કાર કરી દે. મેં સભ્યતાથી બે વાર તારા હસ્તની યાચના કરી હતી, પરંતુ બન્ને વાર તેં મારી એ યાચનાનો તિરસ્કારપૂર્વક અસ્વીકાર કરવાની જ ધૃષ્ટતા દર્શાવી હતી. અત્યારે હવે તું મારા પંજામાં બરાબર સપડાયલી હોવા છતાં હું તને છટકી જવા દઉં એ વાર્તા તને સંભવનીય ભાસે છે ખરી કે? હજી પણ જો તું પોતાની ઇચ્છાથી જ મારી ઇચ્છાને વશ થવાની બુદ્ધિમત્તા દર્શાવીશ, તો હું તને અવશ્ય મારા દેહ તથા સંસ્થાનના રાજ્ઞીપદથી વિભૂષિતા કરવાની ઉદારતા દર્શાવીશ; હજી પણ હું તને મારા મસ્તકપર ધારણ કરીને પ્રેમનૃત્ય કરવાને કટિબદ્ધ છું; પરંતુ હજી પણ જો મને તથા મારી ઇચ્છાને ધિક્કારવાની જ તારી ઇચ્છા હોય, તો હું સંક્ષેપમાં તને એટલું જ સ્પષ્ટ જણાવી દઉં છું કે હું બળાત્કારે તને ભ્રષ્ટ કરીને મારી પ્રતિજ્ઞાને પૂર્ણ કરીશ અને મારી અવહેલના કરવાના પાપનું કેવું ભીષણ પ્રાયશ્ચિત્ત ભોગવવું પડે છે એનો તારી

ભ્રષ્ટતાના દર્શનથી ઠાકોર વીરેન્દ્રકુમારને યથાર્થ પરિચય કરાવી આપીશ. આ સર્વ પરિણામોનો શાંતિથી વિચાર કરીને હવે સત્વર જણાવી દે કે તારો પોતાનો અંતિમ વિચાર શો છે?" આવી વિષ વાણીને મુખમાંથી બહિર્ગત કરતો સારંગદત્ત પદ્માવતીને પોતાના બાહુપાશમાં બદ્ધ કરી લેવાના આશયથી જરા આગળ વધ્યો; પદ્માવતી તેના આશયને જાણીને ભયભીત હરિણી પ્રમાણે ગુહાના દ્વારની દિશામાં દોડી, પરંતુ ત્યાં ઊભેલા યમદૂતોએ તેને પકડીને પાછી સારંગદત્ત સમક્ષ ઉપસ્થિત કરી દીધી. પદ્માવતી આક્રોશ કરવા લાગી એટલે સારંગદત્ત પુનઃ પૂર્વવત્ વિકટ હાસ્ય કરતો તેને કહેવા લાગ્યો કે: "અહા, મારી કોકિલે, તારાથી કરી શકાય તેટલો આક્રોશ કરી લે; કારણ કે, આ આક્રોશના સ્વરૂપમાં પણ તારા કંઠમાંથી નીકળતો પંચમ સ્વર મારા હૃદયને અપ્રતિમ આનન્દનો સાક્ષાત્કાર કરાવી રહ્યો છે. પણ પદ્માવતી, મારા મનમાં જે ભીતિ થયા કરે છે તે માત્ર એ જ છે કે તું આ આક્રોશથી પોતાના કંઠનો અકારણ શોષ કરી રહી છે; આ આક્રોશથી તારું કાંઈ પણ કલ્યાણ થવાનું નથી; તને મારા પંજામાંથી કોઈ પણ છટકાવીને બચાવી શકવાનું નથી," આ શબ્દોને ઉચ્ચારતો સારંગદત્ત ધૃષ્ટતાથી આગળ વધ્યો અને તેના મણિબંધ—કાંડાં—ને મરડીને પોતાના હસ્તમાં પકડતો તિરસ્કારવ્યંજક ભાવથી બોલવા લાગ્યો કે: "ચક્રવર્તી વ્યાજ સહિત મારા અપમાનનો બદલો તારી પાસેથી વાળી લીધા વિના હું તને કદાપિ છોડવાનો નથી. તને મારી રખાયત કરી રાખવાની મેં જે પ્રતિજ્ઞા કરેલી છે તે મારી પ્રતિજ્ઞાની હું આજે અને આ ક્ષણેજ પૂર્તિ કરી લેવાનો છું."

"હાય, ચાંડાલ, મને છોડી દે; નરપિશાચ, મને ભ્રષ્ટ કરવાની ભ્રષ્ટ વાસનાને ત્યાગી દે; આ કુકર્મથી તું નરકાધિકારી થઇશ અને ગલિત કુષ્ઠ જેવા ભયાનક રોગનો તારા શરીરમાં સંચાર થતાં તારું જીવન તારામાટે વિષતુલ્ય થઈ પડશે." પદ્માવતી તે પિશાચના પંજામાંથી પોતાના મણિબંધને છટકાવવાનો પ્રયત્ન કરતી કહેવા લાગી.

"નહિ, નહિ; તારા અધરામૃતના પાનથી હું તો આજે અમરતાને પ્રાપ્ત કરી લઇશ અને તારાં શરીરના સ્પર્શથી મારા સર્વ શારીરિક તથા માનસિક વ્યાધિઓનો નિમેષમાત્રમાં જ લોપ થઈ જશે." પદ્માવતીને પોતા પ્રતિ આકર્ષતો સારંગદત્ત કહેવા લાગ્યો: "મારા પ્રાણ તારા આલિંગનમાટે અતિશય આતુર તથા અધીર થઈ રહ્યા છે; આજે મારા તથા તારા આત્માની એકતા થતાં મારા સદ્ભાગ્ય તથા આનન્દનો અવધિ જ થઈ જવાનો છે."

"મારા આનન્દ વિના તારો આનન્દ નિષ્ફળ તથા સ્વાદહીન હોવાથી જો મારા આનન્દને અનુભવવાની તારી ઇચ્છા હોય, તો મારી ગર્દનપર તારી તલ્વારને ચલાવી દે; કારણ કે, ક્ષત્રિય કુમારિકાઓ ભ્રષ્ટતામાં નહિ, કિન્તુ પ્રાણત્યાગમાં જ વાસ્તવિક આનન્દને અનુભવનારી હોય છે." પોતાની સમસ્ત શક્તિઓનો વ્યય કરીને પદ્માવતીએ પોતાના મણિબંધને તે પિશાચના પંજામાંથી છોડવી લેતાં આ ઉદ્ગારો ઓજસ્વિતાથી કાઢ્યા.

પદ્માવતીના ઉદ્દીપિત તથા પ્રસ્ફુરિત મુખમંડળને કામાતુર દૃષ્ટિથી અવલોકતો, તેનો ઉપહાસ કરતો સારંગદત્ત કહેવા લાગ્યો કે: "જો હું મારી તલ્વારને તારી ગર્દનપર ચલાવી દઉં, તો મારી પ્રતિજ્ઞાની પૂર્તિ કેવી રીતે થઈ શકે તે કહે. પદ્માવતી, હું તને કોમલ કુસુમ પ્રમાણે મારા અંકમાં અત્યારે ધારણ કરીશ, તારા યૌવનકુસુમના સુગંધનો યથેચ્છ ઉપભોગ કરી લઇશ અને ત્યાર પછી તારા શરીરરૂપ ઘ્રાત કુસુમને ચરણ તળે ચગદીને આ પર્વતની પાતાલસ્પર્શિની ગર્તામાં નાખી દઇશ; કારણ કે, મારું આ ઉપભુક્ત કુસુમ અન્ય કોઈ પણ માનવ પ્રાણીના ઉપભોગમાટે અવશિષ્ટ ન રહેવું જોઇએ એવી જ મારી ઇચ્છા છે અને જ્યારે મારી એ ઇચ્છાનુસાર સર્વ વ્યવસ્થા મારા હસ્તથી થઈ જશે, ત્યારે જ મારા હૃદયને શાંતિનો સ્પર્શ થશે અને મને મારા અવતારની સાર્થકતા થયેલી દેખાશે."

આ ઉદ્ગારો કાઢતાંની સાથે જ સારંગદત્તે અગ્રગામી થઇને પવનકંપિતા કુસુમલતાતુલ્ય કંપાયમાના પદ્માવતીના કટિદેશને પોતાની ભુજંગરૂપિણી ભુજાઓવડે વેષ્ટિત કરી લીધો અને ત્યાર પછી તે પદ્માવતીના વક્ષઃસ્થળને પોતાના વક્ષઃસ્થળ પ્રતિ આકર્ષવાનો યત્ન કરવા લાગ્યો. આવી અણીની વેળા આવી લાગતાં પદ્માવતીને એક અંતિમ ઉપાય સૂઝી આવ્યો. આ ખેંચતાણમાં પદ્માવતીએ સારંગદત્તના કટિભાગમાં વિરાજેલી કટારને અત્યંત ચપલતાથી ખેંચી લીધી અને સારંગદત્તને તે કટાર તેના હસ્તમાંથી પાછી લઈ લેવાનો અવકાશ મળી શકે તે પૂર્વે તો પદ્માવતીએ તીવ્ર વેગથી તે કટારને તેની કુક્ષિમાં ઊતારી દીધી. આ કાર્ય એક નિમેષથી પણ ન્યૂન સમયમાં થઈ ગયું. એ કટારે સારંગદત્તની કુક્ષિમાં ઊતરવા પૂર્વે તેના દંડનો ભયંકર ભેદ કરી નાખ્યો હતો. વામ બાહુ આવી રીતે ખંડિત થવાથી પદ્માવતીના હસ્તમાંની કટારના પ્રહારોને ઝીલતા સારંગદત્તે પોતાની દક્ષિણ ભુજાથી પદ્માવતીને ઉચકીને પાષાણ પ્રમાણે દૂર ફેંકી દીધી, અને પડતાંની સાથે જ પદ્માવતી સંજ્ઞાશૂન્ય થઈ ગઈ.

સારંગદત્તની કુક્ષિમાં કટાર ઊંડી ઊતરેલી ન હોવાથી ત્યાંનો જખ્મ ભયંકર ન હોતો, પરંતુ તેના બાહુમાં થયેલો જખ્મ કાંઇક ભયંકર હતો. એક નિરાધાર તથા કોમલાંગી અબળાના હસ્તથી પોતાને આવી રીતે જખ્મી થયેલો જોઇને સારંગદત્ત કોપના યોગે ઉન્મત્ત જેવો થઈ ગયો. તેણે ગુહાના દ્વારરક્ષકોને ગુહામાં બોલાવ્યા. દ્વારરક્ષકોએ ગુહામાં આવીને રક્તના સિંચનમાં મૂર્ચ્છિતા પડેલી પદ્માવતીને જોઈ. તેમનામાંના એક દ્વાર રક્ષકે આ ભીષણ દૃશ્યને જોઇને સારંગદત્તને કાતર સ્વરથી પૂછયું કેઃ—

"પદ્માવતીનો આપ શ્રીમાને વધ કરી નાખ્યો છે કે શું?"

"જો તને એની દયા આવતી હોય, તો જોઈ લે આ ચન્દ્રવદના પિશાચિકાનું આ પૈશાચિક કૃત્ય!" સારંગદત્તે પોતાના જખ્મોનું તે દ્વારરક્ષકોને દર્શન કરાવીને ભીષણ મુદ્રાથી ઉત્તર આપ્યું.

"આપના હસ્તથી આ કુલીન ક્ષત્રિય કુમારિકાની આટલી સીમા પર્યન્ત અવહેલના તથા અપ્રતિષ્ઠા થશે, એવી કલ્પનામાત્રનો પણ મારા મસ્તિષ્કમાં આવિર્ભાવ થયો ન હોતો." તે દ્વારરક્ષકે તિરસ્કારદર્શક ભાવથી કહ્યું.

"કુટ્ટિનીના પુત્ર, મૌનનું અવલંબન કરી લે." સારંગદત્ત તે દ્વારરક્ષકના શિર-પર ગાલિતુષાર વર્ષાવતો કોપાતિશયથી કહેવા લાગ્યો: "તમો આવી સ્ત્રીઓને મારી પાસે લઈ આવ્યા પછી એમની સાથે ગમે તેમ વર્તવાનો અને એમની ગમે તે વ્યવસ્થા કરવાનો મને સંપૂર્ણ અધિકાર છે; પરંતુ તું અત્યારે તારા અધિકારથી આગળ વધીને આ શબ્દો ઉચ્ચારી રહ્યો છે; કારણ કે, મસ્તકના અલંકાર પ્રતિ દૃષ્ટિપાત કરવો એ પગમાં પહેરાતાં ખાસડાંનો અધિકાર નથી. મારી ઇચ્છા પ્રમાણે હું વર્ત્યો છું અને વર્તીશ. તું મને ઉપદેશ આપનાર કોણ ?"

"હું કુટ્ટિનીપુત્ર કેમ ?" તે દ્વારરક્ષકે આ શબ્દો તો કાંઇક દ્વેષદર્શક ભાવથી ઉચ્ચાર્યા, પણ ત્યાર પછી તરત જ તે પાળેલા શ્વાન પ્રમાણે દીન થઇને લાળ ઘૂંટતો કહેવા લાગ્યો કે: "આપે મારા કથનનો વિપરીત અર્થ કરી લીધો છે. આપને ઉપદેશ આપવાનો અથવા તો આપનું અપમાન કરવાનો મારો ઉદ્દેશ હતો જ નહિ. છતાં મારા શબ્દો આપને અપમાનકારક ભાસ્યા હોય, તો હું મારા અપરાધની ક્ષમા માગું છું."

"તને ક્ષમા માગવાની અક્કલ આટલી વ્હેલી આવી ગઈ એ પણ તારું સદ્‌ભાગ્ય જ કહી શકાય, નહિ તો તારું જીવન પણ ભયમાં જ હતું." સારંગદત્તે કહ્યું.

"પદ્માવતી મૃત્યુને આધીન નથી થઈ, કિન્તુ કેવળ મૂર્ચ્છિતા જ થયેલી છે." દ્વિતીય દ્વારરક્ષકે પદ્માવતીના શ્વાસોચ્છવાસની ક્રિયાને જોઇને કહ્યું.

"મૂર્ખશિરોમણિ, જે પુષ્પના પ્રાશનના ઉપભોગમાટે મેં આટલા કંટકોના પ્રહારોને સહન કર્યા છે તે પુષ્પને તેના સુગંધનો આસ્વાદ લીધા વિના જ હું ફુંદી નાખું, એટલો બધો તમો મને મૂર્ખ માનો છો કે શું? એને શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન કરો, એની યોગ્ય શુશ્રૂષા કરો અને એ ચાર દિવસમાં જ મારી ઇચ્છાને આધીન થઈ જાય એવી વ્યવસ્થા કરી નાખો."

તે દ્વારરક્ષકોને આવા પ્રકારની આજ્ઞા સંભળાવીને સારંગદત્ત ત્યાંથી ચાલતો થઈ ગયો. તે ઉભય દ્વારરક્ષકોએ મૂર્ચ્છિતા પદ્માવતીને શુદ્ધિમાં લાવવાના પ્રયત્નોને આરંભી દીધા. તેમણે પદ્માવતીના ભાલપ્રદેશમાં પડેલા ઘાને ધોઈ નાખ્યો, ભીના લૂગડાથી તેના શરીરપરના લોહીના ડાગોને લૂછી નાખ્યા અને તેના મુખપર શીતલ જલનું સિંચન કરવા માંડ્યું. આ ઉપચારોથી કેટલાક સમય પછી પદ્માવતીએ શુદ્ધિમાં આવીને આસપાસ દૃષ્ટિપાત કરવા માંડ્યો, એટલામાં તો પુનઃ સારંગદત્તના આગમનનો તેને ભાસ થયો. ખરેખર સારંગદત્ત જ પોતાના હાથમાં બેડીઓ લઇને ત્યાં પાછો આવ્યો હતો. તે નરપિશાચ પોતાના હાથમાંથી બેડીઓને ખખડાવતો પદ્માવતીને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે:—

"હિંસ્ર વનપશુઓને જ્યારે પાળેલાં પશુ બનાવવાનાં હોય છે ત્યારે પ્રથમ તેમને પાંજરામાં પૂરીને સાંકળોવડે જકડી લેવામાં આવે છે એ નિયમનો અનુભવ હવે તારે કરવાનો છે. તું પણ એક હિંસ્ર સિંહી હોવાથી તારા માટે પણ એ જ ઉપાયને વ્યવહારમાં યોજવાની અત્યારે અનિવાર્ય આવશ્યકતા

છે. પદ્માવતી, અત્યારે તારાં ચરણો નૂપુરવિહીન હોવાથી તારાં ચરણોને ભૂષાવવામાટે હું આ નૂપુર લઈ આવ્યો છું. એજ પ્રમાણે આ સુવર્ણકંકણોનો અને તારા શરીરનો વર્ણ એકજ હોવાથી આ સુવર્ણકંકણો તારા કરોને શોભાવી શકતાં નથી અને તારા કરો જાણે કંકણહીનજ દેખાય છે એટલે તારા કોમળ કરોને શૃંગારવામાટે મેં આ લોહકંકણોને લાવવાનો પરિશ્રમ લીધો છે. પદ્માવતી, આ લોહકંકણોના ધારણથી તારા સુવર્ણવર્ણ કરોની શોભા લક્ષગુણ વધી જશે એવી મારી દૃઢ માન્યતા છે!"

આ ઉપાલંભરૂપ વાક્યોને ઉચ્ચારતાં સારંગદત્તે પદ્માવતીનાં કરો તથા ચરણોમાં લોહશૃંખલાઓ નાખી દીધી અને કહ્યું કે: "મારી ભુજારૂપિણી શૃંખલાઓને આ લોહશૃંખલાઓની સહાયતા પણ આવશ્યક છે."

જો સિંહીના દંત તથા નખોનો ઉચ્છેદ કરી નાખવામાં આવે, તો તે સિંહી હોવા છતાં પણ તેનાથી શું કરી શકાય તેમ હતું વારુ? આવી અવસ્થામાં સિંહીને પણ અનેક પ્રકારની વિડંબનાઓ તથા અનેકવિધ મર્મચ્છેદોને નિષ્પ્રતિકાર તથા શાંતિથી સહન કરી લેવાં પડે છે અને હૃદયમાં અટકી રહેલો જીવપક્ષી મુક્ત થવામાટે તડફડવા મંડી જાય છે. પદ્માવતીના જીવના દેહપિંજરને લોહશૃંખલાના પિંજરમાં પૂરી દેવામાં આવ્યો એટલે તે સર્વથા નિરુપાય થઈ ગઈ. હવે ધર્મરક્ષક પરમાત્મા તથા પોતાના ભાગ્યપર આધાર રાખીને મૂક થઈ જવા વિના તેના ઉદ્ધારનો અન્ય કોઈ ઉપાય હતો જ નહિ એટલે તેને એજ માર્ગનું નિરૂપાયવશાત્ અત્યારે અવલંબન કરવું પડ્યું. અસ્તુ: સારંગદત્ત એક રક્ષકને ત્યાં પદ્માવતીની દેખરેખમાટે રાખીને દ્વિતીય રક્ષકને પોતાની સાથે લઈ ત્યાંથી પ્રયાણ કરી ગયો. સારંગદત્તનું પ્રયાણ પણ અત્યારે પદ્માવતીના તાત્કાલિક સમાધાન તથા સંતોષનું કારણ થઈ પડ્યું; પરંતુ તેના દુર્ભાગ્યવશાત્ તેનું એ સમાધાન પણ ચિરસ્થાયી ન થયું; કારણ કે, એક ઘટિકા જેટલા સમયમાંજ સારંગદત્ત કેટલાક વેઠિયા મજૂરો તથા એક ક્ષુદ્ર ડોલી સહિત ત્યાં પાછો આવી લાગ્યો, અને પદ્માવતીને "પદ્માવતી, તેં જો મારી ઇચ્છાને પૂર્ણ કરી હોત, તને મારા વિલાસભવનમાં વિરાજવાનું ભાગ્ય પ્રાપ્ત થયું હોત; પરંતુ તેં મારી ઇચ્છાને પૂર્ણ કરવાની બુદ્ધિમત્તા ન દર્શાવવાથી આ ડોલીમાં બેસીને જ્યાં પ્રકાશનો મધ્યાહ્નસમયે પણ પ્રવેશ નથી થઈ શકતો તેવા અંધકારમય ભૂગર્ભગૃહમાં વસવાનું ભાગ્ય તને પ્રાપ્ત થવાનું છે." આ પ્રમાણે કહીને સારંગદત્તે પકડી લાવેલા વેઠિયા મજૂરોને પદ્માવતીને ડોલીમાં બેસાડીને ત્યાંથી ઉપાડવાની આજ્ઞા સંભળાવી દીધી. સારંગદત્તની આજ્ઞા થતાં જ તે વેઠિયા મજૂરોએ પદ્માવતીને ઉપાડીને ડોલીમાં નાખી દીધી, ડોલીને પોતાના સ્કંધોપર ઉપાડી લીધી અને ત્યાંથી ચાલવાના વ્યવસાયનો આરંભ કરી દીધો.

આ વેળાયે દિવસ બે ઘટિકા જેટલો અવશિષ્ટ રહ્યો હતો. આકાશમાં મેઘો ઇતસ્તતઃ સંચરી રહ્યા હતા; વાયુ સ્વચ્છંદતાથી વહન કરી રહ્યો હતો અને પર્વતના શિખરભાગમાં ધૂલિકાના ભ્રમર ઉત્પન્ન થતા જોવામાં આવતા

હતા. પૂર્વ દિશામાંથી મેઘોનો એક રાશિ ક્ષિતિજના ગર્ભમાંથી ધીમે ધીમે બહિર્ગત થતો તથા પ્રતિક્ષણ અધિકાધિક ગાઢ કૃષ્ણતાને ધારતો આકાશના મધ્યભાગ પ્રતિ અગ્રગામી થવાની ચેષ્ટા કરી રહ્યો હતો અને તે મેઘરાશિ વચ્ચે વચ્ચે ગંભીર ગર્જના પણ કરતો હતો. સારંગદત્તના હસ્તમાં સપડાયલી પદ્માવતી પ્રમાણે ચંચલ ચપલા પણ મેઘોના હસ્તમાં સપડાયલી હતી. મેઘોની સેના ઉદયગિરિના શિરોભાગને ઉલ્લંઘીને આકાશના કેન્દ્રસ્થાનમાં પહોંચવાની તૈયારીમાં દેખાતી હતી. અત્યારે સારંગદત્ત તથા આકાશસ્થ મેઘો પોતાના કાર્યમાં સમાન શીઘ્રતાનું અવલંબન કરી રહ્યા હતા અને તેથી એ ઉભયની અવસ્થા સમાન હતી એમ જ કહી શકાય. જેવી રીતે મેઘો ઘનઘોર ગર્જના કરતા પોતાના સહચર મેઘોને આગળ ધકેલી રહ્યા હતા તેવી જ રીતે આકાશમાં અચાનક ચઢી આવેલા મેઘોને જોઇને તેમ જ મેઘોના ભીષણ રૂપથી ભયભીત થઇને સારંગદત્ત પોતાના મનુષ્યોને અત્યંત શીઘ્ર ગતિથી ચાલવાનો આગ્રહ કરી રહ્યો હતો.

સૂર્યબિંબ પાતાલવાસી થઈ ગયો, મેઘોએ મહાભીષણ ગર્જના કરવા માંડી, વાયુએ અત્યંત તીવ્રવેગને ધારણ કરી લીધો, સૌદામિની ગગનમંડળના મધ્યભાગમાંથી પૃથ્વીપર પછડાવા લાગી અને ત્યાર પછી બે ચાર ક્ષણમાં જ મૂષળધાર જલવૃષ્ટિનો આરંભ થઈ ગયો. નિસર્ગદેવી જાણે પ્રલયકાલિક જલપ્લાવનની તૈયારી કરી રહી હોય એવો જ ભાસ થવા લાગ્યો. ડોલીમાં પડેલી પદ્માવતીને ગિરિપ્રદેશમાં વ્યાપેલું એ ભીષણ દૃશ્ય દૃષ્ટિગોચર થવા લાગ્યું. સૂર્યનો અસ્ત થતાં જ કૃષ્ણ મેઘમાલાએ પશ્ચિમ દિશાનો પણ ગ્રાસ કરી લીધો. પદ્માવતી મનોગત કહેવા લાગી કેઃ "સૂર્યનારાયણ અત્યારે પુનઃ પોતાના મુખને બહિર્ગત ન કરી શકે એટલામાટે કોઈ સુગ્રીવે પશ્ચિમ દિશારૂપ દરીના મુખમાં આ પ્રચંડ મેઘરાશિરૂપ પર્વતને લાવીને રાખી દીધેલો હોવો જોઇએ." "અલ્પ સમય પૂર્વે જે ગિરિનિર્ઝરોમાં સ્ફાટિક સમાન સ્વચ્છ તથા નિર્મલ નીર વહન કરી રહ્યું હતું તે જ ગિરિનિર્ઝરોનો જલરાશિ અત્યંત મલિન થઈ ગયેલો પદ્માવતીના જોવામાં આવ્યો. ગિરિનિર્ઝરોના જલરાશિની એ મલિનતાને જોઇને "એ જલધારા નથી વર્ષતી, કિન્તુ આ પર્વતને ભેદી નાખવામાટે મેઘમાલામાંથી તીવ્રતમ બાણધારા જ વર્ષી રહી છે અને એ બાણોના યોગે પર્વતના અંગમાંથી નીકળતા રક્તના સંમેલનથી જ આ નિર્ઝરોનો જલરાશિ મલિન થઈ ગયો છે!" આવા પ્રકારનો પદ્માવતીને વિલક્ષણ ભાસ થવા લાગ્યો. પર્વતાવલીને નિનાદિત કરનારા વિહંગોનું મધુર કૂજન સર્વથા અદૃશ્ય થઈ ગયું અને વાયુ તથા વર્ષાના અખંડ ભીષણ ઘોષનો પ્રારંભ થઈ ગયો. વચ્ચે શૃંગાલોના ચીત્કારો, વન ધેનુના ધ્વનિઓ તથા પર્જન્યથી પીડાયલા ગિરિવાસી વ્યાઘ્રોની દુઃખદર્શક ગર્જનાઓ આદિ સંભળાતાં હતાં; પરંતુ કોઈ પણ પશુ કિંવા પક્ષીનો સાક્ષાત્કાર થતો ન હોતો. મેઘરાજના આવા વિકરાલ સ્વરૂપને જોઇને સર્વ પક્ષીઓ તથા પશુઓ પર્વતના જઠરમાં જઇને લપાઈ ગયાં હતાં. વાયુના ભયંકર વહનના આઘાતથી કડડડડ ધ્વનિ સહિત નિર્મૂલ થઇને ધરા-

શાથી થતાં વૃક્ષોને પદ્માવતી ગંભીર દૃષ્ટિથી જોયા કરતી હતી. વૃક્ષોના પતનના કડડડડ ધ્વનિ, સૌદામિનીના કડકડાટ અને મેઘોની ભીષણતમ ગર્જનાઓથી દશ દિશા એટલી સીમા પર્યન્ત વ્યાપ્ત થઈ ગઈ હતી કે અન્ય કોઈ સામાન્ય ધ્વનિ ભાગ્યે જ શ્રવણગોચર થઈ શકતો હતો. પ્રતિક્ષણ અંધકારની અધિકાધિક વૃદ્ધિ થતી હોવાથી પદ્માવતીને પૃથ્વી જલપ્રલયમાં નિમજ્જિત થતી દેખાવા લાગી અને તેથી તેના મુખમાંથી સ્વાભાવિક જ એવા ઉદ્‌ગારો નીકળી ગયા કે: "હે પરમાત્મન, શું આ સંસારની આજે સમાપ્તિ થવાની છે? કદાચિત્ સંસારની સમાપ્તિ ન થવાની હોય, તો પણ મારા જીવનની સમાપ્તિ તો થશે ખરી ને?" અંતે અંધકાર તથા વર્ષાનો અધિકાર એટલી સીમા પર્યન્ત વધી ગયો કે સર્વને પૃથ્વીપર કેવળ અંધકારની જ વૃષ્ટિ થતી દેખાવા લાગી.

આવી વિભીષણ પરિસ્થિતિમાં પર્વતપર ચઢવાનું કાર્ય સર્વથા અશક્ય હોવા છતાં પણ વજ્રહૃદય સારંગદત્ત પોતાના મનુષ્યોને વેગપૂર્વક આગળ વધવાની બૂમો મારીમારીને સૂચના આપી રહ્યો હતો. હવે પર્વતના ચઢાણપર શિખરપ્રદેશમાંથી ઊતરતા જળનું પૂર આવવા લાગ્યું અને તે પૂરમાં કેટલાક મોટામોટા પાષાણો પણ ખેંચાઈ અથવા તણાઈ આવતા હોવાથી આગળ વધવાનું કાર્ય સર્વથા અશક્ય તથા અસંભવનીય થઈ પડ્યું. સારંગદત્તનો પોતાનો અશ્વ પણ બે ચાર વાર ઠોકરાઈ ગયો અને તેનું મસ્તક બે ચાર વાર પૃથ્વી સાથે અથડાયું; છતાં પણ તેણે આગળ વધવાના પોતાના હઠને ન ત્યાગતાં પોતાના મનુષ્યોને કહ્યું કે:—

"જો આપણે અહીંથી પાછા વળીશું, તો પણ આ તુફાનમાંથી આપણે છટકી શકવાના નથી તેમ જ આ સ્થાનમાં પણ આપણાથી પડાવ નાખી શકાય તેમ નથી; કારણ કે, પ્રતિક્ષણ શિખરપરથી આવતા જલનો પ્રવાહ અને એ પ્રવાહનો વેગ વધતા જ જાય છે એટલે જો આપણે આ સ્થાનમાં થોભી જવાનો પ્રમાદ કરીશું તો અવશ્ય તણાઈ જઇશું અને તેમ થતાં કોઈ ગર્તામાં જઈ પડવાથી આપણાં સો વર્ષ આજે અને અત્યારે જ પૂરાં થઈ જશે. આ સમસ્ત પરિસ્થિતિનો વિચાર કરતાં અહીંથી આગળ વધીને કોઈ ઉચ્ચ સ્થાનમાં પહોંચી જવું એમાં જ આપણી સુરક્ષિતતા છે."

પુનઃ તેમણે એ ગાઢ અંધકારમાં આગળ વધવાના કાર્યને આરંભી દીધું. લગભગ ત્રીસથી ચાળીસ હાથ જેટલા પરિમાણમાં ચઢાણ ચઢ્યા પછી અચાનક ડોલી ઉપાડનારાઓના પગો લપસ્યા, તેમનામાંનો એક ડોલી ઉપાડનારો પડ્યો, પડતાં પડતાં તેણે એક ચીત્કાર કર્યો; પરંતુ દ્વિતીય ક્ષણે જ તે ચીત્કાર જાણે પાતાલમાંથી આવતો હોય તેવો ભાસવા લાગ્યો અને નિમેષમાત્રમાં સંભળાતો બંધ થઈ ગયો. આ ઘટનાથી સર્વ મનુષ્યોનાં હૃદય ભયભીત થઈ ગયાં અને હવે તેમણે અદ્યાપિ પોતાના હઠવાદને ન ત્યાગનારા સારંગદત્તને સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધું કે: "હવે અમારાથી એક ડગલું પણ આગળ ભરી શકાય તેમ નથી; કારણ કે, આ જાણી જોઇને મૃત્યુના મુખમાં જઈ પડવાનો જ વ્યાપાર છે."

સારંગદત્ત નિરુપાય થઈ ગયો અને અનિચ્છાપૂર્વક તેને ત્યાં થોભી જવું પડ્યું. ડોલીવાળાઓમાંના એક મનુષ્યને ત્યાંથી નિકટમાં આવેલા એક પ્રચંડ ગુહા જેવા આચ્છાદિત સ્થાનની ખબર હોવાથી, જલવૃષ્ટિમાં પલળતા ઊભા રહેવા કરતાં કોરી જગ્યામાં જઇને આશ્રય લેવો એ વધારે સારું છે, એમ તેણે જણાવ્યું. તેની એ સૂચના સર્વમાન્ય થતાં સર્વ જનો પુનઃ આગળ વધ્યા અને તે આચ્છાદિત સ્થાનમાં આવી લાગ્યા. એ બખોલ પર્વતના એક શુલાકૃતિ શિખરના ગર્ભમાં આવેલી હતી. એ બખોલ એટલી તો વિશાળ હતી કે તેમાં સારંગદત્ત, ડોલીવાળા અને તેના સૈનિકો આદિ સર્વનો સમાવેશ થઈ ગયો અને તે ઉપરાંત ઘણી જગ્યા ખાલી પડી રહી. એટલી કે જો એમના કરતાં દશગુણ મનુષ્યો હોત, તો પણ તેમનો ત્યાં સુખપૂર્વક સમાવેશ થઈ જાત. ડોલીવાળાઓએ ડોલીને એક બાજૂ રાખીને તે બખોલના મોઢા આગળ બેસીને ત્યાં પડેલાં શુષ્ક પર્ણોને સળગાવી તેના તાપથી પોતાના શરીરમાં વ્યાપેલા શૈત્યને નિવારવાના આવશ્યક કાર્યનો આરંભ કરી દીધો. સારંગદત્તના ઘોડાના ખુર્જિનમાં બે ત્રણ કોરાં વસ્ત્રો હોવાથી અને તેમને જલનો સ્પર્શ થયેલો ન હોવાથી તેણે પોતાનાં ભીનાં વસ્ત્રો ઊતારીને તે કોરાં વસ્ત્રોને ધારણ કરી લીધાં અને તેમાંનું એક વસ્ત્ર ડોલીમાં શૃંખલાબદ્ધ અવસ્થામાં પડેલી પદ્માવતી સમક્ષ લઈ જઇને તે નરપિશાચ કહેવા લાગ્યો કેઃ—

"પદ્માવતી, આ ડોલી છત્રવાળી હોવાથી જો કે તારાં વસ્ત્રો ભીંજાયાં તો નહિ જ હોય, છતાં વાછટ લાગી હોય, તો આ વસ્ત્રને ધારણ કરી લે; કારણ કે, આ સર્વ મનુષ્યો જેવી રીતે અગ્નિના સેવનથી પોતાના શૈત્યનું નિવારણ કરી રહ્યા છે તેવી જ રીતે મારે સમસ્ત રાત્રિ શૈત્યના નિવારણમાટે તારા આલિંગનજન્ય ઉષ્માના સેવનમાં જ વીતાડવાની છે."

સારંગદત્તની આ પિશાચવાણીના શ્રવણથી પુનઃ પદ્માવતીના સ્મરણપટમાં ત્રિભુવન તરી આવ્યું અને તે પુનઃ હૃદયવિદારક આક્રોશ કરવા લાગી. સારંગદત્ત તેના હનુને હસ્તસ્પર્શ કરતો પુનઃ કહેવા લાગ્યો કેઃ "પદ્માવતી, હવે આ અકારણ કંઠશોષ કરવાથી તને શો લાભ થવાનો છે વારુ? તારા દેહ તથા આત્માનો એકમાત્ર સ્વામી હવે હુંજ છું એટલે મારા સ્વામિત્વની વસ્તુને મારી પાસેથી કોઈ પણ છીનવી શકે તેમ નથી."

પદ્માવતીએ પોતાના આક્રોશ તથા પ્રતિકારવિષયક પ્રયત્નોનો અવરોધ ન કરવાથી નિર્દય સારંગદત્તે તેના ઉભય શૃંખલાબદ્ધ હસ્તોને પોતાના હસ્તોમાં પકડી લીધા, બળાત્કારે પોતાના મસ્તકનો ડોલીના દ્વારમાં પ્રવેશ કરાવ્યો, પદ્માવતીના વક્ષપર પોતાના એક સ્કંધને સ્થાપી દીધો અને ત્યાર પછી પદ્માવતીના અધરામૃતનું પાન કરવાને જેવો તે પોતાના મુખને અગ્રગામી કરવા જતો હતો તે ક્ષણે જ ડોલીને એકદમ કોઇએ ખેંચવા માંડી, એથી પદ્માવતીને આંચકો લાગ્યો અને સારંગદત્તના શરીરમાંથી નીકળતા રક્તનો પ્રવાહ તેના શરીરપર આવી પડ્યો. સારંગદત્તના દેહમાં કોઈ અદશ્ય પુરુષના તીવ્રધાર શસ્ત્રનો પ્રહાર થયો હતો. સારંગદત્ત કોપના આવેશથી ઊઠીને ઊભો

થઈ ગયો અને ડોલીથી અલ્પ અંતરે તે અદૃશ્ય પુરુષ તથા સારંગદત્તના ભયંકર દ્વંદ્વ યુદ્ધનો આરંભ થતાં તેમના કૃપાણોના ઝણત્કારથી તે સ્થાન નિનાદિત થવા લાગ્યું અને કૃપાણોના પરસ્પર ઘર્ષણથી નીકળતા અગ્નિસ્ફુલિંગો સૌદામિનીના ચમકાટનો ભાસ કરાવવા લાગ્યા. સારંગદત્તનો એક સૈનિક ત્યાં પોતાના વરિષ્ઠ અધિકારીને સહાયતા આપવામાટે દોડી આવ્યો, પરંતુ તેના એ સાહસનું પરિણામ એ થયું કે પ્રથમ તે પોતે જ મૃત્યુનો ભક્ષ થઈ ગયો; માત્ર એટલું જ નહિ, પણ સારંગદત્તને પણ તેના શરીરમાં ચાર પાંચ ભયંકર જખ્મો થવાથી ભૂમિના આશ્રયને સ્વીકારી લેવો પડ્યો. પોતાના સેનાધ્યક્ષને આવી રીતે ધરાશાયી થયેલો જોઇને સૈનિકો તેમ જ ડોલી ઉપાડનારા વેઠિયા મજૂરો ગર્ભગલિત થઈ ગયા અને તેમનો એવો જ નિશ્ચય થયો કેઃ 'આ ગુહામાંના ભૂતપિશાચોએ જ જાગ્રત થઇને આ ઘોરતમ કાંડને આરંભી દીધેલો હોવો જોઇએ.' તેઓ આહત સારંગદત્તને તેના પ્રાણની રક્ષા થાય એટલામાટે પોતાના જીવપર ઉદાર થઇને પોતાના સ્કંધોપર ઉપાડીને ત્યાંથી જલવૃષ્ટિમાં જ પલાયન કરી ગયા. પરંતુ સારંગદત્ત તેમના આ ઉપકારનો વિચાર ન કરતાં તેમના શિરપર ગાળોનો વર્ષાદ વર્ષાવીને એમ જ કહ્યા કરતો હતો કેઃ "પદ્માવતીથી મારો વિયોગ ન કરાવો અને મને અહીંથી ઉપાડીને ક્યાંય પણ ન લઈ જાઓ; નહિ તો હું તમારી દુર્દશા કરી નાખીશ; જીવતાં જ તમારી ખાલોને હું ખેંચાવી નાખીશ!" પરંતુ તેના આ ઉદ્‍ગારોને ઉન્મત્તનો પ્રલાપ ગણીને તે મનુષ્યોએ તેના ઉદ્‍ગારો પ્રતિ લેશમાત્ર પણ લક્ષ ન આપ્યું. આમ છતાં પણ સૈનિકો પોતાના સેનાધ્યક્ષના વૈરપ્રિય પ્રતિહિંસક સ્વભાવને સારી રીતે જાણતા હોવાથી સારંગદત્તની સુરક્ષિતતાની વ્યવસ્થા કર્યા પછી તેમનામાંના બે શૌર્યશાલી સૈનિકો પાછા તે ગુહામાં આવી લાગ્યા; પરંતુ હવે તે ગુહામાં પદ્માવતીને જેમાં નાખીને ત્યાં લઈ આવવામાં આવી હતી તે ખાલી શિબિકા વિના અન્ય કોઈ પણ વસ્તુ કિંવા કોઈ પણ મનુષ્યની વિદ્યમાનતા હતી જ નહિ. માત્ર તે અદૃશ્ય પુરુષના શસ્ત્રથી મૃત્યુનો ભક્ષ થયેલા સારંગદત્તના સૈનિકનો મૃતદેહ ત્યાં પડ્યો હતો. પદ્માવતી ત્યાંથી એટલા અલ્પ સમયમાં જ અદૃશ્ય થઈ ગયેલી હોવાથી તે સારંગદત્તને જખ્મી કરનાર અદૃશ્ય પુરુષ સાથે પલાયન કરી ગઈ હતી કિંવા આત્મહત્યા કરીને મરી ગઈ હતી એની તે સૈનિકોથી કશી પણ કલ્પના કરી શકાઈ નહિ અને એ રહસ્યને જાણવાનો તેમની પાસે અન્ય કોઈ ઉપાય તો હતો જ નહિ એટલે તેમના મનમાં એવી સકારણ ભીતિ થવા લાગી કેઃ "'મારા જેવા શૂર પુરુષ તથા વનપતિ કેસરીના પંજામાં સપડાયલા ભક્ષને કોઈ અન્ય મનુષ્ય જ ઉપાડી ગયો છે એ કેવળ તમારા પ્રમાદ તથા તમારી પંઢતાનું જ પરિણામ છે' આવા પ્રકારનો આપણા શિરપર દોષારોપ કરીને નિર્દય સારંગદત્ત અવશ્ય આપણી હત્યા કરી નાખશે અને આપણાં બૈરાંછોકરાં રખડી મરશે." આ ભીતિના યોગે તેમણે સારંગદત્તને એમ કહેવાનો પરસ્પર નિશ્ચય કરી લીધો કેઃ 'પદ્માવતીએ પર્વતની ગર્તામાં પડીને આત્મહત્યા કરેલી હોવાથી તે હવે જીવતી કે મુએલી

હાથમાં આવી શકે તેમ નથી.' સારંગદત્તને જ્યારે તેમણે પદ્માવતીની આત્મ-હત્યાના આ કપોલકલ્પિત સમાચાર સંભળાવ્યા એટલે સારંગદત્ત ક્રોપાતિશયથી આત્મવિસ્મૃત થઇને તેમને કહેવા લાગ્યો કેઃ "પદ્માવતીને ગર્તામાં પડીને આત્મહત્યા કરતી જોવા છતાં તમો જીવતા અહીં શામાટે આવ્યા? તમો પણ તેની પાછળ દરીમાં કેમ કૂદી ન પડ્યા અને તેના શબને અહીં કેમ ન ઉપાડી લાવ્યા? કારણ કે, તેના મૃતદેહને ભોગવીને પણ મારે મારી પ્રતિજ્ઞાને તો પૂર્ણ કરવી જ જોઇએ. જાઓ, નીકળો અહીંથી; તમારાં કાળાં મોઢાં મને ન બતાવો." પરંતુ તે ઉભય સૈનિકોને ત્યાંથી ખસતા ન જોઇને સારંગદત્તનો ક્રોધ અનિવાર્ય થઈ ગયો, તેણે પોતાની સામે ઊભેલા સૈનિકની છાતીમાં પોતાની કટારને ખોસી દીધી, તે સૈનિક ધારાશાયી થઈ ગયો અને તેને યમધામના માર્ગનો પ્રવાસી થતો જોઇને સારંગદત્ત બોલ્યો કેઃ "પદ્માવતીને તમારા હસ્તમાં સોંપેલી હોવા છતાં તેને તમોએ મરી જવા દીધી, તો હવે તમારે પણ આ સંસારમાં શામાટે જીવવું જોઇએ? તમારા જેવા પંઢો સત્વર મરી જાય એમાં જ આ સંસારનું કલ્યાણ છે." એક સૈનિક તો આવી રીતે સારંગદત્તના શસ્ત્રથી અકાળ મૃત્યુને વશ થઈ ગયો અને જો દ્વિતીય સૈનિક ત્યાં થોભ્યો હોત તો તેની પણ એવી જ દશા થવાનો સંભવ હતો; પરંતુ તે યથાસમય ચેતી ગયો અને તત્કાળ ત્યાંથી પલાયન કરીને તેણે આત્મરક્ષા કરી લીધી.

ત્યારે પદ્માવતી ક્યાં ગઈ હતી? તેણે વસ્તુતઃ આત્મહત્યા કરી હતી, તેને તેનો કોઈ હિતૈષી મિત્ર અથવા આપ્તજન ત્યાંથી નસાડી ગયો હતો, તે પોતે જ પલાયન કરી ગઈ હતી કિંવા ઊલામાંથી નીકળીને ચૂલામાં પડવાના ન્યાયે કોઈ અન્ય શત્રુના હસ્તમાં જઈ પડી હતી? એ સર્વ પ્રશ્નોનાં ઉત્તરો તેમ જ ગુહામાં સારંગદત્તને જખ્મી કરનાર પુરુષ કોણ હતો? એ પ્રશ્નનું ઉત્તર પાઠકો તથા પાઠિકાઓને હવે પછીના પ્રકરણમાં મળી શકશે.

---

## પ્રકરણ ૧૨ મું

## યુવરાજ વનરાજ તો નહિ?

ગુહામાં જે વેળાયે સારંગદત્તનો કોઈ એક અદૃશ્ય પુરુષના હસ્તથી પરાજય થયો હતો અને આહત સારંગદત્તને ઉપાડીને તેના સૈનિકો ચાલ્યા ગયા હતા, તે વેળાયે પદ્માવતી એટલી સીમાપર્યન્ત ભયભીત થઈ હતી કે તેને પોતાના ઉદ્ધારનો કોઈ પણ માર્ગ સૂઝવાનો અત્યંત અલ્પ સંભવ હતો; છતાં પણ એક વિચારનો તેના મનમાં આવિર્ભાવ થયો અને તે વિચાર આ અનુકૂલ પરિસ્થિતિનો લાભ લઇને ત્યાંથી પલાયન કરી જવાનો હતો. પરંતુ આ વિચાર આવતાંની સાથે જ તેના મનમાં એવા પ્રશ્નો પણ ઉદ્ભવવા લાગ્યા કેઃ "મારે જવું ક્યાં? કારણ કે, મારાં હસ્તો તથા ચરણોમાં એક તો લોહ-શૃંખલાઓ પડેલી છે અને બીજું આ પર્વતમાંના માર્ગો મારાથી સર્વથા અજ્ઞાત છે." કેટલાક સમય પર્યન્ત તેના મનમાં આવા પ્રકારના પરસ્પર

વિરોધી વિચારોનું દ્વંદ્વયુદ્ધ ચાલતું રહ્યું. અંતે તેનો પલાયનવિષયક વિચાર દૃઢ થયો અને સ્વાતંત્ર્યપ્રાપ્તિની ઉત્કટ આશાથી ડોલીમાંથી બહિર્ગત થઇને તેણે ગુહાના આભ્યંતર ભાગપ્રતિજ દોડવા માંડ્યું. 'લોહશૃંખલાઓના ઝણત્કારથી જ હું કદાચિત્ પુનઃ શત્રુઓના પંજામાં સપડાઈ જઇશ' એ કલ્પનાને આવેશના વેગે તેના મસ્તિષ્કમાં ઉદ્ભવવા જ ન દીધી. તે આવી રીતે વેગપૂર્વક દોડી રહી હતી એટલામાં કોઇ અજ્ઞાત મનુષ્યે તેને દોડતી અટકાવી દીધી અને કહ્યું કે:—

વીરદુહિતે, હવે આટલી સીમા પર્યન્ત ભયને હૃદયમાં ધારણ કરવાનું કાંઈ પણ કારણ નથી; કારણ કે, તમારી સુરક્ષિતતામાટે તમારા એક ગુર્જર વીર પરમાત્માએ અત્યારે આ સ્થાનમાં મોકલી આપ્યો છે."

આ આશ્વાસક શબ્દોને ઉચ્ચારનાર પુરુષે પોતાના અનુયાયી જનોને બોલાવી ડોલીને પ્રવાસમાટે તૈયાર રાખવાની આજ્ઞા આપી અને ત્યાર પછી પુનઃ પદ્માવતીને સંબોધીને તે કહેવા લાગ્યો કે: "વીરકન્યકે, અહીંથી નિકટમાં જ એક વયોવૃદ્ધ ગુર્જર વાનપ્રસ્થનો આશ્રમ હોવાથી અત્યારે તો હું તમોને ત્યાં જ લઈ જવાનો છું; કારણ કે, ત્યાં તમો સર્વ પ્રકારે સુરક્ષિત રહી શકશો અને તમારી શાંતિનો કોઇથી પણ ભંગ કરી શકાશે નહિ."

"જ્યાં મારી પવિત્રતા તથા પ્રતિષ્ઠા સુરક્ષિત રહેવાનો સંભવ હોય, તેવા કોઈપણ સ્થાનમાં આવવા તથા વસવામાટે હું તૈયાર છું." પદ્માવતીએ કહ્યું.

"સાધ્વી સુભગે, જેના મુખદર્શનથી મારા મનમાં મોહજન્ય કુવાસના ઉદ્ભવવાનો સંભવ માની શકાય તેવી કોઈ પણ સુંદરી મારા માટે તો આ સમસ્ત સંસારમાં અસ્તિત્વ ધરાવતી જ નથી. મારા હૃદયમાં પાપરૂપિણી કામવાસનાનું અસ્તિત્વ છે જ નહિ. તમો ગમે તે હો, પણ મારા વચન તથા વર્તનમાં વિશ્વાસ રાખો, વિશ્વાસઘાતના ભયને હૃદયમાંથી કાઢી નાખો અને હું તમોને જ્યાં લઈ જવાનો છું તે સ્થાનમાં કોઈ પણ પ્રકારના સંકોચ વિના આવવામાટે તૈયાર થઈ જાઓ." તે અજ્ઞાત પુરુષે વિશુદ્ધ પ્રેમદર્શક ભાવથી આ વાક્યો ઉચ્ચાર્યા.

તે અજ્ઞાત પુરુષના સ્વર તથા શબ્દોમાં જે સ્વાભાવિક આકર્ષકતા તથા વાસ્તવિકતા ભરેલી હતી તેમના યોગે પદ્માવતીનો તેનઃ વચન તથા વર્તનમાં તત્કાળ વિશ્વાસ બંધાઈ જતાં તેણે અંધકારમાં જ પોતાના હસ્તને ઉન્નત કર્યો, તેનો હસ્ત ગતિમાન્ થવાથી લોહશૃંખલાએ ઝણત્કાર કર્યો અને તે લોહશૃંખલાના ધ્વનિના શ્રવણથી તે વીર પુરુષ ચમકી ગયો. પદ્માવતી જે વેળાયે દોડતી હતી તે વેળાયે તેનાં હસ્તો તથા ચરણોમાંની લોહશૃંખલાઓનો જે ધ્વનિ તેના સાંભળવામાં આવ્યો હતો તેનું તેને સ્મરણ થઈ આવ્યું. તે અજ્ઞાત પુરુષના હસ્તને પણ પદ્માવતીના હસ્તમાંની લોહશૃંખલાનો ઘસરકો લાગ્યો એટલે તેણે અનુકંપાદર્શક સ્વરથી પૂછ્યું કે:—

"તમારાં હસ્તો તથા ચરણોમાં આ લોહશૃંખલાઓ નાખવાનું કૃત્ય કયા પંઢનું છે વારૂ?"

"મને મૃત્યુ કરતાં પણ ભયંકર અપ્રતિષ્ઠારૂપ નરકમાં નાખવાની ઇચ્છા ધરાવતા ષંઢશિરોમણિનું જ આ કૃત્ય છે." પદ્માવતીએ ઉત્તર આપ્યું.

તે અજ્ઞાત વીરે પદ્માવતીની શૃંખલાઓને કાઢી નાખી અને નિકટવર્તિની ગહનતમ ગર્તામાં નાખી દીધી. તે શૃંખલાઓના પાતથી ઉદ્ભવેલો ધ્વનિ શ્રવણોમાં અથડાતાં પદ્માવતી નિઃશ્વાસ નાખતી કહેવા લાગી કે:—

"મહાભાગ, જો પરમાત્માએ તમોને પત્નીના પતિપદ તથા ભગિનીના સહોદરપદથી વિભૂષિત કરવાની ઉદારતા દર્શાવી હોય અને જો દુર્દૈવશાત્ કોઈ વાર તમારાં પત્ની કિંવા ભગિનીના શિરપર આવો પ્રસંગ આવી પડે, તો તેમનાં જીવન તથા પ્રતિષ્ઠાની રક્ષામાટે તમારું આજનું આ પુણ્ય અવશ્ય તે પ્રસંગે આવીને ઉપસ્થિત થઈ જાઓ એવો મારો તમોને અંતઃકરણપૂર્વક આશીર્વાદ છે." પદ્માવતીએ કૃતજ્ઞતાદર્શક આશીર્વાદ આપતાં સદ્ગદિત સ્વરથી આ શબ્દો ઉચ્ચાર્યા.

પદ્માવતીના મુખમાંથી નીકળેલા આ શબ્દોને સાંભળીને તે અજ્ઞાત વીરના મુખમાંથી અચાનક એક નિઃશ્વાસ નીકળી ગયો અને તે ખિન્નતાદર્શક સ્વરથી કહેવા લાગ્યો કે: "વીરબાળા, મને પરમાત્માએ સહોદરા ભગિનીના સહોદરની પદવીથી વિભૂષિત કરવાની ઉદારતા તો પ્રથમથી જ નથી દર્શાવી અને અદ્યાપિ હું અવિવાહિત હોવાથી પતિપદથી વિભૂષિત થવાનું ભાગ્ય પણ અદ્યાપિ મને પ્રાપ્ત નથી થયું એટલે મારા પરિવારમાં અત્યારે મારા તથા મારાં માતુશ્રી વિના અન્ય કોઈ તૃતીય વ્યક્તિ અસ્તિત્વ નથી ધરાવતી. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં પણ મારો આપ્ત પરિવાર અત્યંત વિશાળ છે અને મારાં ગોત્રજોનો સમુદાય અતિશય વિસ્તીર્ણ છે."

એ અજ્ઞાત પુરુષ આવા પ્રકારના ઉદ્ગારો કાઢી રહ્યો હતો એટલામાં તેના એક અનુયાયીએ આવીને ડોલી તૈયાર હોવાની સૂચના આપી દીધી. આ વેળાયે વાયુનો વેગ ઘટી ગયો હતો; માત્ર સૌદામિની આકાશમાં ભયાનક નૃત્ય કરી રહી હતી અને તે એટલી સીમા પર્યંત કે તેના ચમકાટથી જાણે આકાશમંડળમાં અગ્નિ ભયંકર સ્વરૂપમાં પ્રજવલિત થતો હોય એવો જ વારંવાર ભાસ થયા કરતો હતો. પદ્માવતી ડોલીમાં બેસી ગઈ. તેને પર્જન્ય વૃષ્ટિના સ્પર્શથી સુરક્ષિત રાખવાની યોગ્ય વ્યવસ્થા કરાયલી હોવાથી જો કે તે ભીંજાઈ જાય તેમ તો ન હોતું જ, છતાં તેને વાછટ તો લાગ્યા જ કરતી હતી. એક ઘટિકાથી પણ અલ્પ સમયમાં ડોલીને એક વિશાળ પર્ણકુટી પાસે ઊતારવામાં આવી. પદ્માવતીનો તે પર્ણકુટીમાં પ્રવેશ થયા પછી પોતાના અનુયાયીઓદ્વારા અગ્નિને પ્રજ્વલિત કરાવતો તે અજ્ઞાત વીર પુરુષ પદ્માવતીને સંબોધીને ગંભીર મુદ્રા તથા ગંભીર સ્વરથી કહેવા લાગ્યો કે:—

"વીરરમણી, અત્યારના સમયથી બહુધા ચાર પ્રહર પૂર્વે આ સ્થાનમાં એક ગુર્જર કુટુંબ મહા આનંદથી રહેતું હતું. માતાપિતા પોતાની એક કન્યા તથા પોતાના એક પુત્રના સહવાસમાં પોતાના દિવસો સુખપૂર્વક વીતાવ્યા કરતાં હતાં. મારી તો એવી જ માન્યતા છે કે પરતંત્ર રાષ્ટ્રમાં સુંદર પુષ્પો એ

તથા રૂપસુંદરી સ્ત્રીઓએ જન્મ ધરવો જ ન જોઇએ; કારણ કે, જીતાચલા રાષ્ટ્રના માનની ખંડના કરવા માટે જ પરમેશ્વરે જીતાચલા રાષ્ટ્રમાં સુંદર પુષ્પો તથા રૂપસુંદરી રમણીઓને ઉત્પન્ન કરેલાં હોય છે. આ પર્ણકુટીમાં વસતા વૃદ્ધ પુરુષની પુત્રીને તે પોતે સૌંદર્યશાલિની હોવાથી જેના શત્રુઓની પશુવૃત્તિનું બલિદાન થવાનો દુ:ખદ પ્રસંગ પ્રાપ્ત થયો હતો અને તેના રક્ષણનો પ્રયત્ન કરતાં તેનાં માતાપિતાને પોતાના પ્રાણોનું બલિદાન આપવું પડ્યું હતું. તેનો સહોદર ભયંકર સ્વરૂપમાં આહત થવા છતાં ભાગ્યની પ્રબળતાથી મૃત્યુનો ભક્ષ થતો અટકી ગયો હતો. મારી સાથે અચાનક તેનો મેળાપ થતાં તેના પોતાના મુખથી જ આ વૃત્તાંત મારા સાંભળવામાં આવ્યો હતો. તેને હું નિર્ભય સ્થાનમાં પહોંચાડીને તેની જે સૌન્દર્યવતી ભગિનીને શત્રુઓ બળાત્કારે હરી ગયા છે તેનો પત્તો મેળવીને ભ્રાતા તથા ભગિનીનું સંમેલન કરાવી આપવાના આશયથી પાછો બહાર નીકળી પડ્યો હતો એટલામાં નભોમંડળ મેઘાચ્છાદિત થઈ જતાં મેં મારા અનુયાયી જનો સહિત જે ગુહામાં તમોને લાવવામાં આવ્યાં હતાં તે ગુહાનો જ આશ્રય લીધો હતો, એટલે જ્યારે તમારા ચીત્કારો મારા સાંભળવામાં આવ્યા ત્યારે એ ચીત્કારો તે યુવકની શત્રુઓના હસ્તમાં જઈ પડેલી ભગિનીના જ હોવા જોઇએ એવી મારી માન્યતા થતાં મેં તમારા ઉદ્ધારનો પ્રયત્ન કર્યો હતો અને મારો એ પ્રયત્ન પરમેશ્વરની કૃપાથી સફળ થતાં તમારો ઉદ્ધાર થયો એમાટે હું પરમેશ્વરનો જેટલો પણ આભાર માનું તેટલો ઓછો જ છે; કારણ કે, પવિત્ર નારીજાતિની પવિત્રતાની રક્ષા સમાન અન્ય કોઈ પુણ્ય આ સૃષ્ટિમાં સૃજાયલું જ નથી.''

પોતાનાં માતાપિતાના તથા પોતાના બંધુ અજયના વૃત્તાંત સાથે તંતોતંત સામ્ય ધરાવનારા વૃત્તાન્તનું તે અજ્ઞાત પુરુષના મુખથી શ્રવણ કરતાં પદ્માવતીના મસ્તિષ્કમાં ભ્રમણ થવા લાગ્યું. 'જો આ મહાભાગ પુરુષે શત્રુના હસ્તમાંથી મને ન છોડવી હોત, તો મારી પોતાની પણ અવશ્ય તે યુવતી જેવી જ દુર્દશા થાત' એ ભયાનક વિચારથી તે એટલી સીમા પર્યંત ભયભીત તથા કંપાયમાના થઈ ગઈ કે તેની સ્થિરતાથી ઊભા રહેવાની શક્તિનો પણ લોપ થઈ ગયો અને તેથી તે ભિતિના આધારે ઊભી રહી. એવી રીતે પણ વધારે વાર ઊભી ન રહી શકવાથી તે ભૂમિપર બેસી ગઈ અને તેણે પોતાના બન્ને હસ્તોવડે પોતાનાં નેત્રોને ઢાંકી દીધાં.

પર્ણકુટીમાં બે ત્રણ દીપકોને પ્રકટાવી દેવામાં આવ્યા એટલે તે દીપકોના પ્રકાશથી અંધકારનો પ્રતિકાર થઈ ગયો. દીપકોના પ્રકાશમાં પદ્માવતીનું રક્તહીન તથા પાંડુવર્ણ થઈ ગયેલું વદનમંડળ તે અજ્ઞાત વીર પુરુષના જોવામાં આવ્યું. પદ્માવતીનો કેશકલાપ મુક્ત થઈ ગયો હતો અને તેમાંથી અદ્યાપિ જલના બિન્દુઓ ટપકયા કરતા હતા એટલે એ કૃષ્ણકેશકલાપની છટાથી પદ્માવતીનું ગૌર વદનમંડળ અધિક પરિમાણમાં પીત તથા તેજોહીન દેખાતું હતું. પદ્માવતીના દેહની આવી દુર્દશાના દર્શનથી તે અજ્ઞાત વીર પુરુષનો આત્મા કકળવા લાગ્યો અને તેનાં નેત્રો અશ્રુલીનાં થઈ ગયાં. તે પદ્માવતીને આશ્વાસન આપતો મંજુલ ભાવથી કહેવા લાગ્યો કેઃ—

"વીર કન્યકે, હવે તમો ભીતિને પોતાના હૃદયમાંથી બહિષ્કાર આપી દ્યો અને ભીતિના સ્થાનમાં શાંતિની પ્રતિષ્ઠા કરી લ્યો. તમારા નિસ્તેજ થઈ ગયેલા મુખમંડળને જોઇને કદાચિત્ તમો મૂર્ચ્છિતા થઈ જશો એવી મારા મનમાં ભીતિ થયા કરતી હતી; પરંતુ અત્યાર સુધી તમારી સંજ્ઞાઓને અવિચળ રહેલી અનુભવીને મારી એ ભીતિ જતી રહી છે. તમો સત્વર પોતાનાં આપ્તજનોને મળીને આનંદને અનુભવી શકશો એ તમારે નિશ્ચયપૂર્વક માની લેવાનું છે. તમારા આજાનુલંબિત કેશકલાપમાંથી અદ્યાપિ જલબિન્દુ ટપકી રહેલા છે એટલે જો તમારી અનુમતિ હોય તો વસ્ત્રથી લૂછીને તમારા કેશોને હું કોરા કરી નાખું."

આ શબ્દો ઉચ્ચારતાંની સાથે જ તે અજ્ઞાત વીર જ્યાં બેઠો હતો ત્યાંથી ઊઠીને ઊભો થઈ ગયો; તેણે પદ્માવતીના કેશકલાપને પોતાના હસ્તમાં ઝાલી લીધો અને પોતાના ઉત્તરીયવડે તે કેશકલાપને આચ્છાદિત કરીને નચોવી નાખ્યો. અગ્નિના તાપ તથા કોરાં વસ્ત્રોના યોગે પદ્માવતીના શરીરમાં અલ્પ સમયમાં જ ઉષ્ણતાનો આવિર્ભાવ થવા લાગ્યો. કેશમાર્જન કાર્યની સમાપ્તિ પૂર્વેજ તેનાં નયનોને નિદ્રાથી ઘેરાયલાં જોઇને તે અજ્ઞાત વીરે પોતાના એક અનુયાયીને ત્યાં એક ચાદર પાથરવાની આજ્ઞા આપી દીધી, અને પથરાયેલી ચાદરપર પોતાની શ્રાંત તથા ક્લાન્ત દેહયષ્ટિને સ્થાપતાંની સાથે જ પદ્માવતી ગાઢ નિદ્રાને આધીન થઈ ગઈ.

* * * * *

જે વેળાયે પદ્માવતીની ગાઢ નિદ્રાનો ભંગ થયો તે વેળાયે સૂર્યનારાયણનાં સુકોમલ કિરણોએ વિશ્વમાં વિલસવાનો આરંભ કરી દીધો હતો; સુશીતલ વાયુની મંદમંદ લહરીઓ આવ્યા કરતી હતી, આસપાસ વિસ્તરેલા નિર્ઝરોના કલકલનાદ તથા વિહંગોના મધુર કૂજનના શ્રવણથી કર્ણોને એક પ્રકારના અનિર્વચનીય આનંદની અનુભૂતિ થયા કરતી હતી અને દિવાકરનો પ્રકાશ પ્રાણિમાત્રને કર્તવ્યના માર્ગમાં પ્રેરી રહ્યો હતો. પદ્માવતીને પોતાના શરીરમાં નવચેતનનો આવિર્ભાવ થતો દેખાયો અને તેણે નેત્રોને ઉઘાડીને આસપાસ દૃષ્ટિપાત કરતાં તે અજ્ઞાત વીર પુરુષ જ્યાં તાપમાટે અગ્નિને પ્રજળાવવામાં આવ્યો હતો તે સ્થાનથી જરા પેલી બાજૂ બેઠેલો તેના જોવામાં આવ્યો. તેને અગ્નિસ્થાનના નિકટમાં બેઠેલો જોઇને પદ્માવતીના મનમાં સ્વાભાવિક જ "મને શૈત્યની બાધા ન થાય એ કારણથી તો આ મહાનુભાવ અંગીઠીને પ્રજ્વલિત રાખવામાટે આખી રાત જાગતા નહિ બેઠા હોય ને?' એવા પ્રશ્નનો ઉદ્ભવ થતાં જાણે તે તેના ઉપકારના ભારતળે દબાઈ જતી હોય એવો તેને ભાસ થવા લાગ્યો. તે અજ્ઞાત વીર પુરુષની પ્રભાવશીલતા તથા આભ્યંતર અવસાદની છાયાના રૂપે પરમ રમણીયતા તથા મોહકતાને ધારણ કરનારી મુખમુદ્રાના દર્શનથી પદ્માવતીના હૃદયમાં એક પ્રકારનું વિલક્ષણ પરિણામ થવા લાગ્યું. તેના શિરપર તે અજ્ઞાત વીર પુરુષે ઉપકારનો પર્વત જ લાવીને મૂકી દીધો હતો એ વાર્તાનું સ્મરણ થતાં પદ્માવતીનું હૃદય

કૃતજ્ઞતાથી ભરાઈ આવ્યું. પદ્માવતી ઉપકૃત દૃષ્ટિથી તે વીર પુરુષને જોવા લાગી અને એ જ ક્ષણે અંગીઠીમાં અત્યારસૂધી લીન થયેલી પોતાની દૃષ્ટિને પદ્માવતીના મુખમંડળમાં સ્થિર કરીને તે વીર પુરુષે અનુકંપાદર્શક ભાવથી પૂછ્યું કેઃ—

"પવિત્ર કુમારિકે, હવે અત્યારે તો તમારી પ્રકૃતિ સ્વસ્થ થઈ ગઈ છે ને ?"

પદ્માવતીનું અંતઃકરણ કૃતજ્ઞતાવડે ભરાઈ આવેલું હોવાથી તેના કંઠમાંથી શબ્દ બહિર્ગત થઈ શકે તેવી સ્થિતિ જો કે હતી જ નહિ, તથાપિ પોતાના નિસર્ગમધુર સ્વરથી હૃદયની સમસ્ત કૃતજ્ઞતાના પ્રવાહને નેત્રોમાંથી વહેવડાવી દઇને તેણે માત્ર એટલું જ ઉત્તર આપ્યું કેઃ "જી હા."

તે વીર પોતાના સ્થાનમાંથી તત્કાળ ઊઠીને ઊભો થઈ ગયો અને પોતાના હવે પછીના પ્રવાસની તૈયારી કરાવવામાટે પર્ણકુટીમાંથી બહાર ચાલ્યો ગયો. તે વીર પુરુષે કેટલાક સમય પછી આવીને જોયું તો પદ્માવતી મુખમાર્જનાદિ પ્રાતર્વિધિની પરિસમાપ્તિ કરીને પોતાના વિસ્કલિત થયેલા કેશોની પુનર્માર્જના કરતી તેના જોવામાં આવી. તેના કેશોનો એક ગુચ્છ તેના શ્રવણના પશ્ચાદ્‌ભાગ તથા સ્કંધદેશમાં પ્રવાસ કરતો તેના વક્ષઃ સ્થલપર ખેલ્યા કરતો હતો. તેના ઉભય હસ્તો કબરીબંધનના કાર્યમાં નિમગ્ન થતાં મસ્તકના પશ્ચાદ્‌ભાગમાં વિહરતા હોવાથી તેનાં પીન સ્તનો, તેના હસ્તો ઉચ્ચ થઇને પશ્ચાદ્‌ભાગમાં જવાથી, ઉપર ઉપડી આવ્યાં હતાં અને તેથી પીનતર દેખાવા લાગ્યાં હતાં. તેનું મુખમંડળ કાંઈક નમી ગયેલું હતું. પદ્માવતીને આવી અવસ્થામાં જોઇને તે વીર પુરુષ પર્ણકુટીના દ્વારમાં જ ઊભો રહી ગયો અને મુખને અન્ય દિશામાં ફેરવીને ઊભો રહ્યો. પદ્માવતીના વેણીબંધનકાર્યની સમાપ્તિ થતાં તે વીર પુરુષે પર્ણકુટીમાં પ્રવેશ કરીને પદ્માવતીને કહ્યું કેઃ—

"પવિત્ર કુમારિકે, ગઈ કાલે તમોને અમો જે ડોલીમાં બેસાડીને અહીં લઈ આવ્યા હતા તે ડોલી નિરુપયોગિની થઈ પડવાથી જ્યાં સૂધી બીજી ડોલી તૈયાર નહિ થાય ત્યાં સુધી આપણે આ સ્થાનમાં જ થોભવું પડશે."

"ડોલી તૈયાર ન થાય તો તેની કશી પણ આવશ્યકતા નથી; કારણ કે, મારાં ચરણોમાં હવે ચાલવાની શક્તિ આવી ગયેલી હોવાથી મારાથી ચાલીને પ્રવાસ કરી શકાશે." પદ્માવતીએ ચાલીને પ્રવાસ કરવાની ઈચ્છા દર્શાવી.

"આ પાર્વત્ય પ્રદેશ હોવાથી પર્વતની તીવ્ર ધારાઓ તથા તીવ્રતમ કંટકો પ્રમાણે ચરણોમાં વાગતા અણીદાર પાષાણખંડો ઉપર તમારાથી ભાગ્યે જ ચાલી શકાશે; કારણ કે, તમારાં ચરણો અત્યંત કોમલ છે અને તમારાં ચરણોમાં અત્યારે મોજડીઓ પણ નથી. મેં તમોને જે વાનપ્રસ્થનો શાબ્દિક પરિચય કરાવ્યો છે તે વાનપ્રસ્થ પોતાની કન્યા પ્રમાણે જ તમારું પ્રતિપાલન કરશે, અને જ્યાં સૂધી તેના મનુષ્યોદ્વારા તમારા આપ્તજનોને તમારો સંદેશ નહિ પહોંચી જાય અને તમારા આપ્તજનો તમોને લઈ જવામાટે નહિ આવે, ત્યાં સૂધી તમો નિર્ભયતા તથા નિઃસંકોચ ભાવથી ત્યાં રહી શકશો." તે અજ્ઞાત વીર પુરુષે આવી રીતે તેને નવીન આશ્વાસન આપીને તેના નામને જાણી લેવાની ઈચ્છાથી પૂછ્યું કેઃ "પરંતુ દેવી, તમારા નામને જાણવાનું ભાગ્ય અદ્યાપિ મને પ્રાપ્ત થયેલું ન હોવાથી કૃપા કરીને તમારું નામ મને જણાવશો ?"

તે વીર પુરુષની આ જિજ્ઞાસાને સાંભળતાં જ પદ્માવતી મનોગત વિચાર કરવા લાગી કે: 'જે નામના સંપર્કમાત્રથી જ અચિંત્ય અરિષ્ટો આવીને નેત્રો સમક્ષ ઊભાં રહે છે તે નામને પ્રકાશિત કરવું એ યોગ્ય નથી. મારા અભદ્ર નામને ગુપ્ત રાખવામાં જ આ ઉપકારક વીર પુરુષનું કલ્યાણ છે.' એ પછી તે વીર પુરુષને ક્ષણ બે ક્ષણ સ્થિર દૃષ્ટિથી નિહાળતી તે કહેવા લાગી કે: "આપે મારા ઉપર જે ઉપકાર કર્યો છે તેમાટે મારા જીવનની અંતિમ ઘટિકા પર્યંત હું આપની ઋણિની રહેવાની છું; પરંતુ આપ મને જ્યાં પહોંચાડવાના છો ત્યાં પણ મારાથી મારા નામનો પ્રકાશ કરી શકાય તેમ નથી તેમ જ આપને પણ મારાથી મારું નામ જણાવી શકાય તેમ નથી; કારણ કે, મારા પોતાના તથા મારા કુળના નામનું શ્રવણ કરતાંની સાથે જ ગુર્જર વીરોના શિરપર અણધાર્યાં સંકટો જ આવી પડે છે એવી મારી દૃઢ માન્યતા થયેલી હોવાથી મારા પોતાના તથા મારા કુળના નામશ્રવણથી કદાચિત્ મારા નવીન ઉપકારકોના શિરપર પણ કોઈ નવીન સંકટ આવી પડશે એવી ભીતિ મારા હૃદયમાં થયા કરે છે. અર્થાત્ મારા નામનો આપ સમક્ષ પ્રકાશ કરવો તે આપને કોઈ નવીન સંકટની ગર્તામાં ધકેલી દેવા સમાન છે, અને આપને આપની ઉપકારિતાનો એવો ભયંકર બદલો આપવાની મારી ઈચ્છા નથી."

આ ઉદ્ગારોને મુખમાંથી બહિર્ગત કરતાં પદ્માવતીનાં નેત્રોમાં અશ્રુઓનો આવિર્ભાવ થયેલો જોઇને તે વીર પુરુષ અનુકંપાપૂર્ણ દૃષ્ટિથી પદ્માવતીને જોતો આશ્વાસક ભાવથી કહેવા લાગ્યો કે: "વીરતનયે, તમારા હૃદયમાં દુઃખનો લેશમાત્ર પણ આઘાત થવા દેવાની મારી ઇચ્છા નથી; છતાં આટલું તો મારે તમોને જણાવવું જ જોઇએ કે નિરાશ્રિતો, નિઃસહાયો તથા નિરાધારોને સંકટમુક્ત કરતાં અમારા શિરપર આવી પડતી આપત્તિઓને અમો મંગલપર્વણી સમાન જ માનતા હોવાથી મારા સમક્ષ પોતાના તથા પોતાના કુળના ભદ્ર નામને ઉચ્ચારવામાં તમારે લેશમાત્ર પણ સંકોચ દર્શાવવાનો નથી. પછી તો જેવી તમારી ઇચ્છા."

તે વીર પુરુષના આ ઉદ્ગારોના શ્રવણથી પદ્માવતી એક પ્રકારના ગહન વિચારમાં લીન થઈ ગઈ અને વિચારાંતે તેનાં મસ્તિષ્કમાં એક કલ્પનાનો આવિર્ભાવ થતાં તે પોતાના મનને પૂછવા લાગી કે: "આ ઉદારાત્મા દેશભક્ત પુરુષ મહાવીર શૂરપાળના વિશ્વાસપાત્ર સહાયક વીર અણહિલ્લ તો નહિ હોય? ના ના, મારી આ કલ્પના અવાસ્તવિક છે; કારણ કે, મહાવીર શૂરપાળ અત્યારે સમ્રાટ્‌ના સૈન્યનાં આક્રમણોમાં સપડાયલા હોય અને વીર અણહિલ્લસિંહ તેમના દક્ષિણ પાર્શ્વમાં રહીને શત્રુઓ સાથે લડવાને બદલે તેમને ત્યાગીને આ સ્થાનમાં આવે એ સર્વથા અસંભવનીય છે. આ તો કોઈ અન્ય ગુર્જર વીર હોય એમ જ જણાય છે. તો શું ગુર્જરરાષ્ટ્રમાં મહાવીર શૂરપાળ તથા વીર અણહિલ્લ ઉપરાંત બહુસંખ્ય અનુયાયીજનોને ધરાવનારા અન્ય દેશોદ્ધારક વીરો પણ અસ્તિત્વ ધરાવે છે ખરા?" પદ્માવતીના મનમાં આવા પ્રકારના વિચારો ચાલી રહ્યા હતા એટલામાં પોતાના મુખ-

મંડળનું એક પ્રકારની વિશિષ્ટાર્થસૂચક દૃષ્ટિથી અવલોકન કરતી પદ્માવતીને સંબોધીને તે અજ્ઞાત વીર પુરુષ ગંભીર ભાવથી પુનઃ ક્હેવા લાગ્યો કેઃ—

"કુલીન કુમારિકે, હું આપણા દેશનો સેવક છું અને આપણા દેશબાંધવો તથા દેશભગિનીઓનો દાસાનુદાસ છું. જે નરપિશાચના પંજામાંથી તમોને છોડાવવાનું શ્રેય મને ગઈ કાલે પ્રાપ્ત થયેલું છે તેજ નરપિશાચના હસ્તથી તમારી કિંવા તમારા આપ્તેષ્ટ જનોની અન્ય કાંઈ પણ હાનિ થયેલી હોય, તો મને તે જણાવી દ્યો એટલે મારાથી તે નરપિશાચને તેના એ અન્ય અપરાધની પણ ઉચિત શિક્ષા આપી શકાય. મારા આ કૃત્યથી કલ્યાણપતિ ભૂવડ સાથે હું કોઈ પણ પ્રકારના નવીન વૈરને આરંભી રહ્યો છું એમ તમારે માનવાનું નથી; કારણ કે, જ્યારથી સમ્રાટ્ ભૂવડે ગુર્જરભૂમિની ઈશ્વરદત્ત સ્વતંત્રતાનો સંહાર કર્યો છે ત્યારથી જ તેની સાથેના અમારા ભીષણ વૈરનો આરંભ થઈ ચૂકયો છે અને જ્યારે ગુર્જરભૂમિ તેની સત્તાના બંધનને તોડીને પુનઃ સ્વાધીના થશે ત્યારે જ અમારા એ પરસ્પર વૈરની સમાપ્તિ થવાની છે."

"આપનું કથન અક્ષરસઃ સત્ય હોવા છતાં પણ અગ્નિમાં ઘૃતને હોમવાની મારી ઇચ્છા ન હોવાથી અત્યારે તો હું મારા પોતાના તેમ જ મારા કુળના નામને ગુપ્ત જ રાખીશ. તે વાનપ્રસ્થના આશ્રમમાં પહોંચ્યા પછી હું મારાં આપ્તેષ્ટ જનોને મારા સમાચાર પહોંચાડવાની વ્યવસ્થા કરીશ." પદ્માવતીએ તત્કાળ પોતાના તેમ જ પોતાના કુળના નામને પ્રકાશિત કરવાની અનિચ્છા દર્શાવી.

"જો તમારી એવી જ ઇચ્છા હોય તો હું પણ વિશેષ આગ્રહ કરવા નથી ઇચ્છતો." તે અજ્ઞાત વીર પુરુષે ગંભીરતાથી કહ્યું.

એ જ વેળાયે તે વીર પુરુષના અનુયાયી જનો નવીન ડોલીને તૈયાર કરીને પર્ણકુટીના દ્વાર સમક્ષ લઈ આવ્યા, પદ્માવતીએ તે ડોલીમાં આરોહણ કર્યું, ચાર વાહકોએ તે ડોલીને પોતાના સ્કંધોપર ઉપાડી લઇને ત્યાંથી ચાલવા માંડ્યું અને તેમનો નાયક તે વીર પુરુષ પણ મૌનનું અવલંબન કરીને પોતાના માર્ગમાં તેમની સાથે અગ્રેસર થવા લાગ્યો. તેમની ચારે બાજૂએ પ્રચંડ વૃક્ષાવડે આચ્છાદાયલાં ગિરિશિખરો દૃષ્ટિગોચર થતાં હતાં અને વચ્ચે વચ્ચે મધુરતમ કલકલનાદયુક્ત નિર્ઝરો દૃષ્ટિગોચર થઇને તેમની દૃષ્ટિને આનંદાનુભૂતિ કરાવી રહ્યા હતા. અંતે પર્વતના નિમ્નભાગમાં પહોંચીને પર્વતની ઉપત્યકાભૂમિમાં પ્રવેશ કર્યા પછી તે અજ્ઞાત વીર પુરુષ સમીપવર્તિની પર્વતશ્રેણીના મધ્યભાગસ્થ પૃષ્ઠદેશપ્રતિ અંગુલીનિર્દેશ કરતો પોતાના દીર્ઘ મૌનનો ભંગ કરીને બોલ્યો કેઃ—

"જુઓ, વીરદુહિતે, આ સામો દેખાય છે તેજ તે વાનપ્રસ્થનો આશ્રમ છે. આપણે એક ઘટિકા જેટલા સમયમાં જ ત્યાં જઈ પહોંચીશું." એ માનવ સમુદાય એક ઘટિકામાં જ તે આશ્રમના દ્વારમાં જઇ પહોંચ્યો અને ત્યાં પદ્માવતીને પોતાના હસ્તનો આધાર આપીને ડોલીમાંથી ઊતારતાં તે વીર પુરુષે કહ્યું કેઃ "આ આશ્રમ નિર્ભય છે અને તેનું કારણ એ છે કે આપણા દેશના શત્રુઓ દારિદ્રય તથા વૃદ્ધાવસ્થા પ્રતિ દૃષ્ટિપાત કરવામાં પણ એક પ્રકારનું ભયાનક પાપ માન્યા કરે છે."

તે વીર પુરુષના આ ઉદ્ગારો ત્યાં વસતા વાનપ્રસ્થના સાંભળવામાં આવવાથી તે તત્કાળ આશ્રમમાંથી બહાર નીકળી આવ્યો. તેની ધૂલિધૂસર જટા, નાભિપર્યન્ત વ્યાપેલી શુભ્ર દાઢી, શુભ્ર તથા દીર્ઘ મૂછો, તેના શુભ્ર ભ્રૂકેશો તળે તારા પ્રમાણે ચમકતાં નેત્રો તથા તેનાં કાષાય વસ્ત્રોને જોતાં જ કોઈ પણ મનુષ્યનો તેના પ્રતિ પૂજ્યભાવ થાય એ સ્વાભાવિક હતું, એટલે તેનાથી પરિચિત તે વીર પુરુષે તો તેનું અભિવાદન કર્યું જ; પરંતુ તેનાથી સર્વથા અપરિચિતા પદ્માવતીએ પણ કરદ્વય જોડીને પૂજ્યભાવથી તેને પ્રણામ કર્યા. તે વાનપ્રસ્થે હાસ્યમંડિત મુખથી પ્રથમ તે ઉભયને આશીર્વાદ આપ્યા અને ત્યારપછી તે વીર પુરુષને ગંભીર સ્વરથી કહ્યું કેઃ—

"તરુણ વત્સ, કેવળ તું કહે છે તેવી જ પરિસ્થિતિ છે એમ નથી; કારણ કે, કેટલીક વાર તેમની તલ્વારોને વૃદ્ધોના રક્તપાનની પણ ઇચ્છા થઈ આવે છે. માત્ર દારિદ્ર્યના નિકટમાં તેઓ નથી આવતા એ સત્ય છે. પરંતુ તારે અલ્પ સમયમાં જ અહીં પાછા આવવું પડ્યું તેનું કારણ શું છે?"

એ પ્રશ્નના ઉત્તરમાં તે વીર પુરુષે પદ્માવતી પ્રતિ અંગુલિનિર્દેશ કરીને તેનો જેટલો વૃત્તાન્ત પોતાના જાણવામાં આવ્યો હતો તેટલો વૃત્તાન્ત તે વાનપ્રસ્થ મહાત્માને સંક્ષેપમાં કહી સંભળાવ્યો અને અંતમાં કહ્યું કેઃ "આ પવિત્ર કુમારિકાને આપના આશ્રમમાં આશ્રય મળી શકશે એમ ધારીને જ હું અત્યારે અહીં લઈ આવ્યો છું."

"વત્સે, તારું સ્વાગત હો! આ આશ્રમ તારો જ છે." વાનપ્રસ્થે આ ઉદ્ગારથી પદ્માવતીનું સ્વાગત કર્યું.

ત્યાર પછી તે મહાત્માએ તે વીર પુરુષ તથા પદ્માવતી ઉભયને આશ્રમમાં લાવીને કેટલાંક ઉત્કૃષ્ટ તથા સ્વાદિષ્ટ વન્ય ફળો તેમને આરોગવામાટે આપ્યાં. ઉભય અતિથિઓ વન્ય ફળોને આરોગવાના કાર્યમાં રોકાયલાં હતાં એટલામાં તે વનવાસી મહાપુરુષે તે વીર પુરુષના અનુયાયી જનોને ધાન્યસામગ્રી આપીને ભોજનનિર્માણની વ્યવસ્થા કરી આપી અને તે પોતે પણ પાક નિષ્પત્તિના કાર્યમાં લાગી ગયો. અતિથિસ્વાગત તથા ભોજનના કાર્યથી નિવૃત્ત થયા પછી તે અરણ્યવાસી મહાત્મા પદ્માવતીને સંબોધીને વાત્સલ્યપૂર્વક કહેવા લાગ્યો કેઃ—

"ગુર્જરભૂમિની આદર્શ દુહિતે, આ આશ્રમમાં વૈભવવિલાસનાં સાધનો, નાનાવિધ સ્વાદિષ્ટ પકવાન્નો, બહુમૂલ્ય અલંકારો તથા ઉત્તમ વસ્ત્રો આદિનો સર્વથા અભાવ છે. આ પર્વતપ્રદેશમાં સર્વત્ર વ્યાપેલાં વૃક્ષો તથા લતાઓ મને કંદમૂલ તથા ફળ આદિ આપતાં રહે છે, આ નિર્ઝરો શીતળ જળ આપવાની ઉદારતા દર્શાવતા રહે છે અને પર્ણકુટી શૈત્ય, વૃષ્ટિ તથા તાપથી મારું રક્ષણ કરતી રહે છે. સારાંશ કે, જેના યોગે શત્રુઓના મનમાં કોઈ પણ પ્રકારનો મોહ તથા લોભ ઉત્પન્ન થાય તેવી એક પણ વસ્તુ આ સ્થાનમાં ન હોવાથી શત્રુઓનું આ સ્થાનમાં કદાપિ આગમન થતું જ નથી."

આશ્રમમાંની પ્રત્યેક વસ્તુની અકૃત્રિમતા તથા અવ્યાજ મનોહરતાનું અવલોકન કરતી પદ્માવતીના મુખમાંથી સ્વાભાવિક જ એવા ઉદ્ગારો નીકળી

ા્યા કે: "ગુરુવર્ય, સ્વતંત્રતાદેવીના ગુર્જર વીર ભક્તો જો આ સ્થાનમાં જ આવીને ાસ્યા હોત, તો કેવું સારું થાત! સ્વતંત્રતાદેવીના ઉપાસકોના નિવાસમાટે માના જેવું અન્ય કોઈ પણ યોગ્યતમ સ્થાન છે જ નહિ."

"વત્સે, તારા આ ઉદ્ગારોથી તને પણ આપણા દેશના શત્રુઓના મત્યાચારનો અનુભવ થયેલો હોય એવી સહજ કલ્પના કરી શકાય છે. પરંતુ મત્યારના ગુર્જરરાષ્ટ્રમાં પોતાને ગુર્જરભૂમિના સંતાન તરીકે ઓળખાવનારી મેવી એક પણ વ્યક્તિ છે ખરી કે જે દાક્ષિણાત્ય સત્તાધીશોના અત્યાચારોથી ્રર્વથા અલિપ્ત રહી શકી હોય? અત્યારે ગુર્જરભૂમિ અને તેના સંતાનો દાક્ષિ-ાાત્ય પરકીય સત્તાધીશોની અત્યાચારરૂપિણી ઘાણીમાં તિલની પેઠે પીલાઈ હ્યાં છે. કેટલાક સમય પૂર્વે મારો આશ્રમ વર્ધમાન નગરના નિકટવર્તી સ્થાનમાં ્તો અને મારા શિષ્યોની સંખ્યા પણ વિશાળ હતી. ગુજરાતના શત્રુઓને ાઇએ જઇને એવા સમાચાર સંભળાવ્યા કે 'કૈલાસવાસી મહારાજાધિરાજ ્યશિખરી દેવનાં વિધવા મહારાજ્ઞી રૂપસુંદરી દેવી તથા યુવરાજશ્રી વન-ાજ આ વાનપ્રસ્થના આશ્રમમાં ગુપ્ત નિવાસ કરી રહેલાં છે;' એટલે ાત્કાળ શત્રુઓ મારા આશ્રમપર ચઢી આવ્યા અને મારા આશ્રમને ચારે ારફથી ઘેરી લઇને મારી પાસેથી મહારાજ્ઞી રૂપસુંદરી દેવી તથા યુવરાજ ાનરાજની માગણી કરવા મંડી ગયા. મેં મારા જીવનકાળમાં તે માતાપુત્રને દાપિ જોયાં જ ન હોતાં અને તેઓ મારા આશ્રમમાં હતાં જ નહિ, તો પછી ્ તેમને ક્યાંથી લાવી આપું? મેં અનેક શપથો લઇને તેમને જણાવ્યું : 'તેઓ મારા આશ્રમમાં હતાં પણ નહિ, છે પણ નહિ અને હું તેમને મોળખતો પણ નથી, પરંતુ તેમણે મારા કથનને સત્ય તરીકે ન સ્વીકાર્યું તે ્જ સ્વીકાર્યું. જીતાયલા લોકો ગમે તેટલા સત્યવાદી હોય, તો પણ જેતાઓ ામને અસત્યવાદી જ માનતા રહે છે અને 'જીતાયલા લોકોના શબ્દકોષમાં સત્ય' શબ્દનો સર્વથા અભાવ હોવાથી જીતાયલા લોકો સત્યવાદી હોઈ શકે જ ાહિ' એવું જ પ્રમાણપત્ર જીતાયલા લોકોમાટે આપતા રહે છે. આ નિયમ મનુસાર હું પણ જેતાઓ સમક્ષ અસત્યવાદી સિદ્ધ થયો; ભૂવડના તિરૂમ-લરાય નામક એક સેનાપતિએ પોતાના સૈનિકોને મારા આશ્રમપર આક્રમણ રવાની આજ્ઞા આપી દીધી અને તેમણે મારા અરણ્યવાસી, શાંતિપ્રિય તથા નેરપરાધી શિષ્યોને નિર્દયતાથી સંહારવાના ચાંડાલકૃત્યને આરંભી દીધું. હું ાયંકર ઘાયલ થઈ જવાથી પ્રેતરાશિમાં જઈ પડ્યો હતો; પણ મરી ગયો ્ હોતો એટલે તે રાક્ષસોના જવા પછી ઊઠીને ઊભો થઈ ગયો અને તે સ્થાનને ્રાગીને ભટકતો ભટકતો આ સ્થાનમાં આવી લાગ્યો. મારા આ સ્થાનમાં માવી વસ્યાને ચારેક માસ જેટલો સમય થયો હશે અને એ ચાર માસમાં મહીં તો કોઈ નવીન વિઘ્ન નથી આવ્યું. ભવિષ્યની ઘટનાઓ ભવિષ્યના ગર્ભમાં ્." આ આત્મવૃત્તાન્તને વર્ણવતાં તે વાનપ્રસ્થ મહાત્માનાં નેત્રોમાંથી અશ્રુના બિન્દુઓ ટપટપ ટપકવા લાગ્યા.

"હાય રે અભાગિની ગુજરાત!" પદ્માવતીના મુખમાંથી વિષાદસૂચક દૂગારો નીકળવા લાગ્યા: "ગુજરાત માતાના પોતાનાં સંતાનોને રક્ષવાના

સામર્થ્યનો પણ લોપ થઈ ગયો છે. ગુજરાતનાં ગુજરાતી સંતાનો પરતંત્રતાની શૃંખલામાં જકડાયા પછી કોઈ એક ચાંડાલ, જાતિબહિષ્કૃત મનુષ્ય કિંવા અપ્રચલિત મુદ્રા પ્રમાણે સર્વથા અસ્પૃશ્ય, નિંદ્ય તથા તિરસ્કરણીય જ થઈ પડ્યાં છે! ગુજરાત તથા ગુજરાતીઓની આના કરતાં અધિક અન્ય દુર્દશા શી હોઈ શકે?''

"ષંઢતાથી પોતાના મસ્તકને ભૂમિપર્યન્ત અવનત કરીને જ્યાં સુધી કોઈ પણ દેશ પોતાના સ્વાતંત્ર્યાપહારક શત્રુઓની ગુલામગીરીમાં જ સંતોષ નથી માનતો ત્યાં સુધી તે દેશને દુર્ભાગી કહી શકાય તેમ નથી.'' તે વીર પુરુષ ઓજસ્વિતાથી કહેવા લાગ્યો: "શત્રુઓની પરાકાષ્ઠાની ક્રૂરતા એટલે પ્રથમ લોહશૃંખલા અને ત્યાર પછી મૃત્યુ; પરંતુ દેશોદ્ધાર તથા દેશકલ્યાણ એ જ જેમનું એકમાત્ર ધ્યેય હોય છે તેવા દેશભક્તો તો એ લોહશૃંખલા તથા મૃત્યુને પોતાના શૃંગાર તરીકે જ માનતા રહે છે. દેશભક્તો મૃત્યુના દર્શનથી કદાપિ ભયભીત નથી થતા અને પોતાની જન્મભૂમિના કલ્યાણમાટે પોતાના જીવનનું બલિદાન આપવાને કટિબદ્ધ ન થઈ જાય એવો દુર્ભાગી મનુષ્ય હોય પણ કોણ?''

પદ્માવતી કૌતુકપૂર્ણ દૃષ્ટિથી તે વીર પુરુષને જોતી આવેશથી કહેવા લાગી કે: "વીરશિરોમણિ, આપના શબ્દો નિરાશારૂપ અંધકારમાં પણ આશાના પ્રકાશને વિસ્તારનારા તથા ષંઢને પણ શૂરવીરના સ્વરૂપમાં પરિવર્તિત કરી નાખનારા હોવાથી મારી આપને એ જ પ્રાર્થના છે કે જે સ્થાનમાં અત્યારે દેશોદ્ધારક મહાવીર શૂરપાળ તથા તેમના દક્ષિણ બાહુ વીર અણહિલ્લજી શત્રુઓ સાથે રણમાં ઝૂંઝી રહ્યા છે અને દેશની સ્વતંત્રતાને પાછી મેળવવાના પ્રચંડ પ્રયત્નો કરી રહ્યા છે તે સ્થાનમાં આપ જાઓ અને તેમના સહાયક થાઓ; કારણ કે, શત્રુના સૈન્યબળની તુલનામાં તેમનું સૈન્યબળ સ્વલ્પ કિંવા નહિવત્ હોવાથી તેમને આપના જેવા વીર પુરુષોની સહાયતાની અત્યંત આવશ્યકતા છે.'' આવેશમાં આ ઉદ્ગારો કાઢ્યા પછી પદ્માવતીને કોઈ એક વિશિષ્ટ વાર્તાનું સ્મરણ થઈ આવતાં અચાનક તેનો એ આવેશ ન્યૂન થઈ ગયો અને તેના મુખમાંથી નિરાશાદર્શક એવો ઉદ્ગાર નીકળી ગયો કે: "પણ હાય! મારા તીર્થરૂપના પ્રાણની રક્ષા કરનાર મહાવીર શૂરપાળજી તથા વીર અણહિલ્લજી અમારા સૈન્યની સહાયતા વિના આટલા દિવસ અપરાજિત તથા જીવિત રહી શક્યા હશે ખરા?''

આશામાં અચાનક નિરાશાનું સંમેલન થઈ જવાથી પદ્માવતીનું ઉદ્દીપિત થયેલું મુખમંડળ મલિન થઈ ગયું, તેનાં વિસ્ફારિત થયેલાં નેત્રો સંકોચાઈ ગયાં અને તેનું ઉન્નત મસ્તક અવનત થઈ ગયું. પદ્માવતીએ અવનત મસ્તકથી નિ:શ્વાસ નાખ્યો. પદ્માવતીને તેની દૃષ્ટિ અવનત થવાથી તે વીરની ક્ષણમાત્ર પ્રફુલ્લ થયેલી મુખમુદ્રાના દર્શનનો લાભ મળી શક્યો નહિ. તે વીર પુરુષ પદ્માવતીને હતાશ થયેલી જોઇને તેના હૃદયમાં ઉત્સાહને પ્રેરવાના આશયથી કહેવા લાગ્યો કે:—

"તમારા તીર્થસ્વરૂપ તથા તમારાં અન્ય પારિવારિક જનોની સેવા કરવાના અવસરરૂપ ઐશ્વર્યની પ્રાપ્તિ થવાથી તે ઐશ્વર્યની મધુરી સ્મૃતિથી

મહાવીર શૂરપાળજી તથા તેમના આજ્ઞાધીન સહાયક અણુહિલ્લના આનંદનો અવધિ જ થતો હશે. હું અહીંથી મહાવીર શૂરપાળજીની સેવામાં ઉપસ્થિત થવામાટે પ્રયાણ કરી જવાનો છું એટલામાટે મહાવીર શૂરપાળજીને તમારે જે કાંઈ પણ કહેવડાવવું હોય તે મને કહી દ્યો. તમારા પિતાશ્રી ક્યાં છે એ જો મહાવીર શૂરપાળજી તથા અણુહિલ્લના જાણવામાં આવી જશે, તો તેમને પુનરપિ જોઇતી સહાયતા આપવાને તેઓ નિરંતર તત્પર રહેશે એ તમારે નિશ્ચયપૂર્વક માની લેવાનું છે.''

''મહાવીર શૂરપાળજી તથા વીર અણુહિલ્લજી અત્યાર સુધી સ્વતંત્ર તથા જીવિત હશે કે કેમ, એ મારાથી નિશ્ચયપૂર્વક કહી શકાય તેમ નથી; કારણ કે, થોડા દિવસ પૂર્વે મારા પિતાશ્રી પાસેથી સૈન્યની સહાયતા માગવામાટે તેમનો દૂત આવ્યો હતો અને તે દૂતે જ મહાવીર શૂરપાળના પરિપાતમાટે શત્રુઓએ તેમના ગુપ્તનિવાસસ્થાન પ્રતિ કરેલા પ્રયાણના સમાચાર અમોને સંભળાવ્યા હતા. પરંતુ સુભાગી વીર પુરુષ, તે દૂતની આશા પૂર્ણ થઈ શકી નહિ; કારણ કે, અમો તેને સૈન્યની સહાયતા ન આપી શક્યાં. મારો બંધુ જો કે મહાવીર શૂરપાળજીને યથાશક્ય સહાયતા આપવામાટે પ્રયાણ કરી ગયો છે; પરંતુ તેની સહાયતા અત્યારની પરિસ્થિતિમાં પર્યાપ્ત થાય એવી મારી માન્યતા નથી.'' પદ્માવતીએ પોતાના પિતાના શૂરપાળ સાથેના સંબંધનો સ્ફોટ કરતાં આ ઉદ્ગારો કાઢ્યા.

''મહાવીર શૂરપાળજી તથા તેમના અનન્ય સેવક અણુહિલ્લની ચિન્તા તમારે રાખવી જ નહિ; કારણ કે, સાક્ષાત્ પરમેશ્વર તેમનો નિરંતર પૃષ્ઠપોષક તથા સંરક્ષક હોવાથી શત્રુઓ તેમની કશી પણ હાનિ કરી શકે તેમ નથી. તમારા પિતાશ્રીને ક્યા સ્થાનમાં કારાગૃહવાસી કરીને રાખવામાં આવ્યા છે તે જણાવો એટલે મહાવીર શૂરપાળજી તથા અણુહિલ્લ તેમને કારાગૃહવાસના બંધનથી મુક્ત કરવાના સર્વ પ્રયત્નો કરશે.'' તે વીર પુરુષે ઓજસ્વિતાથી કહ્યું.

''તો શું, મારા પિતાશ્રીની શત્રુઓના હસ્તથી થયેલી દુર્દશાની વાર્તા આપના જાણવામાં આવી ગઈ છે?'' પોતે પોતાના કુળનો પ્રકાશ ન કરેલો હોવા છતાં તે વીર પુરુષે પોતાને ઓળખી લેવાથી આશ્ચર્યચકિત થતી પદ્માવતી આશ્ચર્યદર્શક ભાવથી બોલવા લાગી: ''આપ મારા પિતાશ્રીનું નામ જાણો છો કે શું? જો એમ જ હોય, તો અમારા શિરપર આવી પડેલા સંકટની વાર્તાનો સમસ્ત ગુજરાતમાં પ્રચાર થઈ ગયો છે એમ જ કહી શકાય. હાય, કેવી અપ્રતિષ્ઠા !''

''તમારા તથા તમારાં માતાપિતા આદિના શિરપર આવી પડેલા સંકટની વાર્તાનો સમસ્ત ગુજરાતમાં પ્રચાર નથી થયો; કિન્તુ તમારા પિતાશ્રીના દૈવોપમ સદ્ગુણ નામક કસ્તૂરીના સુગંધનો જ સમસ્ત ગુજરાતમાં પ્રસાર થઈ ગયો છે અને તેણે સમસ્ત ગુર્જરભૂમિને સુગંધમંડિતા કરી બતાવી છે. ગુજરાતના કલ્યાણમાટે ઠાકોર શ્રી વીરેન્દ્રકુમાર જેટલું અન્ય કોઈ પણ ગુજરાતીનું અંતઃકરણ દુઃખાતુર રહેતું હોય એવી મારી પોતાની માન્યતા

તો નથી જ. જનની જન્મભૂમિ વિષયક પોતાના અપ્રતિમ પ્રેમના કારણથી જ અત્યારે તેઓ આ આપત્તિને સહન કરી રહ્યા છે. મંડળગઢમાં થયેલી ધૂમશ્ચક્રીના સવિસ્તર સમાચાર અદ્યાપિ મારા સાંભળવામાં નથી આવ્યા અને તેથી જ ઠાકોર શ્રી વીરેન્દ્રકુમારજીના વર્તમાન નિવાસસ્થાનને તમારા મુખથી જાણું લેવાનો હું અત્યારે પ્રયત્ન કરી રહ્યો છું. મને તેમના નિવાસસ્થાનનું નામ આપી દ્યો કે જેથી ગુજરાત માતાના અનન્ય માતૃભક્ત સંતાનને બંધનમુક્ત કરવાના શ્રેયનું મારાથી સંપાદન કરી શકાય." તે વીર પુરૂષે આ ઓજસ્વી ઉદ્ગારોથી પોતાની અનન્ય દેશભક્તિનો પદ્માવતીને સંપૂર્ણ સાક્ષાત્કાર કરાવી દીધો

"પરમાત્માએ આપના અંતઃકરણમાં પણ મહાવીર શૂરપાળ તથા વીર અણહિલ્લ સમાન ઉદારતા તથા મહત્તાને આકંઠ ભરી દીધી છે એમ આપના આ ઉદ્ગારોથી સ્પષ્ટ જણાઈ આવે છે," પદ્માવતી, તેનો કંઠ બાષ્પરુદ્ધ થઈ ગયેલો હોવા છતાં પણ, પોતાની કૃતજ્ઞાતાને વ્યક્ત કરતી કહેવા લાગી: "આપના ઉપકારોની કેવળ શબ્દોવડે જ ગણના કરી શકાય તેમ નથી. પરમાત્માએ મારા પિતાશ્રીના તથા મારા બંધુ અજયના પ્રાણોને જો સુરક્ષિત રાખ્યા હશે, તો તેઓ અવશ્ય આપને મળશે. મારા પિતાશ્રીને પવનપર્વતના કારાગૃહમાં ઉદુભંગરાજની દેખરેખ તળે રાખવામાં આવ્યા છે. દૈવવશાત્ જો અજય સાથે આપનો મેળાપ થઈ જાય, તો કૃપા કરીને સારંગદત્તે મારાપર કરેલા અત્યાચારના સમાચાર હમણાં તેને ન સંભળાવશો; કરણ કે, અજયનો સ્વભાવ અતિશય આત્માભિમાની તથા ઉગ્ર હોવાથી જો આ વાર્તા તેના જાણવામાં આવશે, તો તેનો કોપ એટલી સીમાપર્યન્ત અનિવાર્ય થઈ જશે કે તે કોપના આવેશમાં કદાચિત્ તે પોતાના અંગીકૃત કાર્યને પણ અજ્ઞાનવશતાથી ભયમાં લાવી મૂકશે."

"જો અજયસિંહ મને મળી જશે, તો હું તેમને આ વાર્તા હાલ તરત નહિ જણાવું." આવી રીતે પદ્માવતીના પ્રસ્તાવને માન્ય કરીને તે વીર પુરૂષ કહેવા લાગ્યો કે: "હવે મારે અહીંથી પ્રયાણ કરવું જ જોઇએ; કારણ કે, જનની ગુર્જરભૂમિ આર્તસ્વરથી મારું આવ્હાન કરી રહી છે અને મને મારા કર્તવ્યના માર્ગમાં અગ્રેસર થવાનું સ્મરણ કરાવી રહી છે."

"હું આપનો અત્યારે એક નવીન સંકટના મુખમાં પ્રવેશ કરાવી રહી છું એની, આશા છે કે, આપ અવશ્ય મને ક્ષમા આપશો." પદ્માવતીએ કૃતજ્ઞતાદર્શક મંજુલ ભાવથી કહ્યું,

"આમાં સંકટ જેવું છે જ શું? ગુજરાત માતાએ રણભૂમિમાં ક્યારનુંયે પદાર્પણ કરેલું હોવાથી હવે તો જ્યાં સુધી સ્વાધીનતાની પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી ગુજરાતનાં સંતાનોથી રણભૂમિનો એક નિમેષમાત્રને માટે પણ ત્યાગ કરી શકાય તેમ છે જ નહિ." તે વીર પુરૂષે ઉદ્ગાર કાઢ્યા.

"કેટલાક સમય પૂર્વે મારા પોતાના પણ આવા જ વિચારો હતા. મંડળગઢમાં અમારી સત્તા પ્રચલિત હતી અને મહાવીર શૂરપાળજીને સહાયતા આપવામાટે અમારી સેના મંડળગઢમાંથી પ્રયાણ કરી જવાની તૈયારીઓ

રી રહી હતી એટલે મને એવો જ ભાસ થયા કરતો હતો કે ધર્મવીરો થા સ્વાતંત્ર્યવીરોનાં શસ્ત્રોને કદાપિ અપયશની પ્રાપ્તિ થતી જ નથી. યુદ્ધનાં વેલક્ષણ પરિણામોની વાસ્તવિક કલ્પનાનો મારા મસ્તિષ્કમાં આવિર્ભાવ થવા પૂર્વે હું ઉત્સાહના અતિરેકના યોગે સ્વાધીના તથા દેદીપ્યમાના ,જરાતની અભિવૃદ્ધિની મનોહારિણી કલ્પનાથી પ્રફુલ્લ થઈ ગઈ હતી: પરંતુ .રી તે મનોહારિણી કલ્પના અસત્ય સિદ્ધ થતાં મારા તે ઉત્સાહનો ક્ષણ ાત્રમાં જ લોપ થઈ ગયો. મારાં સર્વ મનોરાજ્યો ધરાશાયી થઈ ગયાં, મારા પેતાશ્રી કારાગૃહવાસી થયા, મહાવીર શૂરપાળજી તથા વીર અણહિલ્લજી ત્રુઓવડે ઘેરાઈ જવાના ભયમાં આવી પડ્યા અને મંડળગઢમાંની અમારી ત્તાનો સર્વનાશ થઈ ગયો. આવી રીતે ચારે તરફથી મસ્તકપર આકાશંડળ તૂટી પડ્યું. શત્રુઓના અત્યાચારરૂપ તથા અન્યાયરૂપ યજ્ઞમાં આવી રીતે મમારી પોતાની તથા અમારા સર્વસ્વની આહુતિ અપાઈ ગઈ." પદ્માવતીએ ંઇક નિરાશાનું દર્શન કરાવનારા ઉદ્ગારો કાઢ્યા.

"વીરકન્યે, આ દુર્ઘટનાઓના સ્મરણથી અકારણ માનસિક વેદનાને . અનુભવો; હૃદયમાં નિરાશાને સ્થાન ન આપો." તે વીર પુરુષ પદ્માવના ઉત્સાહને અવિચલ રાખવામાટે ઉચિત આશ્વાસન આપતો ગંભીરતાથી હેવા લાગ્યો: "તમો અત્યારે સ્વાતંત્ર્યોન્મુખ રાષ્ટ્રવૃક્ષને પોતાના સર્વસ્વરૂપ ’લના સિંચનથી પલ્લવિત કરવાના માનને મેળવી રહ્યાં છો એમ જ તમારે ાનવાનું છે. અત્યારની પરિસ્થિતિ વિલક્ષણ હોવા છતાં પણ ઠાકોર શ્રી ારેન્દ્રકુમારજીના જીવનની સુરક્ષિતતા તથા મુક્તિનો ભાર હવે મારા શિરપર . અમો ઠાકોર શ્રી વીરેન્દ્રકુમારજીને કારાગૃહમાંથી મુક્ત કર્યા પછી જ રણક્ષનું સ્થંડિલપૂજન કરીશું. વીરકુમારિકે, એ તત્ત્વનું તમારે કદાપિ વિસ્મરણ થવા દેવું કે વિજય નિરંતર મનુષ્યની સત્તાપર નહિ, કિન્તુ કેવળ ધર્મની ત્તાપરજ અવલંબી રહેલો હોય છે. અગિયાર અક્ષૌહિણીઓ વિરુદ્ધ સાત ક્ષૌહિણીઓના ન્યૂન બળથી પાંડવોએ કૌરવોનો પરાજય કર્યો હતો અને ેકાકી રામચંદ્ર પ્રભુએ ખર, દૂષણ આદિ ત્રીસ હજાર રાક્ષસોને પરાભૂત કરી ાખ્યા હતા, એથી સ્પષ્ટ જણાઈ આવે છે કે જ્યાં ધર્મ હોય છે ત્યાં જ વિજનું આગમન થાય છે. અધર્મ, અનીતિ, અન્યાય, અનાચાર તથા અત્યાચારના ક્ષમાં વિજયદેવતા કદાપિ ઊભી રહી નથી, ઊભી રહેતી નથી અને ભવિષ્યમાં ભી રહેવાની પણ નથી. 'મયૈવૈતે નિહતા પૂર્વમેવ' એમ શ્રીકૃષ્ણ ભગવાને .તે જ કહેલું છે. ગુજરાતીઓએ રાજ્યલોભથી ઉન્મત્ત થઇને કલ્યાણ નગરને ધ્વસ્ત નથી કર્યું, કિંવા દાક્ષિણાત્યોપર અમાનુષ અત્યાચારો નથી કર્યા ેટલામાટે પ્રભુના ન્યાય તથા ધર્મના નિયમ અનુસાર ગુજરાતીઓને વિજની પ્રાપ્તિ થવી જ જોઇએ અને ગુજરાતને તેની ગયેલી સ્વતંત્રતા પાછી ળવી જ જોઇએ."

તે વીર પુરુષ આ ઉત્સાહવર્ધક વાક્યોને પોતાના મુખમાંથી બહિર્ગત રી રહ્યો હતો એવામાં જ તે આશ્રમનો વાનપ્રસ્થ વૃદ્ધ સ્વામી સોળથી

સત્તર વર્ષના વયના એક તેજસ્વી તરૂણને ત્યાં લઈ આવ્યો અને એ વીર પુરૂષને જોતાંજ તે તરૂણ ગંભીર મુખમુદ્રાથી કહેવા લાગ્યો કે: "જે રણક્ષેત્ર નામક નંદનવનમાં જવાને તમો તૈયાર થયા છો, તે અનાવૃત્ત થયેલા નંદનવનમાં મને પણ શામાટે નથી લઈ જતા? નંદનવનવિહારજન્ય આનંદનો ભાગી મને પણ શામાટે નથી થવા દેતા?"

તે તરૂણની વાણી તથા દૃષ્ટિમાં આકર્ષકતા તથા મોહિની શક્તિનો એટલી સીમાપર્યન્ત નિવાસ થયેલો હતો કે તેની વાણીના શ્રોતા તથા તેની દૃષ્ટિના દૃષ્ટાની વૃત્તિઓ તત્કાળ તેની વાણી તથા દૃષ્ટિમાં સમરસલીના થઈ જતી હતી. તેનાં નયનોમાંથી સામાન્ય પ્રકાશનાં કિરણો નહિ, કિંતુ ચન્દ્રબિંબમાંથી સ્રવતી મધુરતમા શીતલતા જ સ્રવી રહી હતી. તે વીર પુરૂષ અત્યંત અનુરાગપૂર્વક એ તરૂણને પોતાના વક્ષ: સ્થલ સાથે ચાંપીને આનન્દપુલકિત મુખથી કહેવા લાગ્યો કે:—

"અમારી આશાઓના એક રશ્મિ, હવે અલ્પ સમયમાંજ આપ શ્રીમાનને રણભૂમિમાં ઉપસ્થિત થવામાટે બોલાવવાનો મહાવીર શૂરપાળજી વિચાર કરી રહ્યા છે. આપની પ્રકૃતિ કાંઇક અસ્વસ્થ હોવાથી અત્યારે ધૈર્ય ધરો અને આ આશ્રમમાંજ આ વીર કુમારિકાના આનંદદાયક સમાગમમાં થોડાક દિવસ વીતાડી નાખો."

"પરંતુ હવે આ સ્થાનમાં દીર્ઘ સમય મારાથી નહિ વીતાડી શકાય એ વાર્તાને તમો પણ લક્ષમાં રાખી લેજો અને મહાવીર શૂરપાળજીને પણ જણાવી દેજો." તે તેજસ્વી યુવકે ગંભીર સ્વરથી કહ્યું.

"જેવી આજ્ઞા." તે તરૂણને આ પ્રમાણે ઉત્તર આપીને તે વીર પુરૂષે વનવાસી વાનપ્રસ્થ પાસેથી પ્રયાણની આજ્ઞા માગતાં પૂછ્યું કે: "ત્યારે ગુરૂવર્ય, મને હવે જવાની આજ્ઞા છે."

"પરમાત્મા તમારો વિજય કરો અને અષ્ટદિક્પાલો નિરંતર તમો દેશભક્તોની રક્ષા કરતા રહો!" વનવાસી વૃદ્ધ મહાત્માએ આજ્ઞાસૂચક આશીર્વાદ આપ્યો.

"પરમાત્મા આપ સર્વનો રક્ષક થાઓ!" તે વીર પુરૂષે પણ પ્રત્યાશીર્વાદ આપ્યો.

પદ્માવતીએ તે વીર પુરૂષને આશીર્વાદ આપવામાટે પોતાની દૃષ્ટિને ઉન્નત કરી, પરંતુ એટલી વારમાં તે વીર પુરૂષ ત્યાંથી પ્રયાણ કરી ગયેલો હોવાથી તેના જોવામાં ન આવ્યો અને તેની પોતાની દૃષ્ટિ પ્રમાણેજ તે તરૂણ તથા તે વૃદ્ધ તાપસની સજલ દૃષ્ટિઓ પણ તે વીર પુરૂષને શોધવાનો પ્રયત્ન કરતી તેના જોવામાં આવી. વૃદ્ધ તાપસ તે તરૂણને અંતર્ગૃહમાં પહોંચાડીને ત્યાં પાછો આવ્યો એટલે પદ્માવતીએ તેને પૂછ્યું કે:—

"ધર્મપિતા, જેમના હસ્તથી મારો ઉદ્ધાર થયેલો છે તે અત્યારે પ્રયાણ કરી ગયેલા એ વીર પુરૂષનું નામ શું છે? કારણ કે, એમનું નામ આપના જાણવામાં તો હોવુંજ જોઇએ."

"ગઈ કાલે મધ્યાહ્નસમયે એ વીર પુરુષના સમાગમનો મને પ્રથમ લાભ મળ્યો હતો." તે વૃદ્ધ તાપસ ગંભીર મુખમંડળથી કહેવા લાગ્યો: "હું ગઈ કાલે મધ્યાહ્નસમયે મારા નિત્યકર્મમાં નિમગ્ન હતો તે વેળાયે અચાનક આ મારા આશ્રમના દ્વારમાં કોલાહલનો આરંભ થતાં હું બહાર નીકળી આવ્યો અને ત્યાં આ અસ્વસ્થ તરુણ સહિત એ વીર પુરુષ ઊભેલો મારા જોવામાં આવ્યો. મને જોતાંજ એ અસ્વસ્થ તરુણને આશ્રયઆપવાની એક અતિથિ તરીકેના અધિકારની મારી પાસેથી તેણે યાચના કરી. એ વીર નરની સાથે બીજા પણ પચાસેક મનુષ્યો હતા, પરંતુ મને તેમનો લેશમાત્ર પણ સમાગમ ન થયો. મેં એ ઉભય વીરોનું પ્રેમપૂર્વક સ્વાગત કર્યું અને એ ઉભય વીરો પ્રતિ સ્વાભાવિકજ મારું મન આકર્ષાવા લાગ્યું. મેં મારા મનને મુક્ત કરીને મારો સમસ્ત વૃત્તાંત તેમને કહી સંભળાવ્યો અને એ વીર પુરુષે પણ આ પ્રદેશમાં તેમના થયેલા આગમનનું કારણ કોઈ પણ પ્રકારના કપટ વિના મને જણાવી દીધું. સ્વરાજ્ય સ્થાપવાની અભિલાષા તથા યુદ્ધની તૈયારી આદિ શુભ વાર્તાઓ પણ એણે મને શુદ્ધ હૃદયથી જણાવી; પરંતુ અંત પર્યન્ત માત્ર પોતાના નામનો પ્રકાશ ન થવા દીધો. એ પુરુષના મુખથી જે વૃત્તાંત મારા સાંભળવામાં આવ્યો છે તેથી એટલું અનુમાન તો નિર્વિવાદ કરી શકાય છે કે સૌરાષ્ટ્રના સર્વોત્કૃષ્ટ સત્તાધીશ મકરધ્વજવંશીય મહારાણા, જીર્ણદુર્ગના રાજ્યકર્તા, કચ્છના ભૂપાલ તથા એવા જ કેટલાક અન્ય રાજાઓને મળીને શૂરપાળજી તથા અણહિલ્લજીએ સૈન્યની ઉત્તમ સહાયતા મેળવી લીધી છે; કેટલાક રાજાઓએ તેમની સહાયતામાટે પોતાનાં સૈન્યોને મોકલી આપ્યાં છે; કેટલાક રાજાઓ પોતાના સૈન્યને મોકલવામાટે તૈયાર કરી રહ્યા છે અને કેટલાક રાજાઓ સૈન્યને મોકલવાનાં અભિવચનો આપવા છતાં સ્વસ્થ થઇને બેસી રહ્યા છે એમ એ વીર પુરુષના કથનથી મારા જાણવામાં આવ્યું છે. મહાવીર શૂરપાળજીનો સર્વથી પ્રથમ ગુજરાતના દક્ષિણ વિભાગમાં યુદ્ધના અગ્નિને પ્રજળાવવાનો નિશ્ચય થયેલો છે; કારણ કે, ગુજરાતનો લાટ દેશની સીમા સાથે મળતો દક્ષિણ વિભાગ વૃક્ષના સ્થાણુરૂપ હોવાથી સ્થાણુપર કુઠારનો આઘાત કરવામાં આવે એટલે પછી જેવી રીતે શાખાઓના વિસ્તારને છિન્નવિચ્છિન્ન કરવાની આવશ્યકતા રહેતી જ નથી, તે શાખાઓ પોતાની મેળે જ સ્થાણુ સાથે ધરાશાયિની થઈ જાય છે. તેવી જ રીતે ગુજરાતનો દક્ષિણ વિભાગ યુદ્ધમાં અવતીર્ણ થયો એટલે પછી ગુજરાતના ઉત્તર વિભાગનો યુદ્ધમાં અવતીર્ણ થયા વિના છૂટકો જ નથી. ગુજરાતના દક્ષિણ સીમાપ્રાંતમાં કોઈ એક યોગ્ય સ્થળને નિયત કરીને ત્યાં ગુજરાતની રાષ્ટ્રીય ધ્વજાને ફરકાવવાનો મહાવીર શૂરપાળનો નિશ્ચય થયેલો છે. હું ધારું છું કે ગુજરાતના દ્વારમાં હવે સ્વતંત્રતાનાં તોરણો સત્વરજ બંધાઈ જશે."

"ઈશ્વર કરે અને તેમનું આ કાર્ય યશસ્વિ થાય!" પદ્માવતીએ ભદ્ર ભાવના દર્શાવી.

"તેમનું કાર્ય યશસ્વિ થવું જ જોઇએ; કારણ કે, જે વીર પુરુષે તારો શત્રુઓના હસ્તમાંથી ઉદ્ધાર કર્યો છે અને જે વીર પુરુષ અત્યારે જ આપણી

પાસેથી પ્રયાણુ કરી ગયો છે, તેના મુખમંડળમાં વ્યાપેલી રાજતેજની દિવ્યચ્છટાને જોઇને મારો એવો દઢ નિશ્ચય થઈ ગયો છે કે એ પુરુષના મસ્તકને તથા હસ્તને પરમાત્માએ રાજમુકુટ તથા રાજદંડને ધારણુ કરવામાટે જ નિર્માણુ કરેલાં છે અને એની દિવ્ય પ્રભા એને છત્રચામરધારી મહારાજાધિરાજ તરીકે ઓળખાવી રહી છે. રાજકિરીટ, રાજદંડ, છત્ર તથા ચામર આદિ રાજચિહ્નોને ધારવાનો જાણે એને જન્મજાત અધિકાર હોય એવો જ મને વારંવાર ભાસ થતો હોવાથી જે સેનામાં એ વીર પુરુષની વિદ્યમાનતા હશે તે સેનાનો વિજય અવશ્યંભાવી છે.'' વૃદ્ધ તાપસે ભવિષ્યવાણી કરી;

''એ જન્મજાત અધિકાર યુવરાજ વનરાજ વિના અન્ય કોઈ પણુ પુરુષનો ન હોવાથી એ વીર પુરુષ વનરાજ પોતે જ હતા એમ કહેવાનો તો આપનો આશય નથી?'' પદ્માવતીએ કિંચિદ્ લજ્જાદર્શક ભાવથી જિજ્ઞાસા દર્શાવી.

''એ વીર પુરુષ યુવરાજ વનરાજ પોતે જ હતો એમ જો કે નિશ્ચયપૂર્વક મારાથી કહી શકાય તેમ નથી; તથાપિ તેના મુખમંડળ તેમ જ તેના પ્રત્યેક અવયવમાં એક પ્રકારનું અલૌકિક તથા દિવ્ય રાજતેજ વિલસી રહ્યું હતું એટલી વાર્તા તો સર્વથા નિર્વિવાદ છે. તેના અપ્રતિમ શૌર્ય, ગુજરાતના કલ્યાણુમાટે ખિન્ન થતા તેના વિશુદ્ધ આત્મા તથા તેની આજ્ઞાદર્શિની હોવા સાથે સ્નેહાર્દ્ર વાણી આદિના સાક્ષાત્કારથી એ વીર પુરુષ અવશ્ય રાજવંશી જ હોવો જોઇએ એવો મારો દઢ નિશ્ચય થઈ ગયો છે અને મારી માન્યતા અનુસાર તારો પણુ એ જ નિશ્ચય થયેલો હોવો જોઇએ; કારણુ કે, રાજબીજ વિના આ સર્વ રાજલક્ષણો અન્ય કોઈ સામાન્ય મનુષ્યમાં દૃષ્ટિગોચર થાય એ સર્વથા અસંભવનીય છે.'' વનવાસી વૃદ્ધે તે વીર પુરુષ વનરાજ હોવાની વિશેષ સંભવનીયતાનો સાક્ષાત્કાર કરાવ્યો.

''પરંતુ યુવરાજ વનરાજની અવસ્થા અત્યારે બહુ બહુ તો સત્તર કે અઢાર વર્ષની હશે અને આ વીરપુરુષની અવસ્થા તો બાવીસથી ચોવીસ વર્ષ જેટલી અટકળી શકાય છે તેનું કેમ?'' પદ્માવતીએ એક યોગ્ય શંકા દર્શાવી.

''વત્સે, આ સંસારની નાનાવિધ ચિન્તાઓ મનુષ્યના શરીરમાં કેટલીક વાર બહુ જ સત્વર વૃદ્ધત્વનો આવિર્ભાવ કરી દે છે એ નિયમનો જો વિચાર કરવામાં આવે તો, યુવરાજ વનરાજના શિરપર જન્મતાં જ સર્વ ચિન્તાઓનો ભાર આવી પડેલો હોવાથી અને તેમનું અત્યારસુધીનું જીવન અરણ્યવાસ, શરત્કાલની શીતલતા, નિદાઘકાલિક ઉષ્મા, વર્ષાકાલિક જલવૃષ્ટિ તથા ભ્રમણુજન્ય કષ્ટોના ભોગ અને અક્ષય ભયમાં જ વીતેલું હોવાથી જો તેમનું અઢાર વર્ષનું વય ચોવીસ વર્ષનું દેખાવા લાગ્યું હોય, તો એમાં વિશેષ આશ્ચર્ય જેવું કાંઈ પણુ નથી.'' વૃદ્ધ તાપસે બુદ્ધિવાદથી પદ્માવતીની શંકાના નિરસનનો પ્રયત્ન કર્યો.

''ગુરુવર્ય, આપનું કથન સર્વથા બુદ્ધિગમ્ય તથા યથાર્થ છે. પરમાત્મા એમના જીવનની નિરંતર રક્ષા કરતો રહે અને એમના વરદ હસ્તથી ગુજરાત માતાની પરતંત્રતાના બંધો તૂટી જાય એ જ મારી પરમાત્માનાં શ્રીચરણોમાં

અનન્ય અભ્યર્થના છે." પદ્માવતીએ તે વીર પુરુષના કલ્યાણની કામના દર્શાવતાં સહૃદ્ભાવથી આ ઉદ્ગારો કાઢ્યા.

"વત્સે, મને અદ્યાપિ એક વાર પણ યુવરાજ વનરાજના મુખદર્શનનો શુભતમ યોગ પ્રાપ્ત થયેલો ન હોવાથી આ સર્વ મારા તર્ક અથવા મારી કલ્પનાના જ ખેલો છે, અને એથી એ વીરપુરુષને વનરાજ તરીકે સ્વીકારી લેવાની ધૃષ્ટતા તારે નથી જ કરવાની. એ યુવરાજ વનરાજ હોય કિંવા ન હોય, તો પણ એટલી વાર્તા તો નિર્વિવાદ છે કે યુવરાજ વનરાજ તથા એ વીર પુરુષનાં પૂજ્ય દૈવતો કિંવા ધ્યેયો એક જ છે અને એક જ મહાસાગરમાં જઈ મળનારા એ બે રણનદો છે. છતાં આપણે એમ માની લઇએ કે આપણે યુવરાજ વનરાજને આજે ઓળખી લીધા છે, તો પણ એ રહસ્યનો અત્યારે જ આપણે પ્રકાશ કરવાનો નથી; કારણ કે, તેમની ઇચ્છા વિરુદ્ધ તેમની અનુપસ્થિતિમાં આપણે તેમના નામને સર્વત્ર પ્રકાશિત કરી દઇએ, તો એ આપણે તેમનો વિશ્વાસઘાત કરેલો જ કહી શકાય." વૃદ્ધ વનવાસીએ પદ્માવતીને રાજનૈતિક ઉપદેશ આપ્યો.

"મારા મુખથી આ રહસ્યનો આપની અનુમતિ વિના કદાપિ પ્રકાશ નહિ જ થાય." પદ્માવતીએ રહસ્યને પ્રકાશિત ન કરવાનું વચન આપ્યું.

"વત્સે, તારું કલ્યાણ થાઓ !" તે વૃદ્ધ તાપસ પદ્માવતીને આ આશીર્વાદ આપીને કંદમૂલ તથા ફળ આદિ લાવવામાટે આશ્રમમાંથી પ્રયાણ કરી ગયો.

પદ્માવતી એકાકિની થતાં આશ્રમના જે એકાંતિક ખંડમાં અસ્વસ્થ યુવકને રાખવામાં આવ્યો હતો તે ખંડમાં જો આવશ્યક્તા હોય તો તેની શુશ્રૂષા કરવામાટે અને નહિ તો વાર્તાલાપથી તેનું મનોરંજન કરવામાટે પ્રયાણ કરી ગઈ.

તો શું તે વીર પુરુષ વસ્તુતઃ યુવરાજ વનરાજ પોતે જ હતો?

## પ્રકરણ ૧૩ મું
## સ્વદેશવત્સલા શ્રીદેવી

ગત પ્રકરણમાં વર્ણવાયલી ઘટના બે માસ જેટલી ભૂતકાલિક થઈ ગઈ હતી. માઘ માસની અમાવાસ્યાના શૂચિભેદ્ય, નિબિડ તથા ભીષણ અંધકાર તેમ જ અસહ્ય શીતલતાએ પરસ્પર સહકાર કરીને વિશ્વમાં પોતાના અખંડ તથા પ્રચંડ અધિકારને સ્થાપી દીધેલો હોવાથી અને અત્યારે મધ્યરાત્રિનો સમય વર્તમાન હોવાથી કાકર ગ્રામનાં સર્વ સાધનસંપન્ન, સામાન્ય તથા દીન જનો પોતપોતાનાં આગારો, ગૃહો તથા કુટીરો આદિમાં પોતપોતાની શય્યાઓના આશ્રયને સ્વીકારીને નિદ્રાધીન થઈ ગયાં હતાં. અત્યંત શૈત્યના કારણથી શ્વાનોનો ધ્વનિ પણ જ્યાં શ્રવણગોચર ન હોતો થતો ત્યાં માનવધ્વનિને સાંભળવાની આશા તો ક્યાંથી જ રાખી શકાય? આજની રાત્રિમાં કાકર ગ્રામમાંથી ત્રણ વસ્તુઓનો સર્વથા લોપ થઈ ગયેલો દેખાતો હતો, અને તે ત્રણ વસ્તુઓ તે પ્રકાશ, કોઈ પણ પ્રાણીનો ધ્વનિ તથા ક્રિયાશીલતા હતી. આવી

પરિસ્થિતિના દર્શનથી જાણે નિશાદેવીએ આજે અંધકારરૂપ કૃષ્ણવસ્ત્ર પરિધાન કરીને પોતાના પ્રાણેશ ચંદ્રરાજના અદર્શનથી પોતાના હૃદયમાં વ્યાપેલી વ્યાકુલતાને દર્શાવવામાટે ભયંકર મૌન તથા નિષ્ક્રિયતાને ધારણ કરી લીધાં ન હોય એવો જ ભાસ થયા કરતો હતો. આજની રાત્રિની તમોવ્યાપ્તિ, જન શૂન્યતા તથા નીરવતાને જો આપણે આજની રાત્રિના નિયમ તરીકે સ્વીકારી લઇએ, તો જેવી રીતે પ્રત્યેક નિયમનો કોઈ પણ એક અપવાદ અસ્તિત્વ ધરાવતો હોય છે તેવી જ રીતે આ નિયમનો પણ એક અપવાદ અત્યારે ત્યાં અચાનક જોવામાં આવ્યો અને તે એ કે આવા શૂચિભેદ્ય અંધકારને ભેદતા અને શૈત્યથી લેશમાત્ર પણ કંપાયમાન ન થતા દશ કિંવા બાર કૃષ્ણ વસ્ત્રધારી મનુષ્યો કાકર ગ્રામના પશ્ચિમસીમાવર્તી ભૂભાગમાં વિસ્તરેલા એક ઉત્તમ આગારના પશ્ચાદ્‌ભાગમાં આવી લાગ્યા અને ત્યાં ઊભા રહીને તેઓ અત્યંત મન્દ સ્વરથી પરસ્પર નીચે પ્રમાણે વાર્તાલાપ કરવા લાગ્યા:–

"ખાતર પાડવામાટે આ સ્થાન સર્વોત્કૃષ્ટ છે; કારણ કે, આ દીવાલ રસોડાની હોવાથી અને રસોડામાં અત્યારે અડધી રાતે કોઈ પણ મનુષ્ય હોય એવો સંભવ ન હોવાથી દીવાલને તોડતાં જે સાધારણ ધ્વનિ થવાનો સંભવ છે તે ધ્વનિ અંદર કોઇના પણ સાંભળવામાં આવી શકશે નહિ અને આપણે થોડી વારમાંજ આગારમાં પ્રવેશ કરી શકીશું." તે મનુષ્યોમાંના એક મનુષ્યે પોતાના અન્ય સંગીઓને સંબોધીને કહ્યું.

"આ આગારમાં અત્યારે કેટલાંક મનુષ્યો હશે, એ તમો જાણો છો ખરા કે? આ હવેલીવાળા શાહૂકારે પોતાની હવેલીના અને પોતાની સંપત્તિના રક્ષણમાટે શસ્ત્રધારી રક્ષકોને રાખ્યા છે કે કેમ? કારણ કે, આગારમાં પ્રવેશ કર્યા પછી ઘેરાઈ જવાનો તથા ઝપાઝપી થવાનો સંભવ હોય, તો પ્રથમ આપણે આત્મરક્ષાની તેમજ અહીંથી નિર્વિઘ્ન છટકી જવાની તૈયારી કરી રાખવી જોઇએ. આપણા પોતાના પ્રાણો કરતાં આપણા અન્નદાતાના પ્રાણની રક્ષા અધિક આવશ્યકીય છે એ આપણે ભૂલી જવાનું નથી." દ્વિતીય મનુષ્યે ગંભારતાથી જિજ્ઞાસા દર્શાવી.

"લોભિષ્ટ વૈશ્ય વ્યાપારીઓ તે વળી શસ્ત્રધારી રક્ષકોને પોતાના આગારમાં રાખતા હશે? આ સ્થાનમાં ઘેરાઈ જવાનો અથવા તો ઝપાઝપી થવાનો લેશમાત્ર પણ સંભવ નથી અને માલ પણ સારી રીતે હાથમાં આવવાનો સંભવ છે એનો સંપૂર્ણ નિશ્ચય કરી લીધા પછીજ હું આપણા અન્નદાતાને તેમજ તમો બંધુઓને અત્યારે અહીં લઈ આવ્યો છું. આજે આપણા સદ્‌ભાગ્યના યોગે આ હવેલીનો માલિક પણ કોઈ અગત્યના કામમાટે બીજે ગામ ગયેલો હોવાથી હવેલીમાં હાજર નથી અને તે હજી તો પરમ દિવસે પાછો આવવાનો છે એટલે અત્યારે આ આગારમાં તેની પત્ની શ્રીદેવી, ત્રણ ચાર પરિચારિકાઓ તથા ચાર કે પાંચ અનુચરો જ વિદ્યમાન છે અને તેમનાથી આપણો લેશમાત્ર પણ પ્રતિકાર કરી શકાય તેમ ન હોવાથી આજનો આપણો પરિશ્રમ નિષ્ફળ થાય તેમ છેજ નહિ." પ્રથમ મનુષ્યે આ સમાધાનકારક ઉત્તરથી દ્વિતીય મનુષ્યની શંકાનું નિવારણ કરી નાખ્યું.

"અત્યારે આપણને ધનની અત્યંત આવશ્યક્તા હોવાથી નિરૂપાયવશાત્ આ ચૌરકર્મ કરવું પડે છે અને કેટલીક વાર આત્મરક્ષામાટે અન્ય મનુષ્યોની હત્યાઓ પણ કરી નાખવી પડે છે એથી મારું હૃદય વિદીર્ણ થઈ જાય છે. પરમાત્મા આપણી જન્મભૂમિનો હવે સત્વર ઉદ્ધાર કરે અને આપણા દસ્યુકર્મના ત્યાગનો શુભતમ અવસર આપણને શીઘ્રતર પ્રાપ્ત થાય એ જ પરમાત્માનાં શ્રીચરણોમાં મારી અષ્ટૌપ્રહર અખંડ અભ્યર્થના છે." એક વિશિષ્ટ વ્યક્તિએ એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને આ ઉદ્‌ગારો કાઢ્યા અને ત્યાર પછી પ્રથમ વ્યક્તિને સંબોધીને કહ્યું કે: "અસ્તુ: ત્યારે બંધુ જગત્સિંહજી, હવે સમયને અકારણ નષ્ટ ન કરતાં આપણા કાર્યને શીઘ્ર આરંભી દ્યો."

"જેવી અન્નદાતાની આજ્ઞા." આ શબ્દોના ઉચ્ચારથી તે વિશિષ્ટ વ્યક્તિની આજ્ઞાને શિરસાવંદ્ય કરીને તે પ્રથમ મનુષ્યે પોતાના હાથમાંના એક લાંબા ખાતરિયાવડે તે હવેલીની દીવાલને તોડીને તેમાં બે મનુષ્યો સાથે જ પ્રવેશ કરી શકે તેટલા માપનું બાકોરું પાડવાના કાર્યનો તત્કાળ આરંભ કરી દીધો અને તેના ત્રણ ચાર સાથીઓ પણ તેને તેના એ કાર્યમાં સહાયતા આપવા લાગ્યા. અર્ધ ઘટિકા જેટલા સ્વલ્પ સમયમાં જ તેમણે એ કાર્યમાટે રાતદિવસ ટેવાઈ ગયેલા પોતાના હાથોવડે અંધકારમાં જ દીવાલમાં જેટલું જોઇતું હતું તેટલું બાકોરું પાડી દીધું. બાકોરું પડી જતાં પ્રથમ મનુષ્ય બાકોરાના માર્ગથી આગારના આભ્યંતર ભાગમાં ચાલ્યો ગયો; ત્યાં તેણે દીપકને પ્રકટાવ્યો અને આગારમાં સર્વત્ર શાંતિ તથા નિસ્તબ્ધતાનો નિશ્ચય કરી લીધા પછી બાકોરા પાસે આવીને પોતાના નાયક તથા ત્રણ સાથીઓને અંદર આવવાનો સંકેત કરી દીધો. તેઓ અંદર ગયા એટલે બાહ્યભાગમાં રહેલા આઠ દસ્યુઓ બાકોરા પાસે સાવધાન થઇને ઊભા રહ્યા.

આગારના આભ્યંતર ભાગમાં આવેલા ત્રણ દસ્યુઓ તથા તેમનો નાયક રસોડામાં થઇને આગારના નિમ્નતલસ્થ મધ્યખંડમાં આવી લાગ્યા અને ત્યાં એક ખૂણામાં પડેલા એક જૂના પટારાના તાળાને તોડીને તેમાંથી સુવર્ણમુદ્રાની ચાર થેલીઓ, ઘરેણાંથી ભરેલી એક નાની પેટી તથા કેટલાંક બહુમૂલ્ય વસ્ત્રો કાઢીને તે સર્વ વસ્તુઓની એક ગાંસડી બાંધી લીધી. પટારાના તળિયામાં તપાસ કરતાં સાચા મોતીઓની એક પોટલી મળી આવી તેને તે દસ્યુઓના નાયકે પોતાના કટિબંધમાં રાખી લીધી. એ ખંડમાંની ચોરવા જેવી વસ્તુઓને ચોરી લીધા પછી નાયકે પૂછ્યું કે:—

"હજી કયાંય વધારે માલ હાથ લાગવાનો સંભવ છે ખરો કે?"

"શ્રીદેવી પોતે જે અલંકારોને નિત્ય પોતાના શરીરપર ધારણ કરી રાખે છે તે અલંકારોનું મૂલ્ય પાંચથી સાત હજાર સુવર્ણમુદ્રા જેટલું ઉપજવાનો સંભવ હોવાથી જો તે અલંકારો આપણા હાથમાં આવી જાય, તો બેચાર મહિના સુધી તો લૂટ કે ચોરી કરવાનો પરિશ્રમ આપણને વેઠવો જ ન પડે." પ્રથમ દસ્યુએ કહ્યું.

"શ્રીદેવીનું શયનમંદિર કયાં છે?" નાયકે પૂછ્યું.

"ઉપરિતલના અગ્રભાગમાં." પ્રથમ દસ્યુએ ઉત્તર આપ્યું.

"ચાલો ત્યારે આપણે બે જણ ઉપર જઇએ અને તેના અલંકારો ઊતરાવી લઇએ. આ બે જણ આ વસ્તુઓને સંભાળતાં અહીં જ ઊભા રહેશે." નાયકે ઉપરિતલમાં જવાની ઇચ્છા દર્શાવી.

"આ દાસ આપ શ્રીમાન્‌ની આજ્ઞાને આધીન છે." આમ કહીને તે પ્રથમ દસ્યુ અગ્રભાગમાં ચાલીને નિઃસરણીપર ચઢવા લાગ્યો અને નાયક તેની પાછળ નિઃસરણીપર ચઢવા લાગ્યો.

તેઓ ઉપર આવીને શ્રીદેવીના શયનમંદિરના દ્વાર પાસે ઊભા રહ્યા; કારણ કે, ત્યાં દ્વારના બાહ્ય ભાગમાં બે પરિચારિકાઓ સૂતેલી હોવાથી તેઓ જાગીને કોલાહલ ન કરે એટલામાટે તેમનાં મુખોને બંધ રાખવાની વ્યવસ્થાની આવશ્યક્તા અનિવાર્ય હતી. પરંતુ તે પરિચારિકાઓ મૃત્યુતુલ્ય ગાઢ નિદ્રાને આધીન થયેલી હોવાથી અને કેટલીક નિદ્રાધીન સ્ત્રીઓ તેમનાં શ્રવણો સમક્ષ નગારાં વગાડવા છતાં પણ નથી જાગતી એનો તેમને અનુભવ હોવાથી તેઓ આ ચિન્તાને ત્યાગીને શયનમંદિરના અટકાવી રાખેલા દ્વારને ઊઘાડીને શયનમંદિરમાં આવ્યા. શયનમંદિરમાં એક પ્રજ્વલિત દીપકનો પ્રકાશ વિસ્તરેલો હોવાથી વાતાયન પાસેની પર્યંકશય્યામાં પોઢેલી ગૃહસ્વામિની શ્રીદેવી તેમના જોવામાં આવી. વૈશ્યા શ્રીદેવી નવયૌવના તથા રૂપસુન્દરી રમણી હોવાથી અને તેના કંઠ, તેની ભુજાઓ, તેની નાસિકા તથા તેનાં કર્ણો આદિમાં રત્નાલંકારોની આભા વિસ્તરેલી હોવાથી તેના દર્શનથી જાણે કોઈ એક મહારાણી જ પોતાની પર્યંકશય્યામાં નિદ્રાજન્ય શાંતિનો શાંત ચિત્તથી ઉપભોગ કરી રહી હોયની એવો જ તે દસ્યુ તથા તેના તરુણ નાયકને ભાસ થવા લાગ્યો. પર્યંકશય્યાની પાસે એક ઉંચા બાજઠપર પહોળા મોઢાવાળો એક મોટો સુવર્ણકલશ પડેલો હતો અને તેની ઉપર ઢાંકણું પણ સુવર્ણનું જ જડેલું હતું. એ સુવર્ણકલશને જોઇને તરુણ નાયકે કહ્યું કેઃ—

"આ સુવર્ણકલશ પણ મૂલ્યવાન્‌ છે."

"આ સુવર્ણકલશ પણ મૂલ્યવાન્‌ છે, એટલું જ નહિ, પણ એમાંથી બીજા પણ મૂલ્યવાન્‌ પદાર્થો મળી આવવાનો સંભવ છે; કારણ કે, મારા સાંભળવા પ્રમાણે ધનાઢ્ય ગૃહસ્થોના ગૃહની કેટલીક સ્ત્રીઓ સૂતી વખતે આવા સુવર્ણકલશો તથા રજતકલશોમાં પોતાના વધારે પડતા અલંકારોને ઊતારીને રાખી દે છે અને પ્રભાતમાં તેમને પાછાં પોતાના શરીરપર ધારણ કરી લે છે. આ કલશનો શ્રીદેવી એવો જ ઉપયોગ કરતી હોવી જોઇએ એમ સ્પષ્ટ જણાઈ આવે છે; કારણ કે, પાણીનો લોટો તથા પ્યાલો તો આ પડ્યા પર્યંકની નીચે; એટલે આ કલશમાં પાણી હોય એવી મારી માન્યતા નથી." તે દસ્યુએ પોતાના નાયક સમક્ષ એક નવીન રહસ્યનો પ્રકાશ કર્યો.

"જે હશે તે હમણાં જ જણાઈ આવશે." આ શબ્દોને ઉચ્ચારતાંની સાથે જ તરુણ નાયકે અગ્રગામી થઇને સુવર્ણકલશપરના ઢાંકણાને ઊઘાડીને પોતાના હસ્તનો તે કલશમાં પ્રવેશ કરાવ્યો; પરંતુ તેનો હસ્ત અલંકારોને

લઇને તેમાંથી બહાર નીકળવાને બદલે દધિથી ખરડાયલો જ બહાર નીકળ્યો; કારણ કે, તે સુવર્ણકલશમાં દધિ જમાવીને રાખવામાં આવ્યું હતું. પોતાના હસ્તને દધિવડે ખરડાયલો જોઇને તે તરુણ દસ્યુનાયકના મુખમંડળમાં અચાનક ગંભીરતાની છટા વ્યાપી ગઈ અને એક અથવા બે ક્ષણ પર્યન્ત મૌનનું અવલંબન કર્યા પછી તે પોતાના અનુયાયીને સંબોધીને કહેવા લાગ્યો કે:–

"બંધુ જગત્સિંહજી, હવે અલંકારોની પ્રાપ્તિમાટે અકારણ આ નિદ્રાધીન રમણીની શાંત નિદ્રાનો ભંગ કરવાની કશી પણ આવશ્યક્તા નથી; કારણ કે, આ ગૃહના દધિપાત્રમાં મારો હસ્ત પડેલો હોવાથી હું આ ગૃહના દુગ્ધ તથા દધિનો ભોક્તા થઈ ચૂક્યો છું એટલે હવે મારાથી આ ગૃહની એક પણ વસ્તુને ચોરી જવાના ઉદ્દેશથી હસ્તસ્પર્શ કરી શકાય તેમ છે જ નહિ; અને જ્યારે આ ગૃહની વસ્તુઓ આપણા માટે અગ્રાહ્ય થઇ પડી છે, તો પછી આપણે આ સ્થાનમાં વધારે વાર શામાટે રોકાઈ રહેવું? મને તો એમ જ લાગે છે કે લક્ષ્મી આપણી સામાન્ય માન્યતા અનુસાર સ્ત્રીના ભાગ્યની હોવાથી અને આ સાધ્વી સ્ત્રીના ભાગ્યમાં આ ગૃહની લક્ષ્મીનો સંપૂર્ણ ઉપભોગ લખાયલો હોવાથી પરમાત્માએ પોતે જ મારા હસ્તને દધિપાત્રમાં નાખીને આ ગૃહની લક્ષ્મીની આજે ચમત્કૃતિપૂર્ણ રક્ષા કરી બતાવી છે. ચાલો આપણે આપણા બાહુના બળથી આવતી કાલે કોઈ અન્ય સ્થાનમાં આપણા ભાગ્યની પરીક્ષા કરીશું."

"મેં આ દધિકલશને અલંકારનો કલશ ધારી લીધો એ મારો જ પ્રમાદ થયો અને મારા પ્રમાદના પરિણામે આ મુખમાં આવેલો ગ્રાસ અચાનક ભૂમિપર પડી ગયો." તે દસ્યુએ પોતાના પ્રમાદનો પશ્ચાત્તાપ કરવા માંડ્યો.

"એ પરમાત્માની ઇચ્છા હોવાથી એને પોતાનો પ્રમાદ માનીને પશ્ચાત્તાપ કરવાનું કાંઈ પણ કારણ નથી. જેને રામ રાખે તેને કોણ ચાખે?" તરુણ નાયકે વૃદ્ધ સમાન વિચારો દર્શાવ્યા.

"અસ્તુ: ત્યારે ચાલો." તે દસ્યુ નિરાશાદર્શક ભાવથી બોલ્યો.

તે તરુણ નાયક જેવો ત્યાંથી ચાલવા લાગ્યો તેવી જ શ્રીદેવી પોતાની શય્યામાં ઉઠીને બેઠી થઈ ગઈ અને તત્કાળ તે દસ્યુનાયકને સંબોધીને પોતાના મંજુલ સ્વરથી કહેવા લાગી કે: "ધર્માત્મા દસ્યુરાજ, જરા થોભી જાઓ, તમો ધર્માત્મા હોવાથી તમારી સાથે મને બે વાતો કરી લેવા દ્યો અને મારા આતિથ્યને સ્વીકારીને પછી જ અહીંથી વિદાય થાઓ. હું કોલાહલ કરીને તમોને પકડાવીશ અથવા તમારો વિશ્વાસઘાત કરીશ એવા સંશયને હૃદયમાં કદાપિ આવવા ન દેશો. હું મારા સૌભાગ્યના શપથ ખાઇને કહું છું કે તમારો વિશ્વાસઘાત કદાપિ નથી જ કરવાની; માત્ર એટલું જ નહિ, પણ મારો તો તમારી આશાને પૂર્ણ કરવાનો અને તમારા આજના પરિશ્રમને સફળ કરવાનો જ મનોભાવ છે."

"એટલે?" તરુણ દસ્યુએ સાશંક મુદ્રાથી પૂછ્યું.

"એટલે એ જ કે તમોએ મારા શયનમંદિરમાં પ્રવેશ કર્યો ત્યારથી જ મારી નિદ્રાનો ભંગ થઈ ગયેલો હોવાથી તમારા સર્વ ઉદ્ગારો મારા સાંભ-

ળવામાં આવ્યા છે અને તમારા એ ઉદ્ગારોના શ્રવણથી મારો દૃઢ નિશ્ચય થઈ ગયો છે કે તમો સામાન્ય દસ્યુ નથી, કિન્તુ કોઈ અનિવાર્ય કારણવશાત્ દસ્યુ થયેલા કોઈ કુલીન તથા રાજવંશી પુરુષ છો અને તમારી અલૌકિક મુખકાંતિ તથા તેજસ્વિતા મારા એ નિશ્ચયને ક્ષણે ક્ષણે દૃઢાવતી જાય છે. તત્કાળ મારો આવો નિશ્ચય થઈ જવાનું એક અન્ય કારણ એ પણ છે કે આપણી ગુજરાત મૈયાને પરાધીનતાના બંધનથી મુક્ત કરવામાટે કૈલાસવાસી ગુર્જરેશ્વર જયશિખરીદેવના યુવરાજશ્રી વનરાજદેવે પણ તેમના માતુલ મહાવીર શૂરપાળજી પ્રમાણે જ દસ્યુના વ્યવસાયને સ્વીકારી લીધો છે અને યુવરાજ વનરાજદેવના વય સાથે તમારું વય મળતું આવે છે એટલે તમારામાં મને વનરાજદેવની શંકા થયા કરે છે. કહો, કહો; તમો વનરાજદેવ તો નથી? જો તમો દેવી રૂપસુન્દરીના ચિરંજીવી હો, તો મારામાં વિશ્વાસ રાખીને તમારો ભેદ મને જણાવી દ્યો અને મારી અલ્પસ્વલ્પ સેવાને સ્વીકારી લ્યો. જો તમો વનરાજદેવના અનુયાયી કોઈ અન્ય રાજકુમાર હો, તો વનરાજદેવના દર્શનથી કૃતાર્થ થવાનો યોગ મને પ્રાપ્ત કરાવી આપો.” શ્રીદેવીએ આ ઉદ્ગારોથી તે તરુણ દસ્યુનાયકને પોતાની રાજભક્તિનો સંપૂર્ણ સાક્ષાત્કાર કરાવી દીધો.

શ્રીદેવીએ આ ઉદ્ગારો કાઢીને દીવેટના મોગરાને ખેરવી નાખતાં દીપકનો પ્રકાશ તીવ્ર થઈ ગયો અને દીપકના તીવ્ર પ્રકાશમાં તે તરુણી દસ્યુદલનાયકની મુખમુદ્રા સ્પષ્ટતર દૃષ્ટિગોચર થવાથી શ્રીદેવીની શંકા અનુક્રમે દૃઢતર તથા દૃઢતમ થવા લાગી. શ્રીદેવી તે તરુણ દસ્યુનાયકને સ્થિર દૃષ્ટિથી જોઈ રહી અને તે તરુણ દસ્યુપતિ પણ પંચવિંશવર્ષીયા નવયૌવના વૈશ્યવામાને આશ્ચર્યચકિત દૃષ્ટિથી જોવા લાગ્યો. તે તરુણ દસ્યુનાયક આવી રીતે કેટલાક સમય પર્યન્ત શ્રીદેવીના મુખમંડળનું તીવ્ર અવલોકન કર્યા પછી પોતાના મુખમંડળ તથા કંઠસ્વરમાં અપૂર્વ ગંભીરતાને ધારણ કરીને કહેવા લાગ્યો કેઃ—

“ઉદારહૃદયા તથા દેશભક્તા ભગિની, તમારી શંકા કિંવા માન્યતા સર્વથા સત્ય છે; કારણ કે, ચોરો તથા દસ્યુઓના અપરાધના વિચાર તથા દંડવિધાનમાટે જેનો જન્મ થયેલો હોવા છતાં દુર્ભાગ્યની પ્રબળતા તથા કાળના વિલક્ષણ પ્રભાવના યોગે જેને પોતાને જ ચોર તથા દસ્યુના નીચ વ્યવસાયને દેશના ઉદ્ધાર તથા ઉદરનિર્વાહના કારણથી નિરુપાયવશાત્ સ્વીકારવો પડ્યો છે તે કૈલાસવાસી મહાપ્રતાપી ગુર્જરેશ્વર જયશિખરી દેવ તથા વનવાસિની મહારાજ્ઞી રૂપસુન્દરી દેવીનો એકમાત્ર દુર્ભાગી કુમાર વનરાજ જ આજે તમારા આગારમાં તમારાં નેત્રો સમક્ષ દસ્યુદલનાયકના સ્વરૂપમાં ઊભેલો છે. વનરાજને તમોએ ન જોયો હોય તો અત્યારે નેત્રોની તૃપ્તિ થાય ત્યાં સુધી જોઈ લ્યો, વનરાજની આ અવસ્થાના અવલોકનથી દૈવની વિલક્ષણ ગતિનું અનુમાન કરી લ્યો અને કાળના વિચિત્ર પ્રભાવને અનુભવી લ્યો.”

“અમો ગુજરાતીઓની અનંત આશાઓની સફળતાના એકમાત્ર આધાર અને ગુર્જર રાજસિંહાસનના એકમાત્ર ભાવી શૃંગાર યુવરાજ વનરાજ દેવ, આપ

અત્યારે દેશોદ્ધારના કાર્યની સિદ્ધિમાટે અમારા ગૃહની સંપત્તિને લઈ જવાની આશાથી અમારા ગૃહમાં પધારેલા હોવાથી મારી આપને હવે માત્ર એટલી જ પ્રાર્થના છે કે અત્યારે અમારા ગૃહમાં જેટલી સંપત્તિ વિદ્યમાન છે તેટલી સંપત્તિને કોઈ પણ પ્રકારના સંકોચ વિના આપ લઈ જાઓ અને દેશને પરાધીનતાના બંધનથી મુક્ત કરવાના ઇષ્ટતમ કાર્યમાં અમારી એ સંપત્તિનો આનંદથી વ્યય કરતા રહો. અમારાં એવાં સદ્‌ભાગ્ય ક્યાંથી કે અમારી સંપત્તિનો જનની જન્મભૂમિના દુઃખવિમોચનરૂપ મહત્કાર્યમાં સદુપયોગ થાય અને દેશોદ્ધારજન્ય પુણ્યનો અલ્પસ્વલ્પ અંશ અમોને પણ મળી શકે?'' શ્રીદેવીએ વનરાજને પોતાના ગૃહમાંની સમસ્ત સંપત્તિને લઈ જવાની પ્રેમપૂર્ણ પ્રાર્થના કરી અને એ પ્રાર્થના કરતાં તેનાં નેત્રોમાંથી હર્ષનાં અશ્રુ ટપકવા લાગ્યાં.

''ધર્મભગિની શ્રીદેવી, ગુજરાત માતાની તમારા જેવી માતૃભક્તા તથા દેશવત્સલા દુહિતાઓ જ્યાંસુધી અસ્તિત્વ ધરાવે છે ત્યાંસુધી ગુજરાતમાતાની ભદ્ર આશાઓનો કદાપિ અસ્ત નથી જ થવાનો. તમારી દેશભક્તિ તથા રાજભક્તિમાટે હું તમોને કોટિશઃ ધન્યવાદ આપું છું અને તમારી પ્રાર્થનાનો અનિચ્છાપૂર્વક મારે અસ્વીકાર કરવો પડે છે તેનું કારણ એ છે કે જેઓ તમારા સ્વામી છે તેઓ જ આ ગૃહમાંની સંપત્તિના પણ ઉત્પાદક તથા સ્વામી હોવાથી તેમની અનુમતિ તથા આજ્ઞા વિના તેમની સંપત્તિ આવી રીતે અમોને અથવા અન્ય કોઇને ગમે તેવા શુભ કાર્યમાટે પણ આપી દેવાનો તમારો અધિકાર નથી. અત્યારે હું તમારી સંપત્તિ લઈ જાઉં અને જો તમારા પતિને તમારી આ ઉદારતા ન રુચતાં તેઓ તમારાં વિરોધી થઈ જાય, તો એ દંપતિવિરોધનો ઉત્પાદક હું જ મનાઉં એ સ્પષ્ટ છે અને તમારા દુઃખનું કારણ થવાની મારી ઇચ્છા નથી.'' વનરાજે શ્રીદેવીને ધન્યવાદ આપીને તેની સંપત્તિને ન સ્વીકારવાનું યોગ્ય કારણ દર્શાવ્યું.

''અને આપનો હસ્ત આ દધિપાત્રમાં અચાનક ન પડ્યો હોત, તો આ ગૃહમાંની સંપત્તિને આપ લઈ જાત ખરા કે નહિ?'' શ્રીદેવીએ પૂછ્યું.

''અવશ્ય લઈ જાત.'' વનરાજે ઉત્તર આપ્યું.

''જો આપ અમારી સંપત્તિને ચોરીને અથવા તો લૂટીને લઈ ગયા હોત, તો પણ આ સંપત્તિ જવાની તો હતી જ; માત્ર એટલુંજ નહિ, પણ અમો જાગ્રત થઇને જો કોલાહલ કરત, તો કદાચિત્ આત્મરક્ષામાટે આપને અમારામાંથી કોઇની હત્યા પણ કરી નાખવી પડત એ સર્વથા નિઃસંશય હોવાથી અને જો એવી ઘટના ઘટી હોત, તો એ સર્વ હાનિને મૂક મુખથી સહન કરી લેવામાં જ મારા પતિદેવની સુરક્ષિતતાનો સંભવ હોવાથી તેઓ આપની કાંઈ પણ ક્ષતિ કરી શકે તેવો સંભવ હતો ખરો કે? આના કરતાં હું અમારી સંપત્તિ મારી ઇચ્છાથી જ દેશોદ્ધારના કાર્યમાટે આપના હસ્તમાં સમર્પી દેવાની ઉદારતા દર્શાવીને મારા સ્વામીના નામને ઉજ્જવલ કરું છું એ મારું કૃત્ય આપને પ્રશંસનીય નથી ભાસતું કે શું? વળી મારા સ્વામીને આપ તથા આપના અનુયાયીઓ જેટલા પરિમાણમાં લોભિષ્ઠ ધારતા હશો, તેટલા પરિ-

માણુમાં તેઓ લોભિષ્ટ નથી એ વાર્તા પણ આપને મારે આ પ્રસંગે જણાવવી જ જોઇએ. મારા સ્વર્ગવાસી પૂજ્ય શ્વસુરજીએ આ સર્વ સંપત્તિ કૈલાસવાસી મહારાજાધિરાજ જયશિખરી દેવના શાસનકાળમાં અને ગુજરાત મૈયાની સ્વાધીનતાના સમયમાં જ ઉપાર્જિત કરેલી હોવાથી અને પોતાના એકમાત્ર કુલદીપક મારા પતિદેવને દેશભક્તિ તથા રાજભક્તિનું સંપૂર્ણ શિક્ષણ આપેલું હોવાથી; માત્ર એટલું જ નહિ, પણ મારા પતિદેવને ધનુર્વિદ્યામાં પણ નિષ્ણાત કરેલા હોવાથી મારા પતિદેવના મુખમાંથી તો વારંવાર આપના દર્શનવિષયક ઔત્સુક્યને દર્શાવનારા ઉદ્ગારો જ નીકળ્યા કરે છે અને તેમની ઇચ્છા અદ્યાપિ પૂર્ણ ન થવાથી તેમનું હૃદય ખિન્ન રહ્યા કરે છે. અમારી આટઆટલી સંપત્તિ તો ભિન્ન ભિન્ન પાંચ સ્થાનોમાં વ્હેંચાયલી પડી છે અને મારા પિતાની હું એકમાત્ર પુત્રી હોવાથી મારા પિતાનો એક લક્ષ સુવર્ણમુદ્રાનો જે સ્વતંત્ર વારસો મને મળ્યો છે તે તો જૂદો જ; એટલે આ આગારમાંની સંપત્તિ આપના હસ્તમાં સમર્પી દેવાથી અમો કપર્દિકાહીન અથવા ભિક્ષુક થઈ જવાનાં નથી અને મારા પતિદેવના હૃદયમાં મારી આ ઉદારતાના કારણથી લેશમાત્ર પણ ખેદ થવાનો નથી એ આપે નિશ્ચયપૂર્વક માની લેવાનું છે. મારી આ ઉદારતાની વાર્તા સાંભળીને તેમના આનંદનો અતિરેક થઈ જશે અને તેઓ મને ધન્યવાદોથી જ વધાવી લેશે; માત્ર એટલું જ નહિ, પણ ભવિષ્યમાં પણ આપને અમારાથી આપી શકાશે તે સર્વ સહાયતા અમો આપતાં રહીશું એવું હું આપને અભિવચન આપું છું અને પરમાત્માએ મને માડીજાયો વીર આપવાની ઉદારતા ન દર્શાવેલી હોવાથી મહારાજ્ઞી રૂપસુંદરી દેવીને મારા માતુશ્રી માનીને આપને આજથી હું મારા સહોદર બંધુના પદપર માનપૂર્વક સ્થાપું છું.'' આ પ્રમાણે અત્યંત વિનયપૂર્ણ ઉદ્ગારો કાઢીને શ્રીદેવીએ જેવી રીતે સહોદરા ભગિની પોતાના સહોદર બંધુનાં દુઃખડાં લે છે તેવી રીતે વ્હાલથી વનરાજનાં દુઃખડાં લઇને પોતાના ભગિનીપ્રેમનો પરિચય કરાવી દીધો.

''પૂજ્ય ભગિની, હવે તમારા આ અખંડનીય વાદનો મારાથી લેશમાત્ર પણ પ્રતિવાદ કરી શકાય તેમ ન હોવાથી તમોને મારાં સહોદરા ભગિની તરીકે સ્વીકારીને દેશોદ્ધારના કાર્યમાટે તમારી સંપત્તિને હું ઉછીની રકમ તરીકે અંગીકારી લઉં છું અને તમોને એક વીર પુરુષ તરીકે વચન આપું છું કે જો પરમાત્માની કૃપાથી ગુજરાત માતા અમારા પ્રયત્નોથી સ્વાધીન થશે અને ગુર્જર પ્રજાની અનુમતિથી મારા રાજ્યાભિષેકનો અવસર આવી લાગશે, તો તે અવસરે રાજતિલક હું તમારા વરદ હસ્તથી જ કરાવીશ અને તમારી પાસેથી લીધેલાં નાણાં ચક્રવર્તી વ્યાજ સહિત પાછાં આપી દઇશ. તમો આશીર્વાદ આપો કે મારી આ સર્વ આશાઓ ફળીભૂત થાય અને મારા સહાયકોના તેમ જ મારા પ્રયત્નોથી આપણી જનની જન્મભૂમિ સત્વર સ્વાતંત્ર્યસુખોપભોગના ભાગ્યને પ્રાપ્ત કરી શકે.'' વનરાજે કૃતજ્ઞતાથી ઉભરાઈ જતા અંતઃકરણવડે આ વાક્યો ઉચ્ચાર્યાં અને એ વાક્યોને ઉચ્ચારતાં તેનો કંઠ બાષ્પરુદ્ધ થઈ ગયો.

"મારો આપને અંતઃકરણપૂર્વક આશીર્વાદ છે કે આપના સહાયકોના તથા આપના પ્રયત્નોથી આપણી જનની જન્મભૂમિ ગુજરાત માતા સત્વર સ્વાતંત્ર્યસુખોપભોગના ભાગ્યને પ્રાપ્ત કરી શકશે, આપની સર્વ આશાઓ ફળીભૂત થશે અને આપના ભાલને રાજતિલકવડે શોભાવવાનો અવસર મને પરમેશ્વર શીઘ્ર જ દેખાડશે." શ્રીદેવીએ ઇષ્ટ આશીર્વાદ આપ્યો.

"ત્યારે હવે મને પ્રયાણ કરી જવાની આજ્ઞા છે?" વનરાજે જવાની ઇચ્છા દર્શાવી.

"સહોદરાની પર્ણકુટીમાં પધારેલા સહોદર જો સહોદરાના ભોજનને ન્યાય આપ્યા વિના ચાલ્યા જાય, તો સહોદરાની શી પ્રતિષ્ઠા રહેલી કહેવાય? આપ અહીં નિશ્ચિંત થઇને વિરાજો અને આપના જે અનુયાયી હોય તેમને પણ આગારમાં બોલાવી લ્યો. આવતી કાલે અમારે ત્યાં કેટલાક અતિથિઓ આવવાના હોવાથી મેં આજે સાંઝે ચૂરમાના લાડવા બનાવરાવી રાખ્યા છે તે આરોગો અને ત્યારપછી જે દધિપાત્રમાં આપનો હસ્ત પડ્યો હતો તે દધિપાત્રમાંનું મધુર દધિ ખાઇને, મારા યુદ્ધોત્સાહી બંધુ, અહીંથી આનંદપૂર્વક પ્રયાણ કરો અને આપની દીન ભગિની શ્રીદેવીના આશીર્વાદથી વિજયશાલિતા નામક સુંદરીને રણભૂમિમાં વરો!" શ્રીદેવીએ વનરાજને ભોજન લેવાનો આગ્રહ કર્યો.

"ભગિની, મારી એક પ્રાર્થનાને સ્વીકારશો?" વનરાજે કહ્યું.

"આપની યોગ્ય આજ્ઞાનો આ ભગિની અસ્વીકાર કરશે, એમ આપને ભાસે છે ખરું?" શ્રીદેવીએ પ્રશ્નના રૂપમાં પોતાની અનુમતિનું દર્શન કરાવ્યું.

"જેવી રીતે પરમાત્માએ તમોને સહોદર બંધુ આપવામાં અનુદારતા દર્શાવી છે તેવી જ રીતે મને સહોદરા ભગિની આપવામાં પણ અનુદારતા દર્શાવી છે એ વાર્તા તો તમારા જાણવામાં હોવી જ જોઇએ. પરંતુ આજે તમારા અને મારા એ બંધુ તથા ભગિનીવિષયક અભાવની પૂર્તિ પણ પરમાત્માએ જ કરી છે અને તેટલામાટે આપણે પરમાત્માનો ઉપકાર જ માનવો જોઇએ. હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે જ્યારે આપણે બંધુ તથા ભગિની જ થયાં છીએ તો પછી આપણા સંભાષણમાં પણ બંધુ તથા ભગિનીના પરસ્પર સ્વાભાવિક સંભાષણની છટા શામાટે ન આવવી જોઇએ? આપણા સંભાષણમાં ઔપચારિક વિવેકની માત્રા અધિક શામાટે હોવી જોઇએ? મારી તમોને જે પ્રાર્થના છે તે એજ કે, તમો મારાં ભગિની હોવાથી અને વયમાં મારા કરતાં મોટાં હોવાથી હું તમોને 'તમો' કરીને માનથી બોલાવું એ ઉચિત છે; પરંતુ હું તમારો નાનો ભાઈ હોવાથી તમો મને બોલાવતાં 'આપ' જેવા બહુમાનદર્શક શબ્દોનો પ્રયોગ કરો એ સર્વથા અનુચિત હોવાથી મને તો તમારે 'વનુ' અથવા 'વનુભા' કહીને જ બોલાવવો અને તે પણ વળી 'તું'કારાની સાથે જ. હા જી; કારણ કે, મારાં માતુશ્રી પણ મને 'વનુ' કહીને જ બોલાવે છે અને કાન્તા મામી 'વનુભા' કહે છે. એ સંબોધનોમાં સ્નેહ તથા વાત્સલ્યની જે છટાનો મને સાક્ષાત્કાર થાય છે ને એ સંબોધનોના શ્રવણથી મારું અંતઃકરણ

જે અનન્ય આનંદને અનુભવે છે તે વાત્સલ્યચ્છટા તથા અનન્ય આનંદનો 'શ્રીમાન્ યુવરાજ વનરાજદેવ' 'ગુજરાતના ભાવી ભૂપાલ', તથા 'મહારાજાધિરાજ' આદિ સંબોધનોમાં મને લેશમાત્ર પણ સાક્ષાત્કાર થઈ શકતો નથી. બહેન, મારી આ પ્રાર્થનાને માન્ય કરશો ખરાં કે? જો મારી આ પ્રાર્થનાને માન્ય કરવાનો તમારો વિચાર ન હોય તો હું અત્યારે અહીંથી જમ્યા વિના જ ચાલ્યો જઇશ." વનરાજે સ્નેહદર્શક પ્રાર્થના કરતાં પ્રેમાર્દ્ર હૃદયથી આ વાક્યો ઉચ્ચાર્યાં.

"ભાઈ, જો તારી આવી ઇચ્છા છે, તો હું તને 'વનુ' અથવા 'વનુભા' કહીને જ બોલાવીશ. તુ રીસાઇશ નહિ હો; નહિ તો મારે કોઈ વાર માને તારા આ તારા રીસામણાની વાત કહીને તને ઠપકો અપાવવો પડશે." શ્રીદેવીએ પણ તેના હૃદયમાં પ્રેમનો ઉમળકો આવવાથી તત્કાળ વનરાજને 'તું'કારાથી બોલાવવાનો આરંભ કરી દીધો અને પ્રેમના અતિરેકથી તેનાં નેત્રોમાં હર્ષનાં અશ્રુ આવી ગયાં.

શ્રીદેવી પોતાની પરિચારિકાઓને જગાડવામાટે શયનમંદિરના દ્વાર પાસે આવી ત્યાં તો પરિચારિકાઓ જાગીને બેઠેલી તેના જોવામાં આવી. પરિચારિકાઓને તેણે થાળીઓમાં લાડવા પીરસવાની આજ્ઞા આપી દીધી અને વનરાજે પોતાના અન્ય સાથીઓને બોલાવવામાટે જગર્સિહને નીચે મોકલી દીધો. પરિચારિકાઓ પોતાની સ્વામિનીની આજ્ઞા અનુસાર એક એક થાળીમાં ચચ્ચાર લાડવા પીરસીને લઈ આવી એટલામાં વનરાજના જે સાથીઓ નિમ્ન ખંડમાં બેઠા હતા તેઓ તેમ જ જેઓ બાકોરાના બાહ્ય ભાગમાં હતા તેઓ જગર્સિહ સાથે ઉપર આવી લાગ્યા. શ્રીદેવીએ વનરાજમાટે સોનાની થાળી મંગાવીને તેમાં પોતાના હસ્તથી પાંચ લાડવા પીરસ્યા અને ખારી દાઢ કરવામાટે બે ચાર જાતનાં આથણાં પણ મંગાવી લીધાં. વનરાજને અત્યંત સ્નેહપૂર્વક જમાડ્યા પછી શ્રીદેવીએ સોનાના વાટકામાં દહિ ભરીને આપ્યું અને વનરાજે તે દહિને સ્નેહપૂર્વક આરોગીને ભોજનકાર્યની સમાપ્તિ કરી નાખી. વનરાજે શ્રીદેવીની ઉદારતાનો વૃત્તાંત પોતાના સાથીઓને સંક્ષેપમાં કહી સંભળાવીને કહ્યું કે:—

"બંધુઓ, આ આગારમાં આપણે ચોરી કરવામાટે આવેલા હોવા છતાં અચિંત્ય આપણો આટલી સીમાપર્યન્ત સત્કાર થયો છે, આપણાં મોઢાં મીઠાં થયાં છે અને અત્યંત શુભ મનાતો દધિપ્રાશનનો યોગ પણ આપણને પ્રાપ્ત થયો છે એટલે એથી મારો એવો દૃઢ નિશ્ચય થઈ ગયો છે કે હવે અલ્પ સમયમાં જ મારા પૂજ્ય માતુલ મહાવીર શૂરપાળજીના અને આપણા પરિશ્રમોની સફળતા થઈ જશે, ગુજરાતમાંથી પરકીય રાજસત્તારૂપ વૃક્ષનું સમૂલ ઉન્મૂલન થશે અને આપણી જન્મભૂમિ સ્વાધીનતાના સુખને અનુભવતી આપણા જોવામાં આવી શકશે; કારણ કે, સતીનો શાપ જેવી રીતે અવ્યર્થ હોય છે તેવી જ રીતે સતીનો આશીર્વાદ પણ કદાપિ વ્યર્થ નથી થતો. ભૂવડ તથા તેના અત્યાચારી રાજપ્રતિનિધિઓએ અનેક સતીઓના શાપ લીધા છે અને આપણને આજે આ સતી શ્રીદેવીના આશી-

વૌદની પ્રાપ્તિ થયેલી છે એટલે ભૂવડનો પરાજય અને આપણો વિજય અવશ્યંભાવી છે. ત્યારે હવે હૃદયમાં ભગવાન્ સોમેશ્વરના નામનો જયઘોષ કરો અને મારાં પૂજ્ય ભગિની શ્રીદેવીના ઔદાર્યથી જે સંપત્તિ અત્યારે આપણને પ્રાપ્ત થયેલી છે તેને લઇને અહીંથી પ્રયાણ કરી જવાને તત્પર થાઓ; કારણ કે, અહીં આપણને બહુ વિલંબ થયેલો હોવાથી અને નભોમંડળમાં ઉષાદેવીના આગમનનાં ચિહ્નો દૃષ્ટિગોચર થવા માંડેલાં હોવાથી આપણા જે સાથીઓને આપણે દુર્ગના બાહ્ય ભાગમાં ઊભા રાખી આવ્યા છીએ તેઓ આપણી ચિન્તા કરતા હશે; માત્ર એટલું જ નહિ, પણ સૂર્યોદયથી પૂર્વે આ ગ્રામથી ત્રણચાર ગાઉના અંતરે પહોંચી જવાની પણ આપણામાટે અનિવાર્ય આવશ્યક્તા છે એ વાર્તાને પણ આપણે ભૂલી જવી ન જોઇએ."

"અમો આ ક્ષણે જ પ્રયાણ કરવામાટે તૈયાર છીએ; માત્ર આપશ્રીમાન્‌ની આજ્ઞાનો જ વિલંબ છે." જગત્સિંહે તત્પરતા દર્શાવી.

"ભાઈ, તું દુર્ગના પ્રાચીરને ઓળંગીને ગ્રામમાં આવ્યો છે કે શું? જો એમ જ હોય, તો અહીંથી સુવર્ણમુદ્રા આદિની કોથળીઓ તથા અન્ય વસ્તુઓને લઈ જતાં તને તથા તારા સાથીઓને બહુ જ પરિશ્રમ થશે." શ્રીદેવીએ કહ્યું.

"ભગિની, આ વિષયની તમારે લેશમાત્ર પણ ચિન્તા ન રાખવી; કારણ કે, અમારી પાસે પાળેલી ચાર ઘો હોવાથી અને પ્રાચીરના બાહ્ય ભાગમાં અમારા એક સો સાથીઓ તૈયાર ઊભેલા હોવાથી અમો એ સર્વ વસ્તુઓને કોઈ પણ પ્રકારના પરિશ્રમ વિના લઈ જઈ શકીશું. અમારા પ્રયાણમાં બહુધા અત્યારે કોઈ પણ પ્રકારનું વિઘ્ન ઉપસ્થિત થવાનો સંભવ નથી." વનરાજે શ્રીદેવીની ચિન્તાના નિવારણનો પ્રયત્ન કર્યો.

શ્રીદેવીએ વનરાજને પ્રયાણમાટે તત્પર થયેલો જોઇને પોતાના શરીરપરના કેવળ સૌભાગ્યદર્શક બે ત્રણ અલંકારો વિના અન્ય સર્વ અલંકારોને ઉતારીને વનરાજ સમક્ષ મૂકી દીધા; વનરાજે એ અલંકારોને સ્વીકારવાની અતિશય અનિચ્છા દર્શાવી, પરંતુ શ્રીદેવીના બલિષ્ઠ આગ્રહ તથા શપથ સમક્ષ તેની એ અનિચ્છા પરાજિત થઈ જવાથી અંતે અનિચ્છાપૂર્વક તેને તેના એ અલંકારોનો પણ સ્વીકાર કરવો પડ્યો. શ્રીદેવીએ પોતાની પરિચારિકાઓને વનરાજના આગમનની વાર્તાને ગુપ્ત રાખવાની કઠિન સૂચના આપી દીધી અને નીચે આવીને પટારાને બીજું તાળું વાસીને જાણે પટારો ઉઘડ્યો જ ન હોય તેવી વ્યવસ્થા કરી દીધી. પ્રથમ વનરાજના બે સાથીઓ બાકોરામાંથી બહાર નીકળ્યા અને બાહ્ય ભાગમાં નિર્ભયતાનો નિશ્ચય કરી લઇને તેમણે વનરાજ તથા અન્ય જનોને બહાર આવવાનો સંકેત કરી દીધો. ત્યાંથી દુર્ગપ્રાચીર નિકટમાં જ હોવાથી અને તે પ્રાચીર દસ હાથ કરતાં વધારે ઉચ્ચ ન હોવાથી તેનાપર ઘો નાખીને સર્વથી પ્રથમ વનરાજ પ્રાચીરના ઉપરિભાગમાં ચઢી ગયો અને ત્યારપછી જગત્સિંહ ઉપર ચઢ્યો. પ્રાચીરના બાહ્ય ભાગમાં ઊભેલા સાથીઓએ તેમના સાંકેતિક ધ્વનિનું સાવધાનતાસૂચક

સાંકેતિક ઉત્તર આપતાં સુવર્ણમુદ્રાઓ તથા અલંકારોની કોથળીઓ તથા પોટલીઓને નીચેના અંદરની બાજૂએ ઊભેલા સાથીઓ ઉપર પહોંચાડવા લાગ્યા અને વનરાજ તથા જગત્સિંહ તે વસ્તુઓને બહારની બાજૂએ ફેંકવા લાગ્યા. પોતાના એ કાર્યની સમાપ્તિ કરીને જ્યારે વનરાજના સર્વ સાથીઓ પ્રાચીરના આભ્યંતર ભાગમાંથી પ્રાચીરના ઉપરિભાગમાં ચઢી આવ્યા તે વેળાયે ભૂવડના બે ગ્રામરક્ષક સૈનિકો અચાનક ગ્રામમાં ભ્રમણ કરતા ત્યાં આવી લાગ્યા અને આકાશમાં ઉષાદેવીએ પોતાના પ્રકાશને વિસ્તારવાનો કેટલાક સમય પૂર્વે આરંભ કરી દીધેલો હોવાથી ઉષાના મંદ પ્રકાશમાં પ્રાચીરના શિરોભાગે ઊભેલા વનરાજ તથા તેના ત્રણચાર સાથીઓને તેમણે જોયા. અન્ય સાથીઓ બાહ્ય ભાગમાં નીચે ઊતરી ગયા હતા. ભૂવડના સૈનિકોએ શાહૂકારની હવેલીના પશ્ચાદ્ભાગમાં પાડેલા બાકોરાને પણ જોયું અને તેથી એ ખાતર પાડીને નાઠેલા ચોરો જ હોવા જોઇએ એવો તેમનો નિશ્ચય થતાં તેઓ પોતાના રણશૃંગોનો, ભયસૂચક ધ્વનિ કરવામાટે, મુખોને સ્પર્શ કરાવવાની ચેષ્ટા કરી રહ્યા હતા એટલામાં તો પ્રાચીરના ઉપરિભાગમાંથી સૂંઉઉ કરતા બે બાણો વેગપૂર્વક આવ્યા અને તેમણે તે સૈનિકોને તેમનાં શરીરોમાં પ્રવેશ કરીને ધરાશાયી કરી દીધા. પોતાના બાણોએ ઇષ્ટ કાર્યને સિદ્ધ કરેલું જોઇને વનરાજ પોતાના અનુયાયી જગત્સિંહને સંબોધીને કહેવા લાગ્યો કેઃ—

"જ્યારથી મામા શૂરપાળજીએ તથા ત્યારપછી મેં આ ચોરી તથા લૂટફાટના વ્યવસાયને સ્વીકારી લીધો છે ત્યારથી ભૂવડના રાજપ્રતિનિધિઓએ પ્રત્યેક ગ્રામમાં ગ્રામની સાધનસંપન્નતા તથા લોકસંખ્યા અનુસાર દશ, વીશ, પચાસ કે સો અશ્વારોહી સૈનિકોને ગ્રામરક્ષામાટે રાખવાની વ્યવસ્થા કરી દીધી છે. આ ગ્રામ અધિક સાધનસંપન્ન તથા દશ હજાર માણસોની વસતીવાળું હોવાથી અહીં એક સો સૈનિકોના સંઘને રાખવામાં આવ્યો છે. જો આ સૈનિકોના ભયસૂચક ધ્વનિને સાંભળીને એક સો અશ્વારોહી સૈનિકો આપણી પાછળ પડી જાત, તો તેમની સાથે ધીંગાણું કર્યા વિના આપણો છૂટકો જ ન થાત. ઉષાના પ્રકાશમાં એ સૈનિકોએ જેવી રીતે આપણને જોઈ લીધા તેવી જ રીતે આપણે પણ એમને જોઈ લીધા અને એઓ કોલાહોલ કરી શકે તે પૂર્વે તો આપણાં ધનુષ્યોમાંથી યથાસમય છૂટેલા બાણોએ એમને ધરાશાયી કરી નાખ્યા એ સારું જ થયું છે. હવે આ ચોરીની વાર્તા પ્રભાત થયા પછી પ્રકાશમાં આવશે ત્યાં સુધી તો આપણે પાંચ ગાઉનો પંથ કાપી જઇશું; કારણ કે, આપણા અશ્વો ઉત્તમ જાતિના તથા દ્રુતગામી છે."

"પરમાત્મા આજે આપણા પ્રતિ સર્વ પ્રકારની અનુકૂલતા દર્શાવી રહ્યો છે અને તેથી આપણે પરમાત્માનો જેટલો પણ ઉપકાર માનીએ તેટલો ઓછો જ છે." જગત્સિંહે પરમાત્માનો ઉપકાર માન્યો.

વનરાજ તથા જગત્સિંહ બન્ને કિલ્લાની દીવાલપરથી બીજી બાજૂ ઊતરી ગયા, વનરાજ તથા તેના સર્વ અનુયાયી જનો પોતપોતાના અશ્વપર આરૂઢ થયા અને અશ્વોને દ્રુત ગતિથી ચલાવતા ત્યાંથી પ્રયાણ કરી ગયા.

* * * * *

પ્રભાતમાં સૂર્યોદય થતાં કાકરગ્રામના નગરશેઠની હવેલીમાં ખાતર પડવાની અને ચોરોના હાથે સમ્રાટ્‌ના બે સૈનિકોના પ્રાણ જવાની વાર્તાનો પ્રકાશ થતાં કાકરગ્રામના રક્ષક તરીકે નીમાયલા એક સો અશ્વારોહી સૈનિકોમાંના પચાસ સૈનિકો તે ચોરોને પકડવામાટે કાકરગ્રામમાંથી પ્રયાણ કરી ગયા; પરંતુ વનરાજના પક્ષપાતી પગીએ તેમને ચોરોના પ્રયાણની વિપરીત દિશા બતાવવાથી તેઓ પોતાના માર્ગમાં જેટલા વધારે આગળ વધતા હતા તેટલો જ તે રાજદસ્યુ વનરાજ તથા તેના અનુયાયીઓ અને એ સૈનિકો વચ્ચે વધારે અને વધારે અંતરાય પડતો જતો હતો એટલે વનરાજ તથા તેના સંગીઓ એ સૈનિકોના હાથમાં તો ન જ આવ્યા, પણ માર્ગમાં ક્યાંય તેમના સમાચાર પણ તેમને ન મળ્યા. અંતે એ સૈનિકો નિરાશ થઇને સંધ્યાકાળે પાછા કાકરગ્રામમાં આવ્યા અને એ ખાતરપાડાઓને ચતુર્ભુજ કરવાની આશાનો તેમણે સર્વથા ત્યાગ કરી દીધો. વનરાજ તથા જગત્સિંહના બાણોથી જે બે સૈનિકો હણાયા હતા તેમનાં શબોનો યથાવિધિ અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો અને શ્રીદેવીએ, તેનો પતિ અન્યત્ર ગયેલો હોવાથી, કાકરગ્રામના અધિકારીને રાજ્યના નિયમ અનુસાર પોતાના ગૃહમાંથી ગયેલી વસ્તુઓની એક કાલ્પનિક સૂચી લખાવી દીધી. કાલ્પનિક સૂચી લખાવાનું કારણ એ હતું કે તેના પોતાના અલંકારોને વેચતાં વનરાજ અથવા તેનો કોઈ અનુયાયી ક્યાંય પણ રાજસત્તાના હસ્તમાં સપડાઈ ન જાય અને કોઈ નવીન સંકટમાં ન આવી પડે. અસ્તુ: હવે આપણે એવી જ એક અન્ય ઘટનાનું નિરીક્ષણ કરીશું.

---

## પ્રકરણ ૧૪ મું

## બાણાવળી ચંપકસિંહ

ગત પ્રકરણમાં વર્ણવાયલી ઘટના પછી બીજે જ દિવસે સંધ્યાસમયે ઇડરના નિકટવર્તી પર્વતના એક વિશિષ્ટ વિભાગમાં એક નિર્ઝરના તીરપ્રાંતમાં ત્રણ શસ્ત્રાસ્ત્રધારી પુરુષો કાંઇક વાર્તાલાપ કરતા તથા નૈસર્ગિક સાંધ્ય શોભાની સમીક્ષા કરતા બેઠા હતા. તેઓ પર્વતના જે વિભાગમાં બેઠા હતા તે વિભાગ સમતલભૂમિથી બહુ જ ઉચ્ચ હોવાથી ત્યાંથી નિમ્નભાગમાં વિસ્તરેલા અરણ્યનું મનોહર દૃશ્ય સ્પષ્ટ દૃષ્ટિગોચર થતું હતું. સૂર્યબિંબ જો કે દૃષ્ટિગોચર થતો ન હોતો, પરંતુ તેનાં રક્તિમ કિરણોનો અખંડ પ્રવાહ નીલવૃક્ષરાજીપર વર્ષતો દેખાયા કરતો હતો. ક્ષિતિજના દક્ષિણ તથા ઉત્તર પ્રદેશમાં નભોમંડળ કરતાં પણ ગાઢ નીલિમાને ધારણ કરનારી પર્વતાવલીનાં શૃંગો પંક્તિબદ્ધ સ્વરૂપમાં દૃષ્ટિગોચર થતાં હતાં અને તે શૃંગો કોઈ એક ભવ્ય દેવાલયનાં શિખરો સમાન જ ભાસતાં હતાં. તે ઉભય દિશામાં દેખાતાં દેવાલયશિખરસદૃશ શૃંગોના મધ્યભાગમાં વિસ્તરેલી વનશ્રીના અવલોકનથી કોઈ એક શિવભક્તને જો એવો ભાસ થાય કે જાણે વિશ્વકર્માએ નિર્માણ કરેલા શિવલિંગની અર્ચા કરવામાટે જ એ વનશ્રીરૂપ ઉદ્યાનને નિર્માણ કરવામાં આવ્યું છે, તો તે ભાસ સર્વથા સ્વાભાવિક જ કહી શકાય. પરંતુ જે ત્રણ વીરપુરુષો અત્યારે

એ નિસર્ગશોભાનું અવલોકન કરતા બેઠા હતા તેમનામાંના એક પ્રભાવશાળી તરુણ વીરના મનમાં એ નિસર્ગશોભાના નિરીક્ષણથી એક સર્વથા ભિન્ન પ્રકારની કલ્પનાનો આવિર્ભાવ થતાં પોતાના બે સંગીઓને પોતાની તે કલ્પનાનો સાક્ષાત્કાર કરાવતો તે ગંભીરતાથી કહેવા લાગ્યો કે:—

"બંધુ જગત્સિંહ તથા બંધુ જીવનસિંહ, આ શૈલશ્રેણીનાં શૃંગોને જુઓ. મને તો લાગે છે કે આ વનરાજીના સંરક્ષણમાટે પરમાત્માએ જ આ પર્વતરૂપ પ્રાચીરને નિર્માણ કરીને તેની ઉપર આ શૃંગરૂપ બુર્જ ચાણી લીધા છે. અહાહા! આવા અભેદ્ય દુર્ગોવડે રક્ષાયલી ગુજરાતભૂમિ પરાધીન થઈ જાય એ કલ્પના અત્યારની આ શોભાના સમીક્ષકને સર્વથા અશક્ય તથા અસંભવનીય ભાસે એ નિર્વિવાદ તથા નિઃસંશય છે."

"અને એટલામાટે જ કલાસવાસી ગુર્જરાધીશ જયશિખરી દેવ તથા તેમના પૂર્વજોનો આ સ્થાનમાં અતિશય અનુરાગ હતો. સુભાગી યુવરાજ, આ ગિરિશ્રેણી આપ શ્રીમાનના કૈલાસવાસી તીર્થસ્વરૂપનું એક અત્યંત પ્રિય સ્થાન હતું. આ અરણ્યની રેણુકાનો એકે એક કણ મહારાજા જયશિખરી દેવના ચરણસ્પર્શથી પુનીત થયેલો છે. હાય, જયશિખરી દેવની તે જન્મભૂમિ ગુજરાત અત્યારે પરાધીનતાની અસહ્ય પીડાને ભોગવી રહી છે એ કાળની કેવી કુટિલતા!" જગત્સિંહે નિઃશ્વાસપૂર્વક આ ઉદ્‌ગારો કાઢ્યા.

હવે આ વાર્તાલાપથી તો પાઠકો તથા પાઠિકાઓના જાણવામાં આવી ગયું હશે કે આ વીરત્રિપુટીમાંનો તરુણ વીર યુવરાજ વનરાજ હતો અને અન્ય વીર પુરુષો તેના સાથી જગત્સિંહ તથા જીવનસિંહ હતા. શ્રીદેવીની સહાનુભૂતિ તથા સહાયતાને મેળવ્યા પછી તેઓ આ નિર્ભય સ્થાનમાં આવીને જ વિરમ્યા હતા. વનરાજે પોતાના અન્ય સાથીઓને એક વિશિષ્ટ કાર્યમાટે એક વિશિષ્ટ સ્થાનમાં મોકલ્યા હતા અને તેઓ ત્યાંથી પાછા આવીને આ સ્થાનમા વનરાજને મળવાના હોવાથી વનરાજ પોતાના બે અંગરક્ષક સંગીઓ સહિત આ સ્થાનમાં તેમના આગમનની પ્રતીક્ષા કરી રહ્યો હતો. અસ્તુ. જગત્સિંહના ઉપર્યુક્ત ઉદ્‌ગારો સાંભળીને તરુણ વનરાજ પોતાની ઉગ્રતાને દર્શાવતો કહેવા લાગ્યો કે:—

"હું મારા પરલોકવાસી પૂજ્ય પિતાશ્રી જયશિખરી દેવનાં ચરણોના શપથપૂર્વક કહું છું કે જ્યાંસુધી આપણી જનની જન્મભૂમિ ગુર્જરભૂમિ શત્રુઓની સત્તા તળે ચગદાયલી રહેશે ત્યાંસુધી મારી આ અસિ નિષ્કોષ જ રહેવાની છે અને મારા બાણો શત્રુઓના વક્ષઃસ્થળમાં પ્રવેશવામાટે નિરંતર નગ્ન જ રહેવાના છે."

"પરમાત્માએ આપ શ્રીમાનની આ પ્રતિજ્ઞાની પૂર્તિનાં ચિહ્નો દર્શાવવા માંડ્યાં છે એટલે આપ શ્રીમાનની આ પ્રતિજ્ઞા સત્વર પૂર્ણ થશે અને પરાધીન ગુજરાત આપ શ્રીમાનના વરદ હસ્તથી પુનઃ સ્વાધીન થશે એમ આજ કેટલાક દિવસથી મારી મનોદેવતા મને કહ્યા કરે છે, અને મારી મનોદેવતાનો એ ધ્વનિ કદાપિ અસત્ય સિદ્ધ નથી જ થવાનો એવો મારો દૃઢ નિશ્ચય છે." જીવનસિંહે નવજીવનપ્રેરક વાક્યોને ઉચ્ચારીને આશાવાદનું સમર્થન કરી બતાવ્યું.

"તથાસ્તુ;" આ શબ્દોને ઉચ્ચારીને વનરાજે પૂછ્યું કે: "પરંતુ આપણા ાથીઓના આગમનમાં આટલો બધો વિલંબ કેમ અને શા કારણથી થયો ો વારુ?"

"આપણા સહચરો કોઇ પણ કાર્યમાં અકારણ વિલંબ કરે તેવા તો થી જ એટલે તેમના આગમનમાં જે આટલો બધો વિલંબ થયો છે તેનું ણ કાંઈ કારણ તો હશે જ અને તે કારણ તેમના આવ્યા પછીજ તેમના ખથી આપણા જાણવામાં આવી શકશે." જગત્સિંહે ઉત્તર આપ્યું.

"તેમના આગમનમાં વિલંબ થાય એની ચિન્તા નથી; પણ તેમના ારપર કોઈ અચાનક સંકટ આવી પડવાની જ ચિન્તા રહ્યા કરે છે; કારણ . શત્રુપક્ષના સૈનિકો આપણી પાછળ ભટકતા જ રહે છે એ તો તમો સારી ીતે જાણો જ છો." વનરાજે ચિન્તાનું વાસ્તવિક કારણ દર્શાવ્યું.

"આપ શ્રીમાન્‌નું આ કથન સત્ય છે; પરંતુ શત્રુપક્ષના સૈનિકો પ્રાણની ાનિ વિના જે સ્થાનમાં લૂટનો માલ મળવાનો સંભવ હોય છે તે સ્થાનમાં ટલી વીરતાનો અથવા વીરતાના આડંબરનો સાક્ષાત્કાર કરાવે છે તેટલી ીરતા કિંવા વીરતાના આડંબરનો જ્યાં લૂટનો માલ ન મળવાનો તથા પ્રાણ-ાનિનો જ અધિક સંભવ હોય છે તે સ્થાનમાં તેઓ લેશમાત્ર પણ સાક્ષા-કાર નથી કરાવતા; કિંબહુના ઘણીક વાર તો આપણા દેશભક્ત તથા મૃત્યુના યથી મુક્ત સંગીઓને જોવા છતાં જાણે કાંઇ જાણતા જ નથી તેમ દર્શાવીને ન્ય દિશામાં જ તેઓ પ્રયાણ કિંવા પલાયન કરી જાય છે એ રહસ્યને આપ ીમાન્ ક્યાં નથી જાણતા વારુ? આવા લાગણી વગરના ભાડૂતી સૈનિકો ત્યારે તેમનો કોઈ અધિકારી તેમની સાથે હોય છે, ત્યારે નિરુપાયવશાત્ આપણા ાથીઓપર આક્રમણ કરીને પોતાના પ્રાણોને ભયમાં નાખવાનું સાહસ કરે ે; અન્યથા તેઓ પ્રાણહાનિના પ્રસંગને ટાળવાનાજ પ્રયત્નો કરતા રહે છે. આવી પરિસ્થિતિમાં આપણા સહચરોના શિરપર અત્યારે તો કોઈ નવીન ંકટ આવી પડવાનો સંભવ મને નથી દેખાતો. છતાં ધારો કે, એવું કોઈ ંકટ આવી પડે, તો તે સંકટમાંથી નિર્વિઘ્ન પાર પડવાની કળા પણ આપણા હચરોથી અજ્ઞાત નથી એટલે આટલી સીમા પર્યન્ત ચિન્તાને હૃદયમાં સ્થાન આપવાનું કાંઈ પણ પ્રયોજન છે જ નહિ." જીવનસિંહે વનરાજને નિશ્ચિન્ત થવાનો સકારણ ઉપદેશ આપ્યો.

"પરમાત્મા તેમનાં સર્વ સંકટોનું નિવારણ કરો." વનરાજે ભદ્ર કામના દર્શાવી.

તેઓ આવા પ્રકારના વાર્તાલાપમાં નિમગ્ન થયેલા હતા એટલામાં પર્વતની ઉપત્યકાને ભેદીને પંચાસરની દિશામાં જતા વક્ર માર્ગમાં દૂરથી એક ઊંટ આવતો તેમના જોવામાં આવ્યો. તે ઊંટપર એક જ મનુષ્ય બેઠેલો હતો અને તે મનુષ્યનો વેશ તેને એક વૈશ્યકુલોત્પન્ન પુરુષ તરીકે ઓળખાવી રહ્યા હતો. એ વૈશ્ય પ્રવાસીને જોતાં જ વનરાજે જગત્સિંહને સંબોધીને કહ્યું કે:—

"આ ઊંટપર બેસીને આવતો પ્રવાસી જાતિનો વૈશ્ય હોય એમ જણાય છે અને એના ઊંટપર મોટાં પોટલાં પણ દેખાય છે એટલે પરમેશ્વરે આથા-

નક મોકલી આપેલી સોનાની ચકીને લૂટી લેવાનો મારો વિચાર થાય છે. તમારો શો વિચાર છે?"

"જે આપ શ્રીમાનનો વિચાર તે જ અમારો પણ વિચાર. એ નિ:શસ્ત્ર વૈશ્ય એકલો એકાટ છે અને આપણે ત્રણ મનુષ્યો સશસ્ત્ર છીએ એટલે એને લૂટી લેતાં આપણને કેટલી વાર થવાની હતી વારુ? એ તો બિચારો આપણને જોતાં જ ભયભીત થઈ જશે અને જે કાંઈ હશે તે આપણા હસ્તોમાં સમર્પીને ચાલતો થશે." જગત્સિંહે સંમતિ દર્શાવી.

"ચાલો ત્યારે આપણે આ બાજૂના ઊતરાણપરથી નીચે ઊતરી જઇએ અને એના માર્ગને રોકીને ઊભા રહીએ. જો આ વાણિયા પાસેથી સારો હલ્લો મળી જાય, તો ભગિની શ્રીદેવીના આશીર્વાદનું જ એ ફળ કહી શકાય." આ ઉદ્ગારોને પોતાના મુખમાંથી બહિર્ગત કરતો વનરાજ પાષાણશિલાપરથી ઊઠીને ઊભો થઈ ગયો અને ચાલવા લાગ્યો.

જગત્સિંહ તથા જીવનસિંહ પણ વનરાજની પાછળ પાછળ ચાલવા લાગ્યા. તેઓ ઊતરાણપરથી ઊતરીને માર્ગમાં ઊભા રહ્યા એટલામાં તે પ્રવાસી વૈશ્ય પણ પોતાના ઊંટને વેગપૂર્વક ચલાવતો જ્યાં તેઓ ઊભા હતા ત્યાંથી પચીસ હાથના અંતરપર આવી લાગ્યો અને તેણે ત્રણ શસ્ત્રાસ્ત્રધર પુરુષોને પોતાના માર્ગના મધ્યમાં ઊભેલા જોઇને પોતાના ઊંટને ઊભો રાખી દીધો. તેના ઊંટને ઊભો રહેલો જોઇને જગત્સિંહે તેને સંબોધીને ગંભીર તથા ભીષણ સ્વરથી કહ્યું કે:—

"જો તારી પોતાના જીવનને રક્ષવાની અને જીવિત ઘેર જવાની ઇચ્છા હોય, તો તારી પાસે જે કાંઈ પણ હોય, તે મુખમાંથી એક શબ્દ પણ ન ઉચ્ચારતાં અમારા હસ્તમાં સમર્પી દે અને સુખરૂપ અહીંથી ચાલતો થઈ જા. જો તારા ઊંટને ત્યાંથી પાછો વાળીને અમારા હાથમાંથી છટકી જવાનો પ્રયત્ન કરીશ, તો તારો તે પ્રયત્ન કદાપિ સફળ થવાનો નથી; કારણ કે, અમારાં ધનુષ્યોમાંથી છૂટેલા બાણો તને તથા તારા ઊંટને વીંધી નાખશે અને ધનનો લોભ તારા અકાળ મૃત્યુને ખેંચી લાવશે."

જગત્સિંહના આ પડકારને સાંભળતાં જ તે વૈશ્ય પ્રવાસી ભયભીત થવાને બદલે કોપાયમાન થઈ ગયો; તેના મુખમંડળમાં કોપજન્ય લાલિમાનો આવિર્ભાવ થતો દેખાયો અને તે ભીષણ મુદ્રા તથા ગંભીર સ્વરથી જગત્સિંહને સંબોધીને કહેવા લાગ્યો કે:—

"તારા આ ભાષણથી તું તથા તારા આ સાથીઓ લૂટારા છો અને હરામના માલપર તાગડધિન્ના કરનારા છો એમ સ્પષ્ટ દેખાઈ આવે છે; પણ, ભાઇઓ, તમારે એ પણ જાણી લેવાની આવશ્યકતા છે કે મને લૂટી લેવાની તેમ જ મને તથા મારા વાહનને બાણોવડે વીંધી નાખવાની તમારી અભદ્ર આશા આ અવતારમાં તો ફળીભૂત નથી જ થવાની; કારણ કે, મારા પર તમો બાણ ચલાવવાની તૈયારી કરશો એટલામાં તો મારા ધનુષ્યમાંથી છૂટેલા બાણો તમો ત્રણે નરપિશાચોનાં શરીરોને વીંધીને તમોને યમરાજના

બનાવી દેશે. હું જાતનો વૈશ્ય હોવાથી મારા હસ્તથી માનવહિંસા થાય મારી ઇચ્છા નથી અને તેટલામાટે હું તમોને સૂચના આપું છું કે જો ો પોતાના જીવનને રક્ષવાની અને જીવિત ઘેર જવાની ઇચ્છા હોય, તો માર્ગમાંથી દૂર ખસી જાઓ અને મને ચાલ્યો જવા દ્યો; કારણ કે, મારો વાણિયો માની લેવામાં તમારી ભૂલ થાય છે."

"વાણિયો ગમે તેવો શૂરવીર હોય, તો પણ વાણિયો જ રહેવાનો; યાની શૂરવીરતા ક્ષત્રિયોને ડરાવવાના નહિ, પણ ઘરની બાયડીને ડરા- ા કામમાં જ આવી શકે છે. તું મોટો બાણાવળીનો દીકરો છે તે અમો એ છીએ. મૂગો મૂગો મૂકી દે માલ અને ચાલતો થા; નહિ તો નકામો જઇશ, લાકડાંભેગો પણ નહિ થાય અને ઘેર બાયડી વાટ જોતી જ રહેશે સમજ્યો ?" જીવનસિંહે આગળ વધી આવીને તિરસ્કારવ્યંજક ો આ વાક્યો ઉચ્ચાર્યા.

"એક જ હાથની પાંચે આંગળીઓ જેમ સરખી નથી હોતી તેમ વાણિયા બધા સરખા નથી હોતા એ તમારે ભૂલી જવાનું નથી." તે ઉષ્ટ્રારોહી પુરુષે કઠોરતાથી કહ્યું.

"શૃંગાલ ગમે તેવો તથા ગમે તેટલો શૂરવીર હોય છતાં તેનાથી મહો- ગજરાજનાં ગંડસ્થળો તો નથી જ વિદારી શકાતાં; મહોન્મત્ત ગજરાજનાં ળોને વિદારવાનું કાર્ય તો સિંહ અથવા વ્યાઘ્રથી જ કરી શકાય છે." જે પોતાના મૌનનો ભંગ કરીને કહ્યું.

"વારુ, ત્યારે હવે આ વૈશ્ય શૃંગાલ છે, સિંહ છે કિંવા વ્યાઘ્ર છે એનો ા મારી ધનુર્વિદ્યા અને મારું શરસંધાન જ કરી બતાવશે. પ્રથમ મને ર્તા કોઈ પણ પ્રકારના કપટ વિના જણાવી દ્યો કે તમો મને દેખાઓ તે ત્રણ જ દસ્યુઓ છો કે તમારા અન્ય સંગીઓ આસપાસ ક્યાંક લા છે?" તે વૈશ્ય પ્રવાસીએ પોતાના અગ્ર ભાગમાં ઊંટના કાઠામાં વી રાખેલા પોતાના ધનુષ્યને પોતાના હસ્તમાં ધારણ કરી લઇને કહ્યું.

"અત્યારે તો આ સ્થાનમાં અમો ત્રણ મનુષ્યો જ વિદ્યમાન છીએ અમો ત્રણ મનુષ્યો તારા જેવા ત્રેવીસ મનુષ્યોને લૂટવા તથા મારી ાનું સંપૂર્ણ સામર્થ્ય ધરાવીએ છીએ, તો અમો ત્રણ વીરો સમક્ષ તારા ાનું શું બળ ચાલી શકવાનું છે એનો વિચાર કર, અને પોતે જ પોતાના બોલાવવાના વિચારને માંડી વાળ." જીવનસિંહે બિભીષિકા દર્શાવી.

જીવનસિંહનું આ ઉત્તર સાંભળીને તે પ્રવાસી વૈશ્યે ઊંટને નીચે બેસાડી અને પોતે નીચે ઊતરીને પોતાના ભાથામાંના પાંચ બાણોમાંના બે ને કાઢીને તેમના કકડા કરી દૂર ફેંકી દીધા. આ વેળાયે વનરાજ તથા ઉભય સંગીઓ તે વૈશ્યના નિકટમાં આવી ગયેલા હોવાથી તેની બે ને તોડી નાખવાની ચેષ્ટાને જોઇને વનરાજે તેને પૂછ્યું કે:—

"આ બે બાણોના કકડા કરીને નાખી દેવાનું શું કારણ હતું વારુ?"

"તમો દસ્યુઓની સંખ્યા ત્રણની હોવાથી અને મારા ભાથામાંના ની સંખ્યા પાંચની હોવાથી બે બાણોને નિરર્થક જાણીને મેં તેમના

કકડા કરી નાખી દીધા છે; કારણ કે, મારું શરસંધાન કદાપિ વ્યર્થ થતું જ નથી એટલે ત્રણ દસ્યુઓને મારવામાટે મને પાંચ બાણોની આવશ્યકતા છે જ નાહ." તે વૈશ્યે નિર્ભયતાથી ઉત્તર આપ્યું.

તે વૈશ્ય પ્રવાસીનાં આવાં વીરત્વદર્શક ઉત્તરોના શ્રવણથી તથા તેની અદ્યાપિ અવિચલ રહેલી નિર્ભયતાના દર્શનથી વનરાજ તથા તેના ઉભય સંગીઓના મનમાં હવે આશ્ચર્ય થવા લાગ્યું; કારણ કે, અત્યારસુધીમાં અનેક વૈશ્યો—વાણિયા—ને લૂટવાના પ્રસંગો તેમને પ્રાપ્ત થયેલા હતા; પરંતુ આવો કોઈ પણ ક્ષાત્રગુણાલંકૃત વૈશ્ય અદ્યાપિ તેમના જોવામાં આવ્યો ન હોતો. વનરાજની તે વૈશ્યની ધનુર્વિદ્યાની પરીક્ષા કરવાની ઇચ્છા થતાં તેણે તે વૈશ્યને સંબોધીને ગંભીરતાથી કહ્યું કે:—

"પ્રવાસી વૈશ્ય, તને પોતાની ઉપાર્જિત ધનુર્વિદ્યાનો અતિશય ગર્વ હોય એમ તારા કથનથી સ્પષ્ટ દેખાઈ આવે છે અને તેથી તારી ધનુર્વિદ્યાનો આજે આ અરણ્યમાં સાક્ષાત્કાર કરવાની મારા મનમાં તીવ્ર ઇચ્છા ઉત્પન્ન થઈ ગઈ છે. જો તું કહે છે તેવી જ તારી ધનુર્વિદ્યા અદ્વિતીય હોય, તો જો આ પક્ષીઓ પોતાના માળાઓમાં જવામાટે પ્રયાણ કરી રહ્યાં છે તે ઉડતાં પક્ષીઓમાંના એક પક્ષીને તારા શરસંધાનથી આહત કરીને પૃથ્વીપર પછાડી દે જોઇએ; કારણ કે, એથી તારી ધનુર્વિદ્યાની ઉત્કૃષ્ટતા તત્કાળ અમારા જોવા તથા જાણવામાં આવી જશે."

"મારા ધનુર્વિદ્યાવિષયક નૈપુણ્યનો તમોને સાક્ષાત્કાર કરાવવામાટે એક નિર્દોષ પક્ષીના પ્રાણ લેવાની અને અકારણ જીવહિંસા કરવાની મારી ઇચ્છા ન હોવાથી મારો એવો પ્રસ્તાવ છે કે મારાથી પચાસ હાથના અંતરે ઊભો રહીને તું પોતે જ આકાશમાં ઉડ્ડાણ કરતા કોઈ પક્ષીને લક્ષ્ય કરીને તારા બાણને ચલાવ એટલે મારા બાણથી હું તારા તે બાણને ઇષ્ટ સ્થાને ન પહોંચવા દેતાં વચ્ચે જ અટકાવીને ઉડાવી દઇશ." તે પ્રવાસી વૈશ્યે પોતાની ધનુર્વિદ્યાની પરીક્ષાનો અહિંસાત્મક ઉપાય દર્શાવ્યો.

"જેવી તારી ઇચ્છા." આ શબ્દો ઉચ્ચારીને વનરાજે એક ઉડતા પક્ષીને લક્ષ્ય કરીને પોતાના બાણને ધનુષ્યમાંથી પ્રત્યંચાને ચઢાવીને છોડી દીધો.

તે પ્રવાસીએ પણ પોતાના ધનુષ્યની પ્રત્યંચાને ચઢાવીને તૈયાર રાખેલી હોવાથી વનરાજના બાણને પોતાના અવ્યર્થ શરસંધાનથી નિમેષમાત્રમાં જ વ્યર્થ કરી નાખ્યો અને તેના એ શરસંધાનવિષયક કૌશલ્યના પરિચયથી તેની ધનુર્વિદ્યાની ઉત્કૃષ્ટતા વનરાજ તથા તેના સંગીઓના જોવા તથા જાણવામાં આવી ગઈ. વનરાજ તેને ધન્યવાદ આપતો કહેવા લાગ્યો કે:—

"વૈશ્યભૂષણ નરપુંગવ, કેવળ વ્યાપારનિપુણ તથા ધનસંચયકારિણી વૈશ્યજાતિમાં જન્મવા છતાં અત્યારના ક્ષત્રિયોમાં પણ ક્વચિત્ જોવામાં આવી શકે છે તેટલી સીમા પર્યન્ત તેં ધનુર્વિદ્યાને પોતાની કરી લીધી છે એમાટે તને હું અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપું છું."

"હજી મારી ધનુર્વિદ્યાના અન્ય પણ એક બે ચમત્કારો મારે તમો ત્રિમૂર્તિને બતાવવાના છે. આ મારા કંઠમાંની સુવર્ણમણિમાલાને પોતાના મસ્ત-

કપર ધારણ કરીને તમારામાંનો કોઈ પણ એક દસ્યુ મારાથી પચાસ હાથના અંતરે સ્થિરતાથી બેસવાને તૈયાર હોય, તો હું મારા શરસંધાનથી તે મનુષ્યના મસ્તકને મારા બાણનો સ્પર્શમાત્ર પણ ન થાય તેવી રીતે આ સુવર્ણમણિમાલાને ઉડાવી દેવાને તૈયાર છું." આ વાક્યોને ઉચ્ચારતાં તે વૈશ્યે પોતાના કંઠમાંની સુવર્ણમણિમાલાને કાઢીને વનરાજના હસ્તમાં આપી દીધી.

"આ સુવર્ણમણિમાલાને મારા મસ્તકપર ધારણ કરીને હું પોતે જ તારા બાણનો લક્ષ્ય થવાને તૈયાર છું." વનરાજે કહ્યું.

"નહિ, આ પ્રયોગ મારાપર થવા દ્યો; કારણ કે, કદાચિત્ વિશ્વાસઘાત થાય, તો પણ આપના પ્રાણ સુરક્ષિત રહે. અમારાં જીવન કરતાં આપ શ્રીમાનનું જીવન કોટિગુણ મૂલ્યવાન્ છે અને આપ શ્રીમાનના જીવનપર ભાવિ કલ્યાણનો સર્વ આધાર રહેલો છે એ વાર્તાને આપ શ્રીમાને નિરંતર સ્મરણમાં રાખવાની છે." આ ઉદ્‌ગારો કાઢીને જીવનસિંહે તે સુવર્ણમણિમાલાને વનરાજના હસ્તમાંથી બળાત્કારે છીનવી લીધી; વનરાજ તેના વાદનો કાંઈ પણ પ્રતિવાદ કરે તે પૂર્વે તો તે ત્યાંથી પચાસ હાથના અંતરે ચાલ્યો ગયો અને તે સુવર્ણમણિમાલાને પોતાના મસ્તકપર ધારણ કરી તે વૈશ્યના શરસંધાનની પ્રતીક્ષા કરતો એક સ્થાનમાં સ્થિરતાથી બેસી ગયો.

બાણાવળી વૈશ્યે પોતાના શરનું એવું તો અન્વર્થ સંધાન કર્યું કે તેનો બાણ જીવનસિંહના મસ્તકપરની સુવર્ણમણિમાલાને ઊપાડીને ત્યાંથી દશ હાથના અંતરે એક વૃક્ષના સ્થાણુમાં પેસી ગયો અને તેમાં પરોવાયલી સુવર્ણમણિમાલા જાણે ખીંટીયે ભેરવીને રાખવામાં આવી હોય! તદ્દત્ દેખાવા લાગી. જીવનસિંહને બાણ ક્યારે આવ્યો અને સુવર્ણમણિમાલા તેના મસ્તકપરથી ક્યારે ઉપડી ગઈ એવું લેશમાત્ર પણ જ્ઞાન થયું નહિ. તે વૈશ્યના ધનુર્વિદ્યાવિષયક અલૌકિક નૈપુણ્યના સાક્ષાત્કારથી વનરાજ તથા તેના સંગીઓ આશ્ચર્યના અર્ણવમાં નિમજ્જિત થઈ ગયા.

"ધન્ય, ધન્ય; વૈશ્યવંશાવતંસ વીરશિરોમણિ, ધન્ય છે તને અને તારાં જન્મદાતા માતાપિતાને! તારા જેવા વીર પુરુષને લૂટીને તારી સાથે વૈર બાંધવું કિંવા તારી હત્યા કરીને ગુર્જરભૂમિને એક વીર સંતાનથી વિહીન કરી દેવી એ કોઈ પણ પ્રકારે ઇષ્ટ ન હોવાથી જો તું યોગ્ય સમયના આગમન પર્યન્ત મારા ભેદને ગુપ્ત રાખવાનું અભિવચન આપતો હોય, તો તને મારો ભેદ જણાવી દઇને તારી સાથે મૈત્રીના બંધનથી બદ્ધ થવાનો મારો પૂર્ણ અભિલાષ છે; કારણ કે, હું તારા સમક્ષ દસ્યુના રૂપમાં વિદ્યમાન હોવા છતાં દસ્યુ નથી; કિન્તુ એક કુલીન ક્ષત્રિય વીર પુરુષ છું અને આ દસ્યુના વ્યવસાયને મારે સંયોગવશાત્ નિરુપાય થઇને જ સ્વીકારવો પડ્યો છે." વનરાજે કેટલોક સમય મૌનાવલંબનપૂર્વક વિચારમાં વીતાવ્યા પછી અમુક નિશ્ચયપર આવીને તે વીર વૈશ્યને સંબોધીને આ ઉદ્‌ગારો કાઢ્યા.

"જો તું વાસ્તવિક દસ્યુ ન હોય અને સંયોગવશાત્ અનિચ્છાપૂર્વક તારે આ નીચ વ્યવસાયને સ્વીકારવો પડ્યો હોય, તો તારી કુલીનતાનો નિશ્ચય

થતાં હું પણ તારી સાથે મૈત્રીના બંધનથી બંધાવાને તેમ જ તને મારાથી આપી શકાય તેવી સર્વ સહાયતાઓ આપવાને તૈયાર છું; કારણ કે, વીર પુરુષ સાથેનો મૈત્રીસંબંધ એ જ વીર પુરુષનું ભૂષણ છે.'' આ વાક્યોને ઉચ્ચારતાં તે વીર વૈશ્યે પોતાના અવશિષ્ટ રહેલા એક બાણને પાછો પોતાના ભાથામાં પધરાવી દીધો.

''જો એમ જ હોય, તો મને પ્રથમ તારાં નામ તથા નિવાસસ્થાન આદિનો પરિચય કરાવી દે કે જેથી મારાથી પણ તને મારા નામનો પરિચય કરાવવાના નિશ્ચયપર આવી શકાય.'' વનરાજે કહ્યું.

''હું કાકર ગ્રામનો નિવાસી છું અને મારું નામ ચંપકસિંહ છે. મારો વ્યાપાર વિશાળ તથા મારી સંપત્તિ કલ્પનાતીત હોવા છતાં લોકો મારી અલૌકિક ધનુર્વિદ્યાના કારણથી મને 'લક્ષ્મીપુત્ર' કિંવા 'વ્યાપારવિશારદ' આદિ ઉપનામોથી ન ઓળખતાં 'બાણાવળી' ઉપનામથી જ ઓળખે છે. હું ધારું છું કે મારું નામ કદાચિત્ તમારા સાંભળવામાં પણ આવ્યું જ હશે.'' તે વૈશ્યે અભિમાનપૂર્વક પોતાના નામ, ઉપનામ તથા નિવાસસ્થાન આદિનો વનરાજ સમક્ષ પ્રકાશ કરતાં આ શબ્દો ઉચ્ચાર્યા.

''કાકર ગ્રામમાં તો એવો ધનાઢ્ય વૈશ્ય એક જ છે અને તેની પત્નીનું નામ શ્રીદેવી છે.'' વનરાજે કાકર ગ્રામના નામના શ્રવણથી વિસ્મયચકિત થઇને પોતાની એક વિશિષ્ટ શંકાના નિવારણમાટે હેતુપૂર્વક આ વાક્ય ઉચ્ચાર્યું.

''શ્રીદેવી મારી જ ગૃહલક્ષ્મી છે અને તેથી તે ધનાઢ્ય વૈશ્ય હું પોતે જ છું.'' ચંપકસિંહે ગંભીરતાથી કહ્યું અને ત્યાર પછી જિજ્ઞાસા દર્શાવી કે: ''એ તો ઠીક; પરંતુ મારી ગૃહલક્ષ્મીનું નામ તારા જાણવામાં કેવી રીતે આવ્યું?''

''અમો ગઈ કાલે જ રાત્રિના સમયમાં કાકર ગ્રામમાંના તમારા પ્રાસાદમાં ચોરી કરવાને ગયા હતા તે વેળાયે તમારાં સતી સાધ્વી ગૃહલક્ષ્મી શ્રીદેવીના દર્શનનો લાભ અમોને મળ્યો હતો અને તે દેવીએ અમારો દેવતુલ્ય સત્કાર કરીને તમારા ગૃહમાં જેટલી હતી તેટલી સર્વ સંપત્તિ ઇચ્છા તથા આનંદપૂર્વક અમારા હસ્તમાં સમર્પી દીધી હતી. વાતપરથી વાત નીકળતાં તેમણે તમારી ધનુર્વિદ્યાપારંગતતાનો પણ એક વાર ઉલ્લેખ કર્યો હતો એનું હવે મને સ્મરણ થાય છે.'' વનરાજે ચંપકસિંહને આશ્ચર્યમાં ડુબાવી દેનારાં વાક્યો ગંભીરતાથી ઉચ્ચાર્યાં.

''તમો મારા આગારમાં ચોરી કરવાને ગયા હતા છતાં મારી પત્નીએ તમારો દેવતુલ્ય સત્કાર કર્યો અને મારા ગૃહમાં જેટલી હતી તેટલી સર્વ સંપત્તિ તમારા હસ્તમાં સમર્પી દીધી? આશ્ચર્ય!'' ચંપકસિંહે આશ્ચર્ય દર્શાવ્યું.

''તમારા જેવા એક મહાશૂરવીર પુરુષની ગૃહલક્ષ્મી દેશોદ્ધારના કાર્યમાટે ગૃહમાંની સર્વ સંપત્તિ કોઈ દેશોદ્ધારક વીર નરના કરમાં સમર્પી દે એમાં તમોને આશ્ચર્ય જેવું શું જણાય છે વારુ?'' જીવનસિંહે કહ્યું.

''દેશોદ્ધારના કાર્યમાટે અને દેશોદ્ધારક વીર નરના કરમાં? આ તો તમો મને અધિકાધિક આશ્ચર્યમાં નાખતા જાઓ છો.'' ચંપકસિંહ બોલ્યો.

"જેમની સાથે અત્યારે તમો વાર્તાલાપ કરી રહ્યા છો તે તરૂણુ તથા તેજસ્વી વીર નર કોણુ છે એ અદ્યાપિ તમો જાણતા નથી તેથી જ તમારા મનમાં આટલું આશ્ચર્ય થયા કરે છે. આ મહાભાગ વીરનરના નામને જાણતાં જ તમારા આ આશ્ચર્યનો અંત આવી જશે અને એ ઘટના તમોને એક સામાન્યથી પણુ સામાન્ય ઘટના તરીકે જ જણાશે એવો અમારો તો દૃઢ નિશ્ચય છે." જગત્સિંહે ગંભીરતાથી કહ્યું.

"આ તરૂણુ વીર પુરુષ કોણુ છે?" ચંપકસિંહે આતુરતાયુક્ત જિજ્ઞાસા દર્શાવી.

"તમારા સમક્ષ પાષાણુશિલાપર અત્યારે વિરાજેલા આ તરૂણુ તથા તેજસ્વી વીર નર અન્ય કોઈ નહિ, પણુ કૈલાસવાસી ગુર્જરાધીશ જયશિખરી દેવના યુવરાજ, વનવાસિની વિધવા મહારાજ્ઞી રૂપસુન્દરીદેવીના એકમાત્ર જીવનવિશ્રામ ચિરંજીવી, દિવ્ય દેશોદ્ધારક તથા ગુર્જરભૂમિના ભાવી ભૂપાલ વનવાસી વનરાજ પોતે જ છે." આવી રીતે ચંપકસિંહને વનરાજનો પરિચય કરાવીને જગત્સિંહે કાકર ગ્રામમાંના તેના આગારમાં શ્રીદેવીએ કરેલા વનરાજના સત્કાર તથા તે સત્કારના કારણુનો ઇત્થંભૂત વૃત્તાન્ત કહી સંભળાવ્યો.

જગત્સિંહના મુખથી એ વૃત્તાન્ત સાંભળીને ચંપકસિંહ દીનતા તથા વિનયને દર્શાવતો વનરાજનાં ચરણોને હસ્તસ્પર્શ કરીને કહેવા લાગ્યો કે: "મારી પર્ણુકુટીની ભૂમિ આપ શ્રીમાનનાં ચરણુસ્પર્શથી પવિત્ર થઈ છે અને મારી અવિદ્યમાનતામાં મારી ગૃહલક્ષ્મીએ આપ શ્રીમાનનો યથોચિત સત્કાર કરીને મારી અલ્પસ્વલ્પ સંપત્તિને આપ શ્રીમાનના હસ્તમાં સમર્પી દીધી છે એ વૃત્તાન્તના શ્રવણુથી મારા આનન્દનો અતિરેક થઈ ગયો છે અને એ ઘટનાને હું મારા સદ્ભાગ્યની સીમા તરીકેજ માનું છું. મારાં એવાં ભાગ્ય કયાંથી કે અમારા ઉદ્ધારક અને અમારા ભાવી ગુર્જરાધીશના વરદહસ્તથી મારી સંપત્તિનો દેશોદ્ધારના કાર્યમાં વ્યય થાય અને દેશોદ્ધારના પુણ્યના અલ્પાંશના ભાગી થવાનો સુયોગ મને પણુ પ્રાપ્ત થઈ જાય! મારી પત્નીએ મારી અનુપસ્થિતિ આપ શ્રીમાનને જણાવા નથી દીધી અને આપ શ્રીમાનનો યોગ્ય સત્કાર કરીને મારી પ્રતિષ્ઠાને જાળવી છે એમાટે મારી પત્નીને પણુ હું ધન્યવાદ આપું છું અને મને આવી દેશભક્ત તથા રાજભક્ત પત્ની અર્પવામાટે પરમાત્માનો હું અંતઃકરણપૂર્વક વારંવાર આભાર માનું છું. આપ શ્રીમાનને હું ઓળખતો ન હોવાથી અતઃપૂર્વ આપ શ્રીમાન્ સાથેના વાર્તાલાપમાં મારાથી અજ્ઞાનવશતાના યોગે સભ્યતા તથા વિનયનું પાલન કરી શકાયું નથી તેની આપ શ્રીમાન્ મને ઉદારતાથી ક્ષમા આપશો અને આજથી મને પોતાના એક સેવક તરીકે સ્વીકારી લેશો એવી આપ શ્રીમાનનાં ચરણોમાં મારી નમ્ર પ્રાર્થના છે. મારી જેટલી સંપત્તિ છે તે આપ શ્રીમાનની જ છે અને તે સંપત્તિને જ્યારે પણુ આપ શ્રીમાનની આજ્ઞા થશે ત્યારે આપ શ્રીમાનનાં ચરણોમાં સમર્પી દેવામાં આવશે એ આપ શ્રીમાને નિશ્ચયપૂર્વક માની લેવાનું છે; કારણુ કે, આ ચંપકસિંહનો જનક પણુ એક છે અને શબ્દ પણુ એક જ છે."

"ધન્ય છે, ચંપકસિંહ, તમારી દેશભક્તિ તથા રાજભક્તિને. પ્રજ્વલિત દીપકની જ્યોતિપ્રતિ આકૃષ્ટ થનારા પતંગો તો અનેક હોય છે; પરંતુ બુઝાઈ

ગયેલા દીપક ઉપર પોતાના પ્રાણને ઓવારી નાખનાર પતંગ તો કોઈ વિરલજ જોવામાં આવે છે; સજીવન સ્વામીના સુખની સંભોગિની સુન્દરીઓની સૃષ્ટિમાં જ્યાં જુઓ ત્યાં વિપુલતા જણાય છે; પરંતુ મૃત્યુના મુખમાં જઈ પડેલા પતિની ચિતામાં આરોહણ કરીને બળી મરનારી સતી સાધ્વીઓ કેવળ આપણી પવિત્ર ભરતભૂમિમાં વસતી આર્યજાતિમાં અને તે પણ અલ્પ સંખ્યામાં જ દૃષ્ટિગોચર થઈ શકે છે તેમ જ ઉદય પામતા સૂર્યનારાયણને મસ્તક નમાવીને અક્ષત ચઢાવનારા મનુષ્યોની સંખ્યા વિશાળ હોવા છતાં અસ્ત પામતા રવિનારાયણને નમનપૂર્વક અક્ષત અર્પનાર તો કોઈ વિરલતમ સૂર્યસેવક જ હોય છે એ વિશ્વનો નિયમ તો તમારા જાણવામાં હોવો જ જોઇએ. અત્યારે ગુજરાતના સમ્રાટ્‌ના નામથી ઓળખાતા ભૂવડ સોલંકીની સ્થિતિ પ્રજ્વલિત દીપકની જયોતિ, સજીવન સ્વામી તથા ઉદય પામતા સૂર્યનારાયણ સમાન હોવાથી પૃથ્વી, પદવી, ધનસંપત્તિ તથા સત્તા આદિની પ્રાપ્તિની લાલસાથી તેના પક્ષમાં જઈ મળનારા સ્વાર્થપરાયણ મનુષ્યોની સંખ્યા વિશાળ છે અને મારી અવસ્થા અત્યારે નિર્વાણોન્મુખ દીપક, મરણોન્મુખ સ્વામી તથા અસ્તોન્મુખ રવિનારાયણ સમાન હોવાથી અને મારા પક્ષમાં આવી મળનારાઓને પોતાનાં ગૃહ, ધન, પુત્ર, કલત્ર તથા પ્રાણ આદિની આશાને ત્યાગી દેવાની સર્વથી પ્રથમ આવશ્યકતા હોવાથી મારા પક્ષમાં આવી મળનારા તમારા જેવા અલૌકિક દેશભક્ત તથા અદ્વિતીય રાજભક્ત પુરુષોની સંખ્યા આજકાલના ગુર્જરરાષ્ટ્રમાં સ્વલ્પ હોય એ સ્વાભાવિક હોવાથી જ મારા સ્વીકૃત દેશોદ્ધારના કાર્યમાં આટલો વિલંબ થઈ રહ્યો છે અને આપણી ગુજરાત માતા અદ્યાપિ પરાધીનતાને ભોગવતી આપણા જોવામાં આવ્યા કરે છે. જો ગુજરાતના એક ચતુર્થાંશ મનુષ્યોના હૃદયમંદિરમાં તમારી દેશભક્તિ સમાન દેશભક્તિની જ્યોતિ પ્રકટ થાય, તો ગુજરાતમાંથી પરકીય રાજસત્તાનું આવતી કાલે જ ઉન્મૂલન થઈ જાય અને ગુજરાત માતા સ્વાધીનતાના નંદનવનમાં વિહરતી આપણને દેખાય એમાં લેશમાત્ર પણ સંશય નથી. પરંતુ હવે જ્યારે તમારા જેવા સાધનસંપન્ન તથા શૌર્યસંપન્ન પુરુષોની અનુકંપાને મેળવવાના પ્રસંગો અમોને પ્રાપ્ત થવા લાગ્યા છે અને શ્રીદેવી જેવી વેશ્યા મહિલાઓનાં હૃદયોમાં પણ દિવ્ય દેશભક્તિ તથા રમણીય રાજભક્તિની જ્યોતિ પ્રકટવા માંડી છે એટલે એવી આશા રાખી શકાય છે કે ગુજરાત માતાના ઉદ્ધારનો સમય નિકટમાં આવી લાગ્યો છે અને ગુર્જરરાષ્ટ્રમાંથી પરકીય રાજસત્તારૂપ વૃક્ષના ઉન્મૂલનકાર્યનું મંગળાચરણ થઈ ચૂક્યું છે. ભગવાન્ સોમેશ્વર આપણી એ ભદ્ર આશાને સત્વર ફળીભૂત કરે." વનરાજે ચંપકસિંહને ધન્યવાદ આપતાં ગુજરાતની તાત્કાલિક પરિસ્થિતિનો પણ પરિચય કરાવી દીધો.

"પ્રતાપી યુવરાજ, જેમ દિવસ પછી દિવસ નથી આવતો તેવી જ રીતે રાત્રિ પછી રાત્રિ પણ નથી જ આવતી. ભૂવડ સોલંકીનો ગુર્જરરાષ્ટ્રગગનમાં વિહરતો સત્તારૂપ સૂર્ય ગગનમંડળના કેન્દ્રસ્થાનમાં આવી ગયેલો હોવાથી હવે અસ્તા-

ચલની દિશામાં નમવા લાગ્યો છે અને આપ શ્રીમાનની દુઃખરૂપિણી નિશાનો અંત થયેલો હોવાથી આપ શ્રીમાનની સુખરૂપિણી ઉષાનો સૌમ્ય પ્રકાશ આકાશમંડળમાં વિલસવા લાગ્યો છે એટલે આપ શ્રીમાનનો વિજય તથા ગુજરાત માતાનો ઉદ્ધાર હવે નિકટવર્તી છે. હવે ધીમેધીમે મારા જેવા અનેક સહાયકો આપ શ્રીમાનના પક્ષમાં આવી મળશે એ આપ શ્રીમાને નિશ્ચયપૂર્વક માની લેવાનું છે." ચંપકસિંહે આશાના ઉજ્જ્વલ સ્વરૂપનું દર્શન કરાવ્યું.

"તથાસ્તુઃ" આ શબ્દોને ઉચ્ચારીને વનરાજે ચંપકસિંહને પૂછ્યું કે: "મારાં ધર્મભગિની શ્રીદેવીએ મને કહ્યું હતું કે તમોને ધનુર્વિદ્યાનું શિક્ષણ તમારા સ્વર્ગવાસી પિતાશ્રીએ જ આપ્યું હતું, તો એ વાર્તા સત્ય છે કે કેમ ?"

"જી હા, યુવરાજ, એ વાર્તા અક્ષરશઃ સત્ય છે." ચંપકસિંહે વિનયપૂર્વક ઉત્તર આપ્યું.

"ધનુર્વિદ્યા કોઈ પણ યુગમાં વૈશ્યોનો વિષય ન હોવા છતાં તમારા સ્વર્ગવાસી પિતાશ્રીએ હિંસાત્મિકા ધનુર્વિદ્યાનું શિક્ષણ તમોને શા કારણથી અને શા ઉદ્દેશથી આપ્યું હશે એની વાસ્તવિક કલ્પના મારાથી નથી જ કરી શકાતી." વનરાજે વિસ્મયનો ભાવ દર્શાવ્યો.

"મારા મનમાં પણ આ વાર્તાનું ક્ષણે ક્ષણે આશ્ચર્ય થયા કરે છે. એક અહિંસાવાદી વૈશ્ય પોતાના પુત્રને હિંસાત્મિકા ધનુર્વિદ્યાનું શિક્ષણ આપે એ તો એક મહદાશ્ચર્ય જ કહી શકાય." જગત્સિંહે પણ વિસ્મયનું દર્શન કરાવ્યું.

"મારા પિતાશ્રી વૈશ્ય હોવા છતાં સામાન્ય વૈશ્યોના વિચારોથી તેમના કેટલાક વિચારો સર્વથા ભિન્ન તથા વ્યવહારપરાયણ હતા, અને તેથી જ તેમણે મને મારી બાલ્યાવસ્થામાં ધનુર્વિદ્યાનું શિક્ષણ આપ્યું હતું." ચંપકસિંહ વનરાજ તથા તેના સંગીઓના આશ્ચર્યને નિવારવાનો યત્ન કરતો ગંભીરતાથી કહેવા લાગ્યો: "મારા પિતાશ્રીની એવી દૃઢ માન્યતા હતી કે ક્ષત્રિયજાતિને જેવી રીતે પોતાના રાજ્ય તથા પોતાની પ્રજાના રક્ષણમાટે શસ્ત્રવિદ્યા તથા અસ્ત્રવિદ્યાની અનિવાર્ય આવશ્યકતા હોય છે તેવી જ રીતે બ્રાહ્મણ, વૈશ્ય તથા શૂદ્ર જાતિના મનુષ્યોમાટે પણ આત્મરક્ષાના સાધન તરીકે શસ્ત્રવિદ્યા તથા અસ્ત્રવિદ્યા અથવા સંક્ષેપમાં કહેવામાં આવે, તો યુદ્ધવિદ્યા અત્યંત આવશ્યકીય છે; કારણ કે, કોઈ પણ જાતિના મનુષ્યને પોતાના જીવનકાળમાં ચોરો તથા લૂટારાના હાથમાં સપડાઈ જવાના; તેમની પત્નીઓ, ભગિનીઓ તથા પુત્રીઓપર બળાત્કાર તથા અત્યાચાર થવાના તેમ જ હિંસક પશુઓ આદિના પંજામાં આવી જવાના પ્રસંગો અવશ્ય પ્રાપ્ત થતા રહે છે અને એવા પ્રસંગોમાં જે મનુષ્ય અશક્ત તથા શસ્ત્રાસ્ત્રચાલનની વિદ્યાથી અજ્ઞ હોય છે તેની લક્ષ્મીને ચોરો ચોરી જાય છે અથવા લૂટારા લૂટી જાય છે; તેની પત્ની, ભગિની તથા પુત્રીપર તેના દેખતાં જ દુષ્ટ જનોદ્વારા ભીષણ બળાત્કાર તથા અત્યાચાર થતા રહે છે અને તે પોતે હિંસક પશુનો ભક્ષ થઈ જાય છે. અશક્તિ, શૌર્યાભાવ તથા યુદ્ધવિદ્યાના અભાવના યોગે તેનાથી પોતાના જીવનની રક્ષા પણ નથી કરી શકાતી, તો તેનાથી પોતાની લક્ષ્મી તથા પોતાની પત્ની, ભગિની

તથા પુત્રી આદિના શીલની રક્ષા તો ક્યાંથી જ કરી શકાય? જો કે એ વાર્તા સત્ય છે કે આવા પ્રસંગોમાં પ્રજાની જીવનરક્ષા, માનરક્ષા તથા ધનરક્ષાનો ભાર રાજા અથવા ક્ષત્રિયજાતિના શિરપર રહેલો હોય છે; પરંતુ આવા પ્રસંગો ક્યારે તથા કઈ વેળાયે તેમ જ કયા સ્થાનમાં આવીને ઉપસ્થિત થઈ જશે એનો કશો પણ નિયમ ન હોવાથી આવા પ્રત્યેક પ્રસંગે રાજા, રાજાના રાજ-કર્મચારીઓ તથા અન્ય ક્ષત્રિય વીરોની ઉપસ્થિતિ હોતી નથી અને તે ન હોય એ સ્વાભાવિક હોવાથી દુષ્ટ જનો અશક્ત મનુષ્યના જીવનની તેમ જ અશક્ત મનુષ્યના ગૃહની સ્ત્રીઓના શીલની એક વાર તો અવશ્ય હાનિ કરી જ નાખે છે અને તેના ધનને પણ ચોરી અથવા લૂટી જાય છે; પછી જ્યારે તેઓ પક-ડાય અને રાજા તેમને તેમના અપરાધનો ઉચિત દંડ આપે ત્યારની વાત ત્યારે. ઘણીક વાર તો એવા ચોરો, લૂટારાઓ તથા અત્યાચારીઓ પકડાતા જ નથી અને કદાચિત્ પકડાઇને દંડભાગી થાય છે, તો પણ તેથી તે મનુષ્યને તેના ગત્ત જીવનની તેમ જ તેના કુટુંબની કુલકામિનીઓને તેમના ભ્રષ્ટ થયેલા વિશુદ્ધ શીલની પુનઃ પ્રાપ્તિ તો નથી થતી તે નથી જ થતી. 'पराधीनं वृथा जन्म' એ નીતિશાસ્ત્રનું પ્રધાન સૂત્ર હોવાથી આત્મરક્ષા, નારીરક્ષા તથા ધનરક્ષા-માટે રાજા અથવા ક્ષત્રિયજાતિના બળપર આધાર રાખીને પરાધીન થઈ બેસી રહેવું અને આત્મરક્ષા, નારીરક્ષા તથા ધનરક્ષાની યોગ્યતાને પોતે જ પ્રાપ્ત ન કરી લેવી એ મનુષ્યનો એક અક્ષમ્ય પ્રમાદ છે, અને એ પ્રમાદનાં કટુ ફળો મનુષ્યોને અનેક વાર ચાખવાં પડે છે. આ વિશ્વમાં બલાઢ્યતા જ જીવન છે અને મનુષ્યનું જો કોઈ પણ વાસ્તવિક મૃત્યુ હોય તો તેની નિર્બળ-તા જ છે. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવાથી શાસ્ત્રપ્રણેતાઓએ પણ સ્પષ્ટ તથા ભીષણ ગર્જનાથી એવી જ ઘોષણા કરેલી છે કે: 'नायमात्मा बलहीनेन लभ्यः' એટલે કે 'નિર્બળ મનુષ્યને આત્મપ્રાપ્તિ નથી થતી.' આ વાક્ય અત્યંત રહસ્ય-પૂર્ણ છે અને તેથી જીવનસંગ્રામમાં વિજેતા થવામાટે બલાઢ્યતાની પ્રાપ્તિ કરી લેવી એ પ્રત્યેક મનુષ્યનો અન્ય સર્વ ધર્મોથી અગ્ર ભાગમાં વિરાજતો તથા સર્વથી વિશેષ આવશ્યકીય પ્રધાન ધર્મ છે. આપ શ્રીમાન્‌ને આ ધર્મની મહત્તા નવીનતાથી દર્શાવવી પડે તેમ નથી. બલાઢ્યતાના સંબંધમાં મારા સ્વર્ગીય પિતાશ્રીની જેવી ભાવના હતી તેવી જ ભાવના મારી પોતાની પણ હોવાથી મારા પિતાશ્રીના પરલોકવાસ પછી મારા ધનુર્વિદ્યા વિષયક અભ્યાસને અત્યાર સૂધી ચાલૂ રાખીને મેં ધનુર્વિદ્યામાં આટલી સીમા પર્યન્ત નિપુણતા પ્રાપ્ત કરી લીધી છે; માત્ર એટલું જ નહિ, પણ મારા મનમાં ગાંડીવધર અર્જુનતુલ્ય ધનુર્ધર થવાની મહત્ત્વાકાંક્ષા વસી રહેલી હોવાથી હું જ્યારે ધનુ-ર્વિદ્યાની અંતિમ સીમાને ઉલ્લંઘી જઇશ ત્યારે જ મારું હૃદય સંતુષ્ટ થવાનું છે."

"પરમાત્મા તમારી આ મહત્ત્વાકાંક્ષાને પૂર્ણ કરે અને તમો આ યુગના ધનુર્ધર પાર્થ તરીકે વિખ્યાત થાઓ એવો મારો તમોને અંતઃકરણપૂર્વક આશીર્વાદ છે; પરંતુ તે સાથે મારો તમોને જે એક આગ્રહ છે તે એ કે જેવી રીતે તમોએ પોતાની સંપત્તિને દેશકલ્યાણમાટે સમર્પી દેવાની ઉદારતા દર્શાવી

છે, તેવી જ રીતે તમારી આ અલૌકિક ધનુર્વિદ્યાને પણ આત્મરક્ષા, નારીરક્ષા તથા ધનરક્ષાની સીમામાં જ બદ્ધ ન રાખતાં તેનો દેશકલ્યાણના વિશાળતમ ક્ષેત્રમાં પ્રવેશ કરાવો, આપણા દેશના શત્રુઓને તમારા ધનુષ્યનો ટંકાર સંભળાવો અને તમારા ધનુષ્યમાંથી છૂટતા બાણોવડે આપણા દેશના, આપણી જનની જન્મભૂમિના શત્રુઓનાં વક્ષ:સ્થળોને વીંધી બતાવો; કારણ કે, જ્યાં સુધી તમારી આ અલૌકિક ધનુર્વિદ્યાનો દેશકલ્યાણના કાર્યમાં ઉપયોગ નહિ થાય, ત્યાં સુધી તમારી ધનુર્વિદ્યા વિશ્વવિખ્યાત, ઇતિહાસપ્રસિદ્ધ તથા કીર્તિપાત્ર નથી જ થવાની. અત્યારે અમોને દેશોદ્ધારના કાર્યમાટે તમારા જેવા દેશભક્ત તથા રાજભક્ત ધનાઢ્ય પુરુષોના ધનની જેટલી આવશ્યકતા છે તેથી પણ અધિક તમારા જેવા શૂરવીર પુરુષોની આવશ્યકતા છે અને તેટલામાટે મારો તમોને આગ્રહપૂર્વક અનુરોધ છે કે જ્યાં સુધી આપણા દેશમાંથી પરકીય રાજસત્તારૂપ તરુનું સમૂલ ઉન્મૂલન ન થઈ જાય, આપણા દેશમાં સ્વકીય રાજસત્તારૂપ વૃક્ષનું બીજારોપણ ન થાય અને આપણી જનની જન્મભૂમિ પુન: એક વાર સ્વાધીનતાના નંદનવનમાં વિહરતી આપણને ન દેખાય ત્યાં સુધી તમારી ધનોત્પાદિની વૈશ્યવૃત્તિને સર્વથા ત્યાગી દ્યો, દેશોદ્ધારકોની નામાવલીમાં તમારા શુભ નામને લખાવી દ્યો, મારા પૂજ્ય માતુલ મહાવીર શૂરપાળ તથા મારા દેશોદ્ધાર વિષયક પ્રયત્નોના પુરસ્કારક થાઓ, તમારા ધનબળથી એક સ્વતંત્ર સૈન્યને નિર્માણ કરીને તે સૈન્યના સેનાધ્યક્ષની પદવીને ધારી લ્યો, શત્રુઓના સંહારથી દેશોદ્ધારના કાર્યને આરંભી દ્યો અને તમારા વિજયદુન્દુભિના ભીષણ નાદવડે દશ દિશાઓને નિનાદિત કરીને અક્ષતયૌવના કીર્તિકામિનીને વરી લ્યો. જો તમારી દેશભક્તિ તથા રાજભક્તિ દૃઢ હશે તેમ જ તમારો આત્મવિશ્વાસ અવિચલ હશે, તો તમારો પરાજય કદાપિ નથી જ થવાનો. જો તમો અમારા આ દેશોદ્ધારક કાર્યમાં એક યોદ્ધા તરીકે અમારી સાથે જોડાશો અને આપણા દેશોદ્ધાર વિષયક પ્રયત્નો સફળ થતાં મને ગુર્જરાધીશ થવાનો અવસર પરમાત્માની કૃપાથી પ્રાપ્ત થશે, તો હું તમોને અભિવચન આપું છું કે મારા પ્રધાન સચિવની પદવીથી હું તમોને જ વિભૂષિત કરીશ અને તમારા નામ તથા તમારી કીર્તિને વિશ્વના ઇતિહાસમાં અવિચલ રાખવામાટે ગુજરાતમાં તમારા નામથી એક નગર વસાવીને તે નગરના સ્વામી તરીકેના અધિકારો પણ તમોને જ સમર્પી દઇશ," વનરાજે ચંપકસિંહને સંબોધીને ગંભીર મુદ્રા તથા ગંભીર સ્વરથી આ ઉદ્‌ગારો કાઢ્યા અને ત્યાર પછી ચંપકસિંહના ઉત્તરની પ્રતીક્ષા કરતો તે મૌનનું અવલંબન કરીને બેસી રહ્યો.

વનરાજના ઉત્સાહવર્ધક તથા ઉત્સાહપ્રેરક ભાષણનું ચંપકસિંહના હૃદયમાં તત્કાળ ઇષ્ટ પરિણામ થઈ ગયેલું હોવાથી ચંપકસિંહ વનરાજના પ્રસ્તાવને સ્વીકારતો ઉત્સાહપૂર્ણ ભાવનાથી કહેવા લાગ્યો કે: "અમારા ભાવી ગુર્જરાધીશ, અમારી સર્વ શુભ આશાઓના એકમાત્ર કેન્દ્રસ્થાન અને ગુર્જરભૂમિના ઉદ્ધારક દેવ, આપશ્રીમાનની આજ્ઞા અમારા માટે ઈશ્વરની આજ્ઞા સમાન હોવાથી

આજથી અને અત્યારના ક્ષણથી જ હું આપ શ્રીમાનની આજ્ઞા અનુસા
દ્ધારના મંગલ કાર્યમાટે શસ્ત્ર તથા અસ્ત્રને હસ્તમાં ધારણ કરીને મારા
રણશૂર અનુયાયી જનો સહિત રણભૂમિમાં અવતીર્ણ થવાની પ્રતિજ્ઞા
થાઉં છું અને ભવિષ્યમાં કેવળ દેશસેવા જ મારો એકમાત્ર વ્યવસાય
એ આપ શ્રીમાને નિશ્ચયપૂર્વક માની લેવું. એ દેશસેવાના વ્યવસાય
અન્ય લાભ થાય કિંવા ન થાય એની મને લેશમાત્ર પણ ચિન્તા
નહિ અને ભવિષ્યમાં થવાની પણ નથી. જો આપણા સર્વના એકત્ર પ્ર
ગુજરાત સ્વાધીન થઈ જશે અને ગુજરાતની પરાધીનતાનો અંત આ
તો એને જ હું મોટામાં મોટો લાભ માનીશ અને મારા જીવનની સ
થઈ ગયેલી પ્રમાણીશ. આ પ્રદેશમાં મારી આજ્ઞા સાંભળતાંની સાથે
ભૂમિના સમરયજ્ઞમાં પોતાના પ્રાણોની આહુતિ આપવાને તૈયાર
મારા બે હજાર અનુયાયી જનો તૈયાર હોવાથી તેમ જ એવા અન્ય
અનુયાયી જનોને મેળવી લેવાનું કાર્ય મારા માટે કઠિન ન હોવાથી
એક સપ્તાહ જેટલા સમયમાં જ આપ શ્રીમાન્ જે સ્થાનમાં આવવા
સૂચના આપશો તે સ્થાનમાં હું મારા સૈન્ય સહિત આવી પહોંચી
આપ શ્રીમાનની આજ્ઞા તથા ઇચ્છા અનુસાર આપ શ્રીમાનની સેવામ
રહીશ. પરંતુ આપ શ્રીમાનને આવી મળવા પૂર્વે મારે મારી ગૃહલક્ષ્મ
સુરક્ષિત સ્થાનમાં રાખવાની વ્યવસ્થા કરી લેવી પડશે; કારણ કે, ન
હું આપ શ્રીમાનના પક્ષમાં ભળી ગયો છું એ વાર્તા ભૂવડના દુષ્ટ
તથા રાજપ્રતિનિધિઓના જાણવામાં આવતાં તેઓ મારા વૈરની મા
લક્ષ્મી પાસેથી વસૂલાત કરવાના નીચ પ્રયત્નો કર્યા વિના નહિ જ જ
મારી દેવકન્યાતુલ્ય ગૃહલક્ષ્મીની શત્રુઓના હસ્તથી અપ્રતિષ્ઠા અથવ
થવા દેવી એ મને ઇષ્ટ નથી ભાસતું."

"પોતાની ગૃહલક્ષ્મીની અકારણ અપ્રતિષ્ઠા તથા હત્યા થવા
કોઇને પણ ઇષ્ટ ન ભાસે એ સ્વાભાવિક છે, અને તેટલામાટે માર
ભગિની શ્રીદેવીને કોઈ સુરક્ષિત સ્થાનમાં રાખવાની વ્યવસ્થા સર્વથી
આવશ્યકીય છે. જો તમારો કોઈ પણ પ્રકારનો વિરોધ ન હોય, તો
મારાં પૂજ્ય માતુશ્રી દેવી રૂપસુન્દરી તથા મારાં પૂજ્ય મામીશ્રી કા
પોતાનાં વિશ્વાસપાત્ર પરિચારકો તથા પરિચારિકાઓ સહિત જે અત્યં
તથા સુરક્ષિત સ્થાનમાં નિવાસ કરી રહ્યાં છે તે સ્થાનમાં જ મારાં ધર્મ
શ્રીદેવીને પણ મોકલી આપવાની હું વ્યવસ્થા કરી આપું. હું તમાર
મારા વિશ્વાસપાત્ર અનુયાયીઓને મોકલીશ, તેમને સાથે લઇને તમે
પણ ત્યાં જજો અને તમોને તથા મારાં ધર્મભગિનીને જો તે સ્થાન નિવા
જણાય તો મારાં ધર્મભગિનીને ત્યાં રાખી આવજો, અને નહિ તો કો
સ્થાનમાં તેમના નિવાસનો પ્રબંધ કરી આપજો. મારી તો એવી મ
છે કે મારાં માતુશ્રી તથા મારાં મામીશ્રીના સહવાસમાં મારાં ધર્મભ
સમય આનન્દપૂર્વક વીતતો રહેશે અને મારાં ધર્મભગિનીના સહવાસથ

માતુશ્રી તથાં મારાં મામીશ્રીને પણ એક પ્રકારનાં અવર્ણનીય આનન્દનો અનુભવ થતો રહેશે. છતાં જેવી તમારી ઇચ્છા." વનરાજે શ્રીદેવીના ગુપ્ત નિવાસના ઉપાયને દર્શાવતાં આ વાકયો સ્નેહાર્દ્રતાથી ઉચ્ચાર્યાં.

"મારી ધર્મપત્નીને મહારાજ્ઞીશ્રી રૂપસુન્દરી દેવી તથા શ્રીમતી કાન્તાદેવી સમાન પ્રાતઃસ્મરણીયા આદર્શ આર્યનારીઓની સહવાસિની થવાના અવસરની અચિંત્ય પ્રાપ્તિ થાય એ તો મારી ધર્મપત્ની તથા મારા કુલના સદ્ભાગ્યની ચરમ સીમા થયેલી જ કહેવાય. જો આ વ્યવસ્થા થઈ શકતી હોય તો પછી મારી ગૃહલક્ષ્મીના ગુપ્ત નિવાસની અન્ય વ્યવસ્થા કરવાની કશી પણ આવશ્યકતા છે જ નહિ. મારી ગૃહલક્ષ્મીને મહારાજ્ઞીશ્રી રૂપસુન્દરીદેવી પાસે પહોંચાડવામાં જેટલા દિવસ જશે તેટલા દિવસ પછી હું મારા સૈન્ય-સહિત આપ શ્રીમાનની સેવામાં ઉપસ્થિત થઈ જઇશ. માત્ર સ્થાનનું નામ મને જણાવી દેજો." ચંપકસિંહે વનરાજના પ્રસ્તાવને અત્યંત હર્ષપૂર્વક સ્વીકારી લીધો.

"હું મારા પૂજ્ય મામાને મળ્યા પછી તે સ્થાનનું નામ તમોને દૂતદ્વારા જણાવીશ. મારાં ધર્મભગિનીને મારાં પૂજ્ય માતુશ્રી પાસે મૂકી આવ્યા પછી જ્યાંસુધી અમારો દૂત તમારી પાસે ન આવે ત્યાંસુધી તમો કાકર ગ્રામમાંના તમારા આગારમાં જ વિદ્યમાન રહેજો અને તમારી સંપત્તિની સુરક્ષિતતાની પણ જે કાંઈ વ્યવસ્થા કરવાની હોય તે વેળાસર કરી રાખજો." વનરાજે કહ્યું.

"જેવી શ્રીમાનની ઇચ્છા." ચંપકસિંહે આજ્ઞાધીનતા દર્શાવી.

"બંધુ જગત્સિંહજી, સૂર્યનારાયણ અસ્તાચલગામી થઈ ગયા છે અને નિશાદેવીએ પોતાના અંધકાર નામક અગ્રદૂત દ્વારા પોતાના આગમનની સૂચના આપવા માંડી છે એટલે આપણે હવે અલ્પસ્વલ્પ આહાર કરીને જલપાન કરી લઇએ તો સારું; કારણ કે, આપણા અનુયાયી જનો આવી લાગશે એટલે પછી આપણને સમસ્ત રાત્રિનો પ્રવાસ કરવાનો હોવાથી ખાનપાનમાં વીતાડી શકાય તેટલો અવકાશ ભાગ્યે જ મળી શકશે અને તેમ થતાં અશ્વના પૃષ્ઠભાગમાં વિરાજીને જ ઉદરપૂજા કરવી પડશે." વનરાજે ભોજન તથા જલપાનની ઇચ્છા દર્શાવી.

"મારા અશ્વના ખુર્જિનમાં બાજરાના રોટલા, મરચાં, ડુંગળી તથા વાટેલું મીઠું તૈયાર છે અને નિર્મળ જળની તો અહીં ન્યૂનતા છે જ નહિ." જગત્સિંહે કહ્યું.

"અને મારા ઊંટના ખુર્જિનમાં મગજના લાડૂ, મોળી પૂરી, ખારી પૂરી, ફૂલવડી તથા બેત્રણ પ્રકારનાં આથણાં તૈયાર છે તે હું પણ લાવીને આપ શ્રીમાનની સેવામાં ઉપસ્થિત કરું છું, કે જેથી વનભોજનનો આજે ઉત્તમ સમારંભ થઈ જાય." આ શબ્દોને ઉચ્ચારતો વૈશ્યવર્ય ચંપકસિંહ ખાદ્યસામગ્રીને લાવવામાટે જ્યાં તેનો ઊંટ બેઠો હતો ત્યાં જવાને ચાલતો થયો.

વનરાજ, જગત્સિંહ તથા જીવનસિંહ ત્રણે ક્ષત્રિય હોવાથી એક વસ્ત્રને પૃથ્વીપર પાથરીને સાથે જ જમવાને બેસી ગયા અને ચંપકસિંહ વૈશ્ય હોવાથી તેમને સંપૂર્ણ ખાદ્યસામગ્રી આપ્યા પછી તેમનાથી જરા છેટો જમવાને બેઠો.

તેઓ આનન્દપૂર્વક ઉદરપૂર્ણ કરીને ભોજનકાર્યથી નિવૃત્ત થવાની તૈયારીમાં હતા એટલામાં અશ્વોનાં ચરણોનો ધ્વનિ તેમનાં શ્રવણોમાં આવીને અથડાયો અને તે ધ્વનિને સાંભળતાં જ તેમણે હસ્તક્ષાલન, મુખક્ષાલન તથા જલપાન આદિ કાર્યો સત્વર આટોપી લીધાં. જીવનસિંહ એક ઉચ્ચ ભાગમાં જઇને તે અશ્વો કોના હતા અને કઈ દિશામાંથી આવતા હતા તે જોવા લાગ્યો; પરંતુ સાંધ્ય પ્રકાશનો પણ હવે લોપ થઈ ગયેલો હોવાથી તે અશ્વો તથા અશ્વારોહીઓને સ્પષ્ટતાથી જોઈ શકયો નહિ. તેણે પુનઃ નીચે આવીને વનરાજને કહ્યું કે: "અશ્વો તથા અશ્વારોહીઓ દૃષ્ટિગોચર નથી થતા."

"ચિન્તા નહિ. આપણા સંગીઓને મેં એવી સૂચના આપી દીધી છે કે: 'જો તમોને આવતાં રાત પડી જાય, તો 'કેસરીતિલકનો જય' એ શબ્દોની ઘોષણા કરજો એટલે અમો તમોને મિત્રો તરીકે ઓળખી લઇશું અને જો કોઈ અન્ય અશ્વારોહીઓ આવી લાગશે ને એ શબ્દોની ઘોષણા નહિ કરે, તો તેમને શત્રુ માનીને અમો આત્મરક્ષામાટે તૈયાર રહીશું.' એટલે હવે આપણે સુરક્ષિત સ્થાનમાં ઊભા રહીને એ જ જોવાનું છે કે એ આગંતુક અશ્વારોહીઓ એ જયઘોષણા કરે છે કે નહિ," વનરાજે આ ઉદ્ગારોથી પોતાની તૈલાબુદ્ધિ તથા સાવધાનતાનો પરિચય કરાવ્યો.

વનરાજના મુખમાંથી આ ઉદ્ગાર નીકળતાં જ 'કેસરીતિલકનો જય' એ શબ્દોના નાદથી પાર્વત પ્રદેશ નિનાદિત થવા લાગ્યો અને એ જયઘોષણાથી આગંતુક અશ્વારોહીઓ મિત્રો હોવાનો નિશ્ચય થઈ જતાં તેઓ તેમના આગમનની આતુરતાથી પ્રતીક્ષા કરવા લાગ્યા. અલ્પ સમયમાં જ ત્યાં એક સો અશ્વારોહીઓનો સમુદાય આવી લાગ્યો, જીવનસિંહે તેમને ઊભા રહેવાની સાંકેતિક સૂચના આપવાથી તેઓ ઊભા રહી ગયા અને તેમનામાંના બે અશ્વારોહીઓ પોતાના અશ્વોપરથી નીચે ઊતરીને વનરાજ સમક્ષ આવી ઊભા રહ્યા. શૂચિભેદ્ય અંધકાર હોવા છતાં તેમના પદધ્વનિથી જ તેમને ઓળખી લઇને વનરાજે પૂછ્યું કે:–

"કોણ, અનિલચન્દ્ર અને અનલરાજ તો નહિ?"

"આપ શ્રીમાનના તે જ સેવકો, મહારાજ!" અનિલચન્દ્ર તથા અનલરાજે ઉત્તર આપ્યું.

"જે કાર્યમાટે તમોને મોકલવામાં આવ્યા હતા તે કાર્ય કરી આવ્યા છો કે કેમ? તમારા આગમનમાં આટલી સીમા પર્યન્ત વિલંબ થવાનું શું કારણ છે?" વનરાજે કાંઇક સત્તાદર્શક સ્વરથી પૂછ્યું.

"જે કાર્યમાટે અમોને મોકલવામાં આવ્યા હતા તે કાર્ય તો અમો કરી આવ્યા છીએ અને કાર્યની સફળતાના સમાચાર સાથે એક શોકકારક નવીન સમાચાર પણ લેતા આવ્યા છીએ." અનિલચન્દ્રે કાંઇક દુઃખદર્શક સ્વરથી આ શબ્દો ઉચ્ચાર્યા.

"શોકકારક સમાચાર?" વનરાજે આશ્ચર્યવિસ્ફારિત નયનોથી જિજ્ઞાસા દર્શાવી.

"જી હા, મહારાજ, અને એ શોકકારક સમાચારની વાસ્તવિકતાનો નિશ્ચય કરી લેવામાં અમારો બહુ સમય વીતી જવાથી જ અમારા

આગમનમાં આટલો બધો અણધાર્યો વિલંબ થઈ ગયો છે.'' અનલરાજે ઉત્તર આપ્યું.

"તે શોકકારક સમાચાર શા છે?'' વનરાજે અધીરતાથી પૂછયું.

"તે શોકકારક સમાચાર એ છે કે આપ શ્રીમાન્‌નાં પૂજ્ય મામીશ્રી કાન્તાદેવી રાજમાતાશ્રી રૂપસુન્દરીદેવીના બલાઢય નિષેધની ઉપેક્ષા કરીને પોતાના ગુપ્ત નિવાસસ્થાનથી લગભગ એક ગાઉના અંતરે આવેલા એક શિવાલયમાં બે પરિચારકો તથા બે પરિચારિકાઓને સાથે લઇને આપ શ્રીમાન્‌ના તથા મહાવીર શૂરપાળજીના કલ્યાણની કામનાથી સ્વીકારેલા મહાદેવના એક અમુકદિવસવ્યાપી વ્રતનું ઉદ્યાપન કરવાને ગયાં હતાં અને ત્યાંથી વ્રતોદ્યાપન કરીને પાછાં વળતાં હતાં એટલામાં મહાવીર શૂરપાળજી તથા વીર અણહિલ્લસિંહના શોધમાં તે પ્રદેશમાં ભટકતો ભૂવડનો યુવરાજ મહાવ્યભિચારી કર્ણ પોતાના પાંચ સો સૈનિકો સહિત અચાનક આવી લાગ્યો અને મહાસતી કાન્તાદેવીને માર્ગમાંથી જ બળાત્કારે ઊપાડી ગયો. શ્રીમતી કાન્તાદેવી, તેમના પરિચારકો તથા તેમની પરિચારિકાઓ પાસે ખડ્ગ તથા અસિ આદિ શસ્ત્રો હોવાથી જો કે તેમણે કર્ણના આઠ દશ મનુષ્યોને તો યમધામમાં પહોંચાડી દીધા અને શ્રીમતી કાન્તાદેવીએ કર્ણના પોતાના શરીરમાં પણ ખડ્ગના ત્રણ ચાર પ્રહારો કર્યા; પણ અંતે બે પરિચારકો તથા બે પરિચારિકાઓ શત્રુઓના શસ્ત્રપ્રહારથી સ્વર્ગમાં પ્રયાણ કરી ગયાં અને શ્રીમતી કાન્તાદેવી શત્રુઓના હસ્તમાં જઈ પડ્યાં. અમારા સાંભળવા પ્રમાણે યુવરાજ કર્ણ શ્રીમતી કાન્તાદેવીને જ્યાં અત્યારે ઠાકોર શ્રી વીરેન્દ્રકુમારને કારાગૃહમાં રાખવામાં આવ્યા છે તે પવનપર્વતમાંના પવનદુર્ગ નામક સ્થાનમાં પ્રથમ લઈ જવાનો છે અને ત્યાં કેટલોક સમય વીતાવ્યા પછી પોતાની દાક્ષિણાત્ય રાજધાની કલ્યાણ નગરની દિશામાં અગ્રગામી થવાનો છે. આના કરતાં અધિક શોકકારક સમાચાર અન્ય શા હોઈ શકે વારુ?'' અનિલચન્દ્રે બાષ્પરુદ્ધ કંઠથી શોકકારક સમાચાર સંભળાવ્યા.

કાન્તાદેવીના હરણના આ સમાચાર સાંભળીને વનરાજના હૃદયમાં શોકનો ભયંકર આઘાત થાય એ સ્વાભાવિક હોવાથી એ શોકજન્ય આઘાતના કારણથી તેણે બેચાર ક્ષણ પર્યંત મૌનનું અવલંબન કરી લીધું અને ત્યાર પછી પોતાના હૃદયને દૃઢ કરીને અનિલચન્દ્રને પૂછયું કે: "મારાં પૂજ્ય મામીશ્રીના શિરપર આવી પડેલા આ અચિન્ત્ય સંકટની વાર્તા તમારા જાણવામાં કેવી રીતે આવી વારુ?''

"જે શિબિકાવાહકો શ્રીમતી કાન્તાદેવીને શિબિકામાં બેસાડીને દાક્ષિણાત્યોના અસહ્ય અત્યાચારોના ભયથી પંચાસર પહોંચાડી આવ્યા હતા તે શિબિકાવાહકો સૌરાષ્ટ્રવાસી હોવાથી અને તેમનાં હૃદયો દેશભક્તિ તથા ચાવડા રાજવંશવિષયક ભક્તિવડે આકંઠ ભરેલાં હોવાથી તેમણે જ અમોને એ વાર્તા કહી સંભળાવી હતી; કારણ કે, તેઓ શ્રીમતી કાન્તાદેવીને પંચાસરમાં પહોંચાડીને પાછા પોતાના નિવાસસ્થાન પ્રતિ જતા હતા એવામાં

અચાનક તેમની સાથે માર્ગમાં અમારો મેળાપ થઈ ગયો હતો.'' અનિલચંદ્રે ઉત્તર આપ્યું.

''આ ઘટનાને કેટલાક દિવસ થયા હશે વારુ?'' વનરાજે પૂછ્યું.

''આ ઘટનાને સાત અથવા આઠ દિવસ તો ઓછામાં ઓછા પણ થયેલા હોવા જોઇએ;'' અનિલચંદ્ર કહેવા લાગ્યો: ''કારણ કે, શ્રીમતી કાન્તાદેવીને પંચાસરમાં પહોંચાડતાં જ પાંચ દિવસ તો થયા હતા; શિબિકાવાહકો બે દિવસ પંચાસરમાં વિશ્રાંતિ લેવામાટે રોકાયા હતા અને ગઈ કાલે તેઓ પંચાસરમાંથી વિદાય થયા હતા.''

''આ વાર્તા મારાં પૂજ્ય માતુશ્રી તથા મારા પૂજ્ય માતુલશ્રી શૂરપાળજીના જાણવામાં આવી છે કે કેમ?'' વનરાજે જિજ્ઞાસા દર્શાવી.

''એ હું નથી જાણતો,'' અનિલચન્દ્રે અજ્ઞતાનું દર્શન કરાવ્યું.

''મારાં મામીશ્રી કાન્તાદેવીને યુવરાજ કર્ણ પવનદુર્ગ પ્રતિ લઈ જવાને પંચાસરમાંથી ક્યારે નીકળવાનો છે અને તેની રક્ષામાટે કેટલા સૈનિકો તેની સાથે રવાના થવાના છે એ વાર્તા તમારા જાણવામાં આવી છે ખરી કે?' વનરાજે એક વિશિષ્ટ આશયથી આ પ્રશ્ન પૂછ્યો.

''શિબિકાવાહકોએ કર્ણના પોતાના સૈનિકો સાથેના જે વાર્તાલાપનું શ્રવણ કર્યું હતું તેના આધારે એવું અનુમાન કરી શકાય છે કે યુવરાજ કર્ણનો આઠથી દશ દિવસમાં શ્રીમતી કાન્તાદેવીને લઇને પવનદુર્ગપ્રતિ જવામાટે પ્રયાણ કરી જવાનો વિચાર છે. તેની રક્ષામાટે તેની સાથે કેટલા સૈનિકો જવાના છે એ જો કે અત્યારે જ મારાથી નિશ્ચયપૂર્વક કહી શકાય તેમ નથી તો પણ અત્યારે દાક્ષિણાત્યોમાટે ગુજરાતમાં બહુધા સર્વત્ર વિલક્ષણ પરિસ્થિતિ ઉત્પન્ન થયેલી હોવાથી અને સર્વ દાક્ષિણાત્યો પ્રતિક્ષણ પોતાના જીવનને ભયમાં જોતા હોવાથી યુવરાજ કર્ણની રક્ષામાટે જ અશ્વારોહી તથા પદાતિ સૈનિકોની સંખ્યા બે કિંવા ત્રણ સહસ્ર જેટલી તો હોવાની જ એવી સ્થૂલ કલ્પના કરી શકાય છે.'' અનિલચન્દ્રે અનુમાનાત્મક ઉત્તર આપ્યું.

''મારાં મામીશ્રી કાન્તાદેવી કદાચિત્ આત્મહત્યા કરીને પોતાના પ્રાણોને ત્યાગી દેશે, પરંતુ કામાંધ કર્ણના હસ્તથી ભ્રષ્ટ તો નહિ જ થાય એવો મારે દૃઢ વિશ્વાસ હોવાથી તેમના સતીત્વના ભંગની અને અમારા કુળની કલંકિતતાની તો મારા મનમાં લેશમાત્ર પણ ભીતિ નથી; છતાં અત્યારે જે મહત્ત્વનો પ્રશ્ન છે તે એ જ છે કે આપણાથી મારાં મામીશ્રીનો શત્રુના હસ્તમાંથી ઉદ્ધાર કરી શકાશે કે કેમ?'' આ પ્રમાણેના ઉદ્‌ગારો કાઢીને વનરાજે અનિલચન્દ્ર તથા અનલરાજને સંબોધીને ગંભીર ભાવથી કહેવા માંડ્યું કે: ''તમો છદ્મવેશધારણની કલામાં નિપુણ હોવાથી આપણા પાંચ સાત વિશ્વાસપાત્ર તથા બુદ્ધિમાન્ અનુયાયીઓને લઇને પંચાસરમાં જાઓ, ત્યાં વેશ બદલીને રહો અને ત્યાંથી યુવરાજ કર્ણની પ્રત્યેક કૃતિના સમાચાર અમોને મોકલતા રહેજો મારા પૂજ્ય મામા મહાવીર શૂરપાળજીને આ સમાચાર હું પહોંચાડી દઉં છું એટલે તેઓ મારાં મામીશ્રીના ઉદ્ધારની વ્યવસ્થા અવશ્ય કરશે. જ્યાં સુધી

મારાં મામીશ્રી પંચાસરમાં હોય ત્યાં સૂધી તમો પંચાસરમાં જ રહેજો. તમો ચાણક્યબુદ્ધિ હોવાથી તમોને વિશેષ સૂચના આપવાની આવશ્યકતા નથી."

"જેવી અન્નદાતાની આજ્ઞા. પરંતુ અમોએ આપ શ્રીમાનને પંચાસરના સમાચાર ક્યાં મોકલવા ?" અનલરાજે આજ્ઞાધીનતા દર્શાવીને આવશ્યકીય પ્રશ્ન પૂછ્યો.

"આ સ્થાનમાં જ; કારણ કે, પંચાસરથી પવનદુર્ગપ્રતિ જવાનો રાજમાર્ગ આ સ્થાનમાંથીજ આગળ વધતો હોવાથી આ સ્થાનને અત્યારની પરિસ્થિતિમાં ત્યાગી જવાનો અને નિમેષમાત્રને માટે પણ અહીંથી દૂર થવાનો મારો મનોભાવ નથી. જો મારા મામાશ્રીની આજ્ઞાથી મારે સ્થાનાન્તર કરવું પડશે, તો હું તે સમાચાર તમોને યથાસમય મોકલી આપીશ. પરમાત્મા કરશે, તો ચારપાંચ દિવસમાં જ યુવરાજ કર્ણના અત્યાચારના પ્રતિકારમાટે હું ચાર સહસ્ર કરતાં પણ અધિકસંખ્ય સૈનિકોને આ નિર્જન સ્થાનમાં એકત્ર કરી લઇશ." વનરાજે કહ્યું.

"તો અમો અત્યારે જ વિદાય થઇએ?" અનિલચન્દ્રે પૂછ્યું.

"નહિ, અત્યારે ખાનપાનના સેવનથી ક્ષુધા તથા પિપાસાનું તેમ જ નિદ્રાના સેવનથી શ્રાંતિનું નિવારણ કરો અને ઉષ:કાળમાં અહીંથી પ્રયાણ કરી જજો. જે ગુહાઓમાં અત:પૂર્વ આપણે અનેક વાર નિવાસ કરેલો છે તે જ ગુહાઓમાં નિવાસ કરવાની આપણા અનુયાયીઓને આજ્ઞા સંભળાવી દ્યો."

"અમો અન્નદાતાની આજ્ઞાને આધીન છીએ." આ શબ્દોના ઉચ્ચારથી આજ્ઞાધીનતાને દર્શાવીને અનિલચન્દ્ર તથા અનલરાજ વનરાજને નમન કરી ત્યાંથી ચાલતા થઈ ગયા.

તેમના જવા પછી વનરાજ વૈશ્યાવતંસ શૂરશિરોમણિ ચંપકસિંહને સંબોધીને કહેવા લાગ્યો કે: "મિત્રવર્ય ચંપકસિંહ, તમારી સહાયતાની આટલી શીઘ્રતાથી તાત્કાલિક આવશ્યકતા આવી પડશે એવી મારી ધારણા ન હોતી: પરંતુ અત્યારની પરિસ્થિતિ તમારા જોવા તથા જાણવામાં આવી ગયેલી હોવાથી મારે તમોને હવે જે કહેવાનું છે તે એ જ કે તમો અત્યારે અને આ ક્ષણે જ મારા દક્ષિણબાહુ તથા વામબાહુરૂપ આ જગત્સિંહ તથા જીવનસિંહને સાથે લઇને કાકર ગ્રામ પ્રતિ પ્રયાણ કરી જાઓ અને મારાં ધર્મભગિની શ્રીદેવીને તમારા મનુષ્યોદ્વારા આમની દેખરેખ તળે મારાં માતુશ્રી પાસે મોકલી દઇને જેટલી શીઘ્રતાથી તમારા બે હજાર સૈનિકોને એકત્ર કરી શકાય તેટલી શીઘ્રતાથી એકત્ર કરીને સૈન્ય સહિત આ સ્થાનમાં જ મને આવી મળો એટલે તેટલા સમયમાં હું પણ બે હજાર સૈનિકોને અહીં બોલાવી લઇશ કે જેથી આપણાથી આ સ્થાનમાં યુદ્ધમાટે તૈયાર રહી શકાય અને કર્ણ પોતાના સૈન્ય સહિત આ સ્થાનમાં આવી લાગતાં તેની ગતિનો અવરોધ કરીને મારાં મામીશ્રીનો તેના હસ્તમાંથી તત્કાળ ઉદ્ધાર કરી શકાય."

"સુભાગી શ્રીમાન્, મારી પોતાની પણ એ જ ઇચ્છા હતી. હું આ ચાલ્યો." આ શબ્દોને ઉત્સાહપૂર્વક ઉચ્ચારતો ચંપકસિંહ ત્યાંથી વિદાય થવાને તત્પર થઈ ગયો.

"અને બંધુ જગત્સિંહ તથા જીવનસિંહ, તમો મારાં ધર્મભગિની શ્રીદેવીને સંભાળીને મારા માતુશ્રી પાસે પહોંચાડી, દુષ્ટ કર્ણના હસ્તથી મારાં મામાશ્રીના થયેલા અપહરણની વાર્તા જો મારાં માતુશ્રીના સાંભળવામાં ન આવી હોય તો તેમને કહી સંભળાવજો અને મારાં મામીશ્રીના ઉદ્ધારમાટે આપણે અત્યારે જે યત્નો આરંભેલા છે તે યત્નોનો, મારાં ભગિની શ્રીદેવીના ઔદાર્યનો તેમજ તેમના પતિદેવ ચંપકસિંહની અચિન્ત્ય પ્રાપ્ત થયેલી સહાનુભૂતિનો વૃત્તાંત પણ વિસ્તારપૂર્વક સંભળાવીને યથાશકય શીઘ્રતાથી પાછા અહીં આવી પહોંચજો." વનરાજે જગત્સિંહ તથા જીવનસિંહને આવશ્યક સૂચના આપતાં ગંભીર સ્વરથી આ વાકયો ઉચ્ચાર્યાં.

"સર્વ વ્યવસ્થા આપ શ્રીમાનની આજ્ઞા તથા ઇચ્છા અનુસાર કરવામાં આવશે." જગત્સિંહે આશ્વાસક ભાવથી વિનયપૂર્વક કહ્યું.

"ત્યારે સિધાવો અને વિજેતા થાઓ." વનરાજ આ આશીર્વાદાત્મક વાકયને ઉચ્ચારતો પાષાણશિલાપરથી ઊઠીને ઊભો થઇ ગયો.

વનરાજે ચંપકસિંહ, જગત્સિંહ તથા જીવનસિંહને વિદાય કરીને પોતાના એક બુદ્ધિમાન્ દૂતને કાન્તાહરણના સમાચાર શૂરપાળને પહોંચાડવામાટે તૈયાર કર્યો અને તેને જે આવશ્યકીય સૂચનાઓ આપવાની હતી તે આપી દીધી. તે આશ્વારોહી દૂત ત્યાંથી પ્રયાણ કરી ગયો એટલે વનરાજ એક એકાંતિક ગુહામાં જઈ ત્યાં તેના માટે તૈયાર રખાયલી તૃણશય્યામાં પડીને પોતાના મનમાં અનેક પ્રકારના અનુકૂલ તથા પ્રતિકૂલ વિચારો કરવા લાગ્યો. વિચારજાગરણમાં જ તેની સમસ્ત રાત્રિ વીતી જવાથી તેનાં નેત્રો નિદ્રાજન્ય સુખને અનુભવી શકયાં નહિ. 'મહાવ્યભિચારી કર્ણ મારાં મામીશ્રીના શીલભંગનો બલાત્કારયુક્ત પ્રયત્ન કરશે અને મારાં મહાસતી મામીશ્રી આત્મહત્યા કરી નાખશે, તો એ આઘાત અસહ્ય થતાં મારા મામાશ્રીના જીવનદીપનું પણ કદાચિત્ નિર્વાણ થઈ જશે;' એવી ચિન્તા વનરાજના હૃદયને કંપાયમાન કર્યા કરતી હતી. અસ્તુઃ યુવરાજ વનરાજને આ સ્થાનમાં ચિન્તામગ્ન અવસ્થામાં જ રહેવા દઇને આપણે હવે શૂરપાળ તથા અણહિલ્લની પ્રવૃત્તિઓના નિરીક્ષણ કાર્યમાં પ્રવૃત્ત થઇશું.

---

## પ્રકરણ ૧૫ મું
## ગુર્જર વીરોનું વિજયોત્થાન

પવનપર્વતસ્થ પવનદુર્ગમાં કારાગૃહવાસ ભોગવતા મંડળગઢના ઠાકોર શ્રી વીરેન્દ્રકુમારનો ભત્રીજો વીર અજય યતીશ્વર શીલગુણ સૂરિના ચૈત્યમાંથી મહાવીર શૂરપાળના દૂત સાથે પ્રયાણ કરીને અને પોતાના મામાના સૈન્યને લઇને શૂરપાળને સહાયતા આપવામાટે વિદાય થયો હતો તે ઘટનાને લગભગ ત્રણ માસ જેટલો સમય થવા આવ્યો હતો. અજય તે દૂત તથા પોતાના સૈન્ય સહિત પ્રથમ તો ગિરિનારાયણ પર્વતમાંના શૂરપાળના ગુપ્તનિવાસસ્થાનમાં ગયો હતો, પરંતુ શૂરપાળ તે સમયમાં ત્યાં વિદ્યમાન ન હોવાથી, ભૂવડના

ગુપ્તચરો તથા સૈનિકો શૂરપાળ તથા અણહિલ્લના શોધમાં ગિરિનારાયણ પર્વતની આસપાસ રાત્રિદિવસ ભટકતા હોવાથી અને શૂરપાળના એક વૃદ્ધ અનુયાયીદ્વારા શૂરપાળના દૂતને શૂરપાળ અમુક સ્થાનમાં હોવાના સમાચાર મળવાથી તે પંદરથી વીસ દિવસ પર્યન્ત આમતેમ ભટક્યા પછી તે સ્થાનમાં આવી પહોંચ્યો એટલે ત્યાં એવો વૃત્તાન્ત તેના સાંભળવામાં આવ્યો કે: 'કેટલાક માંડલિકો તથા જાગીરદારોને પોતાના પક્ષમાં આકર્ષવામાટે મહાવીર શૂરપાળ અહીંથી પાંચ દિવસ પૂર્વે પ્રયાણ કરી ગયા છે, વીર અણહિલ્લસિંહ પણ તેમની સાથે જ છે અને તેઓ એક માસ પછી અહીં પાછા ફરવાના છે. છતાં અત્યારનો સમય વિલક્ષણ હોવાથી તેઓ જ્યારે આવે ત્યારે જાણે આવ્યા. પરમાત્મા તેમનું રક્ષણ કરો અને તેમના ઇષ્ટ કાર્યની સત્વર સિદ્ધિ થઈ જાઓ.' આ સમાચાર સાંભળીને અજય પોતાના સૈન્ય સહિત અરણ્યમાં ચાલ્યો ગયો અને શૂરપાળ તથા વનરાજ પ્રમાણે જ દાક્ષિણાત્ય રાજકર્મચારીઓને તથા દાક્ષિણાત્યોના પક્ષપાતી દેશદ્રોહી ગુજરાતીઓને લૂટવા તથા ત્રાસ આપવાના વ્યવસાયમાં પોતાના દિવસો વીતાડવા લાગ્યો. એક માસ આવી રીતે વીતી જવા પછી તેને એવા સમાચાર મળ્યા કે: 'પંદરથી વીસ દિવસના કાલાવધિમાં દેશોદ્ધારના અંતિમ નિર્ણયમાટે ગગનદુર્ગમાં ગુજરાત તથા સૌરાષ્ટ્રના કેટલાક દેશભક્ત વીરપુરુષો એકત્ર થવાના છે અને ત્યાં મહાવીર શૂરપાળજી તથા અણહિલ્લસિંહ પણ પધારવાના છે;'' એટલે એ સમાચાર સાંભળીને અજય ગગનદુર્ગની દિશામાં પોતાના સૈન્ય સહિત અગ્રેસર થવા લાગ્યો. અહીં વચ્ચે એ વાર્તા જણાવી દેવાની પણ આવશ્યકતા છે કે આટલા કાલના ભ્રમણમાં અજયસિંહે પોતાના સૈનિકો ઉપરાંત અન્ય પણ પાંચસેં અનુયાયીઓને એકત્ર કરી લીધેલા હોવાથી તેના સૈનિકોની સંખ્યા સાતસોથી પણ વિશેષ થયેલી હતી. અજયસિંહ શૂરપાળના દૂત તથા પોતાના અનુયાયી સૈનિકો સહિત જે વેળાયે ગગનદુર્ગના નિકટવર્તી અરણ્યમાં આવી લાગ્યો તે દિવસે ગત પ્રકરણમાં વર્ણવાયલી ઘટનાને પાંચ દિવસ વીતી ગયા હતા. એ અરણ્યમાં પ્રવેશ કરતાં જ અજયસિંહની આજ્ઞાથી શૂરપાળના દૂતે રણશૃંગ વગાડ્યું અને રણશૃંગનો નાદ થતાં જ તે અરણ્ય અન્ય સૈનિકોનાં રણશૃંગોના નાદથી નિનાદિત તથા કંપાયમાન થવા લાગ્યું. રણશૃંગોનો એ ભીષણ તથા ગગનભેદક નાદ હજી તો શાંત થતો હતો એટલામાં અરણ્યના મધ્યભાગમાં આકાશ સાથે વાર્તાલાપ કરતા ઊભેલા ગગનદુર્ગના પ્રાચીરના ઉપરિભાગમાં એક વીર પુરુષ પ્રકટ થયો અને તે વીર પુરુષને ઓળખીને શૂરપાળનો દૂત વિનીત ભાવથી કહેવા લાગ્યો કે:—

"દુર્ગરક્ષક મહાશય, તમોએ મને ઓળખેલો હોવો જ જોઇએ. મહાવીર શૂરપાળજીની આજ્ઞા અનુસાર મંડળગઢના ઠાકોર શ્રી વીરેન્દ્રકુમારજીના ભત્રીજા વીર અજયસિંહને તેમના સૈન્ય સહિત હું લઈ આવ્યો છું. આ સમાચાર સામંતવર્ય કેસરીસિંહજીને સત્વર પહોંચાડી દ્યો."

દુર્ગરક્ષકે રણશૃંગ વગાડ્યું અને તેના રણશૃંગનો ધ્વનિ પવનલહરીના વહન સાથે મળીને આનંદનૃત્ય કરવા લાગ્યો. અલ્પ સમયમાં જ દુર્ગના દ્વાર

ઊઘડતાં દેખાયાં અને તે ઉન્મુક્ત દુર્ગદ્વારમાંથી એક પ્રૌઢ વીર પુરુષ અજય- સિંહના સ્વાગતમાટે બહિર્ગત થતો જોવામાં આવ્યો. અજયસિંહે તે વીર પુરુષને સામંત કેસરીસિંહ તરીકે તત્કાળ ઓળખી લીધો. ઉભય વીરો પરસ્પર પ્રેમપૂર્વક ભેટ્યા અને પરસ્પર કુશળપ્રશ્ન પૂછવાના શિષ્ટાચારની સમાપ્તિ થતાં અજયસિંહ કેસરીસિંહને પોતાના સૈનિકોનું દર્શન કરાવતો ઉલ્લાસદર્શક ભાવથી કહેવા લાગ્યો કેઃ—

"વીરવર્ય સામંત કેસરીસિંહજી, હું મારી આ લઘુ સેના સહિત મહા- વીર શૂરપાળજીના દેશોદ્ધાર વિષયક સ્વીકૃત કાર્યમાં તેમનો સહકારી થવામાટે અત્યારે આ સ્થાનમાં આવી લાગ્યો છું. જો અમારી સાથે વિશ્વાસઘાતનો ખેલ ન ખેલાયો હોત, તો કદાચિત્ આના કરતાં ચારગણી સેનાને હું મારી સાથે લાવી શક્યો હોત. છતાં મારા આ મુઠ્ઠીભર દેશભક્ત સૈનિકો પોતાના દેશસેવા વિષયક કર્તવ્યનું જીવનની અંતિમ ઘટિકા પર્યન્ત દઢતાથી પાલન કરી બતાવશે એવો મારો દઢ વિશ્વાસ છે."

"તરુણ વીર અજયસિંહજી, આપના સ્વાગતમાટે અત્યારે અહીં મહા- વીર શૂરપાળજીની વિદ્યમાનતા જ આવશ્યક હતી; પરંતુ તેઓ અત્યારે અહીં વિદ્યમાન ન હોવાથી મારે જ આપનું સ્વાગત કરવું પડે છે. હું પણ આપના જેવો જ એક અભાગી પુરુષ છું. દેશોદ્ધારમાટે અને આપણી પ્રતિષ્ઠાના રક્ષણ- માટે આપની પેઠે જ જ્યારથી મે મારા હસ્તમાં શસ્ત્રોને ધારણ કરી લીધાં છે ત્યારથી અત્યારસૂધીમાં જો કે મહાવીર શૂરપાળજી, અણહિલ્લસિંહ તથા વન- રાજ મહારાજના સાક્ષાત્કારનો અવસર મને પ્રાપ્ત થઈ શક્યો નથી; તથાપિ આપણી દુર્દશાના દિવસોની સમાપ્તિનો અવસર હવે નિકટમાં જ આવી લાગેલો હોવાથી તે મહાનુભાવોના દર્શનનો લાભ આપણને આજકાલમાં જ મળી જશે અને આ ગગનદુર્ગની ભૂમિ તે મહાનુભાવોના ચરણસ્પર્શથી પવિત્ર થશે એ આનન્દદાયક સમાચાર આપને સંભળાવતાં મારા હર્ષનો અતિરેક થઈ જાય છે." સામંત કેસરીસિંહે ઉત્સાહપૂર્ણ હૃદયથી ઉદ્ગારો કાઢ્યા.

"મહાવીર શૂરપાળજી અત્યારે ક્યાં છે વારુ?" અજયસિંહે જિજ્ઞાસા દર્શાવી

"તેઓ કેટલાક માંડલિકો તથા જાગીરદારોને પોતાના પક્ષમાં આકર્ષીને પોતાના પક્ષને પ્રબળ કરવાના કાર્યમાટે મહી નદીના તીરપ્રાંતવર્તી પ્રદેશમાં પધાર્યા છે તેમ જ વીર અણહિલ્લસિંહ પણ એ જ કાર્યમાટે ગયેલા છે; છતાં તેઓ આજકાલમાં જ અહીં આવી લાગશે." કેસરીસિંહે ઉત્તર આપ્યું.

ત્યારપછી કેસરીસિંહ અજયસિંહના સૈનિકોને ખાનપાન તથા નિવાસ આદિની યોગ્ય વ્યવસ્થા કરી આપવાની દુર્ગરક્ષકને યોગ્ય સૂચના આપીને અજયસિંહને પોતાના આગારના પશ્ચિમાભિમુખ વિશાળખંડમાં લઈ ગયો. ત્યાં અજયને માનપૂર્વક એક આસનપર બેસાડી કેસરીસિંહ પોતે પણ તેની સામેના આસનપર બેસી ગયો અને કહેવા લાગ્યો કેઃ—

"વીર યુવક અજયસિંહજી, દક્ષિણાત્યોએ આપણા દેશમાં જે અમાનુષ અત્યાચારો કરવા માંડ્યા છે અને રાક્ષસોના જે અકાણ્ડ તાણ્ડવને આરંભી

દીધો છે તેના અવલોકનથી આપના મનમાં ત્વેષનો કેટલી સીમાપર્યન્ત આવિર્ભાવ થયેલો છે એ જાણવામાટે મારું મન અત્યંત અધીર થઈ રહ્યું છે.”

“મારા મનમાં ત્વેષ તથા પ્રતિહિંસાનો જે પાવક પ્રજળી રહ્યો છે તેની માત્ર એટલાથી જ કલ્પના કરી શકાય તેમ છે કે જ્યાં સુધી આપણી જનની જન્મભૂમિ પરકીય સત્તાના બંધનથી મુક્ત ન થાય, જ્યાં સુધી આપણાથી આપણા દેશના શત્રુઓના રુધિરથી આપણી જન્મભૂમિ ગુજરાત માતાને તૃપ્ત ન કરી શકાય અને કૈલાસવાસી ગુર્જરેશ્વર જયશિખરીદેવના વનવાસી યુવરાજ શ્રી વનરાજ મહારાજનો સિંહાસનારોહણસમારંભ કરીને ગુજરાતમાં સ્વરાજ્યની સ્થાપના ન કરી શકાય ત્યાં સુધી કોઈ પણ પ્રકારના વિલાસવૈભવોને ન ભોગવવાનો, લગ્નના વિચારને હૃદયમાં સ્થાન ન આપવાનો અને જંપીને ન બેસવાનો મેં મારા મનમાં દૃઢ નિશ્ચય કરી લીધો છે. એ જ મારી પ્રતિજ્ઞા છે અને એ જ મારું વચન છે.” અજયસિંહે પોતાના ત્વેષનો કેસરીસિંહને વીરવાણીથી સાક્ષાત્કાર કરાવ્યો.

અજયની આ વીરવાણીના શ્રવણથી કેસરીસિંહના હૃદયમાં પણ ત્વેષનો નવીન આવિર્ભાવ થયો અને તે સ્નેહપૂર્ણ અંતઃકરણથી અજયના હસ્તને પોતાના હસ્તમાં ધારણ કરીને અને દ્વિતીય હસ્તને તેના પૃષ્ઠભાગમાં સ્થાપીને પોતાની ભાવનાઓને વ્યક્ત કરતો કહેવા લાગ્યો કે: “વીરશિરોમણિ અજયસિંહજી, આપ મારા અંતઃકરણના નિર્મલ પ્રતિબિંબ છો એમ જ મને જણાય છે. તિરુમલ્લરાયે મારા ગાલપર બહુ દિવસ પૂર્વે જે મુષ્ટિપ્રહાર કર્યો હતો તેનો ઝણઝણાટ હજી મારા ગાલમાં કાયમ છે અને મારા ગાલમાં જે કાળો દાગ પડી ગયો છે તે તો આપના નેત્રોને પણ દેખાતો જ હશે. આ દાગ શત્રુઓના શોણિતની સરિતાના રક્તવર્ણ જલથી જ્યારે ધોવાશે ત્યારે જ અદૃશ્ય થઈ શકશે. અજયસિંહજી, ગુર્જરાધીશ જયશિખરીદેવના કૈલાસવાસની ઘટના પછી ગુજરાતમાં અરાજકતા થતાં તિરુમલ્લરાયના લાઘવી ભાષણના જાળમાં સપડાઇને નિર્નાયક થયેલા ગુર્જરરાષ્ટ્રમાં ભૂવડની રાજસત્તાને સ્વીકારી લેવાને હું કટિબદ્ધ થઈ ગયો અને ગુર્જરરાષ્ટ્રમાં ભૂવડની રાજસત્તાને પ્રચારવા તથા દૃઢમૂલ કરવાના કાર્યમાં ભૂવડના રાજપ્રતિનિધિઓને મેં મારાથી આપી શકાય તેટલી સર્વ સહાયતાઓ પણ આપી; પરંતુ ભૂવડની રાજસત્તાનાં મૂળ ગુર્જરભૂમિમાં જેમ જેમ ઊંડાં ઊતરતાં ગયાં તેમ તેમ પરાધીનતાનું વાસ્તવિક ભયંકર સ્વરૂપ પ્રકટ થવા લાગ્યું અને ગુજરાતની દુર્દશાનો અવધિ થતો દેખાયો. એક દિવસ પંચાસરની રાજપ્રતિનિધિસભામાં માંડલિક રાજાઓ તથા જાગીરદારોને એકત્ર કરીને તિરુમલ્લરાયે એક એવો પ્રસ્તાવ ઉપસ્થિત કર્યો કે ગુર્જરરાષ્ટ્ર તથા સૌરાષ્ટ્રમાં જેટલા પણ મુખ્ય દુર્ગો તથા જેટલાં પણ સીમાસ્થળો છે તે સર્વ સામ્રાજ્યસત્તાને સ્વાધીન કરી દેવાં. તેના આ પ્રસ્તાવને સાંભળતાં જ મને તત્કાળ દુઃસ્વપ્ન દૃષ્ટિગોચર થવા લાગ્યું અને તેથી મેં તેના એ અયોગ્ય તથા અપમાનકારક પ્રસ્તાવનો ત્યાં અને તે ક્ષણે જ પ્રબળ પ્રતિવાદપૂર્વક નિષેધ કર્યો. મારા એ નિષેધથી તિરુમલ્લરાયનો કોપ અનિવાર્ય થતાં તે, ‘અમારાં

ખાસડાંના તળિયાંને વળગેલી ધૂળ જેટલી પણ તમારી યોગ્યતા ન હોવા છતાં તમો અમારા પ્રસ્તાવનો નિષેધ કરવાની ધૃષ્ટતા દર્શાવો છો ?' આ શબ્દોને ઉચ્ચારતો પોતાના આસનપરથી ઊઠીને ઊભો થઈ ગયો અને તેણે મદોન્મત્તતાથી મારા ગાલપર એક મજબૂત ઠોંસો જમાવી દીધો. થઈ ચૂક્યું; તે દિવસથી મેં કોઈ પણ કારણવશાત્ પંચાસરની રાજપ્રતિનિધિસભામાં ન જવાની દૃઢ પ્રતિજ્ઞા કરી લીધી અને મારાં અપમાનિત મુખને ગુજરાતના એક ખૂણામાં છુપાવી દીધું. મારા વીર બંધુ, તિરુમલ્લરાયના તે મુષ્ટિપ્રહારનો પાવક મારા કપોલને તેમ જ મારા સમસ્ત દેહ તથા આત્માને પણ ભીષણતાથી પ્રજાળી રહ્યો છે. હું એ વૈરના પ્રતિશોધના ઉપાયને શોધી રહ્યો હતો એટલામાં મહાવીર શૂરપાળજીના વીરવ્રતસ્વીકારની ગર્જના અચાનક મારા સાંભળવામાં આવી અને તે સાથે જ મારા અપમાનનો પ્રતિશોધ કિંબહુના ગુર્જરભૂમિના વૈરનો પ્રતિશોધ મારું આવ્હાન કરવા લાગ્યો. તે વૈરપ્રતિશોધના આવ્હાનને માન આપીને હું મારા અજેય દુર્ગમાં આવી લાગ્યો, અને તેથી અત્યારે હું પણ આપની પેઠે જ મહાવીર શૂરપાળજીની આતુરતાથી પ્રતીક્ષા કરી રહ્યો છું."

"આપનું સૈન્યબળ કેટલુંક છે? આપના સૈનિકોની સંખ્યા કેટલી છે?" અજયસિંહે જિજ્ઞાસા દર્શાવી.

"મારા સૈનિકોની સંખ્યા એક સહસ્રથી વધારે ન હોવાથી મારું સૈન્યબળ જો કે વિશેષ તો ન જ કહી શકાય; પરંતુ મારા એ એક હજાર સૈનિકો જન્મભૂમિના ઉદ્ધારમાટે પોતાનાં મસ્તકોને હથેળીમાં રાખીને લડનારા છે એટલો સંતોષ છે." કેસરીસિંહે ગંભીરતાથી કહ્યું.

"મારા તથા આપના સૈનિકોની એકત્ર સંખ્યા એક બે હજારની જ હોવાથી આટલી સેના પંચાસર જેવા અભેદ્ય દુર્ગના પરિપાતમાટે પર્યાપ્ત થાય એવી મારી માન્યતા નથી." તરુણ અજયસિંહ વૃદ્ધ પુરુષ સમાન ગંભીરતાને ધારણ કરીને વિચારશીલતાથી કહેવા લાગ્યો: "વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવાથી આપણે આપણું કાર્ય શાંતિ, ધૈર્યશીલતા, કૃતસંકલ્પ તથા જેના યોગે આપણા સૈનિકોનો અકારણ નાશ ન થાય તેવા કૌશલ્યથી જ કરવાનું છે. અત્યારે ઉચ્છૃંખલતા તથા અવિચારયુક્ત સાહસથી આપણા ઇષ્ટ કાર્યની સિદ્ધિ થવાનો લેશમાત્ર પણ સંભવ નથી. મારી પોતાની એવી દૃઢ માન્યતા છે કે પ્રારંભમાં જ શત્રુઓ સાથેના યુદ્ધમાં જો આપણને સામાન્ય વિજય મળી જશે, તો આપણે પંચાસર પહોંચીશું ત્યાં સુધીમાં તો આપણી સૈન્યગંગા વર્ષાકાલિક સરિતાઓ પ્રમાણે પોતાની મેળે જ વિશાળ થતી જશે અને આપણી તે સૈન્યગંગાના વેગવાન્ પૂરમાં પંચાસર તો શું, પણ કલ્યાણપતિની રાજધાની પણ નિમેષમાત્રમાં તણાઇને ધરાશાયિની થઈ જશે. આવા પ્રકારની પરિસ્થિતિ પ્રાપ્ત થવા પૂર્વે જો આપણે ઉચ્છૃંખલતા તથા અવિચારશીલતાથી પંચાસરપર ચઢી જવાની ધૃષ્ટતા કરીશું, તો તેથી આપણો પરાજય તો થશે જ, પરંતુ તે પરાજય સાથે આપણી સર્વ શુભ આકાંક્ષાઓનું પણ મૃત્યુ થઈ જશે એ આપણે નિરંતર સ્મરણમાં રાખી લેવાનું છે."

"બંધુવર્ય, આપનું કથન અક્ષરશઃ યથાર્થ છે. મારા અંતઃકરણમાં અપમાનનો અખંડ અગ્નિ પ્રજળી રહેલો હોવાથી મારા મસ્તિષ્કમાંથી સારાસારવિચારનો સર્વથા લોપ થઈ ગયો છે અને હું દુરાગ્રહને આધીન થઈ ગયો છું એ મારી ન્યૂનતા આજે મારા જાણવામાં આવી ગઈ છે. મારી એ ન્યૂનતાનું મને ભાન કરાવવામાટે હું આપનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. હું વર્ષો પર્યન્ત મારા વૈરના પ્રતિશોધના યોગ્ય અવસરની શાંતિપૂર્વક પ્રતીક્ષા કરતો રહીશ. મારા મનમાં રાજૈશ્વર્યની આકાંક્ષા પણ નથી અને માંડલિકતાની બુભુક્ષિતતા પણ નથી. જ્યાં સુધી તિરૂમલ્લરાયના શોણિતની પુષ્કરણીમાં વિહાર કરવાના અવસરની મને પ્રાપ્તિ નહિ થાય, ત્યાંસુધી મારા દેહ તથા આત્માનો તાપ જો કે નથી જ શમવાનો; તથાપિ અવિચારશીલતાથી પ્રતિહિંસાની પર્વણીને હસ્તમાંથી સદાનેમાટે સરી જવા દેવા કરતાં તે પર્વણીકાલ આવતા સુધી સ્વસ્થ થઇને બેસી રહેવું એ જ ઉત્તમ હોવાથી હું તે પર્વણીકાલની શાંતિથી પ્રતીક્ષા કરતો બેસી રહીશ અને ઉચ્છૃંખલતાનો પરિચય નહિ જ કરાવું." કેસરીસિંહે અનુતાપદર્શક ભાવથી વિચારશીલતાનું દર્શન કરાવ્યું.

"ગુજરાતના શત્રુઓએ ગુજરાતમાં આવીને ગુજરાતીઓને પોતાના નીચતર સ્વભાવ તથા નીચતમ વર્તનનોજ પરિચય કરાવ્યો છે એમાં તો કોઈ પણ પ્રકારનો સંશય છે જ નહિ." અજયસિંહ નિઃશ્વાસ નાખતો અને શોક દર્શાવતો કહેવા લાગ્યો: "ભૂવડના રાજપ્રતિનિધિઓ તથા અન્યાન્ય રાજકર્મચારીઓએ આપની પેઠે જ અનેક પ્રતિષ્ઠિત પુરુષોનાં અપમાન કરી નાખ્યાં છે; કેવળ અવાસ્તવિક તથા અકારણ શંકાના કારણથીજ અસંખ્ય નિરપરાધી તથા નિર્દોષ મનુષ્યોની હત્યાઓ કરી નાખી છે અને નિરાધાર તથા નિઃસહાય અબળાઓનો યથેચ્છ ઉપમર્દ કરવો, એ તો તેમનો એક સામાન્ય નિત્ય વ્યવસાય થઈ પડ્યો છે. પરંતુ હવે રણયજ્ઞનો આરંભ થતાં શીઘ્ર જ જે શોણિત સરિતાઓ પ્રવાહિત થવાની છે તેમાં નિમજ્જિત થવાનો તથા શત્રુઓને નિમજ્જિત કરવાનો પ્રચંડ પ્રસંગ આવી લાગતાં રણદેવતાના એ ઉગ્ર સ્વરૂપના સાક્ષાત્કારથી આપણા કહેવાતા દેશભક્તોનાં હૃદયો પણ વિદીર્ણ થાય છે કે નહિ, એ હવે પછી આપણા જોવામાં આવી શકશે. જો રણદેવતાના આ ઉગ્ર સ્વરૂપના દર્શનથી ગુર્જર વીરો ભયભીત તથા કંપાયમાન નહિ થાય, તો જ આપણાથી શત્રુઓનો પરાજય કરી શકાશે; અન્યથા ગુજરાતની સ્વાધીનતા અસંભવનીય છે."

"અજયસિંહ, રણદેવતાના આ ઉગ્ર સ્વરૂપને જોઇને જેમનાં હૃદયો વિદીર્ણ તથા ભયભીત થઈ જાય તેઓ વીર પુરુષો નહિ, કિન્તુ ષંઢો જ હોવા જોઇએ; કારણ કે, યદૃચ્છયા ઊઘડેલા આ યુદ્ધ નામક સ્વર્ગદ્વાર સમક્ષ ઉપસ્થિત થવા છતાં સ્વર્ગમાં પ્રવેશ કરવાને બદલે નરકના માર્ગમાં પલાયન કરી જાય એવો મૂર્ખ વીર નર તે કોણ હોય વારુ?" કેસરીસિંહ આવેશથી બોલવા લાગ્યો: "મારા મનમાં આ સ્વર્ગસોપાનપર ચઢવાની અને સ્વર્ગના શિખરભાગમાં પહોંચી જવાની જે ઉત્કંઠા ઉદ્ભવેલી છે તે મુખથી વર્ણવી શકાય તેવી નથી.

હું આ ક્ષણે જ જાણે ભૂવડને ગુજરાતના સિંહાસન ઉપરથી ખેંચીને ધરાશાયી કરી રહ્યો છું અને તેના રાજપ્રતિનિધિઓના રક્તપાનથી મારી વૈરપિપાસાને શમાવી રહ્યો છું એવો જ અત્યારે મને ભાસ થયા કરે છે.''

''ભૂવડને સામ્રાજ્ય કરતાં પોતાના પ્રાણ પ્રિયતર હોવાથી તે કદાચિત્ સામ્રાજ્યને પોતાના હસ્તમાંથી સરી જવા દેશે, પરંતુ પોતાના પ્રાણોને તો આપના હસ્તમાં નહિ જ આવવા દે, એટલે આપની આ આશા ફળીભૂત થાય એમ મને તો નથી જ ભાસતું.'' અજયસિંહ વિનોદના ભાવથી આ શબ્દો ઉચ્ચાર્યાં.

''ભૂવડના પોતાના નહિ, તો નહિ; પણ તેના રાજપ્રતિનિધિ તથા સેનાધ્યક્ષ તિરુમલ્લરાય અને ઉડુભંગરાજના સંહારનો અવસર મને મળી જાય, તોય તે પર્યાપ્ત છે; કારણ કે, અત્યારનાં ગુજરાતમાંનાં ભૂવડનાં મુખો તેઓ જ છે અને તેઓ જ ગુજરાત માતાના શિરપર અત્યાચારોની વૃષ્ટિ વર્ષાવી રહ્યા છે. અહાહા, બંધુ અજયસિંહ, જેવી રીતે ગદાધર ભીમસેને દુઃશાસનનો વધ કરીને પોતાના રક્તસિક્ત હસ્તોવડે દેવી દ્રૌપદીનું વેણીબંધન કર્યું હતું તેવી જ રીતે જ્યારે હું એ ઉભય દુષ્ટાત્માઓનો વધ કરીને મારા રક્તસિક્ત હસ્તોવડે સ્વાધીન ગુજરાત માતાની વેણીનું બંધન કરીશ ત્યારે જ મને મારા નરજન્મની સાર્થકતા થયેલી દેખાશે. બંધુ, તે નીચ તિરુમલ્લરાયના શોણિતથી હું મારા કપોલમાંના કલંકને ધોઈ નાખીશ; કારણ કે, પ્રતિહિંસાની પૂર્તિ વિના મૃત્યુ પછી પણ મારી સદ્ગતિ નથી જ થવાની.'' કેસરીસિંહના મુખમાંથી નૈસર્ગિક ઉદ્ગારો નીકળી પડ્યા.

જે વેળાએ કેસરીસિંહના મુખમાંથી આ ઉદ્ગારો નીકળી રહ્યા હતા તે વેળાયે તેની મુખમુદ્રામાં ઉગ્રતા તથા નિર્દયતાનો સંપૂર્ણ અધિકાર વ્યાપી ગયો હતો; તેનું મુખમંડળ રાક્ષસી ક્રૂરતાથી પ્રજ્વલિત થયેલું દેખાતું હતું અને તેનાં નેત્રો પ્રજ્વલિત ખદિરાંગાર પ્રમાણે ચમકી રહ્યાં હતાં. દેશભક્ત પુરુષોનાં અંતઃકરણો સદૈવ સદય તથા નિઃસીમ ઉદાર હોવાં જોઇએ એવી અજયસિંહની માન્યતા હોવાથી તે કેસરીસિંહને ક્રૂર વિકારોના જ્વાલામુખીના સ્વરૂપમાં પરિવર્તિત થયેલો જોઇને કાંઇક ચમકી ગયો; કારણ કે, તેની એવી દૃઢ માન્યતા હતી કે કેસરીસિંહની અત્યારની વૃત્તિઓ માનવજાતિને અભ્યુન્નતિના પ્રદેશમાં લઈ જનારી નહિ, કિન્તુ અવનતિની ગર્તામાં જ પછાડી દેનારી હતી. કેસરીસિંહ મનુષ્ય સ્વરૂપમાં અવનીતલપર અવતરેલી ક્રૂરતા જ હતી અને તેથી તેને યોગ્ય ઉપદેશ આપવામાટેના શબ્દો અજયસિંહના ઓષ્ઠો પર્યન્ત આવી લાગ્યા હતા, પરંતુ તેના એ શબ્દો તેના મુખમાંથી બહિર્ગત થાય એટલામાં દુર્ગરક્ષક ત્યાં હસિત મુદ્રાથી આવી લાગ્યો અને આનંદદર્શક ભાવથી કેસરીસિંહને નમન કરીને કહેવા લાગ્યો કેઃ—

''સામંતશિરોમણિ, બસેં મનુષ્યોની અન્ય સહાયતા પણ આવી લાગી છે અને તે સૈનિકોનો નાયક આપના દર્શનની પ્રતીક્ષા કરી રહ્યો છે.''

આ સમાચાર સાંભળીને અજયસિંહના આનન્દનો અતિરેક થવાથી તેણે કેસરીસિંહને સંબોધીને ઉપદેશાત્મક શબ્દો ન ઉચ્ચારતાં દુર્ગરક્ષકને

કેસરીસિંહ કાંઈ પણ ઉત્તર આપે તે પૂર્વે આતુરતાથી પૂછ્યું કે: "તે સૈનિકોના નાયકનું નામ શું છે અને તે ક્યાં છે?"

"મહાનુભાવ, તેનું નામ પદ્મનાભ છે અને તેને આ આગારના નિમ્નતલમાં બેસાડીને જ હું અહીં આવ્યો છું," દુર્ગરક્ષકે ઉત્તર આપ્યું.

"તેનું વય કેટલા વર્ષનું છે?" અજયસિંહે પૂછ્યું.

"તેનું વય સત્તર અથવા અઢાર વર્ષથી વિશેષ તો નહિ જ હોય અને જેવો તે શૂરવીર છે તેવો જ સ્વરૂપસુંદર પણ છે. મને તો તે મદનમૂર્તિ સમાન જ ભાસ્યા કરે છે." દુર્ગરક્ષકે તે આગંતુક વીરના વય સાથે તેના શૌર્ય તથા સૌન્દર્યનો પણ અજયસિંહ તથા કેસરીસિંહને પરિચય કરાવી દીધો.

"બંધુ કેસરીસિંહજી, આપણા દેશોદ્ધારના પવિત્ર કાર્યમાં આપણો સહાયક થનાર પુરુષ બાલક હોય, તરુણ હોય કિંવા વૃદ્ધ હોય છતાં તે આપણો બંધુ તથા મિત્ર હોવાથી આપણા આદરને જ પાત્ર છે અને તેથી આપણા એ ઉદાર તરુણબંધુનું સ્વાગત તથા અભિનન્દન કરવું એ આપણું આવશ્યક કર્તવ્ય હોવાથી ચાલો આપણે તેના સ્વાગતમાટે નીચે જઇએ અને તેને માનપૂર્વક અહીં લઈ આવીએ." અજયસિંહે કેસરીસિંહને સંબોધીને કહ્યું.

"જેવી આપની ઇચ્છા." આ શબ્દો ઉચ્ચારીને કેસરીસિંહ ઊઠવાની ચેષ્ટા કરી રહ્યો હતો એટલામાં દુર્ગના બાહ્ય ભાગમાં વિસ્તરેલા અરણ્યના દૂરવર્તી સીમાપ્રદેશમાંથી રણશૃંગનો એક પ્રકારનો વિશિષ્ટાર્થસૂચક ધ્વનિ તેમનાં શ્રવણોમાં આવીને અથડાવા લાગ્યો. એ રણશૃંગધ્વનિના શ્રવણથી તેઓ આશ્ચર્યચકિત તથા ક્ષણેક સ્તબ્ધ થઈ ગયા. બેચાર ક્ષણપછી રણદુન્દુભિના ધ્વનિની લહરીઓ આવીને તેમનાં શ્રવણોમાં પ્રવેશવા લાગી અને એ ધ્વનિને સાંભળતાં જ વૃદ્ધ દુર્ગરક્ષક આનન્દથી ઉછળતો કહેવા લાગ્યો કે: "આ રણશૃંગ તથા રણદુન્દુભિનો વિશિષ્ટાર્થસૂચક ધ્વનિ ગુજરાતના ઉદ્ધારક મહાવીર શૂરપાળજીના આગમનની જ સૂચના આપી રહ્યો છે. મહાવીર શૂરપાળજીનું શુભ આગમન થઈ ચૂક્યું છે અને તેથી હું તેમના સ્વાગતમાટે જવાની આજ્ઞા ઇચ્છું છું."

"તમો ચાલો, અને અલ્પ સમયમાં અમો પણ મહાવીર શૂરપાળજીના સ્વાગતમાટે આવી લાગીએ છીએ. આગંતુક તરુણવીર પદ્મનાભને પણ તમો સાથે લેતા જજો. તેમની સાથે હવે અમો અવકાશે શાંતિથી વાર્તાલાપ કરીશું." અજયસિંહે દુર્ગરક્ષકને સંબોધીને ગંભીરતાથી કહ્યું.

દુર્ગરક્ષક ઉભય વીરોને નમન કરીને ચાલતો થઈ ગયો. દુર્ગરક્ષકના જવા પછી કેસરીસિંહ તથા અજયસિંહ અત્યંત શીઘ્રતાથી પોતાનાં શસ્ત્રાસ્ત્રોને યથાસ્થિત કરીને તથા શિરસ્ત્રાણોને મસ્તકે ધારણ કરી લઇને આગારમાંથી બહિર્ગત થયા અને જ્યારે તેઓ દુર્ગના બાહ્ય ભાગમાં આવી લાગ્યા તે વેળાયે નિર્જીવ અરણ્ય જાણે સજીવ થઇને ગર્જના કરી રહ્યું હોય એવો ભાસ તેમને થવા લાગ્યો. નિશાજન્ય અંધકારના પ્રતિકારના કાર્યનો ભાર ગગનવિહારી ચન્દ્રદેવે પોતાના મસ્તકે ધારેલો હોવા છતાં જાણે ચન્દ્રનો પ્રકાશ અંધકારના પ્રતિકારમાટે પર્યાપ્ત ન હોય તેમ ધારીને દુર્ગરક્ષકની આજ્ઞાથી શતાવધિ

મશાલોને પ્રકટાવી દેવામાં આવી. વાયુની મંદ લહરીથી ડોલતી તે જ્વાલા
ઓને જોઇને જાણે સર્વ દેશભક્ત સૈનિકોનાં અંતઃકરણોમાં રમમાણ થયેલ
આનન્દડોલનનો એ મશાલોને પણ ચેપ લાગી ગયો હોય અને તેથી જ તેમન
જ્વાલાઓ ડોલી રહી હોય એવો જ દેશભક્ત વીરોને ભાસ થવા લાગ્યો.

ગગનદુર્ગમાંના સર્વ વીર પુરુષો મહાવીર શૂરપાળના સ્વાગતમાટે અગ્ર
ગામી થવાને તત્પર થઇ ગયા. પ્રેમ, આનન્દ તથા ઊત્સુકતાવડે સમુજ્જ્વ
થયેલા સર્વ દેશભક્ત વીરોપ્રતિ અજયસિંહે દૃષ્ટિપાત કર્યો, અને એ દૃષ્ટિપા
કરતાં એક વિશિષ્ટ સૈનિકસમુદાયના અગ્રભાગમાં એક વીર વેશધારી કોમલવયર
મહાસુંદર યુવક તેના જોવામાં આવ્યો. તેના મુખમંડળમાં વિલસી રહેલી દિ
તેજસ્વિતાના સાક્ષાત્કારથી તેને અજયસિંહે નવીન આગંતુક યુવક પદ્મના
તરીકે તત્કાળ ઓળખી લીધો અને તેને ઓળખતાંજ તેના હૃદયમાં તેનું અભિ
નંદન કરવાની પ્રબળ ઈચ્છા થઈ આવી; પરંતુ મહાવીર શૂરપાળજીના સ્વાગત
માટે તત્કાળ આગળ વધવાની આવશ્યકતા હોવાથી તેનાથી એ ક્ષણેજ પોતા
એ ઇચ્છાને પૂર્ણ કરી શકાઈ નહિ. કેસરીસિંહ તથા અજયસિંહ પોતાન
સૈનિકો સહિત અગ્રેસર થયા એટલામાં સામેથી સૈનિકોનો એક પ્રચંડ સમુ
દાય ગગનદુર્ગની દિશામાં આવતો તેમના જોવામાં આવ્યો અને તેને મહાવી
શૂરપાળજીના સૈનિકોના સમુદાય તરીકે ઓળખી લઇને કેસરીસિંહ, અજયસિં
તથા તેમના સૈનિકોએ "ગુજરાત માતાનો જયજયકાર હો, મહાવીર શૂરપ
ળજીનો જયજયકાર હો!" એવા પ્રચંડ ઘોષથી અરણ્યને નિનાદિત કરીને મહા
વીર શૂરપાળના સ્વાગત તથા અભિનન્દનનો આરંભ કરી દીધો. શૂરપાળન
સૈનિકોએ પણ એવા જ જયઘોષથી એ જયઘોષનું પ્રત્યુત્તર આપ્યું.

સર્વથી પ્રથમ કેસરીસિંહ મહાવીર શૂરપાળ તથા વીર અણુહિલ્લ સમ
આવીને ઊભો રહ્યો અને તેની પાછળ અજયસિંહ ત્યાં આવી લાગ્યો. પદ્મના
આવે છે કે કેમ એ જોવામાટે અજયસિંહે પશ્ચાદ્ભાગમાં દૃષ્ટિપાત કરત
પદ્મનાભ કેટલાક અંતરે ઊભો રહીને સ્થિર દૃષ્ટિથી મહાવીર શૂરપાળ તથ
વીર અણુહિલ્લનાં મુખોનું અવલોકન કરતો તેના જોવામાં આવ્યો. કેસરીસિં
શૂરપાળ તથા અણુહિલ્લને અજયસિંહનો પરિચય કરાવ્યો એટલે શૂરપા
અજયના હસ્તને પ્રેમપૂર્વક પોતાના હસ્તમાં ધારણ કરીને પ્રેમગદ્ગદ સ્વર
કહેવા લાગ્યો કેઃ—

"વીર અજય, સહાયકોનું આવું પૂષ્ઠબળ મળતાં ઠાકોર શ્રી વીરેન્દ્રકુમા
તથા તેમના પરિવારને બંધનમુક્ત કરીને પાછાં સુખરૂપ મંડળગઢમાં લ
આવવામાં શો વિલંબ થવાનો હતો વારુ? આપણી જન્મભૂમિ ગુર્જરભૂમિ
હવે યેનકેન પ્રકારેણ આપણે શત્રુઓના અત્યાચારોથી મુક્ત કરવી જ જોઇ
અને ગુર્જરરાષ્ટ્રમાંથી પરકીય રાજસત્તાનું નિર્મૂલન થવું જ જોઇએ. જો આપ
હવે આ કાર્યમાં રંચમાત્ર પણ વિલંબ કરીશું, તો ગુલામગીરીમાં આવી પડે
ગુજરાતી પ્રજાનો અત્યાચારોને સહન કરી લેવાનો સ્વભાવ જ થઈ જશે
ગુજરાતી પ્રજા ગુલામગીરીમાં જ આનન્દ માનતી રહેશે, અને જો તેમ થશે ત
પછી ગુજરાતની દાસ્યશૃંખલાનો કદાપિ કોઇથી ભંગ નહિ કરી શકાય."

"હું તો આપનો એક ક્ષુદ્રાદપિ ક્ષુદ્ર સહાયક છું એટલે મારી સહાયતા તો કશી ગણનામાં જ નથી." અજય નમ્રતાને દર્શાવતો કહેવા લાગ્યો; "વસ્તુતઃ મારા પૂજ્ય કાકા તથા મારા પિતાશ્રીના સમસ્ત સૈન્ય સહિત મારે રણભૂમિમાં અવતીર્ણ થવું જોઇતું' તું; પરંતુ દુર્દૈવના યોગે અમારી સાથે વિશ્વાસઘાતનો ખેલ ખેલાયો અને અમારા સમસ્ત સૈન્યને લાવવાનો યોગ મને પ્રાપ્ત ન થયો એમાટે મારા અંતઃકરણમાં અતિશય શોક થયા કરે છે."

એ જ વેળાયે કેસરીસિંહનું લક્ષ પદ્મનાભપ્રતિ આકર્ષાયું અને તેથી તે પદ્મનાભ પાસે આવ્યો. કેસરીસિંહને પોતા સમક્ષ ઊભેલો જોતાં જ પદ્મનાભે શાલીનતાથી પોતાનાં નેત્રોને નીચાં ઢાળી દીધાં; પરંતુ કેસરીસિંહે જ્યારે તેને એમ કહ્યું કે: "મહાવીર શૂરપાળજી તમોને મળવા ઇચ્છે છે;" એટલે પછી તે નિરુપાય થઇને ત્યાંથી આગળ વધ્યો. ત્યાંથી ચરણને ઉપાડતી વેળાયે પદ્મનાભનું અંતઃકરણ કોઈ એક કુમારિકા પ્રમાણે ધડકી રહ્યું હતું, તેના સુન્દર વદનારવિન્દમાં મધુર લાલિમાનો આવિર્ભાવ થયેલો દેખાતો હતો અને તેનું મન ભયભીત સમાન ભાસ્યા કરતું હતું; પરંતુ તેની એ વૃત્તિ. તેની ભીરુતાને દર્શાવનારી નહિ, કિન્તુ તેની અતૃપ્ત આકાંક્ષાઓને કિંવા તેના મનની ઉદાત્ત વૃત્તિયોને તૃપ્તિ તથા વૈભવના સુખશૈલપર ચઢાવનારા અનિરુદ્ધ ધૈર્યજન્ય આનન્દાતિશયને જ દર્શાવનારી હતી. મહાવીર શૂરપાળ અત્યારે તેને અવસ્કંદમાં સપડાયલી નૌકાના કર્ણધાર સમાન જ દેખાતો હતો. ગુજરાતના એ અલૌકિક મહાપુરુષના સદ્‌ગુણો સાથે સરખાવતાં પોતામાં તે સદ્‌ગુણોની અત્યંત ન્યૂનતા હોવાની ભાવનાથી જ તેનું અંતઃકરણ વિચલિત થઈ ગયું હતું. પદ્મનાભના અંતઃકરણમાં કાતરતા ન હોતી તેમ જ ભીરુતા પણ ન હોતી. શૂરપાળે પદ્મનાભને જોતાંની સાથે જ ઓળખી લીધો અને તેની વીરતાનો કેસરીસિંહ તથા અજયસિંહને પરિચય કરાવતો મહાવીર શૂરપાળ ગંભીરતાથી કહેવા લાગ્યો કેઃ—

"આજથી એક માસ પૂર્વે સૌરાષ્ટ્રમાંથી આ દિશામાં આવતાં અમો શત્રુઓના હસ્તમાં સપડાઈ ગયા હતા. શત્રુઓએ અમોને ચારે તરફથી ઘેરી લીધેલા હોવાથી અને શત્રુઓની સેના સાથે સરખાવતાં અમારા સૈન્યનું બળ નહિવત્ હોવાથી અમારા વિનાશનો જ પ્રસંગ આવી લાગ્યો હતો. અમો ચિન્તાક્રાંત થઇને બેઠા હતા એટલામાં એક કપોતપક્ષી અંતરિક્ષમાંથી ઊતરીને અમારા સમક્ષ નિર્ભયતાથી બેસી ગયો અને તેના કંઠમાં એક પત્રિકા બાંધેલી અમારા જોવામાં આવી. તે પત્રિકામાં એમ જણાવેલું હતું કે: 'શત્રુ પક્ષના સૈનિકોને મેં ભાંગ તથા કસૂંબો પાઇને એટલી સીમા પર્યન્ત સંજ્ઞાશૂન્ય કરી દીધા છે કે તેઓ અત્યારે મૃત મનુષ્યોની અવસ્થામાં પડેલા હોવાથી આપ પોતાના સૈનિકોને લઇને ચાલ્યા જશો, તો આપને અટકાવવાની તેમનામાં શક્તિ જ નથી રહી. એક પ્રહર જેટલા સમયમાં આપ અહીંથી પ્રયાણ કરી જાઓ તો સારું. હું આપનો એક હિતૈષી છું અને આપના પ્રયાણ સમયે આપને મળીશ. લા. ગુજરાત માતાનો બાળક પદ્મનાભ.' અમોએ સાશંક

થઇને એ પત્રિકામાં અપાયલી સૂચનાની વાસ્તવિકતાની પરીક્ષા કરી, તો અમોને એ સૂચના સત્ય જણાઈ અને અમો શત્રુઓના ઘેરામાંથી નિર્વિઘ્ન મુક્ત થઈ ગયા. આ પદ્મનાભનો તે વેળાયે મને સાક્ષાત્કાર થયો હતો અને એક માસ પછી આ સ્થાનમાં આવવાની સૂચના પણ મેં જ એને આપી હતી. મારા ઉપકારક તથા ઉદ્ધારક યુવકને આજે મારા સહાયક તરીકે અહીં આવેલો જોઇને મારા હર્ષનો અતિરેક થાય છે અને ગુજરાતમાતાનું ઉજ્જ્વલ ભવિષ્ય મને નિકટવર્તિ દેખાય છે." ત્યાર પછી શૂરપાળે પદ્મનાભને સંબોધીને કહ્યું કે: "વીર યુવક, જેવી વીરતા તે મારા ઉદ્ધારના પ્રસંગે દર્શાવી હતી તેવી જ વીરતા તું નિરંતર દર્શાવતો રહે અને ગુજરાતની અમૂલ્ય કૃતજ્ઞતાના અલંકારવડે અલંકૃત થા એવો મારો તને અંતઃકરણપૂર્વક આશીર્વાદ છે."

મહાવીર શૂરપાળના મુખમાંથી નીકળેલા આ નિષ્કપટ પ્રેમદર્શક ઉદ્ગારોના શ્રવણથી પદ્મનાભની સંકોચવૃત્તિનો તત્કાળ લોપ થઈ ગયો અને વિનયશીલતાથી શૂરપાળને ઉદ્દેશીને તે કહેવા લાગ્યો કે: "જે વેળાયે આપ મહાનુભાવના દર્શનનો યોગ મને પ્રથમ વાર પ્રાપ્ત થયો હતો તે વેળાયે આપને મારો પૂર્ણ પરિચય કરાવવા જેટલો સમય મને મળી શક્યો ન હોતો. જો કે બાલ્યકાલમાં જ શત્રુઓના અત્યાચારોએ મને મારા ગૃહ તથા મારાં માતાપિતાથી વિયુક્ત કરી નાખ્યો છે; તથાપિ આપ પણ જેને માનની દૃષ્ટિથી જોવાને તત્પર થાઓ તેવા એક અભિજાત ક્ષત્રિયકુલમાં જ મારો જન્મ થયેલો છે અને તેથી જન્મભૂમિના ઉદ્ધારમાટે જો હું આપનો સહકારી થયો હોઉં તો તેમાં આશ્ચર્ય જેવું કાંઈ પણ નથી."

"વીર યુવક, તારાં માતાપિતા અદ્યાપિ જીવિત છે કે કેમ?" શૂરપાળે જિજ્ઞાસા દર્શાવી.

"મારી જન્મદાત્રી માતાનો તો જ્યારે હું અર્ભક અવસ્થામાં હતો ત્યારે જ સ્વર્ગવાસ થઈ ગયો છે; મારી સાપત્ન માતા તથા મારા પિતાશ્રી મારા સાંભળવા પ્રમાણે અદ્યાપિ જીવિત છે; પરંતુ તેઓ શત્રુઓના કારાગૃહમાં હોવાથી જીવિત છતાં મૃતની અવસ્થાને ભોગવી રહ્યાં છે. મારાં માતાપિતાને ચતુર્ભુજ કરીને જે વેળાયે લઈ જવામાં આવ્યાં હતાં તે વેળાયે હું ત્યાંથી પલાયન કરી ગયો હતો, નહિ તો અત્યારે હું પણ કારાગૃહવાસી જ હોત અને દેશસેવક થવાનું ભાગ્ય મને ભાગ્યે જ પ્રાપ્ત થઈ શક્યું હોત." પદ્મનાભે પોતાનાં માતાપિતાનો વૃત્તાન્ત કહી સંભળાવ્યો.

"તારાં માતાપિતાના શિરપર આ સંકટ આવ્યાને કેટલોક સમય થયો હશે?" શૂરપાળે જિજ્ઞાસા દર્શાવી.

"આઠથી દશ માસ જેટલો સમય તો અવશ્ય થયો જ હશે." પદ્મનાભે શાલીનતાથી ઉત્તર આપ્યું.

"તો પછી આટલા દિવસ તું ક્યાં હતો?" શૂરપાળે પૂછ્યું.

"એક પરોપકારી વનવાસી મહાત્માએ પોતાના મઠમાં મને આશ્રય આપ્યો હતો અને તેથી હું તે મહાત્મા સાથે તેમના મઠમાં જ વસતો હતો;

મારા હૃદયમાં તાપસધર્મનો વિરોધી ક્ષાત્રધર્મ પ્રબળ હોવાથી તેણે મને તે મઠમાં સ્વસ્થ થઇને બેસી રહેવા ન દીધો એટલે હું તે મહાત્માને કહ્યા વિનાજ મઠમાંથી પલાયન કરી ગયો અને મારી પાસે જે કેટલાક રત્નાલંકારો હતા તેમને વેચી ભૂવડના રાજકર્મચારીઓના અત્યાચારોના ભોગ થયેલા કેટલાક વીર પુરુષોને એકત્ર કરીને ભૂવડની રાજસત્તા વિરુદ્ધ બારવટું ખેડવાની અને આપના દેશોદ્ધાર વિષયક પ્રયત્નને આપી શકાય તેટલી સહાયતા આપવાની મેં યોગ્ય તૈયારીઓ કરી લીધી. મારી એ તૈયારીઓ કેટલી સીમાપર્યન્ત પહોંચેલી છે એ આપ જાણતા હોવાથી એના વિશેષ વિવેચનની આવશ્યકતા નથી.'' પદ્મનાભે પોતાના વૃત્તાન્તનો અવશિષ્ટ ભાગ કહી સંભળાવ્યો.

''અત્યારના ગુર્જરરાષ્ટ્રને નિવૃત્તિપરાયણ તાપસધર્મ કરતાં પ્રવૃત્તિપરાયણ તથા કર્તવ્યદર્શક ક્ષાત્રધર્મના વિકાસની જ વિશેષ આવશ્યકતા હોવાથી તેં ક્ષાત્રધર્મના વિકાસનો જે પ્રયત્ન કર્યો છે તેમાટે તો તને ધન્યવાદ જ ઘટે છે; પરંતુ તારા પિતાનું નામ શું છે અને તારું નિવાસસ્થાન ક્યાં છે તે જણાવીશ?'' શૂરપાળે પદ્મનાભને ધન્યવાદ આપીને તેના કુલથી પરિચિત થવામાટે પૂછ્યું.

''મારા પિતાશ્રીના નામ તથા મારા નિવાસસ્થાનનો હું આપને અત્યારે પરિચય નથી કરાવી શકતો એની મને ક્ષમા કરશો; કારણ કે, જેના યોગે મારા કુલની કીર્તિ ચિરંજીવિની થાય એવી ગુજરાતમાતાની સેવા કોઈ મારા હસ્તથી ન થઈ શકે ત્યાં સુધી મારા કુળ તથા નિવાસસ્થાનને અજ્ઞાત રાખવાની મેં મારા મનમાં દૃઢ પ્રતિજ્ઞા કરી લીધી છે. એટલામાટે આપનાં ચરણોમાં મારી એજ નમ્ર પ્રાર્થના છે કે અત્યારે મારા કુલ તથા મારા નિવાસસ્થાનને જાણવાની આતુરતાને ત્યાગી દેશો, મને પોતાની સેવામાં નિયુક્ત કરવાની ઉદારતા દર્શાવશો અને મને 'પદ્મનાભ' નામથી જ ઓળખતા રહેશો. મારે એ પણ આપને જણાવી દેવું જોઇએ કે 'પદ્મનાભ' પણ મારું ધારણ કરેલું નામ છે; મારું વાસ્તવિક નામ નથી.'' તરુણ વીર પદ્મનાભે શૂરપાળના પ્રશ્નના ઉત્તરમાં આવી વિલક્ષણ પ્રાર્થના કરીને શૂરપાળ તથા તેના સર્વ અનુયાયીઓને આશ્ચર્યમાં નાખી દીધા.

બેચાર ક્ષણ વિચારમાં વીતાવ્યા પછી શૂરપાળ પદ્મનાભને સંબોધીને ગંભીરતાથી કહેવા લાગ્યો કે: ''ચિન્તા નહિ; જો તેં એવી જ પ્રતિજ્ઞા કરી લીધી હોય, તો તારી તે પ્રતિજ્ઞાનો ભંગ કરીને હું તારા કુલ તથા તારા નિવાસસ્થાન આદિના રહસ્યને જણાવી દેવાનો તને કદાપિ આગ્રહ કરવાનો નથી તેમ જ મારા કોઈ અન્ય અનુયાયીને એવો આગ્રહ કરવા દેવાનો પણ નથી; કારણ કે, મારી એવી નિશ્ચલ શ્રદ્ધા છે કે અલ્પકાલાવધિમાં જ તું પોતાના પ્રતાપનો પરિચય કરાવીને ગુજરાત માતાના એક ઉદ્ધારક વીર તરીકે અક્ષય કીર્તિને પ્રાપ્ત કરી લઇશ અને તે વેળાયે અમારા આગ્રહ વિના જ તારે અમોને પોતાના કુલ તથા પોતાના નિવાસસ્થાનનો પોતાની ઇચ્છાથી જ પરિચય કરાવવો પડશે. એ સમય બહુ દૂર તો નથી જ.'' આવી રીતે પદ્મનાભના

મનનું સમાધાન કરીને શૂરપાળ કેસરીસિંહને પોતાની સાથેના બે વીર પુરુષોનો પરિચય કરાવતો કહેવા લાગ્યો કે: "આ મહીકાંઠાના સામંત પોતાના બે હજાર સૈનિકો સહિત આપણા પક્ષમાં આવી મળ્યા છે અને આ રેવાકાંઠાના માંડલિક પોતાના પંદર સો સૈનિકોના સમુદાય સહિત મારા સહાયક થઇને દેશોદ્ધારના યુદ્ધક્ષેત્રમાં અવતીર્ણ થયા છે. આ સર્વ વીર પુરુષોની સહાયતાથી તેમ જ તમારા જેવા વીર નરની સહાનુભૂતિથી અત્યારે આ તરુણ વીર અજયસિંહના હસ્તમાં શોભી રહેલો રાષ્ટ્રીય ધ્વજ કાં તો સમસ્ત ગુર્જરરાષ્ટ્રમા અલ્પ સમયમાં જ ફરકતો જોવામાં આવશે અને કાં તો ગુર્જરભૂમિના રક્તથી રંગાઇને ગુર્જરભૂમિના ગર્ભમાં શાશ્વત સમાધિને સ્વીકારી લેશે; કારણ કે, અત્યારે આપણે આ યુદ્ધના યોગે આપણા ભાગ્યની પરીક્ષાનો જે પટ માંડવાનો છે તેનું એ બે પરિણામો વિના કોઈ તૃતીય પરિણામ છે જ નહિ."

"નહિ, નહિ;" ઉતાવળિયા સ્વભાવનો કેસરીસિંહ ઉતાવળ કરીને બોલવા લાગ્યો: "ગુર્જરરાષ્ટ્રનો આ રાષ્ટ્રીય ધ્વજ ગુર્જરભૂમિના રક્તથી રંગાઇને ગુર્જરભૂમિના ગર્ભમાં શાશ્વત સમાધિને સ્વીકારી લે, એના કરતાં તો સર્વ દાક્ષિણાત્ય દાનવો તથા ગુજરાત માતાનાં સંતાનો એક સમયાવચ્છેદે મૃત્યુ-શય્યામાં પોઢી જાય એ જ અધિક ઉત્તમ છે;" આ ઉદ્દગારોને મુખમાંથી બહિર્ગત કરતા કેસરીસિંહે પોતાની તલવારને મ્યાનમાંથી બહાર ખેંચી લીધી અને પોતાના ઓષ્ઠોને દંતોવડે ચાવતો તે આગળ વધીને કહેવા લાગ્યો કે: હે ક્ષત્રિયાંતક પરશુરામ, અમારા તેમ જ અમારા શત્રુઓના રક્તનાં પૂરોને સાભ્રમતી, સરસ્વતી, નર્મદા, મહી તથા તાપી આદિ ગુર્જરરાષ્ટ્રની સરિતાઓમાં ચઢાવી દે અને પશ્ચિમ સમુદ્રને રક્તવર્ણ થતો અમોને જોવા દે. હે ભાર્ગવરામ, તેં ક્ષત્રિયોના રક્તનાં એકવીસ સરોવરોને જેવી રીતે નિર્માણ કર્યાં હતાં તેવી જ રીતે ગુજરાતના દાક્ષિણાત્ય શત્રુઓના શોણિતનાં એકવીસ સો વિશાળ સરોવરોને નિર્માણ કરવાનું સામર્થ્ય અમારી ભુજાઓમાં સમર્પી દે. મારી આ મહત્ત્વાકાંક્ષાને પૂર્ણ કર અને મારી આશાને ફળીભૂત કર."

ક્ષત્રિયવંશ વિધ્વંસક ભાર્ગવરામને આવી આસુરી પ્રાર્થના કરતા કેસરીસિંહને પદ્મનાભ સ્તિમિત દૃષ્ટિથી જોઈ રહ્યો હતો એમ શૂરપાળના જોવામાં આવતાં શૂરપાળ કેસરીસિંહને ઉદ્દેશીને ઋષિતુલ્ય શાંત તથા ગંભીર ભાવથી ઉપદેશના સ્વરૂપમાં કહેવા લાગ્યો કે: "બંધુ કેસરીસિંહજી, કાપાલિકો તથા શાક્તોનાં હૃદયોમાં પણ ભીતિને ઉત્પન્ન કરી દેનારી આવી આસુરી પ્રાર્થનાના ઉચ્ચારથી પોતાની પવિત્ર જિહ્વાને કલંકિત ન કરો. જો પરમાત્મા આપણા પ્રયત્નોને યશસ્વી કરવાની ઉદારતા દર્શાવે, તો આપણે દયા તથા નીતિનું પાલન કરવું જ જોઇએ. પ્રિય ભ્રાતા, આ જગત્ પ્રેમમય છે અને આ વિશ્વનો વિસ્તાર પ્રેમમૂલક છે એ આપણે કદાપિ ભૂલી જવાનું નથી."

"પણ દયા કોના પ્રતિ દર્શાવવી?" કેસરીસિંહ ઉચ્છૃંખલતાથી બોલવા લાગ્યો: "ડગલે ને પગલે આપણા માન તથા આપણી પ્રતિષ્ઠાની હાનિ કરનારાઓ પ્રતિ દયા? આપણે સ્વામી હોવા છતાં આપણને ચોર તથા લૂંટારા

તરીકે માનનારા અન્યાયી તથા અનાચારીઓ પ્રતિ દયા ? મહાવીર શૂરપાળજી, આપના મુખમાંથી અત્યારે આવાં વચનો નીકળી રહ્યાં છે તેનું, કાં તો આપનું અંતઃકરણ અત્યંત ઉદાર તથા સહનશીલ છે એ અથવા તો આપના હૃદયમાં મારા જેવો આઘાત નથી થયો એ બેમાંનું એક કારણ હોવું જોઇએ. જો એમ ન હોય, તો આપના મુખમાંથી આવા સાધુ પુરુષ સમાન ઉદ્દગારો નીકળે જ નહિ.''

શૂરપાળના મુખમંડળમાં કેસરીસિંહના આ ઉદ્દગારોના શ્રવણથી એક પ્રકારના વિષાદની છટા છવાઈ ગઈ અને તેણે સદ્દગદિત કંઠથી કહ્યું કે: "મારા આરણ્ય આગારમાં પ્રવેશીને જેનું મેં પુત્રી તુલ્ય પાલન કર્યું હતું તે વીરવ્રતધારિણી વિશાખાદેવીનો નિર્દયતાથી વધ કરી શત્રુઓએ મારા હૃદયમાં જે છિદ્ર પાડી દીધું છે તે કદાપિ ભરાય તેવું છે ખરું કે?''

"નીચ ભાનુદત્તે વિશાખાદેવીનો વધ કરીને આપના હૃદયમાં છિદ્ર પાડ્યું હતું એ આપનું કથન સત્ય છે; પરંતુ આપે તથા વીર અણહિલ્લસિંહે ભાનુદત્તનો વધ કરીને એ છિદ્ર કિંવા વ્રણમાં અંજન ભરી દીધેલું હોવાથી આપના હૃદયનું એ છિદ્ર સંપૂર્ણ નહિ, તો પણ અંશતઃ ભરાઈ ગયું છે એ વાર્તાનો તો આપથી અસ્વીકાર કરી શકાય તેમ નથી.'' કેસરીસિંહે શૂરપાળના વાદનો પ્રતિવાદ કરતાં આ શબ્દો ઉચ્ચાર્યા.

"બંધુ કેસરીસિંહજી, ભાનુદત્તના વધરૂપ અંજનથી મારા હૃદયનો વ્રણ અંશતઃ ભરાઈ ગયો છે એમ માની લેવામાં તમારો ભયાનક પ્રમાદ થાય છે; કારણ કે, દેવી વિશાખાની હત્યાથી મારા હૃદયમાં પડેલા એ વ્રણ એવા સહસ્ર ભાનુદત્તોના વધરૂપ અંજનથી પણ ભરાવાનો સંભવ નથી, તો પછી એક જ ભાનુદત્તના વધથી તો એ વ્રણ રૂઝાવાનો સંભવ ક્યાંથી હોય?'' આ વાક્યોને ઉચ્ચારતાં શૂરપાળનાં નેત્રોમાં અશ્રુઓનો આવિર્ભાવ થવા લાગ્યો, છતાં તે પોતાની શાંતતાને અવિચલ રાખવાનો યત્ન કરતો ગંભીરતાથી કહેવા લાગ્યો કે: "અમોએ ભાર્ગવદત્ત તથા ભાનુદત્તનો વધ તેમના હસ્તથી થયેલા વિશાખાના વધના કારણથી જ કર્યો ન હોતો; કિન્તુ તેઓ માનવસ્વરૂપમાં રાક્ષસો હોવાથી તથા અત્યાચાર અને અનાચારની સજીવન પ્રતિમાઓ હોવાથી તેમના રાક્ષસોપમ અત્યાચારો તથા અનાચારોથી ગુર્જરરાષ્ટ્રને મુક્ત કરવામાટે જ અમોએ તેમનો વધ કરી નાખ્યો હતો. પરંતુ, બંધુ, સર્વ દાક્ષિણાત્યો કાંઈ ભાર્ગવદત્ત, ભાનુદત્ત, સારંગદત્ત, ઉડુભંગરાજ તથા તિરુમલ્લરાય જેવા નીચ તથા નરપિચાશ નથી હોતા; તેમનામાં પણ સેનાધ્યક્ષ મિહિર જેવા ઉદારચરિત પુરુષો અસ્તિત્વ ધરાવે છે અને તે ઉદારચરિત પુરુષોનાં અનુકંપાશીલ અંતઃકરણો આપણા અત્યારના ગુર્જરરાષ્ટ્રની આ દુર્દશાના દર્શનથી વિદીર્ણ થઈ રહ્યાં છે એ અમો સારી રીતે જાણીએ છીએ. દક્ષિણદેશ પ્રમાણે જ ગુજરાત પણ વૈભવ, આનન્દ તથા સૌખ્યમાં વિહરે એવી તે ઉદારચરિત દાક્ષિણાત્યોની ઉત્કટ ઇચ્છા છે, આપણા માટે તેમના હૃદયોમાં સંપૂર્ણ સહાનુભૂતિ વસી રહેલી છે અને આપણાપર શસ્ત્રો ઊપાડવામાટે તેઓ તિરં-

તર ઉર્જિત થયા કરે છે; પરંતુ તેઓ નિરુપાય હોવાથી પોતાની એ જ ભાવનાઓને કાર્યના રૂપમાં પરિણત થયેલી જોવાનો પ્રસંગ તેમને પ્રાપ્ત થ શકતો નથી અને એ તેમનો પોતાનો દોષ નથી એટલે તેમની અવસ્થ દયાપાત્ર જ કહી શકાય."

"આપના કથન અનુસાર કદાચિત્ મિહિર જેવા કેટલાક દાક્ષિણાત્યે ભદ્ર પુરુષોની ગણનામાં આવી શકે તેવા હશે; પરંતુ સારંગદત્ત, ઉદુભંગરા તથા તિરૂમલ્લરાય આદિ દાક્ષિણાત્યો તો નરપિશાચ જ છે એ તો આ પણ સ્વીકારો છો, તો પછી નરપિશાચો પ્રતિ દયા દર્શાવવાની શી આ શ્યકતા છે, એ સમસ્યા મારાથી તો નથી જ સમજી શકાતી." કેસરીસિં પુનઃ પોતાના કથનને સત્ય સિદ્ધ કરી બતાવવાનો પ્રયત્ન કર્યો.

"સારંગદત્ત, ઉદુભંગરાજ તથા તિરુમલ્લ આદિ નરપિશાચોએ આપણ જન્મભૂમિના વક્ષઃસ્થલમાં પોતાના અમાનુષ અત્યાચારોના પ્રહારથી સહ આવધિ ઘણો કરેલા છે અને તેથી એવા નરરાક્ષસો પ્રતિ દયા દર્શાવવાને હું તમોને ઉપદેશ નથી આપતો. કેસરીસિંહજી, એ માનવકુલકલંકોની વ્યવ સ્થાનું કાર્ય હું તમારા હસ્તમાંજ સોંપું છું એટલે તેમની યથેચ્છ દુર્દશા કરવાને તમોને સંપૂર્ણ અધિકાર છે. મારા ઉપદેશનો સારાંશ એટલો જ છે કે સૂકાં બાળવા જતાં આપણા હસ્તથી લીલું પણ ન બળી જાય એનો જ વિચા આપણે કરવાનો છે." મહાવીર શૂરપાળે આ અંતિમ નિર્ણય દર્શાવીને કેસરી સિંહના મનનું સમાધાન કરી નાખ્યું.

"એ નરપિશાચોની જ્યારે હું અશ્રુતપૂર્વ દુર્દશા કરીશ, ત્યારે જ મ મારા નરજન્મની સાર્થકતા થયેલી દેખાશે." કેસરીસિંહે આવેશથી આ વાક પ્રતિજ્ઞાના સ્વરૂપમાં ઉચ્ચાર્યું.

આ સમસ્ત વાદવિવાદ માર્ગમાંજ થયેલો હોવાથી એ વાદવિવાદને અંત થતાં મહાવીર શૂરપાળ, વીર અણહિલ્લસિંહ, રેવાતીરપતિ, મહીતીરપતિ અજયસિંહ તથા પદ્મનાભ આદિ વીરો તથા લોકનાયકો તેમના દર્શનમાં ત્યાં એકત્ર થઈ ગયેલા ગગનદુર્ગવાસી જનોને દર્શન દેતા દુર્ગના દ્વાર પ્રતિ ચાલવા લાગ્યા. તેઓ આવી રીતે ચાલ્યા જતા હતા એટલામાં ત્રણ કિંવા ચા વર્ષના વયનો એક બાળક પ્રેક્ષકસમુદાયમાંથી દોડીને તેમના માર્ગમાં આવ લાગ્યો, અને તેણે મહાવીર શૂરપાળના દક્ષિણ ચરણને એવું તો દૃઢ આલિ ગન આપી દીધું કે શૂરપાળને નિરુપાય થઇને ઊભા જ રહેવું પડ્યું. તે બાળકન આ પ્રેમલીલાના દર્શનથી સર્વ જનો આશ્ચર્યચકિત થઈ ગયા અને શૂરપાળનું હૃદય પ્રેમાતિશયથી ગદ્ગદિત થઈ ગયું; માત્ર એટલું જ નહિ, પણ તેનાં નેત્રો માંથી હર્ષનાં અશ્રુ પણ ટપકવા લાગ્યાં. તેણે તત્કાળ તે બાળકને ઉપાડ લઇને ચુંબનવડે તેના કોમલ કપોલોને આર્દ્ર કરી દીધા અને તેને છાતી સરસે ચાંપીને તે દેશોદ્ધારક મહાત્મા વાત્સલ્યગદ્ગદ સ્વરથી કહેવા લાગ્યો કેઃ—

"કેસરીસિંહજી, આ બાળકના નિર્વ્યાજ તથા નિષ્કપટ પ્રેમને જુઓ આપણી જો કોઈ સત્ય સંતતિ હોય, અને આપણો જો કોઈ વાસ્તવિક પરિ

વાર હોય, તો તે આ બાળકો જ છે. આપણું કુટુંબ ગુજરાત છે અને આપણા ગુર્જરવંશની રક્ષા ગુર્જરભૂમિની આ ભાવી પ્રજા જ કરવાની છે. રૈવાધીશ તથા મહીપતિ, આવી પ્રેમમયી તથા પ્રેમપ્રતિમા ગુર્જરભૂમિને દાસ્યજન્ય દુઃખમાં પડેલી જોઇને ક્યા ગુજરાતીથી સ્વસ્થ થઇને બેસી રહેવાય તેમ છે? ગુજરાત માતાના દાસ્યનું વિમોચન હવે સત્વર થવું જ જોઇએ."

તે અજ્ઞ બાલક પોતાના ચુંબનથી મહાવીર શૂરપાળના કપોલને આર્દ્ર કરતો પોતાની તોતડી જિહ્વાથી કહેવા લાગ્યો કે: "માલા આ કાલના ચુંબન કરતાં માલા આ જમના કાલનું ચુંબન વધારે મીઠું છે; પણ જો મને લલાઇમાં લઈ જવાનું વતન આપો, તો જ હું એ ચુંબન લેવા દઇશ; નહિ તો નહિ. માલો મોતો ભાઈ કે છે કે થોકલાથી લલાઇમાં ન જવાય; તો શું હું થોકલો છું?"

શૂરપાળ તે બાળકના દક્ષિણ કપોલને ચુંબનાર્દ્ર કરતો અને ત્યાર પછી તેની પીઠપર પોતાના હસ્તને ફેરવી તે બાળકને તેના મોટા ભાઇના હાથમાં સોંપતો કહેવા લાગ્યો કે: "વત્સ, તને તે છોકરું કહેવાય? તું તો હવે મોટો થઇ ગયો છે. તું તારી તલ્વાર લઈ આવ એટલે હું તને લડાઇમાં મારી સાથે લઈ જઇશ."

શૂરપાળના આ શબ્દોના શ્રવણથી તે અલ્પવયસ્ક બાળકના હર્ષનો અતિરેક થઈ જવાથી તે પોતાના મોટા ભાઇના હાથમાંથી છટકીને 'માલી તલ્વાલ માલી તલ્વાલ' કરતો પોતાની માતા પાસે જવાને દોડી ગયો.

અત્યાર સુધી મૌનનું અવલંબન કરીને અવાક્ રહેલો અણહિલ શૂરપાળને સંબોધીને ભક્તિભાવદર્શક વાણીથી કહેવા લાગ્યો કે: "ગુરુવર્ય, ગુજરાતનાં સર્વ સંતાનોનો આપનામાં જે અકૃત્રિમ પ્રેમ સ્થપાયલો છે તે પ્રેમના સાક્ષાત્કારથી પ્રેમના યોગે જ પ્રેમની પ્રાપ્તિ કરી શકાય છે એ સિદ્ધાન્ત સર્વથા સત્ય છે એવો મારો નિશ્ચય થતો જાય છે; કારણ કે, ગુજરાતમાતાનાં સર્વ સ્ત્રીપુરુષ સંતાનોમાં આપનો બંધુ તથા ભગિની તુલ્ય સ્નેહ હોવાથી જ તેઓ પોતાના સ્નેહને આપનાં ચરણોમાં સમર્પી રહ્યાં છે. સૂર્યનારાયણના પ્રકાશથી જેવી રીતે સમસ્ત વિશ્વ પ્રકાશમય થઈ જાય છે તેવી જ રીતે આપના પ્રેમથી સમસ્ત ગુર્જરી જનતા પ્રેમમયી થઈ ગઈ છે."

"જો તમારી એવી જ દૃઢ માન્યતા હોય, તો તમો પણ એવી જ રીતે પ્રેમના યોગે પ્રેમને પ્રાપ્ત કરી લેવાનો પ્રયત્ન કરતા રહેજો અને તિરસ્કારના યોગે પ્રેમની પ્રાપ્તિ કદાપિ નથી જ થતી એ નિયમનું કદાપિ વિસ્મરણ થવા દેશો નહિ," શૂરપાળે પ્રસંગ અનુસાર અણહિલને ઉચિત ઉપદેશ આપ્યો.

કેસરીસિંહના રાજપ્રાસાદના દ્વારમાં આવીને શૂરપાળે સર્વ સૈનિકોને તેમના માટે નિયત કરાયલા સ્થાનમાં જવાની અને ખાનપાન તથા વિશ્રામના સેવનની આજ્ઞા આપીને વિદાય કર્યા પછી આગારમાં આવીને પોતાના સહાયક રાજપુરુષો તથા વીર પુરુષોને પવનપર્વતના પવનદુર્ગપર આક્રમણ કરવાની પોતાની ઇચ્છા સ્પષ્ટ સ્વરૂપમાં દર્શાવી દીધી. શૂરપાળની એ ઇચ્છાને જાણીને સર્વ વીરોના હૃદયમાં આનન્દ તો થયો જ; પરંતુ કેસરીસિંહ તો આનન્દા-

વિવેકથી નૃત્ય કરવા લાગ્યો અને તેની સમસ્ત નિશા આનન્દજન્ય જાગરણમાં જ વીતી ગઈ. વચ્ચેવચ્ચે તેને અલ્પનિદ્રા આવતી હતી તો તે નિદ્રામાં જાણે તે પોતે ઉદુભંગરાજ તથા વિક્રમસિંહરાય સાથે દ્વંદ્વયુદ્ધ કરી રહ્યો છે અને પોતાના ચિરકાલિક અપમાનજન્ય વૈરની તેમની પાસેથી તેમનો વધ કરીને ચક્રવર્તી વ્યાજ સહિત વસૂલાત કરી રહ્યો છે એવાં જ સ્વપ્નોનું તેને દર્શન થયા કરતું હતું. જાગ્રતિના નિયત સમયની પૂર્વે જ શય્યાને ત્યાગીને તેણે યુદ્ધવેશથી પોતાના દેહને શૃંગારી લીધો અને જે અતિથિઓ જાગ્રત ન હોતા થયા તેમને નાનાવિધ ઉપાયોવડે જગાડવાના વ્યવસાયને આરંભી દીધો. અજયસિંહ ગાઢ નિદ્રાને આધીન થયેલો હોવાથી તેની એ નિદ્રા અસહ્ય થતાં કેસરીસિંહે તેના સમસ્ત દેહને આન્દોલિત કરીને બળાત્કારે તેની નિદ્રાનો ભંગ કરી નાખ્યો. જેવી રીતે કેસરીસિંહ સર્વથી પ્રથમ જાગ્રત થયો હતો તેવી જ રીતે અન્ય સર્વ દેશોદ્ધારકોનાં રણશૃંગોથી પ્રથમ તેનું જ રણશૃંગ વાગવા લાગ્યું. કેસરીસિંહ પવનદુર્ગપર આક્રમણ કરવામાટે તથા ઉદુભંગરાજ અને વિક્રમસિંહરાયને સંહારવામાટે એટલી સીમાપર્યન્ત અધીર થઈ ગયો હતો કે કોઈ કામુક પુરુષ પોતાની પ્રણયિનીના સંમેલનમાટે પણ એટલી સીમા પર્યન્ત ભાગ્યે જ અધીર થતો હશે. પ્રધાન સૈનાધ્યક્ષ મહાવીર શૂરપાળ તેને અકારણ વિલંબ કરતો દેખાવા લાગ્યો, અને તેથી તે શૂરપાળના સિબિરપ્રતિ વારંવાર શોધક દૃષ્ટિપાત કરવા લાગ્યો. અંતે કેસરીસિંહની અધીરતા એટલી સીમા-પર્યન્ત વૃદ્ધિંગત થઈ ગઈ કે તે પોતે શૂરપાળના શિબિરપ્રતિ જવાને ચાલતો થયો; પરંતુ એ જ વેળાયે સૈનિકોના મુખમાંથી નીકળેલો "મહાવીર શૂરપાળનો જય; ગુજરાત માતાનો જય!": એ જયઘોષ તેનાં શ્રવણોમાં આવીને અથડાતાં તે ત્યાં જ અટકી ગયો. કેસરીસિંહ વિલંબના કારણથી સંતપ્ત થયેલો હોવા છતાં પણ અંતઃસ્ફૂર્તિથી જ તેની જિવ્હાએ એ જયઘોષનો તત્કાળ અનુવાદ કર્યો. પુનઃ એક વાર સૈનિકોની ગર્જના સાંભળવામાં આવી અને તે ગર્જનાએ ગગનદુર્ગની આસપાસ વિસ્તરેલા નિબિડ અરણ્યપ્રદેશને ભીષણ સ્વરૂપમાં નિનાદિત કરી દીધો.

લોકમાન્ય દેશનેતા પોતાના પ્રધાન કિંવા પટ્ટશિષ્ય અણહિલ્લ સહિત પોતાના દેશભક્ત સૈન્ય પ્રતિ આવવામાટે જેવો ગગનદુર્ગના દ્વારમાંથી બહિ-ર્ગત થતો દેખાયો એટલે તેને જોતાં જ રેવાધીશે વીર અજયના હસ્તમાંના રાષ્ટ્રીય ધ્વજને પોતાના હસ્તમાં લઇને શૂરપાળ સમક્ષ નમાવ્યો અને રાષ્ટ્રીય ધ્વજના નમનથી શૂરપાળને સમસ્ત ગુર્જરરાષ્ટ્રનું નમન સમર્પી દીધું. રેવાધીશની આ ચેષ્ટાને જોઇને મહાવીર શૂરપાળ શીઘ્ર ગતિથી સૈન્ય સમક્ષ આવીને ઊભો રહ્યો અને રાષ્ટ્રીય ધ્વજનું માનપૂર્વક અભિવાદન કરતો રેવાધીશને સંબોધીને અતિશય ગંભીર ભાવથી કહેવા લાગ્યો કેઃ—

"માન્યવર રેવાધીશ, આ રાષ્ટ્રીય ધ્વજવડે મને વંદન કરવાની આવ-શ્યકતા નથી; આપનું આ કાર્ય અવિચારમૂલક એક કારણ કે, આ રાષ્ટ્રીય ધ્વજ નથી કિંતુ ધ્વજરૂપધારિણી ગુર્જરરાષ્ટ્રની સત્તા છે. અને આ રાજસત્તાના

આશ્રય તળે જ આપણે દેશકલ્યાણાર્થે રણભૂમિમાં ઝૂંઝવાનું છે. આપણા વનવાસી યુવરાજ વનરાજ મહારાજના રણાંગણમાં અવતીર્ણ થવાનો, તેમનામાં કૈલાસવાસી ગુર્જરાધીશ શ્રી જયશિખરીદેવની જે પ્રખર તેજસ્વિતા અદૃશ્ય રહેલી છે તેના પ્રકટીભવનનો અને તેમના વરદ હસ્તથી જનની જન્મભૂમિનાં દાસ્યવિમોચનનો પ્રસંગ હવે આવી લાગેલો હોવાથી અને ગુજરાતના રાજમુકુટ તથા રાજસિંહાસનના તેઓ જ એકમાત્ર ઉત્તરાધિકારી હોવાથી આ રાષ્ટ્રીય ધ્વજના નમનને સ્વીકારવાનો જો કોઈ પણ પુરુષનો અધિકાર હોય, તો તે કેવળ યુવરાજ વનરાજ મહારાજનો જ છે; એ અધિકાર અન્ય કોઈ પણ પુરુષનો નથી, એ વાર્તાને સર્વ દેશભક્ત ગુર્જર વીરોએ દૃઢતાથી સ્મરણમાં રાખી લેવાની છે. આપણું કર્તવ્ય તો શ્રી દાશરથી રામના કનિષ્ઠ બંધુ ભારતના કર્તવ્ય સમાન જ છે. શ્રી રામચન્દ્રજીની પાદુકાઓને રામચન્દ્રરૂપ માનીને જેવી રીતે ભરતકુમાર તે પાદુકાઓ સમક્ષ પોતાના મસ્તકને નમાવ્યા કરતા હતા તેવી જ રીતે આ રાષ્ટ્રીય ધ્વજને કૈલાસવાસી મહારાજાધિરાજ જયશિખરીદેવના એકમાત્ર વંશજ વનરાજ મહારાજારૂપ માનીને આ રાષ્ટ્રીય ધ્વજ સમક્ષ રાજભક્તિપૂર્વક પોતાના મસ્તકને નમાવવું એ પ્રત્યેક ગુર્જર વીરનું પ્રધાન કર્તવ્ય છે અને એ કર્તવ્યનું સર્વથી પ્રથમ હું પોતે જ પાલન કરી બતાવું છું.” આ ઉદ્ગારોને પોતાના મુખમાંથી બહિર્ગત કરીને મહાવીર શૂરપાળે રાજભક્તિથી રાષ્ટ્રીય ધ્વજને ત્રિવાર નમન કર્યું અને “ગુજરાત માતાનો જય; યુવરાજ શ્રી વનરાજ મહારાજનો જય” એવી રીતે ગંભીર સ્વરથી ગુજરાત માતા તથા વનરાજના નામનો ત્રિવાર જયઘોષ પણ કર્યો.

મહાવીર શૂરપાળની સૂચના અનુસાર સર્વ દેશોદ્ધારક વીરોએ રાષ્ટ્રીય ધ્વજ સમક્ષ પોતાનાં મસ્તકોને માનપૂર્વક નમાવ્યાં અને ગુજરાત માતા તથા યુવરાજ વનરાજના નામનો જયઘોષ કર્યો એટલે પછી રેવાધીશ, મહીતીરપતિ, કેસરીસિંહ, અજયસિંહ, અણહિલ તથા પદ્મનાભ આદિ વીર નાયકો પોતપોતાના સૈન્યના અગ્રભાગમાં પોતાના અશ્વોપર આરૂઢ થઇ ગયા. મહાવીર શૂરપાળ સમસ્ત સેનાના અગ્રભાગમાં અશ્વારૂઢ થઇને પોતાના પ્રયાણતત્પર તેજસ્વી અશ્વની વલ્ગાને ખેંચી રાખીને સેનાની સમીક્ષા કરવા લાગ્યો. સર્વ વીર નાયકો તથા વીર સૈનિકોનાં મુખમંડળોમાં ઉત્સાહ તથા વીરશ્રીની છટાને વિલસતી જોઇને મહાવીર શૂરપાળના આનંદ તથા સંતોષનો અવધિ થઈ ગયો; કારણ કે તે સર્વ ગુર્જરવીરોનું શૂરપાળ પ્રમાણે એક જ ધ્યેય તથા એક જ પૂજ્ય દૈવત હતું અને તે દૈવતની અર્ચામાટે અત્યારે સહસ્રાવધિ યુયુત્સુ ઉપાસકો રણાંગણમાં અવતીર્ણ થવાને તત્પર થયા હતા. તે દૈવતના તેજ, બળ તથા ઐશ્વર્યની પ્રભા એ દેશભક્ત વીર નરોની મુખમુદ્રાઓમાં સ્પષ્ટ દૃષ્ટિગોચર થતી હતી. મહાવીર શૂરપાળનો એવો દૃઢ નિશ્ચય થઈ ગયો કે: “આ દૈવી શક્તિને અવરુદ્ધ કરવાનું સામર્થ્ય આ વિશ્વમાંની અન્ય કોઈ પણ શક્તિમાં નથી અને તેથી ગુર્જરભૂમિનો વિજય હવે નિકટવર્તી તથા અવશ્યંભાવી છે.” આવા પ્રકારનો નિશ્ચય થતાં શૂરપાળ પોતાની એ દેશભક્ત સેનાને પ્રયા-

દુર્ગના માર્ગમાં અગ્રગામી થવાની આજ્ઞા આપવામાટે પોતાની જિહ્વાને શ્રમાયમાન કરવા જતો હતો એટલામાં કોઈ બે અશ્વારોહી સૈનિકો પોતાના અશ્વોને અત્યંત દ્રુતગતિથી દોડાવતા ગગનદુર્ગની દિશામાં આવતા તેના તથા અન્ય સર્વ વીર નરોના જોવામાં આવ્યા અને તેથી શૂરપાળ પોતાની દેશભક્ત સેનાને પ્રયાણની આજ્ઞા આપતો અટકી ગયો. બેચાર ક્ષણમાં જ તે અશ્વારોહી સૈનિકો શૂરપાળ સમક્ષ આવી લાગ્યા અને પોતાના અશ્વોપરથી નીચે ઊતરીને મસ્તક નમાવી ઊભા રહ્યા.

"બંધુઓ, તમો અત્યારે કોઈ અગત્યના કાર્યમાટે આવ્યા છો અને અમોને સંભળાવવામાટે કોઈ આવશ્યક સમાચાર લાવ્યા છો?" શૂરપાળે જિજ્ઞાસા દર્શાવી.

"મહાનુભાવ, મને પ્રતાપી યુવરાજ વનરાજ મહારાજે આપ સમક્ષ એક આવશ્યક સંદેશ પહોંચાડવામાટે મોકલાવ્યો છે અને આ અશ્વારોહી મહારાજ્ઞી શ્રી રૂપસુન્દરીદેવી પાસેથી આપને કાંઇક સમાચાર આપવામાટે આવ્યો છે. આ અશ્વારોહી સંદેશવાહકનો માર્ગમાં અચાનક મેળાપ થઈ જતાં અમો અહીં સાથે જ આવી લાગ્યા છીએ." બે અશ્વારોહીઓમાંના એક સૈનિકે શૂરપાળના પ્રશ્નનું આ પ્રમાણે ઉત્તર આપ્યું.

"તમો જે સંદેશ તથા સમાચાર લાવ્યા છો તે શુભ છે કિંવા અશુભ છે?" શૂરપાળે અધીરતાથી પૂછ્યું.

"અમો જે સંદેશ તથા સમાચાર લાવ્યા છીએ તેની ભદ્રતા કિંવા અભદ્રતાનો નિર્ણય તે સંદેશ તથા સમાચારને સાંભળ્યા પછી આપે જ કરી લેવાનો છે; છતાં એ સંદેશ તથા સમાચાર અહીં જ આપને સંભળાવી શકાય તેવા તો નથી જ અને તેથી આપ અમારી સાથે કોઈ એકાંતિક સ્થાનમાં ચાલશો, તો આપનો અમારા પર ઉપકાર થશે." મહારાજ્ઞી રૂપસુન્દરીદેવીના સંદેશવાહકે જણાવ્યું.

શૂરપાળ પ્રયાણોન્મુખ સેનાને ત્યાં જ થોભવાની આજ્ઞા આપીને તે આગંતુક ઉભય સૈનિકો સહિત ત્યાંથી પ્રયાણ કરીને પાછો કેસરીસિંહના આગારમાં આવી લાગ્યો અને ત્યાં કેસરીસિંહના કક્ષમાં અન્ય કોઈ પણ મનુષ્ય ન હોવાથી વનરાજના સંદેશવાહકે વનરાજને તેના અનુયાયી સૈનિકોએ ભૂવડના યુવરાજ કર્ણના હસ્તથી કાન્તાદેવીના થયેલા હરણના જે સમાચાર સંભળાવ્યા હતા તે જ સમાચાર શૂરપાળને ઇત્થંભૂત કહી સંભળાવ્યા તેમ જ યુવરાજ વનરાજને શ્રીદેવી તથા ચંપકસિંહે અચિન્ત્ય સમર્પેલી આર્થિક તથા સૈનિક સહાયતાની વાર્તા પણ કહી સંભળાવી. મહારાજ્ઞી રૂપસુન્દરીદેવીના સંદેશવાહકે કહ્યું કે: "મને પણ મહારાજ્ઞીશ્રીએ કાન્તાદેવીના હરણના સમાચાર આપને પહોંચાડી દેવામાટે જ આપ સમક્ષ મોકલ્યો છે. કાન્તાદેવીના અચાનક અદૃશ્ય થવા પછી ભૂવડનો યુવરાજ કર્ણ પોતે જ કાન્તાદેવીને બળાત્કારે માર્ગમાંથી ઉપાડીને પંચાસર લઈ ગયો હતો એ વાર્તા ત્રીજે દિવસે એ ઘટનાને પોતાની દૃષ્ટિથી જોનારી એક સ્ત્રીના મુખથી અમારા જાણવામાં

આવી હતી. સંતોષનો વિષય એટલો જ છે કે કાન્તાદેવીએ જે પુત્રરત્નને જન્મ આપ્યો છે તે આપનો સ્તનપાનજીવી અર્ભક પુત્ર આરોગ્યમંડિત તથા સુરક્ષિત છે; પરંતુ જનનીના અદર્શનથી તેનામાં એક પ્રકારનું વિલક્ષણ મૌન આવી ગયું છે. મહારાણી શ્રી રૂપસુન્દરીદેવી તેને આનન્દમાં રાખવાના તથા તેના જીવનને રક્ષવાના યથાસાધ્ય પ્રયત્નો કરી રહ્યાં છે.''

આ હૃદયવિદારક સમાચાર સાંભળીને મહાવીર શૂરપાળ તેના હૃદયમાં વિલક્ષણ વિષાદનો અધિકાર થતાં કેટલાક સમય પર્યન્ત મૌનનું અવલંબન કરીને વિચારમગ્ન અવસ્થામાં બેસી રહ્યો અને ત્યાર પછી પોતાના મૌનનો ભંગ કરીને ગંભીર સ્વરથી કહેવા લાગ્યો કે: ''રાવણને જ્યારે તેનો વિનાશકાળ નિકટમાં આવ્યો હતો ત્યારે જ મહાસતી સીતાજીને હરી જવાની કુબુદ્ધિ સૂઝી હતી; જયદ્રથે જ્યારે તેનો કાળ તેના દ્વારમાં આવીને વિરાજ્યો હતો ત્યારે જ વનવાસિની દેવી દ્રૌપદીના હરણનું કુસાહસ કર્યું હતું; ચન્દ્રે જ્યારે શાપભ્રષ્ટતાના યોગે તેનો ક્ષયરોગી થવાનો સમય આવી લાગ્યો હતો ત્યારે જ પોતાના ગુરુ બૃહસ્પતિની પત્ની તારાના ઉપભોગમાં પોતાની દૃષ્ટિને સ્થાપવાની ધૃષ્ટતા કરી હતી; સુરપતિ ઇન્દ્ર જ્યારે તેનો સહસ્રભગ થવાનો સમય નિકટમાં આવી પહોંચ્યો હતો ત્યારે જ ગૌતમ ઋષિની ધર્મપત્ની અહલ્યાના ઉપભોગના માર્ગમાં અગ્રેસર થયો હતો અને પૅરિસ જ્યારે તેના જીવનના દિવસો ગણાઈ ચૂક્યા હતા ત્યારે જ હેલીનાના હરણરૂપ પાપથી પ્રલિપ્ત થયો હતો; એ સર્વ પ્રાચીન દૃષ્ટાન્તોના વિચારથી એ જ નિશ્ચય કરી શકાય છે કે ભૂવડના વ્યભિચારી તથા પરદારલંપટ યુવરાજ કર્ણ પણ તેનાં સો વર્ષ પૂરાં થયેલાં હોવાથી જ મારી સતી સુપત્ની કાન્તાદેવીને હરી જવાના પાતકમાં પ્રવૃત્ત થયો છે. ચિન્તા નહિ; કર્ણના હસ્તથી મારી પ્રાણેશ્વરીનું હરણ કરાવવામાં પણ પરમાત્માનો કોઈ ભદ્ર આશય હોવો જોઇએ, અને તે આશય એ જ છે કે મને આવાં સંતાપવર્ધક કારણો મળતાં રહે, તો મારા દેશોદ્ધાર વિષયક પ્રયત્નોમાં મંદતા ન આવી જાય. કર્ણ મારી કાન્તાને પવનદુર્ગમાં લઈ જવાનો છે એ વાર્તાના શ્રવણથી મારા મનમાં જે આનંદ થાય છે તે એટલામાટે કે અમો પવનદુર્ગપર આક્રમણ કરવામાટે જ અત્યારે અહીંથી પ્રયાણ કરી રહ્યા છીએ એટલે કાન્તાના ઉદ્ધારમાટે અમારે ભિન્ન પ્રયત્ન તથા ભિન્ન પરિશ્રમ નહિ કરવો પડે અને 'એક પંથ ને બે કાજ' પ્રમાણે ઠાકોર શ્રી વીરેન્દ્રકુમાર તથા તેમના પરિવારના ઉદ્ધાર સાથે અમારાથી કાન્તાનો ઉદ્ધાર પણ કરી શકાશે.'' આ પ્રમાણેના ઉદ્ગારો કાઢ્યા પછી શૂરપાળે પોતાની સહોદરા મહારાણી રૂપસુન્દરીદેવીએ મોકલેલા દૂતને સંબોધીને કહ્યું કે: ''બંધુ, તમો અત્યારે જ આ સ્થાનમાંથી પ્રસ્થાન કરી જાઓ અને મહારાણી શ્રી રૂપસુન્દરીદેવી સમક્ષ યથાશક્ય શીઘ્રતાથી ઉપસ્થિત થઇને તેમને મારો સંદેશ સંભળાવી દો કે: તમો તમારા ભત્રીજાનું યથાસ્થિત સંગોપન તથા લાલનપાલન કરતાં રહેજો, તેને જનનીની ન્યૂનતા ભાસવા દેશો નહિ અને કાન્તાના સંબંધમાં કશી પણ ચિન્તા રાખશો નહિ; કારણ કે, તેને નરપિશાચ કર્ણના પંજામાંથી અમો

ત્વર છોડવી લાવીશું અને અમારી આશા પ્રમાણે પવનદુર્ગ અમારા હસ્તમાં
પાવી જશે, તો તમોને પણ ત્યાં બોલાવી લઇશું. મહારાજ્ઞીને યુવરાજ વનરાજ-
જના કુશળસમાચાર સંભળાવજો અને તેમની દિવસાનુદિવસ અધિકાધિક
ર્દ્ધિંગત થતી બલાઢ્યતાની વાર્તા સંભળાવવાનું પણ ભૂલશો નહિ."

"આપની આજ્ઞાનું આ દાસ અક્ષરશઃ પાલન કરી બતાવશે. ત્યારે
વે આ આજ્ઞાધીન સેવકને પ્રયાણની આજ્ઞા છે?" તે દૂતે આજ્ઞાધીનતા
ર્શાવીને પ્રયાણની આજ્ઞા માગતાં આ શબ્દો નમ્રતાથી ઉચ્ચાર્યા.

"સિધારો, પરમાત્મા તમારો રક્ષક થાઓ." શૂરપાળે તેને આ શબ્દોના
ચ્ચારથી પ્રયાણની આજ્ઞા આપી દીધી.

"સોમેશ્વર આપને તથા યુવરાજ વનરાજને નિરંતર વિજય સમર્પો."
પાવા પ્રકારનો આશીર્વાદ આપીને તે દૂત ત્યાંથી પાછા પગલે ચાલતો
ક્ષના દ્વારમૂાંથી બહિર્ગત થઇને પ્રયાણ કરી ગયો.

મહારાજ્ઞી રૂપસુન્દરીદેવીના દૂતના નિર્ગમન પછી શૂરપાળ વનરાજના
તને સંબોધીને કહેવા લાગ્યો કેઃ "તમો પણ સત્વર યુવરાજ શ્રી વનરાજ
હારાજ પાસે પહોંચી જાઓ અને તેઓશ્રીને કહો કેઃ 'ભૂવડનો યુવરાજ
ર્ણ કાન્તાદેવીને લઇને પવનદુર્ગની દિશામાં અગ્રેસર થાય અને પંચાસર-
ાંના આપણા ગુપ્તચરોદ્વારા એ સમાચાર તમોને મળી જાય એટલે તમો
મારા પોતાના તેમ જ ચંપકસિંહના સમસ્ત સૈન્ય સહિત કર્ણના આગમનથી
ર્વે જ પવનદુર્ગની ઉપત્યકામાં વિસ્તરેલા નિબિડ અરણ્યમાં આવી પહોંચજો.
ર્ણને માર્ગમાં જ અટકાવવાનો તથા તેની સાથે યુદ્ધ કરવાનો ઉપદ્વ્યાપ
રશો નહિ. અમો પવનપર્વતની ઉપત્યકામાં તમારી પ્રતીક્ષા કરીએ છીએ.'
મો માર્ગમાં ક્યાંય પણ રોકાશો નહિ; કારણ કે, કર્ણ આજકાલમાં જ
ંચાસરમાંથી નીકળવો જોઇએ એમ કેટલાંક કારણોથી મારી મનોદેવતા
ને કહી રહી છે."

"જેવી મહાનુભાવની આજ્ઞા." વનરાજના દૂતે આજ્ઞાધીનતા દર્શાવી.

વનરાજના દૂતને વિદાય કરીને શૂરપાળ પાછો પોતાની દેશભક્ત સેના
મક્ષ આવી લાગ્યો અને પોતાના રણશૃંગના ધ્વનિથી તેણે સેનાને પ્રયાણની
ૂચના આપી દીધી. ગુર્જરરાષ્ટ્રીય વીરસેના વિજયનાદપૂર્વક પવનદુર્ગના
ાર્ગમાં અગ્રેસર થવા લાગી. પવનદુર્ગના માર્ગમાં પ્રયાણ કર્યા પછી તૃતીય
દેવસના સાયંકાળે એ ગુર્જરી સેના પવનપર્વતની ઉપત્યકામાં વિસ્તરેલા
વેશાળ તથા નિબિડ અરણ્યમાં આવી પહોંચી. ત્રણ દિવસ તથા બે રાત્રિનો
મખંડ પ્રવાસ કરીને એ સ્થાનમાં નિર્વિઘ્ન આવી પહોંચેલા સૈનિકોને હવે
ાનપાન તથા વિશ્રાંતિના ઉપભોગની આજ્ઞા આપવામાં આવી અને શૂર-
ાળ તથા તેના સહાયક વીર પુરુષો એક વિશિષ્ટ સ્થાનમાં બેસીને ગગન-
ામી પવનદુર્ગનું નિરીક્ષણ કરવા લાગ્યા.

પવનદુર્ગના બુર્જોપર સ્થળે સ્થળે દૂર દૂરનાં સ્થાનકોને સુરક્ષિતતાના
ાંકેતિક સમાચાર આપવામાટે મોટી મોટી જવાળાઓ પ્રકટાવવામાં આવી

હતી; દુર્ગના તટ ઉપર તીવ્ર પ્રકાશ વિસ્તરેલો હતો અને તે પ્રકાશમાં તટપર ઇતસ્તતઃ વિચરતા પ્રહરીઓ ઉપત્યકાના અરણ્યમાં સર્વત્ર પ્રસરેલા ગુર્જર સૈનિકોને સ્પષ્ટ દૃષ્ટિગોચર થતા હતા.

અજયસિંહ તટપરના તે પ્રજ્વલિત અગ્નિના દર્શનથી ઉપહાસ કરતો કહેવા લાગ્યો કેઃ "દાક્ષિણાત્યો કેટલી સીમાપર્યન્ત મૂર્ખ તથા પાગલ છે એ તેમની આ ચેષ્ટાથી તત્કાળ જણાઈ આવે છે. મૂઢો પોતાનાં ચરણો તળે વિસ્તરેલા અંધકારને પણ નથી જોઈ શકતા."

"અજયસિંહ, શત્રુઓએ પ્રકટાવેલી આ અગ્નિજ્વાળાઓ જ આપણને શત્રુઓનો તો સાક્ષાત્કાર કરાવી દેશે. આપણે હવે સત્વર જ આ પવનદુર્ગની વેદીમાં આ અગ્નિની સ્થાપના કરવાની છે એટલે આ અગ્નિજ્વાળા આપણા માટે તો મંગલશકુન સમાન છે." કેસરીસિંહે અજયસિંહને સંબોધીને કહ્યું.

તેમના નિકટમાં વિરાજેલો તરુણ પદ્મનાભ મહાવીર શૂરપાળને સંબોધીને કહેવા લાગ્યો કેઃ "ગુર્જરરાષ્ટ્રના મહાભાગ સૈનાધ્યક્ષ, આ અગ્નિની જ્વાળાઓ આજે મારી કીર્તિ તથા મારા સન્માનના માર્ગને સુપ્રકાશિત કરી બતાવશે. આ જ્વાળાની સહાયતાથી કાં તો હું કીર્તિના નિકેતનમાં પ્રવેશ કરીશ અને કાં તો આવતી કાલના સૂર્યોદયથી પૂર્વે જ મારા આત્માને હું આ જ્વાળાના મુખમાં હોમી દઇશ."

"વત્સ, તું એક બુદ્ધિમાન્ યુવક હોવાથી તને જેમ યોગ્ય ભાસે તેમ વર્તવાની હું તને સ્વતંત્રતા આપું છું. પવનદુર્ગમાં પ્રથમ પદાર્પણ કરવાનું માન જો તારે જ મેળવવું હોય, તો મારી ના નથી. જો તું પોતાના સ્વીકૃત કાર્યમાં યશસ્વી થઇશ, તો માન તથા સન્માનની મારાથી વર્ષાવી શકાશે તેટલી વૃષ્ટિ હું તારા શિરપર વર્ષાવીશ અને ઠાકોર શ્રી વીરેન્દ્રકુમારને શત્રુઓના કારાગૃહમાંથી મુક્ત કરવાનો યશ પણ તને જ પ્રાપ્ત થવાથી તારા કુળની કીર્તિનો સમસ્ત ગુજરાતમાં ઝંઝાવાતની ગતિથી પ્રસાર થઈ જશે. પદ્મનાભ, ગુર્જરરાષ્ટ્ર ઉચ્ચ સ્વથી તારા આ અલૌકિક પરાક્રમનું અવશ્ય ઉચિત ગૌરવ કરી બતાવશે અને તારી નામના ચિરંજીવિની થશે. ગુજરાત માતાની શૃંખલાને તોડી નાખવામાટે તેનાપર ઘણનો પ્રહાર પ્રથમ તારા હસ્તથી જ થવા દે કે જેથી ગુજરાત માતા નિરંતર તારું અભિનન્દન કરતી રહે અને તારા શિરપર આશીર્વાદોની વૃષ્ટિને વર્ષાવતી રહે. તારા શૌર્ય તથા બુદ્ધિકૌશલ્યનો શત્રુઓને સાક્ષાત્કાર કરાવી દે અને ગુજરાતના એક ઉદ્ધારક વીર તરીકે વિખ્યાત થઇને ગુર્જરી પ્રજાના ધન્યવાદ તથા પૂજ્યત્વને પાત્ર થા." શૂરપાળે પદ્મનાભને સંબોધીને વાત્સલ્યપૂર્ણ હૃદયથી આ ઉદ્ગારો કાઢ્યા.

"આપે પવનદુર્ગપર ક્યારે આક્રમણ કરવાનો નિશ્ચય કર્યો છે તે કૃપા કરીને જણાવશો ?" પદ્મનાભે આતુરતાયુક્ત જિજ્ઞાસા દર્શાવી.

"ચન્દ્રપ્રકાશની અદૃશ્યતા પછી અર્ધ ઘટિકા જેટલા સમયમાં જ પવન દુર્ગપર આક્રમણ કરવાનો મેં મારા મનમાં દૃઢ નિશ્ચય કરી લીધો છે; કારણ કે, આપણે આક્રમણના કાર્યને એક અથવા બે દિવસ મુલ્તવી રાખીએ અને

પવનદુર્ગમાંના શત્રુઓ આપણા આગમનની વાર્તાને જાણીને સાવધાન થઈ જાય, તો આપણા સૈન્યની અધિક હાનિ થવાનો સંભવ છે એટલામાટે આ કાર્ય સત્વર કરી લેવાની આવશ્યકતા અનિવાર્ય છે.'' શૂરપાળે કહ્યું.

"પરંતુ આપણે ભૂવડના વ્યભિચારી તથા અત્યાચારી યુવરાજ કર્ણના હસ્તમાંથી શ્રીમતી કાન્તાદેવીનો પણ ઉદ્ધાર કરવાનો છે એ વાર્તાનું પણ આપને સ્મરણ તો હોવું જ જોઇએ. ધારો કે રાત્રિની સમાપ્તિ પૂર્વે જ સોમેશ્વર ભગવાનની કૃપાથી પવનદુર્ગને હસ્તગત કરી લેવાનો આપણો યત્ન સફળ થઈ જાય, તો ઠાકોર શ્રી વીરેન્દ્રકુમારને તો તેમના પરિવાર સહિત આપણાથી મુક્ત કરી શકાશે; પરંતુ યુવરાજ કર્ણ આ સ્થાનમાં આવી પહોંચવા પૂર્વે આપણા પવનદુર્ગવિજયની વાર્તાને કોઈ પણ પ્રકારે જાણી લેશે અને "પીવાય નહિ, તો ઢોળી નાખવું'' એ નિયમ અનુસાર સતી કાન્તાદેવીની જીવનજ્યોતિને બુઝાવી નાખશે કિંવા શ્રીમતી કાન્તાદેવીને લઇને માર્ગમાંથી જ પાછો વળીને પંચાસર ચાલ્યો જશે, તો શ્રીમતી કાન્તાદેવીનો બેચાર દિવસ માં જ આપણાથી ઉદ્ધાર નહિ કરી શકાય એનો પણ આપે અવશ્ય વિચાર કરવો જ જોઇએ.'' પદ્મનાભે વૃદ્ધ સમાન દીર્ઘદર્શિતાનો આ શંકાદ્વારા પરિચય કરાવ્યો.

"વત્સ, ધન્ય છે તારી વિચારશીલતા તથા દૂરદર્શિતાને. પવનદુર્ગને શીઘ્રતમ આક્રાન્ત કરવાની મારી તીવ્ર આકાંક્ષાએ મને આ વાર્તાનું વિસ્મરણ કરાવી દીધું હતું. દુષ્ટાત્મા કર્ણ કોઈ પણ પ્રકારે આપણા હસ્તમાંથી છટકી ન જાય અને મારી પ્રાણેશ્વરીનો આપણાથી સત્વર ઉદ્ધાર કરી શકાય એમાટેની હું આ ક્ષણે જ આવશ્યક વ્યવસ્થા કરી દઉં છું.'' શૂરપાળે ગંભીરતાથી કહ્યું.

રેવાધીશ પણ એ વેળાયે શૂરપાળની પાસે જ વિરાજેલો હોવાથી શૂરપાળે તેને કેટલોક ગુપ્ત પરામર્શ આપ્યો અને તે પરામર્શ સ્વીકરણીય હોવાથી રેવાધીશ પોતાના એક હજાર અશ્વારોહી સૈનિકો સહિત શૂરપાળના તે પરામર્શ અનુસાર અલ્પ સમયમાં જ ત્યાંથી પંચાસરની દિશામાં પ્રયાણ કરી ગયો. આ વ્યવસ્થા કરી લીધા પછી શૂરપાળે પોતાની સમસ્ત સેનાને આકાશમાં ચન્દ્રદેવનો અસ્ત તથા વિશ્વમાં અંધકારનો અધિકાર થયા પછી અર્ધ ઘટિકા જેટલા સમયમાં જ આક્રમણમાટે સજ્જ તથા કટિબદ્ધ થવાની આજ્ઞા સંભળાવી દીધી. કેસરીસિંહ ચન્દ્રના અસ્તની અધીરતાથી પ્રતીક્ષા કરતો એક વિશાળ શિલાપર પડ્યો હતો; શૂરપાળ, મહીતીરપતિ તથા અજયસિંહ આદિ પણ શ્વાનનિદ્રાને સેવતા શ્રમનો પરિહાર કરી રહ્યા હતા અને અણુહિલ્લ શિબિરમાં સાવધાનતામાટે ભ્રમણ કરતો દૂર ચાલ્યો ગયો હતો. અલ્પ સમય પછી થનારા શ્રમને સહન કરી શકાય એટલામાટે સૈનિકો પણ વિશ્રાન્તિના ઉપભોગમાં નિમજ્જિત થઈ ગયા હતા. પરંતુ તરુણ વીર પદ્મનાભ ક્યાં હતો? તે પણ નિદ્રાધીન થયો હતો કિંવા કોઈ અનિવાર્ય ચિન્તાએ તેની નિદ્રાનો લોપ કરી નાખ્યો હતો? જિજ્ઞાસુ પાઠકો તથા પાઠિકાઓને તેમના આ પ્રશ્નોનું ઉત્તર હવે પછીના પ્રકરણમાં મળવાનું હોવાથી આ સ્થાનમાં અને અત્યારે જ એ પ્રશ્નોના નિરાકરણનો પ્રયત્ન અનાવશ્યક તથા અપ્રાસંગિક છે.

# પ્રકરણ ૧૧ મું

## પવનદુર્ગવિજય

તરુણ વીર પદ્મનાભનાં નેત્રો પવનદુર્ગના ચન્દ્રના પ્રકાશમાં સ્પષ્ટ દૃષ્ટિગોચર થતા તટના અવલોકનમાં તેમ જ તેનું મન સાહસયુક્ત કલ્પનાઓના મનોરાજ્યમાં નિમગ્ન થયેલું હોવાથી તે સ્વાભાવિક જ નિદ્રાધીન થઈ શક્યો ન હોતો. તે કલ્પનાઓના મનોરાજ્યમાં અટવાતો મનોગત કહેવા લાગ્યો કે: "આ મહાબલાઢ્ય તથા અત્યંત દુર્ગમ પવનદુર્ગને આક્રાંત કરતાં ગુર્જરીસેનાને અતિશય શ્રમ વેઠવો પડશે તેમ જ પ્રાણહાનિને પણ સહન કરવી પડશે એમાં તો જાણે કોઈ પણ પ્રકારની શંકા છે જ નહિ. પવનદુર્ગમાં પ્રવેશવાનો કોઈ સુગમ જર્જરિત તથા અરક્ષિત માર્ગ મળી આવે, તો જ અલ્પશ્રમ તથા માનવહાનિ વિના જ ગુર્જરી સેનાથી પવનદુર્ગને તત્કાળ આક્રાન્ત કરી શકાય અને શત્રુઓને પ્રતિકારનો અવસર મળ્યા પૂર્વે જ શત્રુઓને પરાજિત કરી શકાય. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવાથી એવો કોઈ જર્જરિત તથા અરક્ષિત અથવા અલ્પરક્ષિત માર્ગ મળી આવે અને જે સ્થાનમાં ઠાકોર વીરેન્દ્રકુમારને બંદી તરીકે રાખવામાં આવ્યા હોય તે સ્થાન પણ જાણવામાં આવી જાય, તો ગુર્જરી સેનાનું જે સામર્થ્ય અન્ય સ્થાનોમાં ખર્ચાઈ જવાનો સંભવ છે તે સમસ્ત સામર્થ્યનો એકત્રતાથી તે યોગ્ય કેન્દ્રમાં જ વ્યય કરી શકાય, તેના યોગે અલ્પ પ્રયાસથી જ અભીપ્સિત કાર્યની સિદ્ધિ થઈ જાય અને અલ્પ પરિશ્રમથી જ વિજયલક્ષ્મીને વરી શકાય." પદ્મનાભના મનમાં આવા પ્રકારના વિચારોનો ઉદ્ભવ થતાં જ તેનો સ્વભાવ સાહસી તથા નિર્ભય હોવાથી તે જ્યાં બેઠો હતો ત્યાંથી તત્કાળ ઊઠીને ઊભો થઈ ગયો અને પોતાના કંબલને દૂર ફેંકી દઇને પુનઃ મનોગત બોલવા લાગ્યો કે: "પવનદુર્ગમાં સર્વથી પ્રથમ પદાર્પણ કરવાનો યોગ મારા ભાગ્યમાં જ લખાયલો છે. હું એકલો જ અત્યારે પવનદુર્ગમાં પ્રવેશ કરીશ. અહાહા, દેશોદ્ધારના આગારની સોપાનશ્રેણીપર સર્વથી પ્રથમ ચઢવાનો અવસર મને જ પ્રાપ્ત થયો છે એ મારું કેવું સદ્ભાગ્ય! કીર્તિ, લૌકિક તથા ધન્યવાદના શૈલના ઉચ્ચતમ શિખરપર વિરાજમાન થવામાટે મારે અત્યારે પવનપર્વતના ચઢાણપર ચઢવાનું છે. 'ગુજરાતની સ્વાધીનતા' નામક મહાકાવ્યનો પ્રથમ સર્ગ આજે મારી અસિરૂપ લેખિનીથી લખાશે. મહાવીર શૂરપાળ અને મારી જન્મભૂમિના પ્રાણ યુવરાજ વનરાજ, આજે તમારા વિજયના માર્ગના માર્ગદર્શક થવાનું માન આ દેહને પ્રાપ્ત થયું છે અને મારી સેવાનું તમારે મને અભીષ્ટ પારિતોષિક આપવું પડશે એ તમારે કદાપિ ભૂલિ જવાનું નથી." આવા પ્રકારના નિશ્ચયપર આવીને સાહસી વીર યુવક પદ્મનાભ, સ્વાધીનતાના સમરમાં ઝાહોમ કરીને કૂદી પડવામાટે આતુર થયેલો અને જન્મભૂમિના પ્રેમથી ઉન્મત્ત થયેલો તરુણ વીર પદ્મનાભ, પોતાનાં કટાર તથા જંબિયા આદિ શસ્ત્રોને કટિબંધમાં તપાસી લઇને અને કાળા કંબલને પોતાના દેહપર વીંટાળી લઇને સ્થિર દૃષ્ટિથી પવનદુર્ગના તટનું પુનઃ ઊભો ઊભો નિરીક્ષણ કરવા

લાગ્યો. પવનદુર્ગના કૃષ્ણવર્ણ તથા અજસ્ર તટ ઉપર ચન્દ્રપ્રકાશનો અધોગામી સ્રોત અખંડ અથડાતો હોવાથી તટની આસપાસ ધવલ પરમાણુઓનો રાશિ જ જાણે આવી પડ્યો હોય તેવો જ ભાસ થતો હતો. ચન્દ્રના શુભ્ર પ્રકાશના પાતથી દુર્ગના પ્રાચીરનો કૃષ્ણરંગ અધિક ચમકી રહ્યો હતો અને તેથી પ્રાચીરની ભયંકરતા વૃદ્ધિંગત થયેલી દેખાતી હતી. પ્રાચીરની દૂરપર્યન્ત વિસ્તરેલી કૃષ્ણચ્છાયા કજ્જલની કાલિમાનું પણ વિસ્મરણ કરાવી દેતી હતી. જેવી પ્રાચીરની છાયા કાળી હતી તેવી જ રીતે પદ્મનાભે પોતાના દેહપર વીંટાળેલા કંબલનો રંગ પણ કાળો હતો. પદ્મનાભ ત્યાંથી લપાતો છુપાતો અને પોતાનાં ચરણોનો લેશમાત્ર પણ ધ્વનિ ન થવા દેતો ત્યાંથી ચાલતો થઈ ગયો. કૃષ્ણચ્છાયા તથા પદ્મનાભના કૃષ્ણ વસ્ત્રનું એવું તો અપરીક્ષ્ય સમીકરણ થઈ ગયું હતું કે અલ્પ સમયમાં જ પ્રહરીની પાસેથી જ તે ચાલ્યો ગયો છતાં પ્રહરી તેને જોઈ ન શક્યો.

પવનપર્વતના ચઢાણપર ચઢીને પવનદુર્ગની આસપાસ પ્રદક્ષિણા કરતો પદ્મનાભ દુર્ગના દક્ષિણ પાર્શ્વમાં આવી લાગ્યો અને તે જ પાર્શ્વતટ દુર્ગમાં પ્રવેશવામાટે સર્વથા સુગમ તથા નિર્ભય હતો એમ તેને ભાસ્યું. કોઈ એક ચપળ અશ્વ પ્રમાણે ઊછળીને તે તટના ઉપરિભાગમાં ચઢી ગયો અને તટના શિરોભાગે ચન્દ્રના પ્રકાશમાં ક્ષણમાત્ર પણ ઊભા રહી શકાય તેમ ન હોવાથી ત્યાંથી તે સહજ લીલા પ્રમાણે દુર્ગના આભ્યંતર ભાગમાં કૂદી પડ્યો. બાહ્ય તટના આભ્યંતર ભાગમાં પાંચ અથવા છ હાથના અંતરે ત્રણ પુરુષ જેટલો ઊંચો એક બીજો તટ હતો. યુદ્ધના સમયમાં સૈનિકોને આશ્રય લેવામાટે તથા સમરનાં સાહિત્યોને નિકટમાં રાખવામાટે આવી રીતે દ્વિગુણ તટની વ્યવસ્થા કરવામાં આવી હતી. એ ઉભય તટોના મધ્યવર્તી માર્ગમાં અંધકાર વ્યાપેલો હતો અને પ્રહરીઓ એ અંધકારાવૃત્ત માર્ગમાં જ ભ્રમણ કરતા હતા. એ ઉભય તટોના મધ્યવર્તી માર્ગમાંથી પદ્મનાભ નીકળ્યો અને આભ્યંતર તટ ઉપર ચઢીને દુર્ગમાં પ્રવેશ કરી શકાય તેમ ન હોવાથી પ્રહરીઓની ચૉકીમાંથી જ દુર્ગમાં પ્રવેશવાના ઉપાયને શોધવા લાગ્યો. પરંતુ એ ક્ષણે જ સામેથી આવતા પ્રહરીનો પદાઘાત તેના સાંભળવામાં આવ્યો, છતાં તે પદાઘાતના શ્રવણથી ભયભીત કિંવા હતોત્સાહ ન થતાં આભ્યંતર તટની ભિત્તિમાં રણસામગ્રીને સંગ્રહી રાખવામાટે કરેલી એક કમાનમાં તે ઘુસી ગયો અને ત્યાં પડેલા બાણો તથા ભાલાઓના ગઠ્ઠાની શય્યા કરીને તેમાં લાંબો થઈ ગયો. પ્રહરીનાં ચરણોનો ધ્વનિ નિકટમાં આવવા લાગ્યો અને અંતે તે ધ્વનિ એટલો તો નિકટવર્તી થઈ ગયો કે તે પ્રહરીના સહજ શ્વાસોચ્છ્વાસનો મંદતમ ધ્વનિ પણ રાત્રિની નિઃસ્તબ્ધતામાં પદ્મનાભનાં શ્રવણોમાં આવીને અથડાવા લાગ્યો. 'જો મારા શ્વાસોચ્છ્વાસનો ધ્વનિ એ પ્રહરીના સાંભળવામાં આવશે, તો હું એના હસ્તમાં સપડાઈ જઇશ અને આ ક્ષણે જ મારા જીવનની સમાપ્તિ થઈ જશે;' એવી ભીતિનો હૃદયમાં ઉદ્ભવ થવાથી પદ્મનાભે પોતાના શ્વાસનો પણ નિરોધ કરી દીધો. તે પ્રહરી જે સ્થાનમાં પદ્મનાભ છુપાયલો હતો તે સ્થાનની સામો જ આવીને ઊભો

રહ્યો અને તટપર પોતાની તલ્વારને પછાડતો તટ સાથે રમત કરવા મંડી ગયો. પદ્મનાભે મનોગત કહ્યું કે: 'આ પ્રહરીને રમવામાટે અન્ય કોઈ સ્થાન મલ્યું જ નહિ કે શું? એ કોણ જાણે અહીં કેટલીક વાર ઊભો રહેશે અને એટલી વારમાં તો મારા શરીરમાંથી મારા પ્રાણ પ્રયાણ કરી જશે.' એટલામાં તે પ્રહરીના મનમાં 'નવરો માણસ નખ્ખોદ વાળે' એ નિયમ અનુસાર ગાવાની અથવા વાસ્તવિકતાથી કહેવામાં આવે, તો રાગડો તાણવાની અચાનક ઇચ્છા થઈ આવી અને તેથી તે રાગડો તાણીને તટપર તલ્વારના આઘાતો કરીને તાલ લેવા મંડી ગયો. પદ્મનાભે પોતાના શ્વાસનો અવરોધ કરેલો હોવાથી તેના પ્રાણ અકળાવા લાગ્યા અને વિઘાતક ઊર્ધ્વરસ તેના કંઠમાં ઉછળવા લાગ્યો. 'ઉધરસ ખાઇને પોતાના હસ્તથી જ પોતાનો ઘાત કરી લેવા કરતાં તે અસાવધાન પ્રહરીને જ તટ ઉપરથી નીચે નાખી દેવો એ જ વધારે સારું છે' એવો નિશ્ચય કરીને પદ્મનાભ જેવો ઊભો થયો એટલામાં તે પ્રહરીએ પૂછ્યું કે: "કોણ છે એ?" પદ્મનાભે એ પ્રશ્ન તેને પોતાનેજ પૂછાયલો હોવો જોઇએ એમ માની લઇને તે ક્ષણે જ પોતાની કટારને કટિબંધમાંથી કાઢીને પોતાના હસ્તમાં ધારણ કરી લીધી; કારણ કે, હવે પછી દ્વિતીય વાર પૂછાતા પ્રશ્નનું ઉત્તર કટારથીજ આપવાનો તેણે પોતાના મનમાં નિર્ધાર કરી લીધો હતો. પરંતુ તે પ્રહરીના એ પ્રશ્નનું એક અન્ય પ્રહરીએ દક્ષિણ પાર્શ્વમાંથી ઉત્તર આપ્યું. પ્રહરીએ પુન: પ્રશ્ન કર્યો અને પુન: એક શબ્દ પદ્મનાભના સાંભળવામાં આવ્યો. તે અન્ય પ્રહરીએ "બહુ સારું" એ પ્રમાણે ઉત્તર આપ્યું. એ ઉત્તર સાંભળીને પદ્મનાભ પોતાના ગુપ્ત સ્થાનમાં સ્વસ્થતાથી બેસવા જતો હતો એટલામાં તે પ્રથમ પ્રહરી કોઈ અન્ય મનુષ્ય સાથે મિત્રભાવ તથા આદર પૂર્વક વાર્તાલાપ કરતો તેના જોવામાં આવ્યો. તે પ્રહરીઓના પરસ્પર સંભાષણમાં જેને મહત્ત્વનો, કિંવા લેશમાત્ર પણ શ્રવણીય કહી શકાય તેવો કોઈ વિષય હતો જ નહિ; કારણ કે, તેમનો વાર્તાલાપ અફીણબાજી તથા કસૂંબાબાજીની ચર્ચામાં જ અટવાયા કરતો હતો. તેમના અહિફેનસેવન તથા કસૂંબાપાનનાં ઉપકરણો પદ્મનાભ જે સ્થાનમાં છુપાઈ બેઠો હતો તે સ્થાનમાં પણ તૈયાર હતાં જ અને તેમના મનમાં એ વેળાયે કસૂંબાનો રંગ જમાવવાનો ઉછાળો ન થઈ આવ્યો એ પદ્મનાભના સદ્ભાગ્યનું પરિણામ જ કહી શકાય; માત્ર એટલું જ નહિ, પણ અલ્પ સમયમાંજ તે પ્રહરીઓના પ્રલાપની પરિસમાપ્તિ થતાં તેઓ બન્ને બે ભિન્ન ભિન્ન દિશામાં ચાલતા થઈ ગયા અને તેથી પદ્મનાભની ભીતિનો તત્કાળ તો લોપ થઈ ગયો.

પદ્મનાભે ત્યાંથી ઊઠીને 'હવે ચૉકીમાં નિર્ભયતાથી પ્રવેશ કરવામાં કોઈપણ પ્રકારનો ભય નથી' એમ ધારીને ચૉકીમાં પ્રવેશ કર્યો. તે ચૉકીમાં ચાર પાંચ સૈનિકો મૃતમનુષ્યની શાશ્વતનિદ્રાતુલ્ય ગાઢ નિદ્રાનું સેવન કરતા પડ્યા હતા અને કોઈ પણ જાગ્રત મનુષ્ય ત્યાં હતો જ નહિ. આભ્યંતર ભાગમાં એટલે કે તે ચૉકીના દુર્ગના આભ્યંતર ભાગમાં પડતા દ્વિતીય દ્વારના ઓટલાપર કેટલાક મનુષ્યોના વાર્તાલાપ તથા અકારણ હાસ્યનો ધ્વનિ થતો પદ્મનાભના

સાંભળવામાં આવ્યો; કારણ કે, ત્યાં ઓટલાપર પથારા પાથરીને પ્રહરીઓના વરિષ્ઠ અધિકારીઓ આનન્દથી ટાઢા પહોરના ગપાટા હાંકતા બેઠા હતા. પદ્મનાભને ભાસ્યું કે: 'અહીં કદાચિત્ કોઈ જાણી લેવા યોગ્ય વાર્તા મારા સાંભળવામાં આવી શકશે' અને એ આશાથી આકૃષ્ટ થઈને પોતાના કંબલને સંકોચતો અને પોતાનાં ચરણોનો ધ્વનિ ન થાય એની સંભાળ રાખતો તે દ્વારના આભ્યંતર ભાગ પાસે તેમના નિકટમાંજ જઈ પહોંચ્યો; પરંતુ કેટલોક સમય વીતવા છતાં તેમના મુખથી કોઈ પણ પ્રકારનો સ્ફુરણદાયક ભેદ પદ્મનાભના જાણવામાં આવી શક્યો નહિ. છતાં તે સર્વથા નિરાશ તો ન જ થયો; કારણ કે, પ્રહરીઓના તે વરિષ્ઠ અધિકારીઓના વાર્તાલાપમાંથી એટલો ભેદ તો અવશ્ય તેના જાણવામાં આવી ગયો કે ઠાકોર વીરેન્દ્રકુમાર તથા તેની પત્ની માનભદ્રાને જો કે એક જ સ્થાનમાં તથાપિ કઠોર તથા અખંડ ચોકી પહેરામાં રાખવામાં આવ્યાં હતાં. તે સૈનિકોના સંભાષણમાં અનુચિત શૃંગાર તથા બીભત્સ વિષયોની ચર્ચા જ અધિક પરિમાણમાં દૃષ્ટિગોચર થતી હતી. વચ્ચે વચ્ચે એક વાર તે સૈનિકોએ ઉડુભંગરાજ તથા માનભદ્રાનાં નામોનો ઉલ્લેખ કરીને વિલક્ષણ હાસ્યચેષ્ટા પણ કરી હતી. 'હવે આ સ્થાનમાં અધિક સમયને વીતાડવાનું કાંઈ પણ પ્રયોજન નથી,' એમ ધારીને પદ્મનાભ પાછો પૃથ્વીપર પડીને આળોટતો આળોટતો ત્યાંથી દૂર નીકળી ગયો અને ત્યાં પોતાના છદ્મવેશરૂપ કંબલને ત્યાગી દઇને પોતાના સૈનિક વેશથી જ દુર્ગમાં નિર્ભય થઇને સંચરવા લાગ્યો. પવનદુર્ગમાં પડેલા સૈનિકો, તે સૈનિકોનાં નિવાસસ્થાનો, આયુધસામગ્રી અને વિશેષતઃ દુર્ગની દૃઢતા તથા બલહીનતા આદિનું લક્ષપૂર્વક નિરીક્ષણ કરતો કરતો જે આગારમાં ઠાકોર વીરેન્દ્રકુમારને તેની પત્ની સહિત બંદી તરીકે રાખવામાં આવ્યો હતો તે આગાર અથવા ઠાકોર વીરેન્દ્રકુમારના કારાગૃહ પાસે તે આવી લાગ્યો. ત્યાં આવતાં જ તે આગારમાં પ્રવેશ કરીને ઠાકોર વીરેન્દ્રકુમારના દર્શનનો લાભ લેવાની ઇચ્છાનો અચાનક તેના મનમાં આવિર્ભાવ થયો; પરંતુ વિચારશીલતાથી પોતાની એ ભયંકર પરિણામકારિણી ઇચ્છાને તેણે મનમાં જ દબાવી દીધી. તે કારાગૃહ તરીકે ઉપયોગમાં લેવાયલા આગાર, ત્યાંની પરિસ્થિતિ તથા પ્રહરીઓ આદિની વ્યવસ્થાનું સૂક્ષ્મ અવલોકન કરીને તે આગારના પૃષ્ઠદેશસ્થ તટ ઉપર ચઢવા લાગ્યો. તટ ઉપર પોતાનાં ચરણોને સ્થાપીને હજી તો તે ઊભો રહેવાની ચેષ્ટા કરતો હતો એટલામાં અચાનક એક પ્રહરીએ પોતાની અસિના અગ્રભાગનો તેના વક્ષઃસ્થલને સ્પર્શ કરાવીને ગંભીરતાથી પૂછ્યું કે: "આજનો સંકેત શો છે?"

"વિશાખા" પદ્મનાભે ચોકીના ઓટલાપર ગપાટા હાંકતા બેઠેલા સૈનિકોના સંભાષણદ્વારા આજના સાંકેતિક શબ્દને જાણી લીધેલો હોવાથી કોઈ પણ પ્રકારના ભય વિના 'વિશાખા' શબ્દના ઉચ્ચારથી આજનો સંકેત તેણે જણાવી દીધો.

"તારું ઉત્તર યથાર્થ હોવા છતાં તારી અત્યારની ચોર સમાન ચેષ્ટાને જોઇને મારા મનમાં તારા સંબંધમાં જે શંકા થયા કરે છે તે શંકાનું તારા

આ ઉત્તરથી સમાધાન થાય તેમ ન હોવાથી જો મારી એ શંકાનું સમાધાન થશે, તો જ તને અહીંથી જવા દેવામાં આવશે." તે પ્રહરીએ પોતાની શંકાનો પરિચય કરાવ્યો.

"અરે ભાઈ, પ્રેમચેષ્ટિકાના ગમનમાર્ગો નિરંતર આડાઅવળા જ હોય છે તે તું નથી જાણતો કે શું? પેલા બુર્જ પાસેના આગારમાં જે ગુજરાતણને રાખવામાં આવી છે તે ગુજરાતણને મારે એક સંદેશ પહોંચાડવાનો છે એટલામાટે તું મને અટકાવીને મારા કાર્યમાં વિલંબ ન કર અને મને સત્વર ચાલતો થઈ જવા દે." પદ્મનાભે ધીટતાથી ઉત્તર આપ્યું.

"જેને તારે અત્યારે સંદેશ પહોંચાડવાનો છે તે કયા અધિકારીની પ્રેમપાત્રી છે વારુ? મારા આ સવાલનો જવાબ તો તું આપીશ ખરો કે નહિ?" તે પ્રહરીએ પદ્મનાભને સંબોધીને વક્ર દૃષ્ટિથી પૂછ્યું.

પદ્મનાભે પેલી ચોકીના ઓટલાપર વાર્તાલાપ કરતા બેઠેલા સૈનિક અધિકારીઓમાંના એક સૈનિક અધિકારીના નામને નિર્ભયતાથી ઉચ્ચારીને કહ્યું કે: "હવે તો તારી ખાત્રી થઇને? હવે તો મને અહીં અટકાવી રાખવાનું કાંઈ કારણ નથી ને? હવે મને કૃપા કરીને જવા દે; કારણ કે, નહિ તો મારો માલિક મારા પર કોપાયમાન થઈ જશે અને મારો દોષ ન હોવા છતાં મારો રોટલો ટળી જશે. અનુચરોની પીડાનો પણ કયાંય પાર છે ખરો? કામ ન કરીએ તો માલિક ખાસડાં મારે અને કામ કરવા નીકળીએ એટલે તમારા જેવા સૈનિકો ધમકાવણીઓ બતાવે અને રસ્તામાં અટકાવીને ઊભા રાખે. મારા માલિક એ સૈનિક અધિકારીનો સ્વભાવ કેવો વિલક્ષણ છે એ તો તું જાણતો હોવો જ જોઇએ. તેનું કાર્ય યથાસમય મારાથી નહિ કરી શકાય, તો તે કોપના આવેશથી કદાચિત્ મારો ઘાત જ કરી નાખશે. આપણે તો હવે આ નોકરીથી પૂરા કંટાળી ગયા છીએ. આ ગુલામગીરી અને નરકની યાતના એ બન્ને બરાબર હોવાથી જો કોઈ બાજો ધંધો મળી જાય તો આ નોકરીને આપણે તો નવગજના નમસ્કાર કરીને છોડી દેવાનો દૃઢ નિશ્ચય થઈ ચૂકયો છે."

પોતાના સૈનિક અધિકારીના નામને સાંભળતાં તે પ્રહરી કાંઇક દબાયો અને તેણે પદ્મનાભને તેના ગમનનો માર્ગ મુક્ત કરી આપ્યો. પદ્મનાભ ઉભય કોટાના મધ્યવર્તી માર્ગમાં અગ્રગામી થવાની તૈયારીમાં હતો એટલામાં તે પ્રહરીએ તેને સંબોધીને વિનોદાત્મક ભાવથી કહ્યું કે: "પરંતુ ભાઈ, પોતાના માલિકની માશૂકનો તું પોતે જ આશક ન થતો. સંભાળજે; કારણ કે, તું પણ નવયુવક છે."

"મારા માલિકની માશૂકનો આશક થવાની મને આવશ્યકતા નથી; કારણ કે, આપણે એક બીજી પ્રેમપક્ષિણીને આપણા પ્રેમજાળમાં ફસાવી લીધી છે. મોટા ભાઈ, મારા માલિકની માશૂક રૂપાળી છે કે મારી પોતાની માશૂક અધિક આકર્ષક છે એનો પ્રત્યક્ષ દર્શનથી આપણે આવતી કાલે જ નીરાંતે નિર્ણય કરીશું." પદ્મનાભે પણ તેવા જ વિનોદાત્મક ઉદ્ગારો કાઢયા.

"પણ મિત્ર, તું જરા થાભીશ ખરો કે?" તે પ્રહરીએ પદ્મનાભને થાભવાની પ્રાર્થના કરી.

પોતાની અનિચ્છા હોવા છતાં પણ પદ્મનાભને થોભવું પડ્યું. તેણે થાભીને પૂછયું કે: "કેમ? મને થાભાવવાનું શું કારણ છે?"

"કાંઈ નહિ; અત્યારે તો તું ભલે ચાલ્યો જા; કારણ કે, હું તારા કામમાં આડો આવવા નથી ઇચ્છતો. માત્ર વળતી વેળાયે તું અહીંથી જ આવજે અને મને મળતો જજે." પ્રહરીએ કહ્યું.

"ભલે, હું વળતી વેળાયે આ માર્ગેજ આવીશ અને તમારા માટે ગાંજો પણ મસળીને લેતો આવીશ." પદ્મનાભે પ્રહરીને ગાંજાનો લોભ દેખાડ્યો.

"કાઇના મનની વાતને જાણી લેનાર તારા જેવો ચાલાક યુવક અત્યાર સુધી તો તું એકલો જ મારા જોવામાં આવ્યો છે. હું પણ તને એ જ કહેવાનો હતો. જા, પરમેશ્વર તારા કાર્યમાં તને વિજય અર્પો." પ્રહરીએ આ શબ્દોના ઉચ્ચારથી પદ્મનાભને પ્રયાણની આજ્ઞા આપી દીધી.

પદ્મનાભ નિર્ભયતાથી ત્યાંથી ચાલતો થઈ ગયો. હવે કોઈ આવા પ્રહરી સાથે અથડામણી થાય એવી પદ્મનાભની ઇચ્છા ન હોતી. પરંતુ તેની ઇચ્છા હોય કિંવા ન હોય તેથી શું? સરિતાના પ્રવાહમાં પડ્યા પછી જલની ધારા સાથે વહન કર્યા વિના મનુષ્યનો છૂટકો નથી જ થતો એવો નિયમ હોવાથી તેની ઇચ્છા ન હોવા છતાં પણ પુનઃ એક પ્રહરી સાથે તેની અથડામણી થઈ ગઈ. પણ આ વેળાયે પદ્મનાભે બીજા નવા જ ઢોંગસોંગ કરી બતાવ્યા. પ્રથમ પ્રહરીના સાક્ષાત્કારના પ્રસંગે જ્યારે તે કમાનમાં છુપાઈ બેઠો હતો ત્યારે ત્યાં પડેલી એક ચલમને ઉપાડીને તેણે પોતાના કટિબંધમાં રાખી લીધી હતી એટલે અત્યારે ચકમકની સહાયતાથી અગ્નિને ઉત્પન્ન કરી તે ગાંજાભરેલી ચલમને સળગાવીને તેણે પોતાના હસ્તમાં ધારણ કરી લીધી. સામેથી આવતા પ્રહરીએ પડકારો કરતાં જ પદ્મનાભ જાણે ગાંજાના નશાથી ડોલી રહ્યો હોય તેવો દેખાવ કરીને તે પ્રહરી સમક્ષ આવીને ઊભો રહ્યો અને પોતાના હાથમાંની ચલમને તે મુખ આગળ ધરતો કહેવા લાગ્યો કે: "મોટા ભાઈ, આજે આ ચલમની મજા તો કાંઈ અવનવી જ જણાય છે. એક દમ તો મારી જુઓ; ચન્દ્ર હથેળીમાં અને સ્વર્ગ બે આંગળ છેટું જ દેખાશે. 'જેણે ન પીધી આ ગાંજાની કલી, તેવા છોકરાથી તો છોકરી જ ભલી' એમ જે કહેવામાં આવે છે તે કાંઈ ખોટું તો નથી જ; કેમ ખરું કે નહિ?"

સ્તંભિત થયેલો પ્રહરી બે ડગલાં પાછો હટીને કહેવા લાગ્યો કે: "પાગલ, આ વળી શી ચેષ્ટા? આ શો ખેલ?"

"ખેલ! મોટા ભાઈ, નશાનો ખેલ; વિશ્વવિખ્યાત મહાશૂરવીર મહાદેવપ્રિય વનસ્પતિનો ખેલ! આનન્દ, મહા આનન્દ; બ્રહ્માનન્દને પણ ભૂલાવી દેનારો અદ્ભુત આનન્દ, અવર્ણનીય આનન્દ!" પદ્મનાભ જાણે સર્વથા આત્મવિસ્મૃત થઈ ગયો હોય તેવા પ્રકારે ડોલતો, નેત્રોને બળાત્કારે ઉઘાડતો તથા શબ્દોને ભગ્ન તથા અવરુદ્ધ સ્વરૂપમાં ઉચ્ચારતો બોલવા લાગ્યોઃ "મોટા

ભાઈ, મને માફ કરજો. આપણા ગંજેડી મિત્ર રામચંદ્રભાઇએ મહાદેવનો આ પ્રસાદ તમારામાટે મોકલાવ્યો છે એ તમોને કહેવાનું તો હું ભૂલી જ ગયો હતો. મારા જીવશ્ચકંઠશ્ચ મિત્રવર્ય, મને ક્ષમા આપો. ગાંજાનો તથા તરુણી સ્ત્રીના પ્રેમનો મદ મહાવિલક્ષણ હોય છે એ તમો ક્યાં નથી જાણતા? અને હું તો અત્યારે એ ઉભય મદોથી ઉન્મત્ત થયેલો છું એટલે મને આ વાર્તાનું વિસ્મરણ થઈ જાય એ સ્વાભાવિક છે. લ્યો આ સ્મશાનવાસી ભૂતનાથનો પ્રસાદ. લ્યો છો કે હું પાછો વળી જાઉં, અને આ પ્રસાદ રામચન્દ્રભાઇને પાછો આપી દઉં? જવાબ નથી આપતા તો આપણે આ ચાલ્યા."

આ અંતિમ શબ્દોને ઉચ્ચારતાંની સાથે જ પદ્મનાભ ત્યાંથી પાછો વળીને ખરેખર જ ચાલવા લાગ્યો એટલે તે પ્રહરીએ તેને થોભાવીને ગંભીરતાથી કહ્યું કે: "પાગલ, ઊભો રહે; જાય છે ક્યાં? જો કોઈ અધિકારી આવી લાગશે અને તને આવી અવસ્થામાં જોશે તો તારા ભૂંડા હાલ કરી નાખશે.'

"જો કોઈ અધિકારી આવી લાગશે, તો તેને હું ચોખ્ખું ને ચટ પરખાવી દઇશ કે: 'રામચંદ્રભાઇએ મને ગાંજો પાઈ આ ચલમ લઇને તમોને આપી આવવામાટે મોકલ્યો હતો.'' આ પ્રમાણે બોલીને પદ્મનાભ પુન: ચલમને તે પ્રહરીના મુખ આગળ ધરતો કહેવા લાગ્યો કે: "બોલો, ત્યારે તમારે આ પ્રસાદને સ્વીકારવો છે કે નહિ? આટલો બધો આગ્રહ શામાટે કરાવો છો? બે દમ મારી લ્યો એટલે થયું."

અર્થાત્ અતિશય આગ્રહ કરીને પદ્મનાભે તે પ્રહરીને ચલમ પાઇને જ છોડ્યો. મદિરા, અફીણ, ભાંગ, ગાંજો તથા ચરસ આદિ માદક પદાર્થોના મોહને એ પદાર્થોના નિત્ય સેવન કરનારા અનન્ય ભક્તોથી ભાગ્યે જ ત્યાગી શકાય છે એવો નિયમ હોવાથી ગાંજાની ચલમનો તે પ્રહરીના મુખને સ્પર્શ થતાંની સાથે જ તેની શ્વાસનલિકા ચલમના દમને એટલા તો વેગથી ખેંચવા લાગી કે કેવળ ત્રણ દમમાં જ તેણે ચલમમાં ભરેલા તંબાકુમિશ્રિત ગાંજાને શ્વેત ભસ્મના સ્વરૂપમાં પરિણત કરી નાખ્યો. ગાંજાના દમથી તે પ્રહરીને ડોલતો તથા લથડતો જોઇને પદ્મનાભ વળી અધિક ડોલવા લાગ્યો. પ્રહરી અધિક મદોન્મત્ત થતાં તેને પૂરો પાગલ બનાવવાના આશયથી વેશધારી મદોન્મત્ત પદ્મનાભ જાણે મદોન્મત્તતાથી ગાતો હોય તેવી રીતે એક પ્રેમ સંગીત પોતાના મધુર કંઠથી લલકારવા લાગ્યો. પદ્મનાભને મૂર્ખ તથા આત્મવિસ્મૃત માની લઇને તે પ્રહરી તેના મુખ ઉપર પોતાના હસ્તને સ્થાપી કહેવા લાગ્યો કે:—

"અરે, તું પાગલ તો નથી થઈ ગયો? અત્યારે જો કોઈ અધિકારી આવી લાગશે, તો તને તે તારા આ અપરાધમાટે ફાંસીના લાકડે જ લટકાવી દેશે, સમજ્યો?"

પદ્મનાભ એના ઉત્તરમાં સર્વથા નિર્ભયતા દર્શાવીને કહેવા લાગ્યો કે: "આપણે પદાતિ જીએ તેથી શું થઈ ગયું? આપણા અધિકારીઓ પોતાના મેં તેવા આનન્દવિલાસ કરતા રહે, તો આપણે પણ આપણી દ્રષ્ટ

પ્રમાણે આનન્દવિલાસ શામાટે ન કરીએ? તેઓ મનુષ્ય છે અને આપણે શું પશુ છીએ? સુભટશિરોમણિ બંધુ, ગાંજાનો દમ લગાવીને જરા સંગીત ન લલકારીએ અને મડદાની પેઠે એક ખૂણામાં પડ્યા રહીએ, તો પછી ગાંજાના દમની સાર્થકતા શી વારુ?"

"સંગીત લલકારવાના આનન્દને બે ઘડી ભોગવી શકાશે અને એ બે ઘડીના આનન્દમાટે વગર મોતે મરી જવાનો પ્રસંગ આવી લાગશે એનું કેમ? જો તારામાં અક્કલ હોય તો મૌનનું અવલંબન કરી લે, અને હજી અર્ધ ઘટિકા પર્યન્ત મારી જ નોકરી અહીં હોવાથી અન્ય પ્રહરી આવે ત્યાં સુધી આ પાસેની કમાનમાં સૂઈ જા. મારી નોકરી પૂરી થતાં સુધીમાં તું થોડો ઘણો શુદ્ધિમાં આવી જઇશ એટલે હું તને અહીંથી નીકળી જવાની યુક્તિ બતાવીશ." પ્રહરીએ પદ્મનાભને તેના કલ્યાણનો ઉપાય દર્શાવ્યો.

"આ હવા વગરની કોટડીમાં આપણને ઊંઘ આવે તેમ ન હોવાથી જો તમારી આજ્ઞા હોય, તો આપણા રામ આ બુર્જમાં જઇને લાંબી તાણી જવાને તૈયાર છે." પદ્મનાભે મહોન્મત્ત તથા આત્મવિસ્મૃત મનુષ્ય પ્રમાણે જ આ શબ્દો ઉચ્ચાર્યા.

"અને ત્યાં લાંબી તાણ્યા પછી જો ઊંઘમાં જ આળોટવા મંડીશ તો નીચે ઊંડી ખીણમાં જઈ પડીશ અને તારાં સો વર્ષ પૂરાં થઈ જશે એનો તેં કાંઈ વિચાર કર્યો છે ખરો કે?" પ્રહરીએ ચેતવણી આપી.

"ઊંઘ્યા પછી આળોટવાની મને બિલ્કુલ ટેવ નથી; માત્ર એટલું જ નહિ, પણ શીતલ પવનની લહરીના સ્પર્શથી મારો નશો તરત ઊતરી જશે અને અલ્પ સમયમાં જ હું શુદ્ધિમાં આવી જઇશ." પદ્મનાભે કહ્યું.

પદ્મનાભે ગંભીરતાથી ઉચ્ચારેલા આ શબ્દો તે પ્રહરીને સત્ય ભાસતાં તે પદ્મનાભને સંભાળીને બુર્જપર લઈ ગયો, ત્યાં યત્નપૂર્વક સુવાડ્યો અને ત્યાંથી પાછો વળતાં કહેવા લાગ્યો કે: "ભાઈ, હવે સંભાળીને સુજે અને આમ તેમ આળોટવાની ભૂલ કરીશ નહિ; કારણ કે, આ બુર્જની નીચેનો બાહ્ય પર્વતવિભાગ નિ:સરણી જેવો હોવાથી જો પડીશ, તો જ્યાં સુધી તું પછડાતો પછડાતો નિમ્નતલમાં પહોંચીશ ત્યાં સુધીમાં તારું શરીર છિન્નવિચ્છિન્ન થઈ જશે અને તારા પ્રાણ શરીરમાંથી સદાને માટે પ્રયાણ કરી જશે."

આ અંતિમ ઉપદેશ આપીને તે પ્રહરી ત્યાંથી ચાલતો થઈ ગયો. જે રહસ્યને જાણવામાટે પદ્મનાભ પ્રાણહારક સાહસ કરીને અત્યારે પવનદુર્ગમાં આવ્યો હતો તે રહસ્ય એ પ્રહરીના મુખથી અચાનક તેના જાણવામાં આવી જતાં તેના સ્વીકૃત કાર્યની સમાપ્તિ થઈ ગઈ. કાર્યસિદ્ધિ થઈ જતાં તે બુર્જપરથી બાહ્યભાગમાં ભૂસકો મારીને ત્યાંથી પ્રયાણ કરી જવાનો પદ્મનાભે પોતાના મનમાં નિશ્ચય કરી લીધો. તે બુર્જમાંથી નીકળીને તટ ઉપર આવીને ઊભો રહ્યો અને અસ્તંગત થવાની અણી ઉપર આવેલા ચન્દ્રના મંદ પ્રકાશની સહાયતાથી બાહ્યભાગના ઉંચાણ તથા ઊંડાણનું યથાશક્ય અનુમાન કરી લઇને ભગવાનપર ભરોંસો રાખી તટ ઉપરથી બાહ્યભાગમાં કૂદી પડ્યો. ત્યાંથી

## રોગથી પીડાતી દુ:ખી સ્ત્રીઓ માટે
## એમ્બ્રોશીયા સારામાં સારી છે.

**સ્ત્રીઓની તંદુરસ્તી એમ્બ્રોશીયા દવાથી બીલકુલ સુધરે છે. લાંબા વખતના દર્દો મટાડવા માટે એમ્બ્રોશીયા શકિત ધરાવે છે.**

સ્ત્રીઓ પોતાની વ્યાધીઓ માટે બહુજ બેદરકાર બને છે, તેથી રોગનું જોર જડરૂપ બને છે. ગર્ભાશયના બીગાડાનું પરિણામ શરીર પર વખતો વખત ખરાબ અસર કરે છે. ગુપ્ત વ્યાધીઓનો નાશ થવા માટે એમ્બ્રોશીયા મહાન શોધ છે.

અનિયમીત ૠતુને નિયમીત કરે છે. પ્રદર, હીસ્ટીરીઆ માટે સચોટ ઉપાય છે. અનેક સ્ત્રીઓએ લાભ મેળવેલ છે.

**એમ્બ્રોશીયાના** સેવનથી સ્ત્રીઓ અચુક રોગ રહીત થઇ તંદુરસ્ત બને છે. કીંમત રૂ. ૨.

**વીરીયલ એજન્સી, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ**

---

## મીઠું તેલ મીઠું તેલ

**ધી અકબાર મેન્યુફેકચરીંગ એન્ડ પ્રેસ કુાં૦ લી૦.**
**(ઓઇલ મીલ લાલબાગ, બુરહાનપુર રેલ્વે સ્ટેશન)**

આ કંપનીની મીલમાં શીંગદાણા તેમજ તલદાણાનું તેલ તેમજ શીંગદાણા ને તલદાણાનો ઢોરને ખવડાવવાનો ખોળ મોટા જથ્થામાં બનાવવામાં તેમજ વેચવામાં આવે છે.

**ભાવ તથા વીગત માટે લખો અગર મળો:—**

ધી મેનેજર:—ઓઇલ મીલ, લાલબાગ, બુરહાનપુર (સી. પી.)

અગર

**એજન્ટસ:—**

**હાજીભાઇ લાલજી એન્ડ કાં.**

અકબર બીલ્ડીંગ, હોર્નબી રોડ, ફોર્ટ, મુંબઇ.

ઉપત્યકામાં ઊતરવાનો માર્ગ સોપાનશ્રેણી સમાન તથા સરલ હોવાથી પર્વતના તલપ્રદેશમાં આવતાં તેને વિશેષ પરિશ્રમ વેઠવો ન પડ્યો. પર્વતના તલપ્રદેશમાં પહોંચ્યા પછી ત્યાંથી ચાલીને તે જ્યારે પોતાના ગુર્જર સૈન્યશિબિરમાં નિર્વિઘ્ન આવી લાગ્યો તે વેળાયે પણ પ્રહરીઓ ત્યાં સાવધાનતાની રક્ષા કરી રહ્યા હતા.

પદ્મનાભના આગમનથી સ્વલ્પ સમય પૂર્વે જ મહાવીર શૂરપાળ પવનપર્વતની આસપાસ ભ્રમણ કિંવા પરિક્રમા કરીને શિબિરમાં આવ્યો હતો અને પોતાની શય્યામાં જાગતો જ પડ્યો હતો; કારણ કે, પવનદુર્ગપર કયા માર્ગથી ચઢીને આક્રમણ કરવું એ વિષયના વિચારો જ તેના મનમાં ચાલી રહ્યા હતા. પવનદુર્ગના ચારે તટો અનુલ્લંઘ્ય તથા દૃઢ હતા અને તટ પર્યન્ત પહોંચવાના બહુધા સર્વ માર્ગો વિકટ તથા સંકુચિત હતા; માત્ર જે સ્થાનમાં તે સૂતેલો હતો તે સ્થાનની સામેનો જ પર્વતપર ચઢવાનો માર્ગ એવો હતો કે જેમાં એક એક પુરુષના ઊંચાણપર સોપાન પ્રમાણે પાષાણોની નૈસર્ગિક રચના જોવામાં આવતી હતી. અન્તે એ માર્ગને સ્વીકારીને જ પવનદુર્ગપર આક્રમણ કરવાના નિશ્ચયપર આવી મહાવીર શૂરપાળ શય્યામાં પડ્યો પડ્યો ચન્દ્રના અસ્તંગત થવાની પ્રતીક્ષા કરી રહ્યો હતો. એ ક્ષણે જ પોતાના પૃષ્ઠભાગમાં કોઈ મનુષ્યના આગમનનો તેને ભાસ થતાં તે પોતાની શય્યામાં ઊઠીને બેઠો થઈ ગયો અને પોતાની તલ્વારની મૂઠપર હાથ રાખીને તેણે ભીષણ સ્વરથી પૂછ્યું કે: "કોણ?"

"એક દેશભક્ત ગુર્જર વીર." તે આગંતુક વ્યક્તિએ ઉત્તર આપ્યું.

શૂરપાળે પદ્મનાભના કંઠસ્વરને તત્કાળ ઓળખી લઇને તે નિકટમાં આવીને ઊભો રહ્યો એટલે તેને પૂછ્યું કે: "વત્સ પદ્મનાભ, તું હજી જાગતો અને ભૂતની પેઠે ભટકતો કેમ દેખાય છે? આ સર્વ સૈનિકો તથા સેનાધ્યક્ષો પ્રમાણે તું વિશ્રાંતિનો ઉપભોગ કેમ નથી કરી લેતો?"

"આવતી કાલના આપણા વિજયનો નિશ્ચય કરી લેવામાટે હું પવનદુર્ગમાં ગયો હતો અને આ માર્ગમાં થઇને અત્યારે હું ત્યાંથી ચાલ્યો આવું છું," આ પ્રમાણે ઉત્તર આપીને પદ્મનાભ જે માર્ગથી આવ્યો હતો તે માર્ગનું શૂરપાળને અંગુલીનિર્દેશથી દર્શન કરાવવા લાગ્યો.

"આ તું શું બોલે છે?" શૂરપાળ વિસ્મયદર્શક સ્વરથી પૂછવા લાગ્યો: "તું એકલો જ પવનદુર્ગમાં ગયો હતો અને ત્યાંથી એકલો જ પાછો આવ્યો? સાહસી યુવક, આવા પ્રકારના જીવનવિઘાતક સાહસને આચરવામાં તારો શો આશય સમાયલો હતો તે મને જણાવીશ ખરો? મારી આ જિજ્ઞાસાને તારે તૃપ્ત કરવી જ જોઇએ."

"પવનદુર્ગમાં અલ્પ આયાસે તથા આપણા એક પણ સૈનિકની હાનિ વિના કયા માર્ગને સ્વીકારીને આપણાથી પ્રવેશ કરી શકાશે, ઠાકોરશ્રી વીરેન્દ્રકુમારને દુર્ગના કયા સ્થાનમાં બંદી તરીકે રાખવામાં આવ્યા છે અને આપણા પ્રયત્નની નિઃસંશય સફળતામાટે આક્રમણ કયા સ્થાનમાંથી કરવું, આ સર્વ

પ્રશ્નોનો મારા મનમાં અચાનક ઉદ્ભવ થતાં એ સર્વ પ્રશ્નોના નિરાકરણમાટે મારે પવનદુર્ગમાં જવું પડ્યું હતું. આપ કદાચિત્ મારા આ કાર્યને સાહસ માનો તો તે આપની માન્યતાનું પરિણામ છે; પરંતુ હું તો મારા આ કાર્યને સાહસ નથી જ માનતો." આ ઉદ્ગારોને પોતાના મુખમાંથી બહિર્ગ કરતી વેળાયે પોતાના કર્તવ્યપાલનથી પદ્મનાભનું અંતઃકરણ પ્રફુલ્લ થયેલું દેખાતું હતું અને તેના મુખમંડળમાં આત્મવિશ્વાસ તથા શૌર્યની તેજસ્વિતા આકર્ષક સ્વરૂપમાં વિલસી રહી હતી.

"અને પવનદુર્ગના સમસ્ત ભેદોને જાણી લઇને તું પાછો સુરક્ષિત અહીં આવી લાગ્યો ?" શૂરપાળે અધિકતર આશ્ચર્ય દર્શાવીને પૂછ્યું.

પદ્મનાભે પોતાના ગુપ્ત કાર્યક્રમનો ઇત્થંભૂત વૃત્તાંત મહાવીર શૂરપાળને કહી સંભળાવ્યો અને તેના એ વૃત્તાન્તને અત્યંત આતુરતાપૂર્વક સાંભળી લીધા પછી શૂરપાળે જિજ્ઞાસા દર્શાવી કે: "ત્યારે તારો હવે આક્રમણના સંબંધમાં શો અભિપ્રાય છે ?"

"મારો પોતાનો તો એ જ અભિપ્રાય છે કે આપણા સૈન્યના મુખ્ય વિભાગને દક્ષિણદિશાભિમુખ તટ પ્રતિ જતા માર્ગથી પર્વતપર ચઢાવવો; કારણ કે, એ માર્ગ પ્રશસ્ત હોઇને દક્ષિણ તટની દેખરેખનું કામ પણ શત્રુઓએ બહુ ઢીલું રાખ્યું છે. આપણા સૈન્યના એ મુખ્ય વિભાગને યુદ્ધને આરંભવાની આવશ્યકતા નથી એ વાર્તાને પણ લક્ષમાં રાખી લેવાની છે. વળી સૈન્યના અન્ય વિભાગને આ સમીપવર્તી માર્ગથી પર્વતપર ચઢાવવો અને યુદ્ધનો સર્વ ભાર આપણા સૈન્યના એ દ્વિતીય વિભાગના શિરપર જ હાલ તરત નાખી દેવો કે જેથી પશ્ચિમ બુર્જપરનો શત્રુઓનો સર્વ બંદોબસ્ત પોતાની મેળે જ ઢીલો પડી જાય. શત્રુઓનું સમસ્ત સૈન્ય આપણા સૈન્યના પ્રતિકારમાટે એ સ્થાનમાં આવીને એકત્ર થઈ જાય એ સ્વાભાવિક હોવાથી અન્ય સ્થાનોમાંની શત્રુઓની અનુપસ્થિતિનો લાભ લઇને આપણા સૈન્યના મુખ્ય વિભાગને ઠાકોર શ્રી વીરેન્દ્રકુમારને તેમના કુટુંબ સહિત જે આગારમાં બંદી તરીકે રાખવામાં આવ્યા છે તે આગારને ચારે બાજૂથી ઘેરી લેવાની આજ્ઞા આપી દેવી અને તે આગાર ઘેરાઈ જાય એટલે તે આગારના મુખ્ય દ્વારમાં થઇને તે આગારમાં પ્રવેશ કરવો અને ઠાકોર શ્રી વીરેન્દ્રકુમારનો ઉદ્ધાર કરીને વિજયની પ્રાપ્તિ કરી લેવી." પદ્મનાભે આક્રમણના સંબંધમાં પોતાનો યથાબુદ્ધિ અભિપ્રાય દર્શાવ્યો.

પદ્મનાભે કેટલીક અન્ય આવશ્યકીય સૂચનાઓ પણ આપી અને તેથી પદ્મનાભના યુદ્ધકૌશલ્યના સંબંધમાં શૂરપાળનો અનુકૂલ ગ્રહ થતાં તે પોતાના આનન્દને દર્શાવતો કહેવા લાગ્યો કે: "પદ્મનાભ, તારા આવા અલૌકિક યુદ્ધકૌશલ્ય તથા રાજનીતિપટુત્વને જાણી લીધા પછી પણ જો હું તારા પ્રત્યેક શબ્દમાં વિશ્વાસ ન રાખું અને તારા વચનનો અનાદર કરું, તો હું તારી અપ્રતિમ બુદ્ધિમત્તા, અશ્રુતપૂર્વ સાહસિકતા તથા અનન્ય રાષ્ટ્રભક્તિનો દ્રોહી જ કહેવાઉં એ નિર્વિવાદ છે. આ સમીપવર્તી માર્ગને સ્વીકારીને જ પવનદુર્ગપર આક્રમણ કરવાનો અત્યાર સુધી મારો વિચાર હતો; પરંતુ તારા વિચારો

મને મારા વિચાર કરતાં યોગ્યતર ભાસતા હોવાથી આક્રમણની સર્વ વ્યવસ્થા હવે તારા વિચાર અનુસાર જ થશે. ધન્ય છે, વીર યુવક, તને કોટિ વાર ધન્ય છે. દેશભક્ત ગુર્જર વીરમંડળમાં તારા જેવા વીર યુવકો આવી મળ્યા છે એટલે એથી પરમેશ્વર હવે પરાધીન ગુજરાતને અનુકંપાની દૃષ્ટિથી જોવા લાગ્યો છે એમ સ્પષ્ટ જણાઈ આવે છે. વત્સ પદ્મનાભ, આવતી કાલે આપણો વિજય અવશ્યંભાવી છે; કારણ કે, પરમેશ્વર તથા આપણી જન્મભૂમિ ગુર્જરભૂમિ આપણને જે સામર્થ્યની આવશ્યકતા છે તે સમસ્ત સામર્થ્ય આપણને સમર્પી રહ્યાં છે.'' આ ઉદ્‌ગારોને પોતાના મુખમાંથી બહિર્ગત કરતો મહાવીર શૂરપાળ પોતાની શય્યામાંથી ઊઠીને ઊભો થઈ ગયો અને પોતાના સહકારી સેનાધ્યક્ષોને તેમની નિદ્રામાંથી જાગ્રત કરવા લાગ્યો.

ચન્દ્રદેવ પાતાલવાસી થવાથી સમસ્ત વિશ્વમાં અંધકારની કૃષ્ણચ્છાયા પ્રસરી ગઈ. નિબિડ અંધકારમાં જ ગુર્જર સૈનિકો શસ્ત્રાસ્ત્ર ધારીને પ્રયાણમાટે સજ્જ થઈ ગયા. શૂરપાળ પોતાના સૈન્યને સંબોધીને ગંભીર કંઠસ્વરથી કહેવા લાગ્યો કે: ''દેશભક્ત વીરો, આપણા પ્રથમનાં કાર્યક્રમનું કેટલાંક યોગ્ય કારણોથી પરિવર્તન કરવામાં આવ્યું છે અને આક્રમણની જે નવીન વ્યવસ્થા કરવામાં આવી છે તે આ છે:'' આ પ્રમાણે કહીને શૂરપાળે આક્રમણની નવીન વ્યવસ્થાનો પોતાના સૈન્યને પરિચય કરાવી દીધો અને ત્યાર પછી તે સેનાધ્યક્ષોની નિયતિ કરતો કહેવા લાગ્યો કે: ''વીર અજયસિંહ તથા વીરયુવક પદ્મનાભ, તમોને પવનદુર્ગના પશ્ચિમ બુર્જપર આક્રમણ કરનારા સૈન્ય વિભાગના અધ્યક્ષ નીમવામાં આવે છે; વીરવર્ય રેવાધીશ, ગુજરાતના રાષ્ટ્રીય ધ્વજનો દુર્ગના મહાદ્વારામાંથી જ દુર્ગમાં પ્રવેશ થવો જોઇએ એટલામાટે રાષ્ટ્રીય ધ્વજનો મહાદ્વારમાંથી દુર્ગમાં પ્રવેશ કરાવવાનું કાર્ય તમોને તથા તમારા સૈનિકોને સોંપવામાં આવે છે અને દક્ષિણ તટને આક્રમવાનો ભાર મારા પોતાના તથા મારા મિત્ર સુભટ કેસરીસિંહના તેમ જ વીર અણહિલ્લસિંહના શિરપર જ રહેવાનો છે.''

આવા પ્રકારનો નિશ્ચય થતાં જ એક ચતુર્થાંશ જેટલા સમયમાં જ સર્વ વીર અગ્રણીઓ પોતપોતાના નિયત કાર્યની સિદ્ધિમાટે કટિબદ્ધ થઈ ગયા. કેસરીસિંહ તો જાણે રણભૂમિરૂપ વધૂને વરવામાટે આતુર થયેલો વરરાજા જ ન હોય તેટલી સીમા પર્યંત ઉત્સાહ તથા આવેશને દર્શાવી રહ્યો હતો. સર્વથી પ્રથમ કેસરીસિંહની તલ્વાર પવનદુર્ગના દક્ષિણ તટપર ચમકતી જોવામાં આવી. કેસરીસિંહ તથા શૂરપાળના એક સહસ્ર સૈનિકો કોઈ પણ પ્રકારના વિઘ્ન વિના દક્ષિણ તટપર ચઢી ગયા અને કેસરીસિંહ તટપરથી દુર્ગના આભ્યંતર ભાગમાં કૂદવાની તૈયારીમાં હતો એટલામાં શત્રુપક્ષનો એક પ્રહરી ત્યાં આવી લાગ્યો. તે પ્રહરીને પોતાની તીક્ષ્ણધારા અસિના પ્રહારથી કંઠસ્નાન કરાવીને કેસરીસિંહ મહાવીર શૂરપાળ સાથે દુર્ગના આભ્યંતર ભાગમાં કૂદી પડ્યો. શત્રુપક્ષનો પ્રહરી જો કે ધરાશાયી તો થયો, પરંતુ ધારાશાયી થતાં થતાં ''વિશ્વાસઘાત, પ્રપંચ શત્રુઓનું આક્રમણ, સાવધાન,'' આવા પ્રકારનો તેણે કોલાહલ મચાવી દીધો;

તેના એ કોલાહલને સાંભળીને શત્રુપક્ષના વીસ અથવા પચીસ સૈનિકો ત્યાં દોડી આવ્યા અને પોતાના એક સહસ્ર સૈનિકોના અગ્રભાગમાં ઊભેલા મહા વીર શૂરપાળને ઉદ્દેશીને એકત્ર સ્વરથી પૂછવા લાગ્યા કે: "તું કોણ છે?"

"તમારો શત્રુ, તમારો કાળ." તે શત્રુ સૈનિકોના પ્રશ્નના ઉત્તરમાં આ શબ્દોને ઉચ્ચારતો કેસરીસિંહ તત્કાળ શૂરપાળના પૃષ્ઠભાગમાંથી આગળ વધી આવ્યો અને તે શત્રુ સૈનિકોને તેના એ ઉત્તરને સાંભળવાનો અવકાશ પણ નહિ મળ્યો હોય એટલામાં તો પોતાની તલ્વારના ચંચળતાયુક્ત પ્રહારોથી તેમનામાંના ત્રણચાર શત્રુસૈનિકોનાં મસ્તકોને તેમના ધડોથી જૂદાં કરીને ધૂળ ચાટતાં કરી દીધાં. પોતાના ત્રણચાર સંગીઓની આવી અવસ્થા થયેલી જોઇને અવશિષ્ટ શત્રુ સૈનિકોએ ત્વેષમાં આવીને કેસરીસિંહ તથા શૂરપાળને ઘેરી લીધા, ઉભય પક્ષનાં શસ્ત્રો ચાલવા લાગ્યાં, શત્રુપક્ષના સૈનિકો 'દગો, દગો' એવા પ્રકારનો કોલાહલ કરવા લાગ્યા અને તેથી અલ્પ સમયમાં જ પવનદુર્ગના પ્રત્યેક કોણમાં "દગો, દગો" એ શબ્દોનો ભીષણ પ્રતિધ્વનિ થતો સંભળાવા લાગ્યો. શૂરપાળ તથા કેસરીસિંહની રક્ષામાં અણહિલ્લ દોડી આવ્યો અને તેની પાછળ ગુર્જર વીર સૈનિકોએ પણ દોડી આવીને શત્રુપક્ષના સૈનિકોને સંહારવાના કાર્યનો ભીષણતાથી આરંભ કરી દીધો.

શૂરપાળ તથા કેસરીસિંહ પંક્તિબદ્ધ થઇને ત્યાંથી અગ્રગામી થતા હતા એટલામાં દુર્ગસ્થ સૈનિકાલયોમાંથી શત્રુપક્ષના સૈનિકો શસ્ત્રાસ્ત્રસજ્જ થઇને તથા મશાલચીઓ પોતાની પ્રજ્વલિત મશાલોને હસ્તમાં ધારણ કરીને ટપોટપ બહિર્ગત થતા તેમના જોવામાં આવ્યા. એ પ્રજ્વલિત મશાલો તેમના માલિકના સૈનિકોને જેટલી ઉપયુક્ત થતી હતી તેના કરતાં ગુર્જર સેનાને વિશેષ ઉપયુક્ત થવા લાગી; કારણ કે, એ મશાલોના પ્રકાશની સહાયતાથી શત્રુઓની કાર્યકારિતા તેમના જોવામાં આવતાં શત્રુસૈનિકોને તલ્વારના ઘાટપર ઊતારી નાખવાનું કાર્ય તેમનામાટે અતિશય સુલભ તથા સહજ થઇ પડ્યું. ગુર્જર સેનાનીઓના અગ્રભાગમાં મહાવીર શૂરપાળ, અણહિલ્લ તથા કેસરીસિંહ એ વીરત્રિમૂર્તિના હસ્તોમાં વિરાજેલાં ખડ્ગો શત્રુસૈનિકોના રક્તનું પાન કરતી મંડલાકાર ભ્રમણ કરી રહી હતી. તે ખડ્ગોના દર્શનથી જાણે તે ખડ્ગો નહિ, પરંતુ સુદર્શન ચક્રો જ ભ્રમણ કરી રહ્યાં હોય અને પોતાના મુખમાંથી રક્તની જ્વાલાઓને વર્ષાવી રહ્યા હોય એવો જ ભાસ થતો હતો. પોતાના સેનાધ્યક્ષોના આવા અદ્ભુત શૌર્યના દર્શનથી ગુર્જર સૈનિકોનો યુદ્ધોત્સાહ શતગુણ થઈ ગયો અને તેથી તેઓ ગગનભેદક રણનાદ કરતા શત્રુસૈનિકો પર તલ્વારો ચલાવતા તૂટી પડ્યા. ગુર્જરસેનારૂપ સમુદ્રનો પ્રવાહ શત્રુસેનારૂપ પાષાણોને ભેદી નાખતો ક્ષણે ક્ષણે અધિકાધિક અગ્રગામી થવા લાગ્યો અને શત્રુસૈન્યને મૃત્યુના મુખમાં સમર્પવા લાગ્યો. કેવું ભીષણ એ દૃશ્ય! શત્રુસૈનિકોના મૃતદેહો સાથે ધરાશાયિની થઇને તેમની મશાલો પણ ધૂળમાં આળોટતી હતી અને કેટલીક મશાલો માનવરક્તથી સિંચિત થઇને જાણે ધૃણાને દર્શાવી રહી હોય તેવા અવરુદ્ધ તથા મંદ સ્વરૂપમાં

બળતી હતી. કેટલીક મશાલો આ ધૂમશ્રકીના યોગે સૈનિકોનાં ચરણતળે ચગદાઈ જવાથી તથા સૈનિકોની ઠોકરોવડે ઉછળતી હોવાથી જાણે પૈસાચિક નૃત્ય કરતી હોય તદ્રત્ દેખાતી હતી. મૃત સૈનિકોના નિકટમાં પડેલી પ્રજ્વલિત મશાલો જાણે મૃત મનુષ્યોના રક્તપાનમાટે ડાકિનીઓ પોતાની જ્વલદ્ જિહ્વાઓને પ્રસારી રહી હોય તેવો જ ભાસ કરાવતી હતી અને જે મશાલો અદ્યાપિ સૈનિક મશાલચીઓના હસ્તોમાં જ વિરાજેલી હતી તે મશાલો તેમની ભયાનક અસ્થિરતાના યોગે ડાકિનીઓના ભીષણ તાંડવનો ધૃણાજનક ભાસ કરાવતી હતી. અલ્પ સમયમાં જ શૂરપાળના જોવામાં આવી ગયું કે તે પોતે પોતાના સહાયકો તથા સૈનિકો સહિત જે આગારમાં ઠાકોર વીરેન્દ્રકુમારને તેના પરિવાર સહિત બંદી તરીકે રાખવામાં આવ્યો હતો તે દુર્ગરક્ષિત આગાર સમક્ષ આવી લાગ્યો હતો. આ વાર્તા જાણવામાં આવતાં જ શૂરપાળે ભીષણ ગર્જના કરીને પોતાના અનુયાયી જનોને સંબોધીને કહ્યું કે:—

"મારા વીર ગુર્જર બાંધવો, આપણો વિજય થઈ ચૂક્યો છે. જેમાં ઠાકોર વીરેન્દ્રકુમારને બંદી તરીકે રાખવામાં આવ્યા છે તે આગાર આ જ છે. ધસો, આગળ વધો અને ગુજરાતના એ વીર સંતાનની શૃંખલાને તોડી નાખો; તેમને બંધનમુક્ત કરી દો."

"ભગવાન્ સોમેશ્વરનો જય; ગુજરાધીશ વનરાજ મહારાજનો જય!" આવા પ્રકારની રણગર્જના કરતો કેસરીસિંહ પોતાના સૈનિકો સહિત સિંહ સમાન છલાંગ મારીને આગળ વધ્યો; પરંતુ એ ક્ષણે જ તે આગારના દુર્ગદ્વારમાંથી દાક્ષિણાત્ય સૈનિકોનો પ્રવાહ અચાનક તથા વેગપૂર્વક બહિર્ગત થતાં તેની તથા ગુર્જર સૈનિકોની ગતિનો તત્કાળ અવરોધ થઈ ગયો; છતાં દાક્ષિણાત્ય સૈનિકોના આગમનથી રણસુરાના પાનવડે મદોન્મત્ત થયેલો કેસરીસિંહ લેશમાત્ર પણ હતોત્સાહ ન થયો અને જે કોઈ પણ પોતાના માર્ગમાં આડો આવે તેને મૃત્યુના મુખમાં ધકેલતો અને નરકનો માર્ગ દર્શાવતો નિર્ભયતાથી આગળ વધવા લાગ્યો. તેની તલ્વાર અખંડ ઝણત્કાર કરતી ભીષણ નૃત્ય કર્યા કરતી હતી અને શત્રુઓના રક્તપાનથી આકંઠ તૃપ્ત થયા કરતી હતી. કેસરીસિંહના આવા દારુણ પરાક્રમને જોઇને ગુર્જર સૈનિકોએ પુનઃ આવેશદર્શક વિજયનાદ કર્યો અને તેમના એ વિજયનાદથી પવનદુર્ગ નિનાદિત તથા કંપાયમાન થઈ ગયો. એવામાં શત્રુસૈનિકોના સમુદાયમાં અતિશય આગળ વધી ગયેલો કેસરીસિંહ ચારે બાજૂથી શત્રુઓવડે ઘેરાઈ ગયો અને શતાવધિ ભાલા તથા તલ્વારના અગ્રભાગોને તેણે પોતાપર ઉગામાયલા જોયા. કેસરીસિંહે "મારા વીર ગુર્જર સૈનિકો, સત્વર આગળ વધો; હું શત્રુઓના મધ્યમાં ઘેરાઇ ગયો છું." એવા પ્રકારનો મેઘનાદ કર્યો અને તેના એ મેઘનાદને સાંભળતાં જ ગુર્જર વીરો પોતાના પ્રાણોપર ઉદાર થઇને તેની રક્ષામાટે સરિતાના વર્ષાકાલિક પૂર પ્રમાણે પ્રચંડ વેગથી તે સ્થાનમાં ધસી આવ્યા. હવે પ્રચંડ યુદ્ધનો પ્રારંભ થઈ ગયો. દાક્ષિણાત્ય સૈનિકો અત્યંત

શૌર્ય તથા દ્વેષથી મરણિયા થઇને લઢવા લાગ્યા તેમ જ ગુર્જર સૈનિકો
પણ પોતાના સેનાધ્યક્ષ કેસરીસિંહની જીવનરક્ષામાટે પોતાના જીવન
આશાને ત્યાગીને દાક્ષિણાત્ય સૈનિકોને સંહારવાના વ્યાપારને ભીષણતા
આરંભી દીધો. એ પરસ્પર સંહારતત્પર મેઘમાલાઓના મધ્યમાં મહાવ
શૂરપાળ, કેસરીસિંહ તથા વીર અણહિલ્લ સૌદામિનીની જવાલા પ્રમાણે ચમ
કતા હતા. એવામાં પોતાની સાથે સૈનિકોના નવીન સમુદાયને લઇ
આવેલો ભૂવડનો રાજપ્રતિનિધિ તથા સેનાધ્યક્ષ ઉડુભંગરાજ અચાનક કેસરી
સિંહના જોવામાં આવ્યો. ઉભય પક્ષના સૈનિકો એકબીજા સાથે અથડાઇ
મદોન્મત્ત મતંગજ પ્રમાણે એકબીજાને ટક્કર મારીને લઢવા મંડી ગયા. કેસરી
સિંહ પોતાના ભયાનક દ્વેષને દર્શાવતો અને પોતાની તલ્વારમાંથી અગ્નિ
વર્ષાવતો ઉડુભંગરાજના શરીરપર બુભુક્ષિત સિંહ પ્રમાણે આવી પડ્યો.
વેળાયે શૂરપાળ, અણહિલ્લ તથા તેના ગુર્જર સૈનિકો કાંઇક દૂર હોવા
કેસરીસિંહ જો કે એકલો જ હતો, તથાપિ તેના મનમાં પોતાના એકાકિ
લેશમાત્ર પણ વિચાર હતો જ નહિ. કેસરીસિંહને તો માત્ર ઉડુભંગરાજની
આવશ્યકતા હતી અને તેને તે પોતાની દૃષ્ટિ સમક્ષ વિચરતો જોઈ રહ્યો હતે
પોતાના સૈન્યથી વિયુક્ત થતાં કેસરીસિંહને શત્રુસૈનિકોએ ઘેરી લીધો હતે
અને તેથી જો એ અણીની વેળાયે મહાવીર શૂરપાળની તલ્વાર તેના ઉદ્ધારમાટે
આવી પહોંચી હોત, તો તેની માનવલીલાની સમાપ્તિ થઈ જવાનો જ પ્રસં
આવી લાગ્યો હતો. શૂરપાળે શત્રુસૈન્યના ઘેરાને ભેદીને કેસરીસિંહને મુક્ત ક
અને એટલામાં સૈન્યસહિત અણહિલ્લ પણ તેમની કુમકે આવી લાગ
એટલે કેસરીસિંહના જીવનની રક્ષા થઈ ગઈ. પરંતુ આવી રીતે મૃત્યુ
મુખમાંથી બચેલો હોવા છતાં પણ કેસરીસિંહ ક્ષણમાત્ર પણ ત્યાં ન થોભ્યો
'નીચ ઉડુભંગ, હું આજે મારા વૈરની વસૂલાત કર્યા વિના શાંત નથી
થવાનો!' આવા ઉદ્ગારો કાઢતો કેસરીસિંહ વળી પાછો દોડીને શત્રુઓ
સમુદાયમાં જઈ પડ્યો. એ ક્ષણે જ મશાલના પ્રકાશમાં દેવાધીશના હસ્ત
વિરાજીને ડોલાયમાન સ્વરૂપમાં આવતો ગુજરાતનો રાષ્ટ્રીય ધ્વજ
અચાનક પ્રકટ થયેલો દેખાયો. પોતાના એ રાષ્ટ્રીય ધ્વજને જોતાં જ ગુર્જ
સૈનિકોનાં હૃદયોમાં નવીન સ્ફુરણનો આવિર્ભાવ થયો અને તેમણે પુનઃ "ભ
વાન્ સોમેશ્વરનો જય; ગુર્જરેશ્વર વનરાજ મહારાજનો જય!" એ જયઘોષ
દિશાઓને કંપાવવાનો આરંભ કરી દીધો. ગુર્જર વીરોના એ જયઘોષથી દ
ગુણ અધિક બલવાન્ ધ્વનિ ઠાકોર વીરેન્દ્રકુમારના નિવાસાલય પાસે
બુર્જપર થતો સંભળાયો અને અલ્પ અવકાશમાં જ અજયસિંહ તથા પક્ષના
દિવા જય તથા વિજય શત્રુઓનાં મસ્તકરૂપ પુષ્પોને રક્તની સરિતામાં સ
પૈતા યુદ્ધભૂમિમાં અવતીર્ણ થયેલા સર્વના જોવામાં આવ્યા. સમસ્ત પવન
તથા સમસ્ત નભોવિતાન રણગર્જનાથી નિનાદિત થવા લાગ્યાં. હવે શત્રુસૈ
ગુર્જર સેનાવડે ચારે બાજુથી ઘેરાઈ ગઈ અને તેથી શત્રુઓના સમુદાયમાં પ્ર
શીને ગુર્જર સૈન્યબળનું યથાર્થ અનુમાન કરી શકાય તેવું કાંઈ પણ સાધ

ન હોવાથી, સર્વત્ર તેમને ગુર્જર વીરોનો રણઘોષ શ્રવણગોચર થતો હોવાથી અને સર્વત્ર ગુર્જર વીરોની તલ્વારો ચમકતી દેખાતી હોવાથી શત્રુ સૈનિકો ભય-ભીત થઈ ગયા અને તેથી તેમણે જે આગારમાં ઠાકોર વીરેન્દ્રકુમારને બંદી તરીકે રાખવામાં આવ્યો હતો તે 'બાલદુર્ગ' નામથી ઓળખાતા આગારના પ્રાંગણમાં પ્રવેશ કરીને તેના દુર્ગના દ્વારને અંદરથી વાસી લીધું; કારણ કે, અત્યારે એ ઉપાય વિના તેમની આત્મરક્ષાનો અન્ય કોઈ ઉપાય હતો જ નહિ.

પરંતુ શત્રુસૈન્યે આવી રીતે બાલદુર્ગમાં ભરાઇને દુર્ગનાં દ્વારોને બંધ કરી લેવાથી ગુર્જર સૈનિકોની પ્રગતિનો અવરોધ ન થયો. ગુર્જર સૈનિકોએ હવે તે બાલદુર્ગના સિંહદ્વારને તોડવાના કાર્યને પ્રચંડ બળથી આરંભી દીધું. અલ્પ-સમયમાં જ તે દ્વાર કડડડ ધ્વનિ કરતું તૂટી ગયું અને તેથી દુર્ગપ્રવેશનો માર્ગ ગુર્જર સૈનિકોમાટે મુક્ત થઈ ગયો. 'ઉડુભંગ, નીચ, પિશાચાત્મા ઉડુભંગ' આવા પ્રકારનો ઘોષ કરતો છંછેડાયલો કેસરીસિંહ બાલદુર્ગનું દ્વાર તૂટતાં જ દુર્ગમાં દોડી ગયો અને વળી પાછો શત્રુઓના સમુદાયમાં જઈ પડ્યો. એ સ્થાનમાં જે અલ્પકાલિક રણકંદન થયું તે એવું અને એટલું તો ભીષણ હતું કે તેની ભીષણતાની યથાર્થ કલ્પના પણ આપણાથી ભાગ્યેજ કરી શકાય તેમ છે. પોતાના સેનાનાયકને શત્રુઓના સમુદાયમાં જઈ પડેલો જોઈને તેના—કેસરીસિંહના—સૈનિકો કેસરિયાં કરીને દાક્ષિણાત્ય સૈનિકોપર તૂટી પડ્યા અને શત્રુઓમાટે પણ આત્મરક્ષક યુદ્ધનું આ અંતિમ સ્થાન હોવાથી તેઓ પણ પોતાના જીવપર ઉદાર થઈને આઘાતનું ઉત્તર પ્રત્યાઘાતથી આપવા લાગ્યા. કેસરીસિંહે શત્રુઓના સેનાધ્યક્ષ ઉડુભંગરાજને પકડી પાડયો, ઉભય વીરોના દ્વંદ્વયુદ્ધનો આરંભ થઈ ગયો, પરંતુ એટલામાં ઉડુભંગરાજને તેના સૈનિકોની સહાયતા મળી ગઈ અને કેસરીસિંહ એકાકી થઈ ગયો. આવી પ્રતિકૂલ પરિસ્થિતિને જોઇને કેસરીસિંહે શૂરપાળનું આવ્હાન કર્યું અને કેસરીસિંહના આવ્હાનને સાંભળતાં જ મહાવીર શૂરપાળ વળી પાછો ધનુષ્યમાંથી છૂટેલા બાણના વેગથી શત્રુઓની પંક્તિને ભેદ તો કેસરીસિંહ સમક્ષ આવીને ઊભો રહ્યો. એ વેળાયે કેસરીસિંહને બે શત્રુસૈનિકોએ પકડી રાખ્યો હતો અને ઉડુભંગરાજની તલ્વાર તેના મસ્તકપર પડવાની તૈયારીમાં હતી એટલામાં શૂરપાળની તલ્વારના આઘાતથી તે તલ્વારને વિરુદ્ધ ગતિની પ્રાપ્તિ થતાં ઉડુભંગરાજની તલ્વાર બાણવિદ્ધ કપોતપક્ષી પ્રમાણે ચક્રાકાર ભમતી દૂર જઈ પડી. એ જ વેળાયે અણહિલ્લ પણ ત્યાં આવી લાગત તેણે કેસરીસિંહને પકડી રાખનારા શત્રુસૈનિકોને પોતાની ભીમતુલ્ય મુષ્ટિઓન પ્રહારથી ધરાશાયી કરી દીધા અને તેઓ ધરાશાયી થતાં કેસરીસિંહ પુન એક વાર મુક્ત થઈ ગયો. જે બે શત્રુસૈનિકોને અણહિલ્લે મુષ્ટિપ્રહારથી ધરાશાયી કરી નાખ્યા હતા તેમનામાંના એક સૈનિકના ધરાશાયી થતા દેહન આઘાતથી તેના પશ્ચાદ્ભાગમાં ઊભેલો ઉડુભંગરાજ પણ પોતાની સમતોલતાને ખોઇને ધરાશાયી થઈ ગયો અને તેને ધરાશાયી થયેલો જોતાં જ કોપ તથ સંતાપથી પોતાના ઓષ્ઠને પોતાના દંતોવડે ચાવતા કેસરીસિંહે પોતાના ચરણું તેના વક્ષઃસ્થલપર સ્થાપીને તેને સંહારવામાટે પોતાની તલ્વારને ઉગામવા માંડી

પોતાના મૃત્યુના પ્રસંગને આવી લાગેલો જોઇને કેસરીસિંહના ચરણ તળે ચગદાયલો ઉડુભંગરાજ આર્જવને દર્શાવતો દીન વાણીથી બોલ્યો કે: "મારા જીવનની રક્ષા કરો; મારી પદવીનો વિચાર કરીને મને પ્રાણદાન આપવાની ઉદારતા દર્શાવો."

"પદવી, અને તે પદવીના વિચારથી પ્રાણદાન?" કેસરીસિંહ તિરસ્કાર-દર્શક ગર્જના કરતો કહેવા લાગ્યો: "તારી પદવીનો હું વિચાર કરું અને મારી પદવીનું શું વારુ? મારી પદવીનો તમારામાંથી કોઇએ કદાપિ વિચાર કર્યો હતો ખરો? નીચ નરપિશાચ, મારી પદવીની પ્રતિષ્ઠાની રક્ષામાટે તારે અત્યારે મારા શસ્ત્રથી મૃત્યુને આધીન થવું જ પડશે."

જો મહાવીર શૂરપાળ અચાનક ઉડુભંગરાજની જીવનરક્ષામાટે વચ્ચે ન આવી પડ્યો હોત, તો કેસરીસિંહની તલ્વાર શત્રુના રક્તના શોષણથી ક્યારનીયે તૃપ્ત થઈ ગઈ હોત; પરંતુ શૂરપાળે કેસરીસિંહની તલ્વારના પ્રહારને પોતાની તલ્વારપર ઝીલી લઇને ગંભીરતાથી કહ્યું કે: "બંધુ કેસરીસિંહજી, અત્યારે આ ઉડુભંગરાજ મહાનીચ હોવા છતાં મારો બંદી હોવાથી હું એને ક્ષાત્ર ધર્મને અનુસરીને અત્યારે પ્રાણદાન આપવાની ઉદારતા દર્શાવું છું એટલે હવે એના પ્રાણનાશનો પ્રયત્ન કૃપા કરીને ન કરશો."

શૂરપાળની મધ્યસ્થતાના યોગે શાંત થઇને કેસરીસિંહ આશ્ચર્યને દર્શાવતો કહેવા લાગ્યો કે: "મહાવીર શૂરપાળજી, આપ આ શું કરી રહ્યા છો? આ ઉદારતા આપ કોના પ્રતિ દર્શાવી રહ્યા છો? આ પિશાચને આપ ઓળખો છો કે નહિ? ભૂવડનો નીચાદપિ નીચ પિશાચાત્મા રાજપ્રતિનિધિ તથા સેનાધ્યક્ષ ઉડુભંગરાજ આ પોતે જ છે. આ ચાંડાલ લેશમાત્ર પણ દયાને પાત્ર નથી."

"અભય, અભય!" અદ્યાપિ કેસરીસિંહના ચરણ તળે દબાયલો ઉડુભંગરાજ પ્રાણદાનની દીન યાચના કરતો કહેવા લાગ્યો; "મહાભાગ, શરણાગતને અભયદાન આપવું એ ક્ષત્રિયોનું શીલ હોવાથી મને જીવન દાન આપો અને અહીંથી જીવિત અવસ્થામાં જ પ્રયાણ કરી જવા દો."

"મારા પ્રાણનો નાશ થઈ જાય તો તેની મને ચિન્તા નથી; પરંતુ તારા પ્રાણની રક્ષા તો આજે હું નથી જ થવા દેવાનો. આજે તું માંડ માંડ મારા હસ્તમાં સપડાયો છે અને હું તને છટકી જવા દઉં, તો પછી મારા જેવો મૂર્ખ કોણ કહેવાય?" કેસરીસિંહે કોપના અતિરેકથી આ ઉદ્ગારો કાઢીને પુનઃ તેને મારવાનો પ્રયત્ન કર્યો.

શૂરપાળ પુનઃ કેસરીસિંહને અટકાવતો કહેવા લાગ્યો કે: "અભયદાનની દીનતાથી યાચના કરતા મનુષ્યના કંઠમાં ખડ્ગને ઊતારવાની જ જો તમારી ઇચ્છા હોય, તો પ્રથમ તમારા આ ખડ્ગને મારા કંઠમાં ઊતારી દો અને ત્યાર પછી એની જે કાંઈ પણ વ્યવસ્થા કરવાની હોય તે આનન્દથી કરો. મારો એ જ આગ્રહ છે કે એ પિશાચાત્મા હોવા છતાં પણ એને અત્યારે એક વાર પ્રાણદાન આપીને ગુર્જર વીર ક્ષત્રિયોના ઔદાર્યનો પરિચય કરાવી દો અને વૈરભાવને વિસારી દો."

"મહાવીર શૂરપાળજી," કેસરીસિંહ ઊઠીને ઊભા થયેલા ઉદુભંગરાજને શૂરપાળના પાર્શ્વમાંથી ખેંચવાનો પ્રયત્ન કરતો આવેશથી કહેવા લાગ્યો: "હું આપને પુનઃ જણાવું છું કે આ નરરાક્ષસના નાશમાં જ આપણી સુરક્ષિતતા સમાયલી હોવાથી આપણી ગુજરાત માતાના કલ્યાણ તથા મારા મનસ્તાપની શાંતિમાટે આ નરપિશાચને અત્યારે અને આ ક્ષણે જ મૃત્યુના મુખમાં પડીને નામશેષ થઇ જવા દ્યો."

પરંતુ મહાવીર શૂરપાળે કેસરીસિંહના આ આગ્રહને લક્ષમાં ન લીધો અને પોતે કેસરીસિંહ સમક્ષ સ્થિર રહીને ઉદુભંગરાજને પોતાના પૃષ્ઠભાગમાં ઊભો રાખી દીધો. આ અનુકૂલ પરિસ્થિતિનો લાભ લઇને પુરુષપિશાચ ઉદુભંગરાજે નિમેષમાત્રમાં જ મહાવીર શૂરપાળના ઔદાર્ય તથા ઉપકારને ભૂલી જઇને અસાવધાન કેસરીસિંહને અચિંત્ય લત્તાપ્રહાર કરી પૃથ્વીપર પછાડી નાખ્યો; માત્ર એટલું જ નહિ, પણ શૂરપાળને સાવધાન થવાનો સમય મળી શકે તે પૂર્વે તો ચપળતાથી ઊછળીને મહાવીર શૂરપાળના વક્ષઃસ્થળમાં પોતાની કટારને ઊંડી ઊતારી દઇને તે અધમશિરોમણિ ત્યાંથી પલાયન કરી ગયો. શૂરપાળનું આત્મબળ તથા શારીરિક બળ અદ્વિતીય હોવાથી તે યદ્યપિ પૃથ્વીપર પછડાઇ તો ન પડ્યો; પરંતુ તેને તમ્મર આવી જતાં તે પોતાની સમતોલતાને ખોઈ નાખવાની અણીપર તો અવશ્ય આવી લાગ્યો. ઉદુભંગરાજની મહા નીચતા તથા કૃતઘ્નતાના પરિચયથી શૂરપાળ તથા કેસરીસિંહ એટલી સીમાપર્યન્ત દિગ્મૂઢ થઈ ગયા હતા કે પલાયન કરી જતા ઉદુભંગરાજને પકડી લેવામાટેની પોતાના સૈનિકોને આજ્ઞા આપવાનું પણ તેમને ભાન ન રહ્યું અને ઉદુભંગરાજ ગુર્જર વીર સૈનિકોના વિજયનાકોલાહલનો લાભ લઇને તે પોતે પવનદુર્ગ તથા પવનપર્વતના સર્વ માર્ગોનો જ્ઞાતા હોવાથી પવનદુર્ગમાંથી નિર્વિઘ્ન પલાયન કરી ગયો.

મહાવીર શૂરપાળ, ગુજરાતનો ઉદ્ધારક શૂરપાળ હજી તો શુદ્ધિમાં આવતો હતો એટલામાં ગુર્જર સૈનિકો બળતી મશાલોને લઇને ત્યાં આવી લાગ્યા. અવમાનિત થયેલો કેસરીસિંહ પોતાની તલ્વારના અગ્રભાગને ભૂમિમાં ઊતારી દઇને પોતાના શરીરનો સમસ્ત ભાર તલ્વારપર નાખી દઈ અવનત મસ્તકથી ત્યાં ઊભો હતો. શૂરપાળના આહત થવાના સમાચાર સાંભળતાં જ અજયસિંહ, પદ્મનાભ, અણહિલ તથા રેવાધીશ ઇત્યાદિ ગુર્જર સૈનાધ્યક્ષો પણ ત્યાં આવીને એકત્ર થઈ ગયા. પોતાના વક્ષઃસ્થળમાં ઊતરીને સ્થિર થયેલી કટાર ઉપર જ શૂરપાળનો હસ્ત અદ્યાપિ પડેલો હતો. શૂરપાળના વક્ષઃસ્થળમાંના એ વ્રણને જોઇને તરુણ વીર પદ્મનાભ અત્યંત ભયભીત થઈ ગયો અને ભયદર્શક સ્વરથી બોલી ઊઠ્યો કે:—

"વંદનીય શૂરપાળજી, આપના વક્ષઃસ્થળમાં તે ચાંડાલે પોતાની કટારને બહુ જ ઊંડી ઊતારી દીધી છે. નરપિશાચે મહા ભયંકર અનર્થપાત કરી બતાવ્યો છે."

"મારા વક્ષઃસ્થલમાં ઊતરી ગયેલી આ કટારથી મારી કશી પણ હાનિ કરી શકાય તેમ નથી. અમુક પરિમાણમાં રક્ત વહી જશે એટલે પછી વ્રણ

તો અલ્પ સમયમાં જ રૂઝાઈ જશે," આવા ઉદ્ગારોથી પોતાના સંગીઓને આશ્વાસન આપવાનો યત્ન કરીને શૂરપાળે પોતાના વક્ષઃસ્થળમાં ઊંડી ઊતરી ગયેલી તે કટારને પોતાના હસ્તથી જ બહાર ખેંચી કાઢી અને પદ્મનાભે પોતાના કટિબંધને ફાડીને તે વસ્ત્રનો પાટો તેના વ્રણ ઉપર બાંધી દીધો.

"વત્સ પદ્મનાભ, શ્રીકૃષ્ણની કપાયલી અંગુલી ઉપર દેવી દ્રૌપદીએ પોતાની બહુમૂલ્ય સાડીના પાલવને ફાડીને તેનો પાટો બાંધ્યો હતો તે ઘટનાનું અત્યારે મને અચાનક સ્મરણ થઈ આવે છે. શ્રીકૃષ્ણે દ્રૌપદીના અનન્ય વિશુદ્ધ પ્રેમને જોઇને દ્રૌપદીને પોતાની ભગિનીના પદથી વિભૂષિત કરી હતી અને એક ચીરના બદલામાં સમય આવતાં સહસ્ર ચીર પૂરવાનું વચન આપ્યું હતું તેવી જ રીતે હું પણ અત્યારે તને મારા સહોદર બંધુના પદથી વિભૂષિત કરીને વચન આપું છું કે જો મારા જીવનકાળમાં જ મારા ભાગ્યનો ઉદય થશે તો તારી આ સર્વ સેવાઓનું હું તને સહસ્રગુણ મૂલ્ય આપીને તારા હૃદયને સંતોષવાનો યથાસાધ્ય પ્રયત્ન કરીશ," શૂરપાળે આ ઉદ્ગારોથી પદ્મનાભને પોતાની કૃતજ્ઞતાનો પૂર્ણ પરિચય કરાવી દીધો.

"આપ મહાનુભાવના જીવનની રક્ષા અને આપના વરદ હસ્તથી ગુજરાત માતાની સ્વાધીનતાની સ્થાપના થઈ જાય, તો એ જ મારી સેવાઓનું સહસ્રગુણ મૂલ્ય હોવાથી અન્ય મૂલ્યને મેળવવાની મારા હૃદયમાં આકાંક્ષા જ નથી," પદ્મનાભે પોતાની ઉદારતા તથા દેશવત્સલતાનો સાક્ષાત્કાર કરાવ્યો.

"મહાવીર શૂરપાળજી, દુષ્ટો પ્રતિ દયા દર્શાવવાનું કેવું દારુણ પરિણામ ભોગવવું પડે છે એનો હવે તો આપને અનુભવ થયોને? જો ઉદુભંગરાજને મારા હસ્તથી આપે મરી જવા દીધો હોત, તો આ પરિણામને જોવાનો પ્રસંગ આપણને પ્રાપ્ત થાત ખરો કે?" કેસરીસિંહે નિઃશ્વાસ નાખીને કહ્યું.

"કેસરીસિંહજી, ઉદુભંગરાજે પોતાની કૃતઘ્નતાનો જ અંત પર્યન્ત પરિચય કરાવ્યો છે એ વાર્તા સત્ય હોવા છતાં પણ મેં અંત પર્યન્ત મારા ક્ષત્રિય ધર્મનું દૃઢતાથી પાલન કરી બતાવેલું હોવાથી તેના પ્રતિ દયા દર્શાવવામાટે મારા મનમાં લેશમાત્ર પણ પશ્ચાત્તાપ નથી થતો," શૂરપાળે ગંભીરતાથી આ શબ્દો ઉચ્ચાર્યા.

"આપ તેને મનુષ્ય માનતા હતા; પરંતુ તે વસ્તુતઃ આટલી સીમા પર્યન્ત દૈત્ય, રાક્ષસ અથવા અસુર છે એ હવે તો આપના જાણવામાં આવી ગયુંને? આટલામાટે જ નીતિશાસ્ત્રવેત્તાઓએ દુષ્ટો પ્રતિ દયા ન દર્શાવવાની નીતિ ઉપદેશેલી છે; કારણ કે, દુષ્ટોપ્રતિ દયા દર્શાવવી તે સાધુ પુરુષોનો અકારણ સંહાર કરવા સમાન છે," કેસરીસિંહે વિષાદદર્શક ભાવથી કહ્યું.

"પ્રિય બંધુ, આ સર્વ તમારા હઠવાદનું જ પરિણામ છે," શૂરપાળ ગંભીરતાથી કહેવા લાગ્યો: "જો મારા પ્રસ્તાવને તત્કાળ માન્ય કરીને તમોએ તેને સંહારવાનો દુરાગ્રહ ન કર્યો હોત, તો તેને આપણાપર આક્રમણ કરવાનો તેમ જ પલાયન કરી જવાનો અવસર કદાપિ મળી શકત નહિ. વાદાર્થે આપણે એક વાર એમ પણ સ્વીકારી લઇએ કે મનુષ્યત્વ કિંવા ક્ષાત્ર

ધર્મને અનુસરીને ઉદુલંગરાજને પ્રાણદાન આપવાની આવશ્યકતા ન હોતી; છતાં પણ રાજકારણની દૃષ્ટિથી તો તેને જીવિત રાખીને આપણા બંદિવાસમાં રાખી લેવાની આવશ્યકતા અનિવાર્ય હતી; કારણ કે, જ્યાં સુધી ભૂવડના આવા ઉચ્ચ પદવીધર રાજકર્મચારીઓને જીવતા પકડીને આપણે આપણા બંદિવાસમાં બંધક તરીકે નહિ રાખી શકીએ, ત્યાં સુધી આ વીર અજયસિંહના પિતા જેવા જે કેટલાક ગુર્જર માંડલિક વીરોને રાજદ્રોહની શંકાથી પકડીને કલ્યાણનગરમાં બંદી તરીકે રાખવામાં આવ્યા છે તેમની બંધનમુક્તિ કદાપિ નથી જ થવાની. પરંતુ જે થવાનું હતું તે થઈ ગયેલું હોવાથી અત્યારે હવે આ વિતંડવાદ નિરર્થક છે. માત્ર ભવિષ્યમાં આવો પ્રમાદ ન કરશો. તમારા શૌર્યની તુલનામાં તમારી રાજનીતિજ્ઞતા અલ્પ હોવાથી રાજનીતિનો પણ તમારે અધિક અભ્યાસ કરવો જ જોઇએ.''

''મારી હવે આપનાં ચરણોમાં એ જ પ્રાર્થના છે કે આપ આગારમાં ચાલી શય્યામાં પોઢો અને વિશ્રાંતિ લ્યો એટલે આ વ્રણની પીડા વૃદ્ધિંગત ન થાય. આ વ્રણના ઉપચારની વ્યવસ્થા પણ હું જ કરીશ,'' પદ્મનાભે શૂરપાળને યોગ્ય તથા આવશ્યક સૂચના આપતાં નમ્રતાથી આ વાકયો ઉચ્ચાર્યાં.

પદ્મનાભની આ સૂચનાના શ્રવણથી પુનઃ શૂરપાળનું લક્ષ પદ્મનાભપ્રતિ આકૃષ્ટ થતાં તે પોતાના સહકારી વીરો તથા ત્યાં એકત્ર થયેલા સૈનિકોને સંબોધીને શાંત તથા ગંભીર ભાવથી કહેવા લાગ્યો કેઃ ''મારા રાષ્ટ્રબાંધવો, આજના આપણા પવનદુર્ગવિજયના શ્રેયનો જો કોઈ પણ વાસ્તવિક અધિકારી હોય તો તે આ અલ્પવયસ્ક યુવક પદ્મનાભ અને પદ્મનાભજ છે; કારણ કે, પદ્મનાભની કર્તવ્યશીલતા તથા આ અલૌકિક સાહસથી જ આપણને આ વિજય પ્રાપ્ત થઈ શક્યો છે. આ કારણથી જો આપ સર્વની સંમતિ હોય તો 'गुणाः पूजास्थानं गुणिषु न च लिंगं न च वयः' એ શિષ્ટ સંપ્રદાયને અનુસરીને હું પદ્મનાભને મારી પોતાની તથા વીર અણહિલ્લસિંહની પંક્તિના દેશોદ્ધારક વીરની પદવીથી વિભૂષિત કરવા ઇચ્છું છું.''

એ યોગ્ય પ્રસ્તાવને સર્વ વીરોની તત્કાળ સંમતિ મળી જતાં શૂરપાળે પોતાના કટિબંધને છોડીને પદ્મનાભના કટિદેશમાં બાંધી દીધો અને તેનું યથોચિત ગૌરવ કરીને પોતાની અસિને તેના હસ્તમાં સમર્પી દીધી. તે અસિને પોતાના મસ્તકપર ધારણ કરીને પદ્મનાભ કૃતજ્ઞતાપૂર્ણ હૃદયથી કહેવા લાગ્યો કેઃ—

''સાધુજનોના પરિત્રાણમાટે, દુષ્ટજનોના વિનાશમાટે અને આપણી જનની જન્મભૂમિના ઉદ્ધારમાટે મારો આ દક્ષિણ હસ્ત નિરંતર આ અસિનો ઉપયોગ કરતો રહેશે. ન્યાય તથા નીતિનો પક્ષપાત કરતી વેળાયે આ અસિ કદાપિ કોષબદ્ધ નહિ જ થાય તેમજ નિર્દોષના સંહારમાટે કોષમાંથી બહિર્ગત પણ નહિ થાય એવી હું આપ ધર્મવીરો સમક્ષ દૃઢ પ્રતિજ્ઞા કરું છું.''

''તારી એ પ્રતિજ્ઞા સોમેશ્વર ભગવાનની કૃપાથી પૂર્ણ થાઓ. અસ્તુઃ તો હવે તું અહીંથી તારા સૈનિકોમાંના પચાસ સૈનિકોને લઇને આપણે જે પાર્શ્વથી તટ ઉપર ચઢ્યા હતા તે પાર્શ્વના રક્ષણમાટે સત્વર પ્રયાણ કરી જા,'' શૂરપાળે પદ્મનાભને આશીર્વાદપૂર્વક એક નવીન કાર્ય સોંપ્યું.

ભવનદુર્ગનાં સમસ્ત ભિન્ન ભિન્ન રક્ષણીય સ્થાનોમાં સૈનિકોને રક્ષાર્થે મોકલી દીધા પછી શૂરપાળ અજયસિંહને સંબોધીને કહેવા લાગ્યો કે: "વીરબંધુ અજય, હવે ઠાકોર વીરેન્દ્રકુમારજીને કારાગૃહમાંથી મુક્ત કરવાના અને તેમને તેમના પરિવાર સહિત તેમની સ્વતંત્રતાની પુનઃપ્રાપ્તિ કરાવી આપવાના કાર્યનો ભાર તમારા શિરપર રહેલો છે."

અજયને એ કાર્ય જેવું અન્ય કોઈ પણ પ્રિયતર કાર્ય હોય એ અસંભવનીય હોવાથી "જેવી મહાવીરની આજ્ઞા" એ સંમતિદર્શક શબ્દોને ઊતાવળથી ઉચ્ચારીને તે પોતાના સૈન્ય સહિત બાલદુર્ગમાંના ભવ્ય આગારના દ્વારને ભેદીને આગારમાં ચાલ્યો ગયો અને ગુજરાત માતાની સ્વતંત્રતાનો ઘોષ કરતો જે વિભાગમાં ઠાકોર વીરેન્દ્રકુમારને બંદી તરીકે રાખવામાં આવ્યો હતો તે વિભાગમાં આવી લાગ્યો; કારણકે, તે આગારમાં ઠાકોર વીરેન્દ્રકુમાર તથા તેની પત્ની માનભદ્રાની સેવાશુશ્રૂષામાટે જે કેટલાંક પરિચારકો તથા પારચારિકાઓને રાખવામાં આવ્યાં હતાં તેમનામાંનાં બેચાર દાસદાસીઓએ અજયસિંહના માર્ગદર્શક તરીકે અગ્રેસર થઇને અજયસિંહને આગારના તે વિભાગમાં પહોંચાડી દીધો હતો એટલે અજયસિંહને પોતાના કાકાના નિવાસસ્થાનને ગોતવાનો વિશેષ પરિશ્રમ વેઠવો પડ્યો નહોતો.

એ આગારના બાહ્યભાગમાં ચાલી રહેલા કોલાહલ કિંવા સમરનિનાદનું વાસ્તવિક કારણ ઠાકોર વીરેન્દ્રકુમારના જાણવામાં આવી શકવાનો લેશમાત્ર પણ સંભવ ન હોવાથી રણઘોષના અચાનક શ્રવણથી તે જે અનુમાન કરી શક્યો હતો તે એ જ કે: "દુર્ગમાં કાંઇ પણ ધૂમશ્રક્રી આરંભાયલી હોવી જોઇએ અને તેનો જ આ કોલાહલ સંભળાતો હોવો જોઇએ." ગુજરાત માતાનાં વીર સંતાનોએ પોતાની સમસ્ત શક્તિઓને કેન્દ્રીભૂત કરીને પોતાના દાસ્ય તથા ઠાકોર વીરેન્દ્રકુમારના બંધનની શૃંખલાને તોડી નાંખવામાટે આકાશ તથા પાતાલને એક કરી નાખ્યાં હતાં એ રહસ્યને જાણવાનો ઠાકોર વીરેન્દ્રકુમાર પાસે કોઈ માર્ગ જ નહોતો; માત્ર તેની અંતર્યામિની મનોદેવતા વારંવાર 'આ ગુજરાત માતાનાં વીરસંતાનોએ આરંભેલા સ્વાતંત્ર્યફલદાયક રણયજ્ઞનું પુણ્યાહવાચન છે,' એમ અજ્ઞેય ભાવથી કહ્યા કરતી હતી. એક ક્ષણમાં આશાનો અતિરેક અને દ્વિતીયક્ષણમાં નિરાશાનો અતરિક એવી ભિન્ન તથા પરસ્પર વિરોધિની ભાવનાઓનો કલ્લોલ ઠાકોર વીરેન્દ્રકુમારના હૃદયમાં ઉદ્ભવ્યા કરતો હતો. પરંતુ એ ભિન્નભિન્ન વિકારોના વિગ્રહની અવિચલ સ્થિતિને સહન કરી લેવાની તેના મન તથા શરીરમાં લેશમાત્ર પણ શક્તિ ન હોતી. શિથિલાંગ ઠાકોર વીરેન્દ્રકુમાર "ગુજરાત, ગુજરાત" એવી રીતે નિરાશાદર્શક સ્વરથી ગુજરાતના નામને ઉચ્ચારતો પોતાની શય્યામાં વિરાજેલી પોતાની પત્ની માનભદ્રાના બાહુમાં મૂર્છિત થઇ જવાની અણીપર આવી લાગ્યો હતો એટલામાં સ્વાધીનતાના ઘોષથી તે આગારને નિનાદિત કરતો વિજયશાલી અજય, તેનો પ્રાણપ્રિય ભત્રીજો વીરશિરોમણિ અજય અચાનક ત્યાં ઉપસ્થિત થઇને તેનાં નેત્રો સમક્ષ આવી ઊભો રહ્યો અને તેનાં ચરણોને

હસ્તસ્પર્શ કરીને સદભિમાનજન્ય તથા પ્રેમજન્ય વૃત્તિયોથી ગદ્દગદિત થયેલા કંઠવડે કહેવા લાગ્યો કે:–

"પૂજ્યપાદ કાકા, શત્રુઓનો પરાજય થઈ ગયો છે; પવનદુર્ગનો અધિકાર દેશભક્ત ગુર્જર વીરોના હસ્તમાં આવી ગયો છે અને આ ક્ષણથી જ આપ સ્વતંત્ર તથા મુક્ત થઈ ગયા છો."

મૂર્છિત થવાની અણીપર આવી લાગેલા ઠાકોર વીરેન્દ્રકુમારને અજયના મુખમાંથી નીકળેલા આ ઉદ્ગારો ત્રૈલોક્યચિન્તામણિની માત્રા પ્રમાણે જીવનપ્રદ ભાસવા લાગ્યા; તેના આનન્દનો અતિરેક થતાં જાણે તેને નવચેતનની પ્રાપ્તિ થઈ ગઈ હોય તેવી રીતે તે શય્યામાં ઊઠીને બેઠો થઈ ગયો અને અજયને પોતાની છાતી સરસો ચાંપીને ધન્યતાસૂચક આનન્દાશ્રુની ધારાથી સ્નાન કરાવી દીધું. એ ક્ષણે જ પોતાની શય્યાથી કિંચિદ્ અંતરે શાંત તથા ગંભીર ભાવને ધારણ કરીને કાકાભત્રીજાના એ મધુરામલનજન્ય આનન્દને અવલોકતા ઊભેલા મહાવીર શૂરપાળ તથા તેના દક્ષિણબાહુ અણહિલ્લને ઠાકોર વીરેન્દ્રકુમારે જોયા અને શૂરપાળને જોતાં જ શય્યાને ત્યાગી તેના હસ્તને આકર્ષતો અને વાત્સલ્યભાવથી તેને આલિંગતો ઠાકોર વીરેન્દ્રકુમાર પ્રેમાશ્રુ ઢાળીને કહેવા લાગ્યો કે: "ગુજરાત માતાના ઉદ્ધારક અને મારા પોતાના ત્રાતા મહાભાગ શૂરપાળજી, જેમની સહાયતાથી તમારા ઉપકારોનું યથાર્થ વર્ણન કરી શકાય તેવા યોગ્ય શબ્દો મારા શબ્દકોષમાં ન હોવાથી હું મારી કૃતજ્ઞતાને કેવી રીતે દર્શાવું એનો જ મને વિચાર થઈ પડ્યો છે."

ઠાકોર વીરેન્દ્રકુમારના મુખમાંથી નીકળેલા હૃદયને દ્રવીભૂત કરી નાખનારા આવા પ્રેમપૂર્ણ તથા કૃતજ્ઞતાદર્શક ઉદ્ગારો સાંભળીને મહાવીર શૂરપાળનું અંત:કરણ દ્રવી ગયું અને તેથી તે મધુર તથા સ્નિગ્ધ શબ્દોવડે વૃદ્ધ ઠાકોર વીરેન્દ્રકુમારના મનનું સાંત્વન કરતો કહેવા લાગ્યો કે: "પૂજ્યપાદ ઠાકોરશ્રી વીરેન્દ્રકુમારજી, આકાશમાં અરુણની ઉદર્વપતાકા ચઢતાંની સાથે જ ગુજરાતની રાષ્ટ્રીય પતાકાને પવનદુર્ગના શિરોભાગપર ચઢાવી દેવામાં આવશે અને અરુણના ઉદય પશ્ચાત્ અલ્પ સમયમાંજ ઉદય પામતા સૂર્યનારાયણ પ્રમાણે ગુર્જરરાષ્ટ્રના ગગનમંડળમાં સ્વલ્પ સમયમાં જ સ્વતંત્રતાના સૂર્યનો ઉદય થતો દેખાશે, એ હવે નિશ્ચિત હોવાથી ગુજરાત માતાની સ્વાધીનતાની હવે આપે લેશમાત્ર પણ ચિન્તા રાખવાની નથી."

મહાવીર શૂરપાળના દર્શનથી ઠાકોર વીરેન્દ્રકુમારના હૃદયમાં જેટલો આનન્દ થયો હતો તેટલો જ આનન્દ વીર અણહિલ્લના દર્શનથી માનભદ્રાના હૃદયમાં થયેલો હોવો જોઇએ એવું સામાન્ય અનુમાન કરી શકાતું હતું; કારણ કે, જો તેમ ન હોય, તો માનભદ્રા જેવી મહાભિમાનિની પ્રૌઢા પ્રમદા અત્યંત એકાગ્ર તથા ચમત્કારિક દૃષ્ટિથી તેના મુખમંડળનું નિરીક્ષણ કરતી આમ ઊભી ન રહે એ સ્વભાવિક હતું. વીર અણહિલ્લના રક્ત લૈરવવેશ તથા અદ્યાપિ રુધિરનું વમન કરી રહેલી તેની તીવ્રધાર અસિના દર્શનથી માનભદ્રા ભયભીત થઇને તો આવી રીતે તેને નહિ નિહાળી રહી હોય અથવા તો ઠાકોર વીરેન્દ્ર-

કુમાર, પદ્માવતી તથા ગુજરાતના શત્રુ ઉદુભંગરાજના મુખથી પણ મહાવીર શૂરપાળથી દ્વિતીય પંક્તિમાં જ માત્ર મૂકી શકાય તેવાં જેનાં સ્તુતિસ્તોત્રો અનેક વાર તેના સાંભળવામાં આવ્યાં હતાં તે વીર અણહિલ્લને અચાનક પોતાની દૃષ્ટિ સમક્ષ પ્રકટ થયેલો જોઇને તેનું મન ઉપકાર તથા કૃતજ્ઞતા આદિ ભદ્ર ભાવનાઓવડે ઉભરાઈ જતાં જો તે તેને આવી તીવ્ર તથા એકાગ્ર દૃષ્ટિથી નિહાળી રહી હોય, તો એ પણ અસંભવનીય તો ન જ કહી શકાય.

પ્રશાંત, સુનિર્મલ તથા શોભાસમન્વિત સરોવરમાં આકાશના મધ્યભાગમાં પોતાની ષોડશ કલાઓ સહિત વિરાજતા નિશાનાથ ચન્દ્રદેવનો જેવો મધુર તથા હૃદયંગમ પ્રતિબિંબ પડતો રહે છે તેવો જ અણહિલ્લના મહામનોહર, સુન્દર, અવ્યંગ તથા દિવ્યકાંતિમાન મુખસૌન્દર્યરૂપ કાસારમાં કોમલતા, નિષ્કલંક પવિત્રતા તથા અસીમ ઉદારતાનો પ્રતિબિંબ પડેલો હતો અને તે સૌન્દર્યશીલ મુખારવિન્દેજ સૌન્દર્યપ્રિયા માનભદ્રાના ચંચલ મનને ચળાવી દીધું હતું. અર્થાત્ અણહિલ્લના દર્શનથી તે ભયભીત પણ થઈ નહોતી તેમ જ તેના હૃદયમાં કૃતજ્ઞતા પણ ઉભરાઈ જવા લાગી નહોતી, કિન્તુ અણહિલ્લની સંપૂર્ણ તારુણ્ય, મદનોપમ સૌન્દર્ય, અનુપમ શૌર્ય તથા કીર્તિરૂપ ઐશ્વર્ય આદિ નૈસર્ગિક સંપત્તિઓએ માનભદ્રાને ઉન્માદિની તથા આત્મવિસ્મૃતા કરી દીધી હતી. અણહિલ્લના સર્વાંગમાં વિલસી રહેલા મદપૂર્ણ યૌવન તથા વિશ્વવિખ્યાત પૌરુષના દર્શનથી માનભદ્રાનું મન પરવશ થઈ ગયું હતું. અણહિલ્લના રૂપ, યૌવન તથા પૌરુષ આદિનો માનભદ્રાની મનોવીણાના તારાપર આઘાત થતાં તેની તે મનોવીણા એવા પ્રકારનો ગુપ્ત ઝંકાર કરવા લાગી કેઃ "આ માનવજાતિના સૌન્દર્યનું કોઈ એક અપૂર્વ ચિત્ર તો નથીને ? મહાવીર શૂરપાળના દક્ષિણ બાહુ તરીકે આ વીર નર અવશ્ય સામ્રાટ્ ભૂવડ તથા તેના રાજપ્રતિનિધિઓના મદનો પરિહાર કરી નાખશે અને ગુર્જરરાષ્ટ્રની વંદનીયતાને પણ નિર્વિવાદ પ્રાપ્ત કરી લેશે. પણ તે કઈ મહાભાગ્યશાલિની રમણીમાટે ? આવા અલૌકિક મદનમૂર્તિ વીર પુરુષની અર્ધાંગી કિંવા પ્રેમભોગિનીના પદને દીપાવવાનું સૌભાગ્ય કઈ સુન્દરીને પ્રાપ્ત થવાનું હશે વારુ ?" આવા વિલક્ષણ વિચારનાદને સ્વીકારીને માનભદ્રાની મનોવીણા ઝંકાર કરવા મંડી ગઈ. અંતે માનભદ્રાએ પરમેશ્વરનાં ચરણોમાં એ જ પ્રાર્થના કરી કેઃ "હે દયાલુ દેવ, આ મદનમૂર્તિ વીરપુરુષને એટલી સીમાપર્યન્ત ઉચ્ચતમ સ્થાને આરૂઢ કરી દે કે જેથી કોઈ પણ માનવમહિલાની સકામ દૃષ્ટિથી આ મદનમૂર્તિના મનોહર મુખમંડળનું અવલોકન જ ન કરી શકાય અને તે સ્થાનમાં મારા વિના અન્ય કોઈ પણ રૂપસુન્દરી યુવતીની ગતિ અશક્ય થઈ જાય."

અસ્તુઃ ઉદુભંગરાજની કટારથી શૂરપાળના વક્ષઃસ્થળમાં ભયાનક વ્રણ પડવાની તથા ઉદુભંગરાજના પલાયનની વાર્તા સાંભળીને ઠાકોર વીરેન્દ્રકુમારના શોકનો અવધિ થઈ ગયો; તેણે પોતાનાં ગુર્જર દાસો તથા દાસીઓને બોલાવીને શૂરપાળમાટે શય્યાની વ્યવસ્થા કરાવી દીધી અને પોતાના ઉપચારમાટે પોતાના જે વૈદ્યરાજને તે સાથે લેતો આવ્યો હતો તે વૈદ્યરાજ અદ્યાપિ પવનદુર્ગ-

માં જ હોવાથી તેને શૂરપાળના ઉપચારમાટે તરત બોલાવી લીધો. મહાવીર શૂરપાળના વ્રણને વૈદ્યરાજે મહા ભયંકર દર્શાવ્યો અને તે વ્રણના શોધનના ઉપચારનો તત્કાળ આરંભ કરી દીધો. રાત્રિના તૃતીય પ્રહરની સમાપ્તિ પછી વ્રણજન્ય પીડા કાંઇક શાંત થતાં મહાવીર શૂરપાળ શાંત નિદ્રાના સુખને ભોગવવા લાગ્યો.

## પ્રકરણ ૧૭ મું
## સ્વદેશભક્તોનું સંમેલન

દ્વિતીય દિવસના ઉદિત સૂર્યસારથી અરુણરાજે પવનદુર્ગના રાજપ્રાસાદના શિખર ઉપર ગુજરાતના રાષ્ટ્રીય સ્વાતંત્ર્યધ્વજને પ્રાત:કાલિક પવનલહરી સાથે આનન્દરમણ કરતો અને આન્દોલિત થતો જોયો. વાતાવરણના ફલક-પર વિરાજીને તે રાષ્ટ્રીય ધ્વજ પવનરૂપ દૂતદ્વારા જાણે સમસ્ત ગુર્જરરાષ્ટ્રવા-વાસીઓને 'હે ગુર્જર દેશભક્તો, દેશોદ્ધારના કાર્યમાં તમો સર્વ જનો આવીને સંમિલિત થઈ જાઓ!' એવા પ્રકારનો દિવ્ય સંદેશ પાઠવી રહ્યો હોય એવો જ સર્વને એ રાષ્ટ્રીય ધ્વજના દર્શનથી ભાસ થવા લાગ્યો અને પવનદૂતે તેના એ સંદેશને તત્કાળ નિર્દિષ્ટ સ્થાનોમાં પહોંચાડી દીધેલો હોવો જોઇએ એમ માની લેવાનાં કેટલાંક સબળ કારણો પણ એ જ વેળાયે આવીને ઉપસ્થિત થઈ ગયાં; કારણ કે, આકાશમંડળમાં સૂર્યનારાયણનો ઉદય થતાંની સાથે જ ગુજરાત તથા સૌરાષ્ટ્રના ત્રણ માંડલિકો પોતાના સૈન્ય સહિત પવનદુર્ગના સિંહદ્વાર સમક્ષ આવી લાગ્યા અને મહાવીર શૂરપાળના દર્શનની આતુરતાયુક્ત ઇચ્છા દર્શાવવા લાગ્યા.

એ વેળાયે પોતાના વક્ષ:સ્થળમાં પડેલા વિઘાતક વ્રણની લેશમાત્ર પણ ચિન્તા ન કરતાં મહાવીર શૂરપાળ પોતાના સહાયક વીરો સહિત રાત્રિના યુદ્ધમાં ઘવાયલા સ્વપક્ષીય તેમજ શત્રુપક્ષીય સૈનિકોને પોતાની મધુર વાણીથી આશ્વાસન આપતો અને તેમનાં મનોનું સમાધાન કરતો સર્વ ઘવાયલા યોદ્ધાઓને સૈનિક ઉપચારશાળામાં પહોંચાડવાના કાર્યમાં પ્રવૃત્ત થયો હતો. જેટલા આહત સૈનિકો મળી આવ્યા તે સર્વને ઉપચારગૃહમાં પહોંચાડી દીધા પછી કોઈ પણ સ્વકીય કિંવા પરકીય આહત સૈનિક ત્યાં રહી ન ગયો હોય એનો નિશ્ચય કરી લેવામાટે તેણે તીવ્ર દષ્ટિથી સમરભૂમિનું પુન: એક વાર અવલોકન કરવા માંડ્યું. સર્વત્ર છિન્નવિચ્છિન્ન પ્રેતોના રાશિઓ વિસ્તરેલા તેના જોવામાં આવ્યા. એ ભીષણ તથા કરુણપ્રદ દશ્યને જોતાંજ તેનું કોમલ અંત:કરણ તત્કાળ દ્રવીભૂત થવા લાગ્યું. પોતાના પાર્શ્વમાં ઊભેલા વીર અજયસિંહને એ ભીષણ દશ્યનું દર્શન કરાવતો મહાવીર શૂરપાળ ગદ્ગદિત સ્વરથી કહેવા લાગ્યો કે:—"બંધુ અજયસિંહ, જોયું આ સમરભૂમિરૂપ પટપર અસિરૂપ લેખિનીવડે અંકિત કરાયલું આ નરહત્યાકાંડ નામક મહાભયાનક ચિત્ર! માનવજાતિની ઘોર લાલસાના યજ્ઞમાં અપાયલાં આ માનવ બલિદાનોને જોયાં? પરંતુ એ શત્રુપક્ષીય સૈનિકો હોવાથી એમનાં શબોને આવી અવસ્થામાં રહેવાં દેવાં

એ આપણામાટે શોભાસ્પદ ન હોવાથી આપણા પોતાના મૃત સૈનિકો પ્રમાણેજ એમના અગ્નિસંસ્કારની પણ આપણે યોગ્ય તથા આવશ્યક વ્યવસ્થા કરવી જ જોઇએ."

"એમની સાથે આપણો શો સંબંધ?" અજયસિંહ અવિચારશીલતાથી કહેવા લાગ્યો: "શત્રુઓના મૃતદેહોના અગ્નિસંસ્કારના અકારણ પરિશ્રમને વ્હોરી લઇને ગૃધ્રો, વાયસો તથા શ્વાનોના ઉદરપર લત્તાપ્રહાર કરવાનું આપણને શું કારણ છે વારુ?"

"અજયસિંહ, આ તમારો તામસ પ્રલાપ છે," શૂરપાળ અતિશય ગંભીર તથા શાંત ભાવથી કહેવા લાગ્યો: "એઓ શત્રુપક્ષના સૈનિકો હોવા છતાં મૃત્યુના ભક્ષ થયેલા હોવાથી હવે આપણી સાથે એમનો શો વૈરભાવ અવશિષ્ટ રહ્યો છે? આપણા વિરોધી હોવા છતાં એઓ પણ આપણા જેવા મનુષ્યો જ છે; આપણે અને એઓ એક જ પૃથ્વી માતાનાં અપત્યો છીએ અને એટલામાટે આપણી પેઠે એઓ પણ સદ્ગતિને મેળવવાના સંપૂર્ણ અધિકારી છે એ ન્યાયતત્ત્વને આપણે નિરંતર સ્મરણમાં રાખવાનું છે. અજયસિંહ, આપણે જે વિગ્રહને આરંભેલો છે તે તત્ત્વમાટે છે, માનવ અધિકારમાટે છે અને આપણે તે અધિકારના પુરસ્કર્તા છીએ, એ તો તમો જાણો છો ખરા કે નહિ?"

અજયસિંહ લજ્જાથી અધોવદન થઇને કહેવા લાગ્યો કે: "મેં અવિચારશીલતાથી ધર્મ તથા ન્યાય વિરુદ્ધ ઉદ્ગાર કાઢીને મારી મૂર્ખતાનું જે પ્રદર્શન કરાવ્યું છે તેમાટે હું પરમેશ્વરની તથા આપ મહાવીરની ક્ષમા માગું છું."

"બંધુ અજયસિંહ, તમારા જેવા વીર પુરુષના અંતઃકરણમાં કઠોર નિર્ઘૃણતાનો રંચમાત્ર પણ આવિર્ભાવ, કોઈ પણ પ્રકારની પરિસ્થિતિમાં આવી પડવા છતાં, ન જ થવો જોઇએ એમ ભાસવાથી જ મેં તમોને આ ઉપદેશ આપ્યો છે."

શૂરપાળની આ સ્નેહાર્દ્રતાથી અજયનું અંતઃકરણ વિમલ થઈ ગયું અને પ્રેમની પયસ્વિનીમાં નિમજ્જન કરવા લાગ્યું. પરંતુ નિકટમાં ઊભેલો કેસરીસિંહ ખળભળીને બોલવા લાગ્યો કે:—

"આપણી કોમળ વૃત્તિયોની હત્યા અત્યારે પોતાને ગુજરાતના સમ્રાટ્‌ના નામથી ઓળખાવતા સોલંકી ભૂવડ, તેના યુવરાજ કર્ણ તથા તેના પિશાચોપમ રાજપ્રતિનિધિઓએ જ કરેલી છે. જો તેમણે આપણને અત્યાચારની ઘાણીમાં નાખીને પીલવાનો ઉપદ્રવ્યાપ ન કર્યો હોત, તો તેમના વિનાશમાટે શસ્ત્રોને હસ્તમાં ધારણ કરવાનું આપણને કાંઈ પણ પ્રયોજન હતું જ નહિ. આઘાતનું ઉત્તર પ્રત્યાઘાતથી જ આપવું જોઇએ એ સૃષ્ટિનો નિયમ હોવાથી જેવી રીતે રામના બાણથી રાવણનો નાશ તથા પાંડવોના હસ્તથી કૌરવકુલનો સંહાર થયો હતો તેવી જ રીતે ગુર્જર વીરોના હસ્તથી દાક્ષિણાત્યોનો સંહાર થવો જ જોઇએ. ગત રાત્રિના યુદ્ધમાં ઉદુભંગરાજ વિશ્વાસઘાત કરીને જો કે મારા હસ્તમાંથી છટકી ગયો છે, તથાપિ હવે જો તે મારા હસ્તમાં આવશે, તો હું તેને કદાપિ જીવિત રહેવા દેવાનો નથી અને તિરુમલ્લરાયને મારવાની

તો મેં પ્રથમથી જ પ્રતિજ્ઞા કરેલી છે. 'છાણના દેવને ખાસડાંની પૂજા' આ સંસારનો પરાપૂર્વથી ચાલતો આવેલો ન્યાય છે અને એ જ ન્યાયને અનુસરવામાં આપણું કલ્યાણ છે."

મહાવીર શૂરપાળ કેસરીસિંહ પ્રતિ સ્થિર તથા પ્રશાંત દૃષ્ટિપાત કરતો સલીલ સ્મિતપૂર્વક કહેવા લાગ્યો કે: "પ્રિય બંધુ, આઘાતનું ઉત્તર પ્રત્યાઘાતથી આપવું જોઇએ એ તમારું કથન સત્ય હોવા છતાં તે પ્રત્યાઘાતમાં નિષ્ઠુરતા તથા ક્રૂરતા તો ન જ હોવી જોઇએ; કારણ કે, નિષ્ઠુરતા તથા ક્રૂરતાથી કરાયલો પ્રત્યાઘાત કદાપિ સત્ફલદાયક થઈ શકતો જ નથી; દયાયુક્ત પ્રત્યાઘાત જ અંતે ઈષ્ટફલદાયક થાય છે. બંધુ, તમારા ભાલપ્રદેશમાં આવિર્ભૂત થયેલાં ભીષણ ક્રૂરતાનાં ચિહ્નોને લુપ્ત કરી નાખો અને અસ્મિતા તથા મમતા આદિને હૃદયમાં સ્થાન ન આપતાં જે કાંઈ પણ કરવાનું હોય તે કેવળ જન્મભૂમિના કલ્યાણમાટે જ કરો," શૂરપાળ આ ઉપદેશાત્મક વાક્યોને ઉચ્ચારીને કેસરીસિંહને તેના હસ્તને પોતાના હસ્તમાં લઇને પોતાની સાથે જ ચલાવવા લાગ્યો.

પોતાના મહાવીર સૈનાધ્યક્ષની આવી સાધુવૃત્તિ તથા પ્રેમાર્દ્રતાને જોઇને વીતરાગ થયેલો કેસરીસિંહ બોલી ઉઠ્યો કે: "આવા 'निर्ममो निरहंकारः' સાધુ પુરુષનાં ચરણોમાં સહસ્ર વાર સાષ્ટાંગ પ્રણિપાત કરવાની જો કોઇની પણ ઈચ્છા થાય, તો તે સ્વભાવિક જ છે. આપ કપર્દિકાવિહીન વનવાસી હોવા છતાં આટલી સીમાપર્યન્ત સ્વદેશકલ્યાણને સિદ્ધ કરી શક્યા છો એ આપની આ ભદ્ર ભાવનાનું જ મધુર પરિણામ છે."

મહાવીર શૂરપાળ સમરભૂમિમાંથી બાલદુર્ગપ્રતિ પાછો વળવાની તૈયારી કરી રહ્યો હતો એટલામાં એક દૂતે આવીને તેને ગુજરાત તથા સૌરાષ્ટ્રના અમુક ત્રણ માંડલિકોના સૈન્ય સહિત આગમનના સમાચાર સંભળાવ્યા અને કહ્યું કે: "તેઓ શ્રીમાનો આપ મહાનુભાવના દર્શનમાટે અતિશય આતુર થઇને આપ મહાનુભાવની સંમતિની પ્રતીક્ષા કરી રહ્યા છે."

"પ્રત્યેક ગુર્જર પુત્ર તથા સૌરાષ્ટ્રસૂનુનું આ દુર્ગમાં સ્વાગત હો," શૂરપાળે આનન્દપુલકિત વદનથી સંમતિ દર્શાવી.

"આપની પ્રકૃતિ અસ્વસ્થ હોવાથી આપ આગારમાં પધારો. હું તથા અજયસિંહ તેમના સ્વાગતમાટે સામા જઇને તેમને બાલદુર્ગમાં જ લઈ આવીએ છીએ," કેસરીસિંહે આગંતુક માંડલિકોના સ્વાગતના ભારને પોતાના મસ્તકે ધારી લીધો.

"જેવી તમારી ઈચ્છા," આ શબ્દોથી પોતાની સંમતિ દર્શાવીને શૂરપાળ વ્રણમાં વેદના થતી હોવાથી અણહિલના સ્કંધ ભાગમાં પોતાના હસ્તને સ્થાપીને મંદ ગતિથી બાલદુર્ગમાં જવાને ચાલતો થયો.

કેસરીસિંહ અજયસિંહ સહિત આગંતુક માંડલિકોના સ્વાગતમાટે પવનદુર્ગના સિંહદ્વારમાં આવી લાગ્યો. એ આગંતુક ત્રણ માંડલિકો તે પ્રાહ્લાદનપતિ, મયૂરપુરમહારાજ તથા મહાપ્રતાપી માકરધ્વજ મહારાજ હતા. કેસ-

રીસિંહને જોતાં જ માકરધ્વજ મહારાજ તેના સ્વાગતોદ્ગાર તથા કુશળ સમાચાર-પૃચ્છા આદિ શિષ્ટાચારની પ્રતીક્ષા ન કરતાં ઉત્સુકતાથી પૂછવા લાગ્યા કે:—

"આજે અમો આ શું જોઈ રહ્યા છીએ? પવનદુર્ગના રાજપ્રાસાદપર આપણા ગુર્જરાધીશ રાજવંશની ધ્વજા ફરકતી અમારા જોવામાં આવ્યા કરે છે અને આપ મહાશયે પણ વીરવ્રતનો સ્વીકાર કરેલો દેખાય છે. પરંતુ અત્યારે નીચ હડુભંગરાજ ક્યાં છે અને ભૂવડની સેનાની શી અવસ્થા થઈ છે?"

"ભૂવડના એક સહસ્ર સૈનિકો અમારાં શસ્ત્રોને પોતાનાં શરીરોનું બલિદાન આપીને આ સંસારનો શાશ્વત ત્યાગ કરી ગયા છે; પરંતુ નર-પિશાચ હડુભંગરાજ વિશ્વાસઘાતકતાથી મહાવીર શૂરપાળના વક્ષ:સ્થળમાં શસ્ત્રપ્રહાર કરીને શૃંગાલ પ્રમાણે પલાયન કરી ગયો છે. ગુર્જરભૂમિના ઉદ્ધારક વીરો, હવે આ પવનદુર્ગના રાજપ્રાસાદપર ભૂવડ સોલંકીની પતાકા આપને કદાપિ દૃષ્ટિગોચર થવાની નથી અને કદાચિત્ એવો જ અનિષ્ટ પ્રસંગ આવી લાગશે, તો તે પ્રસંગે આ પવનદુર્ગ પૃથ્વીના ગર્ભમાં સમાઇને શાશ્વત અદૃશ્યતાને સ્વીકારી લેશે એ આપે નિશ્ચયપૂર્વક માની લેવાનું છે," કેસરીસિંહે અભિમાનદર્શક ભાવથી આ ઉદ્ગારો કાઢ્યા.

"અને આ વિજય કોના પ્રતાપે થયો?" માકરધ્વજ મહારાજે પૂછ્યું.

"જેઓ પોતાના સ્વર્ગીય સદ્ગુણોના સામર્થ્યથી કેવળ પોતાના મિત્રો પર જ નહિ, કિન્તુ પોતાના શત્રુઓપર પણ પોતાના સમાન અધિકારને ચલાવી રહ્યા છે તે અલૌકિક રણશૂર મહાવીર શૂરપાળજીના પ્રતાપે જ ગુજ-રાત માતાનાં સંતાનોને આ વિજય મળી શક્યો છે," માકરધ્વજ મહારા-જના પ્રશ્નનું આ પ્રમાણે ઉત્તર આપીને કેસરીસિંહે તે આગંતુક મિત્રોને પવન-દુર્ગવિજયનો સમસ્ત વૃત્તાંત સંક્ષેપમાં કહી સંભળાવ્યો.

કેસરીસિંહ તથા અજયાસહ તે ત્રણે સહાયક મિત્રોને ત્યારપછી આદર-પૂર્વક બાલદુર્ગના મુખદ્વારમાં લઈ આવ્યા એટલે ત્યાં તેમના સ્વાગતમાટે અણહિલ્લ તથા પદ્મનાભ ઊભેલા દેખાયા. અંતે એ વીરસમુદાય રાજપ્રાસા-દના વિશ્રામ—સદનમાં આવી લાગ્યો. તેમને આવેલા જોતાં જ કિંચિદ્ વિશ્રાંતિ લેવામાટે શય્યામાં પડેલો શૂરપાળ ઊઠીને ઊભો થઈ ગયો અને તેમનો યોગ્ય શબ્દોમાં સત્કાર કરી તેમને તેમનામાટે ગોઠવાવી રાખેલાં આસનોપર બેસા-ડીને તેમના કુશળસમાચાર પૂછવા લાગ્યો. શિષ્ટાચારની સમાપ્તિ થતાં જ મહાપ્રતાપી માકરધ્વજ મહારાજ ગંભીરતાથી કહેવા લાગ્યા કે:—

"પવનદુર્ગવિજયના કાર્યની સમાપ્તિ થઈ ગઈ અને પવનદુર્ગનો શિખર-ભાગ ગુર્જરરાજપતાકાને ધારણ કરવાના માનને મેળવી શક્યો ત્યાં સુધી આ યુદ્ધના અમોને કશા પણ સમાચાર આપે ન મોકલ્યા એ તો આશ્ચર્યકારિણી ઘટના જ કહી શકાય. જે કાર્યસિદ્ધના નિદિધ્યાસમાં નિમગ્ન થઇને હું મારી રાત્રિયોને જાગરણમાં જ વીતાવ્યા કરતો હતો અને મારા જે વિચારોને કાર્ય-રૂપમાં પરિણત કરવાની સામગ્રીને હું એકત્ર કરી રહ્યો હતો તે મારા મનો-રાજ્યરૂપ વૃક્ષને આવી રીતે અચાનક પત્રપુષ્પફલમંડિત થઈ ગયેલું જોઇને મારા

આનન્દનો અવાધ થઈ ગયો છે. મહાવીર શૂરપાળ, સ્વદેશોદ્ધારના મંગલાચરણનો યશ આપના ભાગ્યમાં જ લખાયલો હોવાથી મારાથી જે કાર્ય સિદ્ધ ન કરી શકાયું તે કાર્ય આપના હસ્તથી સિદ્ધ થઈ ગયું છે અને એ કાર્યસિદ્ધિના દર્શનથી મારાં નેત્રોની સાર્થકતા થઈ છે. આજથી અમો પણ આપને અમારા નેતા તરીકે સ્વીકારીને દેશોદ્ધારના કાર્યમાં આપની આજ્ઞા અનુસાર વર્તવાને પ્રતિજ્ઞાબદ્ધ થઇએ છીએ."

"આપ મને નેતા તરીકે સ્વીકારો છો એ આપના ઔદાર્યનું જ પરિણામ છે; કારણ કે, આપણ સર્વનો વાસ્તવિક નેતા તો સ્વાતંત્ર્યપ્રાપ્તિનો એકમાત્ર અભિલાષ છે અને આપણો તે અભિલાષ પરમાત્માની કૃપાથી જ પૂર્ણ થવાનો છે," શૂરપાળે નિરહંતાનો પરિચય કરાવ્યો.

"આપણા એ અભિલાષની પૂર્તિનો આરંભ તો થઈ જ ચૂક્યો છે," માકરધ્વજ મહારાજે કહ્યું.

"અદ્યાપિ આપણી સ્વાધીનતાના માર્ગમાં અનેક કંટકો વિદ્યમાન છે અને આપણે તે કંટકોનું નિર્મૂલન કરીને આપણી સ્વાધીનતાના માર્ગને નિષ્કંટક કરવાનો છે; પરંતુ ગુર્જરરાષ્ટ્રને જ્યારે હવે આપ જેવા વીરપુંગવોની શક્તિના પૃષ્ઠબળની પ્રાપ્તિ થવા માંડી છે એટલે ગુર્જરરાષ્ટ્રને અલ્પ અવધિમાં જ સ્વાધીનતાની પ્રાપ્તિ થઈ જશે એવું નિશ્ચિત અનુમાન કરી શકાય છે," શૂરપાળે આશાવાદનું દર્શન કરાવ્યું.

"તથાસ્તુ," ત્રણે માંડલિકોએ ભદ્રકામના દર્શાવી.

"પરંતુ આપ રાજત્રિમૂર્તિનું અચાનક આ સ્થાનમાં કેમ કરીને આગમન થયું વારુ?" શૂરપાળે જિજ્ઞાસા દર્શાવી.

"જો કે આપના દેશોદ્ધાર વિષયક પ્રયત્નોમાં સહકારિતા કરવાનો બહુ દિવસથી અમારો મનોભાવ હતો; પરંતુ હજી કેટલાક સમય પછી આપના પક્ષમાં પ્રકાશભાવથી મળવાનો અને હાલ તરત આપને આપી શકાય તેટલી ગુપ્ત સહાયતા આપવાનો અમારો વિચાર હોવાથી આપ ગગનદુર્ગમાં અમુક દિવસે પધારવાના છો એ સંદેશ અમોને મળતાં અમો અમારા ત્રણ હજાર સૈનિકોને આપની સેવામાં સમર્પવામાટે ગગનદુર્ગમાં આવ્યા, પણ આપ અમારા આગમનથી એક દિવસ પૂર્વે જ ત્યાંથી અહીં આવવામાટે પ્રયાણ કરી ગયેલા હોવાથી અમારે અહીં આવવું પડ્યું. અમારા સૈનિકોને આપની સેવામાં સમર્પીને અહીંથી તત્કાળ પ્રયાણ કરી જવાનો અને આ વિષયમાં અમો જાણે કાંઈ જાણતા જ નથી એમ ભૂવડની રાજપ્રતિનિધિઓને દર્શાવવાનો અમારો મનોભાવ હતો; પરંતુ આપના આ વિજયદર્શનથી અમારા તે મનોભાવનું પરિવર્તન થઈ ગયું છે અને અત્યારથી અમોએ ભૂવડની શત્રુતાને દેશોદ્ધારાર્થે આનંદથી સ્વીકારી લીધી છે," પ્રાહ્લાદનપુરપતિએ કહ્યું.

"વારુ, પણ ઠાકોર શ્રી વીરેન્દ્રકુમારના શા સમાચાર છે?" મયૂરપુરપતિએ આતુરતાથી પૂછ્યું.

"તેઓ આનંદમાં છે; ચાલો, આપણે તેમની પાસે જઇએ; કારણ કે, તેમનું શરીર અશક્ત હોવાથી તેમને અહીં આવવાનો પરિશ્રમ આપી શકાય

તેમ નથી," આ પ્રમાણે ઉત્તર આપીને મહાવીર શૂરપાળ આગંતુક સહાયકોને લઇને ઠાકોર વીરેન્દ્રકુમારના શયનમંદિરમાં આવી લાગ્યો. શૂરપાળની પાછળ અણુહિલ્લ, અજયસિંહ તથા પદ્મનાભ આદિ પણ આવી લાગ્યા.

જે વેળાયે શૂરપાળે એ સર્વ વીરો સહિત ઠાકોર વીરેન્દ્રકુમારના શયનાગારમાં પ્રવેશ કર્યો તે વેળાયે વૃદ્ધ ઠાકોર પોતાના ભવ્ય, વિશાળ તથા મૃદુશય્યામંડિત પર્યંકમાં પડ્યો હતો અને તેની પાસે તેની પત્ની માનભદ્રા તથા બે પરિચારિકાઓ તેની પરિચર્યા તથા શુશ્રૂષામાટે ઊભી હતી. આ સર્વ વીરસમુદાયને આવતો જોઇને બન્ને પરિચારિકાઓ તો ત્યાંથી અન્યકક્ષમાં જવામાટે ચાલતી થઈ ગઈ; પરંતુ માનભદ્રા ત્યાંથી પ્રયાણ કરી શકી નહિ; અણુહિલ્લને જોતાં જ તેનાં ચરણો જ્યાં હતાં ત્યાંનાં ત્યાં જ સ્થિર થઈ ગયાં અને તેનાં નેત્રો અણુહિલ્લના મનોહર મુખમંડળના નિરીક્ષણમાં સ્થિર થઈ ગયાં. અત્યારે તો અણુહિલ્લને પણ એમ નિશ્ચિત જણાઈ આવ્યું કે: 'ઠાકોરની પત્ની નિર્નિમેષ દૃષ્ટિથી મને જ જોઈ રહી છે;' પરંતુ અણુહિલ્લના ગંગાજલ નિર્મલ મનમાં તેના એ નિરીક્ષણના સંબંધમાં કોઈ પણ પ્રકારના કુભાવ કિંવા સંશયનો આવિર્ભાવ ન થયો. તે સર્વ પુરુષો જ્યારે પર્યંકશય્યાના નિકટમાં આવી લાગ્યા તે વેળાયે માનભદ્રામાટે કાં તો કુલવધૂના આચારનો ત્યાગ કરી દેવો અને કાં તો ત્યાંથી પ્રયાણ કરી જવું એ વિના તૃતીય કોઈ પણ ઉપાય ન હોવાથી તેણે એક નવીન યુક્તિને યોજવાના ઉદ્દેશથી રેવાધીશને સંબોધીને સલજ્જ ભાવથી ઘૂંઘટો તાણીને કહ્યું કે: "જરા ઠાકોરજીની સંભાળ રાખજો; કારણ કે, એમનું શરીર અતિશય અશક્ત છે અને અત્યારે મારાથી તેમ જ પરિચારિકાઓથી અહીં આવી શકાય તેમ નથી." તેની આ સૂચનાને સાંભળીને પવિત્રહૃદય રેવાધીશે કહ્યું કે: "અમારાથી સંકોચાઇને તમારે અહીંથી પ્રયાણ કરી જવાનું કાંઈ પણ પ્રયોજન નથી. ઠાકોર વીરેન્દ્રકુમાર અમારા પિતાતુલ્ય હોવાથી તમો અમારાં માતુશ્રી સમાન છો. એટલે પુત્રો ભલે પોતાની બરાબરીના થઈ જાય, તોય માતાને પુત્રોથી સંકોચાવાનું કાંઈ પણ કારણ હોવું જ નથી." માનભદ્રાને આનાથી અધિક આગ્રહની આવશ્યકતા ન હોવાથી રેવાધીશના આટલા આગ્રહને પર્યાપ્ત માનીને તે પોતાના પતિની પર્યંકશય્યાના પશ્ચાદ્ભાગમાં પોતાના મુખને અર્ધ આવૃત્ત કરીને ઊભી રહી અને ચોરદૃષ્ટિથી અણુહિલ્લના વદનકમલને નિહાળીને હૃદયમાં સંતોષને અનુભવવા લાગી.

માકરધ્વજ મહારાજ સર્વથી અગ્રભાગમાં હોવાથી અને તેમને દ્વારમાં પ્રવેશ કરતી વેળાયે જ ઓળખી લીધેલા હોવાથી ઠાકોર વીરેન્દ્રકુમાર પોતાની પર્યંકશય્યામાં ઊઠીને બેઠો થઈ ગયો હતો. માકરધ્વજ મહારાજે ઠાકોર વીરેન્દ્રકુમારને કુશળસમાચાર પૂછ્યા પછી હર્ષદર્શક મુદ્રાથી કહ્યું કે: "પૂજ્ય ઠાકોર, અમો રાષ્ટ્રીય ધ્વજની છાયામાં રહીને દેશોદ્ધાર વિષયક પ્રવૃત્તિમાં મહાવીર શૂરપાળના સહકારી થવાના અભિલાષથી અત્યારે આ પવનદુર્ગમાં આવ્યા છીએ એ જાણીને આપના હૃદયમાં આનંદનો અતિરેક થવો જ જોઇએ."

પ્રેમજલસ્રાવક નેત્રોવડે માકરધ્વજ મહારાજ તથા મહાવીર શૂરપાળને વારંવાર નિરીક્ષતો વૃદ્ધ ઠાકોર વીરેન્દ્રકુમાર ગંભીર સ્વરથી કહેવા લાગ્યો કે:

"અત્યાચારિણી દાક્ષિણાત્ય રાજસત્તાનો કાળ તેના ભક્ષમાટે હવે જાગ્રત થયેલો હોવાથી સ્વલ્પ સમયમાં જ ગુજરાત તથા સૌરાષ્ટ્રને તેના ગત સ્વાતંત્ર્યની પુનઃ પ્રાપ્તિ થવી જ જોઇએ. ગુજરાત માતાએ હવે ઈશ્વરી યોજનાના યંત્ર ઉપર આરોહણ કરેલું છે, એટલે હવે પોતાના સ્વાતંત્ર્યના માર્ગમાં ગમે તેવાં તથા ગમે તેટલાં વિઘ્નો આવશે તથાપિ તે સર્વ વિઘ્નોને વિદારીને ગુજરાત માતા સ્વાધીન થયા વિના નથી જ રહેવાની; કિંબહુના મારી પોતાની તો એવી દૃઢ માન્યતા થઈ ગયેલી છે કે દુષ્ટોના સમાહારક કાળ મહારાજાએ ગુજરાત માતાને અત્યાર પૂર્વે જ શત્રુઓના હસ્તમાંથી મુક્ત કરી દીધી છે, અને તેથી આ પવિત્ર તથા મંગલ કાર્યના ભારને ગાંડીવધર અર્જુન પ્રમાણે પોતાના મસ્તકપર ધારી લઇને નિમિત્ત થવાનું જ ગુર્જર તથા સૌરાષ્ટ્ર વીરોમાટે અવશિષ્ટ રહ્યું છે."

"પૂજ્ય ઠાકોર, આપની માન્યતા યથાર્થ છે," માકરધ્વજ મહારાજ કહેવા લાગ્યા; "અત્યારે હું મારા એક સહસ્ર અશ્વારોહી સૈનિકોને લઇને આવ્યો છું અને આવશ્યકતા હશે, તો બીજા બે સહસ્ર અશ્વારોહી તથા પદાતિમિશ્ર સૈન્યને રણભૂમિમાં મારાથી ઉપસ્થિત કરી શકાશે. મારા આ ઉભય મિત્રો પ્રાહ્લાદનપતિ તથા મયૂરપુરાધીશની પણ એ જ ઇચ્છા આપે સમજી લેવાની છે. અમો કોઈ પણ વેળાયે મહાવીર શૂરપાળજીની આજ્ઞા અનુસાર અમારા કર્તવ્યનું પાલન કરી બતાવવાને તૈયાર છીએ," માકરધ્વજ મહારાજે કર્તવ્યપાલન વિષયક તત્પરતા દર્શાવી.

"આજકાલમાં જ અથવા તો બેપાંચ દિવસમાં જ એક અન્ય ભીષણ યુદ્ધનો સંભવ બહુધા નિશ્ચિત હોવાથી આપની એ ભદ્ર આકાંક્ષાની પૂર્તિનો સમય દૂરવર્તી નથી. આપને દેશસેવાનો અવસર આજકાલમાં જ પ્રાપ્ત થઈ જશે," મૌનાવલંબી વીર અણહિલ્લે પોતાના મૌનનો ભંગ કરીને કહ્યું: "આજે અથવા તો આવતી કાલે શત્રુઓની હીલચાલના અમુક સમાચાર મેળવવામાટે મારો પોતાનો અહીંથી પ્રયાણ કરી જવાનો વિચાર છે; કારણ કે, દુષ્ટ ઉદુભંગરાજ અમારા હસ્તમાંથી ભયાનક વિશ્વાસઘાત કરીને છટકી ગયેલો હોવાથી આવતી કાલના ઉપદ્રવ્યાપને આજે જ ઉપસ્થિત કરી દેશે એવો અમારાં અંતઃકરણોમાં દૃઢ સંશય થવા માંડ્યો છે."

"પરંતુ આજે અથવા આવતી કાલે જ આપ અહીંથી પ્રયાણ કરી જશો, તો આપને જે વિશ્રાંતિની આવશ્યકતા છે તે પણ નહિ મળી શકે તેમ જ મહાવીર શૂરપાળજીના વ્રણનો ઉપચાર પણ આપની ઉપસ્થિતિ વિના યોગ્ય પ્રકારે નહિ થાય એનો પણ આપે કાંઈ વિચાર કર્યો છે ખરો કે? જે કાર્યમાટે આપ પોતે પ્રયાણ કરી જવાના નિશ્ચયપર આવી લાગ્યા છો તે કાર્ય ચિરંજીવી અજય, વત્સ પદ્મનાભ કિંવા કોઈ અન્ય વીરના હસ્તથી સિદ્ધ થઈ શકે તેમ નથી કે શું?" અણહિલ્લના મુખથી પ્રયાણની વાર્તા સાંભળીને તેની વિદ્યમાનતાને ઇચ્છનારી માનભદ્રાએ પોતાની લજ્જાને ત્યાગીને તેને તત્કાળ પ્રયાણ ન કરવાનાં તેની પોતાની માન્યતા અનુસાર યોગ્ય નિમિત્તો દર્શાવ્યાં.

"માતુશ્રી, અમારા શ્રેયમાટે આપના મનમાં આવી ચિન્તા થાય એ તો કે સ્વાભાવિક છે; તથાપિ ગતરાત્રિના સમયમાં અમોને મળેલા અનાયાસ વિજય તથા આજે પ્રભાતમાં જ આવી મળેલા આ મહાનુભાવ સહાયકોના દર્શનથી મારા પરિશ્રમોનો પરિહાર થઈગયેલો હોવાથી વિશ્રાંતિની મને લેશમાત્ર પણ આવશ્યકતા નથી અને મહાવીર શૂરપાળજીના વ્રણનો ઉપચાર આપની ઉપસ્થિતિમાં યોગ્યતર પ્રકારે થઈ શકશે એવો મારો દૃઢ વિશ્વાસ છે એટલે એ કારણો મારા પ્રયાણ વિષયક નિશ્ચયના પરિવર્તનમાટે પર્યાપ્ત નથી." અણહિલ્લે નિર્વિકાર હૃદયથી યોગ્ય ઉત્તર આપ્યું.

"મારા વ્રણની મારા મનમાં લેશમાત્ર પણ ચિન્તા કિંવા ભીતિ નથી. જો એવી જ આવશ્યકતા ઉપસ્થિત થઈ જાય, તો અત્યારે અને આ ક્ષણે જ રણભૂમિમાં અવતીર્ણ થઇને શત્રુઓને મારા શસ્ત્રપ્રહારનો સ્વાદ ચખાડવામાટે હું તૈયાર છું. આવા સામાન્ય વ્રણો રણચંડીના ભકતોના યુદ્ધોત્સાહને કદાપિ શિથિલ કરી શકતા નથી." મહાવીર શૂરપાળે આ ઉદ્‌ગારોથી પોતાની મહાવીરતાનો પરિચય કરાવ્યો.

"અક્ષરશઃ સત્ય છે," ઉગ્રસ્વભાવ કેસરીસિંહ પોતાની ઉગ્રતાને પ્રકટ કરતો કહેવા લાગ્યો; "અમો અહીં પવનદુર્ગમાં પર્યંકશય્યાના આશ્રયને સ્વીકારી લઇને નિદ્રાદેવીની ઉપાસના કરવાને નથી આવ્યા, કિન્તુ ગુજરાત માતાને સ્વતંત્રતાના મુકુટવડે મંડિત કરવાને જ આવ્યા છીએ એટલે આ વિજયના આરંભમાં જ અમો પરિશ્રાંત થઈ જઇએ અને વિશ્રાંતિના ઉપભોગમાં જ અમૂલ્ય સમયને નષ્ટ કરતા રહીએ, તો અમારો પરાજય અને કલ્યાણના રાવણનો વિજય અવશ્યભાવી જ થઈ જાય એ રહસ્યને આપ સ્ત્રીજાતિ હોવાથી નથી જાણતાં અને તેથી જ આપ આવી બાલિશતા દર્શાવી રહ્યાં છો."

માનભદ્રા કેસરીસિંહના કઠોર તથા અપમાનકારક ઉદ્‌ગારો પ્રતિ હેતુપૂર્વક દુર્લક્ષ કરીને પોતાના પતિને પૂછવા લાગી કે: "તો શું, વીર અણહિલ્લસિંહ આજે અથવા આવતી કાલે અહીંથી અવશ્ય પ્રયાણ કરી જશે?"

"માતુશ્રી, મારી ચિન્તાને આપ ત્યાગી દ્યો અને ભોજનશાળામાં જઇને ભોજનની વ્યવસ્થા કરાવો. અમો એટલી વારમાં સ્નાનાદિક વિધિથી મુક્ત થઈ જઇશું," આ વાકયોને ઉચ્ચારતો અણહિલ્લ આગંતુક નવીન સહાયકોને લઇને ત્યાંથી ચાલતો થઈ ગયો; કારણ કે, શૂરપાળને વિશ્રાંતિ આપવાની આવશ્યકતા અનિવાર્ય હતી.

મધ્યાહ્નસમયે ભોજનશાળામાં ભોજનસમારંભ થયો. માનભદ્રાએ આજે ભોજ્ય પદાર્થો પોતાની દેખરેખથી જ તૈયાર કરાવ્યા હતા અને ભોજન પીરસવાનું કાર્ય પણ તેણે પોતે જ સ્વીકારી લીધું હતું. ભોજનાતિથ્યમાં પણ અણહિલ્લ પ્રતિ માનભદ્રાનો અધિક પક્ષપાત સ્પષ્ટ દેખાઈ આવતો હતો. માનભદ્રાનો એ વિશિષ્ટ પક્ષપાત ચાણક્ય અતિથિઓના લક્ષમાં આવ્યા વિના ન જ રહ્યો અને તેમાં પણ તરુણ પદ્મનાભ તો માનભદ્રાની એ ચેષ્ટાથી આશ્ચર્યના સમુદ્રમાં જ નિમજ્જિત થવા લાગ્યો; કારણ કે, કેટલાંક કારણોથી માનભદ્રાની પૂર્વચેષ્ટાઓ અને અત્યારની ચેષ્ટાઓ તેને પરસ્પર વિરોધિની ભાસ્યા

કરતી હતી અને એ પરિવર્તનના યથાર્થ કારણની તેનાથી કલ્પના કરી શકાતી ન હોતી. એ વીરસમુદાય ભોજનકાર્યથી નિવૃત્ત થઇને વિશ્રામસદનમાં આવ્યો ત્યાં તો એક ગુર્જર દૂત મહાવીર શૂરપાળની પ્રતીક્ષા કરતો ઉભેલો તે વીરસમુદાયના જોવામાં આવ્યો. તે આગંતુક દૂતે મહાવીર શૂરપાળને નમન કરીને એક બંધ પત્રિકા વિષાદપૂર્ણ મુખથી તેના હસ્તમાં આપી. શૂરપાળે વાંચનની સૂચનાપૂર્વક તે પત્રિકા અણહિલ્લના હસ્તમાં સમર્પી દીધી.

---

## પ્રકરણ ૧૮ મું

## જ્વાલામુખીના સ્ફોટનો આરંભ

તે બંધ પત્રિકામાં શું લખાયલું હતું? દૂતે એ પત્રિકા વિષાદપૂર્ણ વદનથી શૂરપાળના હસ્તમાં સમર્પી હતી અને અદ્યાપિ તે દૂત વિષાદપૂર્ણ દૃષ્ટિથી જ મહાવીર શૂરપાળના મુખમંડળને જોઈ રહ્યો હતો તેનું કારણ શું હતું? તે પત્રિકામાં ભૂવડના રાજપ્રતિનિધિ તથા સૈનાધ્યક્ષ એ ઉભય પદવીઓને એકસમયાવચ્છેદે ભોગવતા નરપિશાચ દંતિદેવ તથા તિરુમલ્લરાયના પૈશાચિક અત્યાચારોના ઉલ્લેખો કરીને તેમ જ જે અદ્વિતીય ગુર્જર વીરોની તે નરપિશાચોએ કોઈ પણ પ્રકારના યોગ્ય કારણ વિના નિર્દયતાથી હત્યા કરી નાખી હતી તે ગુર્જર વીરોની નામાવલી આપીને હિંસકોની પ્રતિહિંસામાટે મહાવીર શૂરપાળનું શીઘ્રતમ આવ્હાન કરવામાં આવ્યું હતું. અણહિલ્લે તે પત્રિકાને સર્વની ઉપસ્થિતિમાં વાંચી સંભળાવવાનું ઉચિત ન ધારીને તે પત્રિકા શૂરપાળના હસ્તમાં પુનઃ સમર્પિત કરતાં કહ્યું કેઃ "આ પત્રિકામાં લખાયલા ભયાનક લેખને આપ પોતે જ મૌનપૂર્વક વાંચી લ્યો અને એમાં કરાયલા આવ્હાનનો જે નિર્ણય કરવાનો હોય તે કરી લ્યો તો વધારે સારું." શૂરપાળે તે પત્રિકાને મૌનપૂર્વક વાંચવાનો આરંભ કરી દીધો અને જેમ જેમ તે વાંચનમાં અગ્રગામી થતો ગયો તેમ તેમ તેના મુખમંડળમાં વિષાદ, કોપ તથા દ્વેષનાં ચિહ્નો સ્પષ્ટતમ દૃષ્ટિગોચર થવા લાગ્યાં. વાંચનની સમાપ્તિ કરીને શૂરપાળે તિરસ્કારથી તે પત્રિકાને દૂર ફેંકી દીધી અને તે જ્યાં અજયસિંહ તથા પદ્મનાભ ઊભા હતા ત્યાં જઈ પડી. ત્યાર પછી શૂરપાળ કોપાગ્નિના તાપથી દગ્ધ થતો અને નેત્રોમાંથી અગ્નિના કણોને વર્ષાવતો કહેવા લાગ્યો કેઃ—

"શત્રુઓએ બળાત્કારે મારા નવનીતતુલ્ય મૃદુ અંતઃકરણને પાષાણ સમાન કઠોર, નિર્દય તથા ક્રૂર સ્વરૂપમાં પરિણત કરવાનો નિશ્ચય કરી લીધો હોય એમ હવે તો સ્પષ્ટ જણાઈ આવે છે. ચિન્તા નહિ; યુદ્ધ, ભૂવડ, તેના યુવરાજ તથા તેના રાજપ્રતિનિધિઓ સાથે યુદ્ધ અને તે પણ પ્રાણાન્તક યુદ્ધ! આપણે સંગ્રામરૂપ એવા તો ભયાનક દાવાનલને પ્રજળાવી દઇશું કે કાં તો તેથી ગુજરાત માતા પોતે જ ભસ્મીભૂત થઈ જશે અને કાં તો ભૂવડનું સામ્રાજ્ય ભસ્મરાશિના રૂપમાં પરિણત થશે. ગુર્જરરાષ્ટ્રના પિશાચાત્મા શત્રુઓ, તમોએ પોતાનાં આ દુષ્કૃત્યોથી પોતાના સામ્રાજ્યના નિમ્નતલમાં

વિધાતક સુરંગને જ ખોદીને તૈયાર કરી છે અને તે સુરંગ તેમાં કોક્ષોભ
રૂપ અગ્નિશિખાનો પ્રવેશ થતાં તમારા સામ્રાજ્યનો ભોગ લીધા વિના નહી
રહેવાની એ દૃઢતા પૂર્વક સ્મરણમાં રાખી લેજો. સાવધાન, ગુજરાત તથ
ગુજરાતીઓના દાક્ષિણાત્ય શત્રુઓ, અત્યંત સાવધાન."

તે ભયાનક પત્રિકાને તેના વાંચનથી પોતાની જિજ્ઞાસાને તૃપ્ત કરવ
માટે પદ્મનાભે ઉપાડી લીધી. તે પત્રિકાના વાંચનથી તેના જાણવામાં આવ
કે તેમાં દાક્ષિણાત્યોના હસ્તથી મૃત્યુના ભક્ષ થયેલા જે ગુર્જર વીરોની નામા
વલી આપવામાં આવી હતી તેમાં સર્વથી પ્રથમ નામ મહાવીર શૂરપાળ
સ્વર્ગીય ગુર્જરાધીશ જયશિખરી દેવની સુવર્ણમંજૂષા સમર્પનાર વનોડપતિ
સામંત સંગ્રામસિંહનું હતું; દ્વિતીય નામ વીર અજયસિંહના પિતા તથા ઠાકો
વીરેન્દ્રકુમારના કનિષ્ટ બંધુ એટલે કે મંડળગઢના સ્વામી અથવા જાગીરદા
ઠાકોર ધવલસિંહનું હતું અને તૃતીય નામ જેના આશ્રમમાં પદ્માવતીને આશ્ર
તથા સુરક્ષિતતાની એક સમયમાં પ્રાપ્તિ થઈ હતી તે વાનપ્રસ્થ અથવા વનવાસ
તાપસનું લખાયલું હતું. સંગ્રામસિંહ તથા ધવલસિંહને દક્ષિણ દેશમ
લઈ જઇને કલ્યાણનગરના કોઈ નિકટવર્તી દુર્ગમાં જ્યાં બંદી કરીને રાખ
વામાં આવ્યા હતા ત્યાંજ મારી નાખવામાં આવ્યા હતા અને તેમન
મસ્તકોને પંચાસર મોકલી આપવામાં આવ્યાં હતાં અને અરણ્યવાસી મહા
ત્માને પકડીને પંચાસરના ચૌટાના મધ્યસ્થાનમાં સમસ્ત ગુર્જર નાગરિકોન
નેત્રો સમક્ષ ચાંડાલદ્વારા તેનો વધ કરાવવામાં આવ્યો હતો. એ સર્વ ગુર્જ
વીરોને રાજદ્રોહના અપરાધમાટે મૃત્યુદંડ અપાયલો હોવાથી ગુર્જર રાજ્ય
ક્રાન્તિકારકોનાં હૃદયોમાં ભયને સ્થાપવામાટે તેમનાં મસ્તકોને પંચાસરન
સિંહદ્વારમાં લટકાવવામાં આવ્યાં હતાં, સમ્રાટ્ ભૂવડ, તેના યુવરાજ કર
તથા સમ્રાટ્ના રાજપ્રતિનિધિઓ આદિના આ પૈશાચિક કૃત્ય પ્રતિ તિર
સ્કાર દર્શાવવામાટે અહિંસાવાદી શંકર બારોટના ઉપદેશથી પંચાસરન
નાગરિકોએ છ માસ પર્યન્ત હડતાલ અથવા પાકી પાળવાની દૃઢ પ્રતિજ્ઞ
કરવાથી શંકર બારોટને પણ નાગરિકોના એ વિક્ષોભનો ઉત્પાદક માનીને રાજ
દ્રોહી તરીકે કારાગૃહમાં પૂરી દેવામાં આવ્યો હતો અને તેને પણ કદાચિત્ દેહાંત
દંડ આપવામાં આવશે એવી મજબૂત અફ્વા પંચાસરમાં સંભળાયા કરતી
હતી. શૂરપાળના દેશોદ્ધાર વિષયક પ્રયત્નોને દિવસાનુદિવસ અધિકાધિ
સફળ થતા જોઇને ગુજરાતના તત્કાલિક દાક્ષિણાત્ય સત્તાધીશો હવે જાગ્રત થવ
લાગ્યા હતા અને આવા પ્રકારની પૈશાચિક દમનનીતિના અવલંબનથી તેમણે
રાજસત્તાને સુરક્ષિત રાખવાનો નિશ્ચય કરી તે નિશ્ચય અનુસાર દમનનીતિને
ગુજરાતમાં ભીષણતાથી આરંભ કરી દીધો હતો. આવા પ્રકારનાં ભીષણ રહ
સ્યોપર પ્રકાશ પાડતી તે કાલપત્રિકાતુલ્ય પત્રિકાના વાંચનથી પદ્મનાભન
નેત્રોમાંથી અશ્રુની અવિરત ધારા વહી નીકળી અને તેણે બાષ્પરુદ્ધ કંઠથી અજય
સિંહને સંબોધીને કહ્યું કેઃ—

"બંધુ અજયસિંહ, તમારા જન્મદાતા પિતા શત્રુઓના હસ્તથી વીર
ગતિને પ્રાપ્ત કરી સ્વર્ગમાં પ્રયાણ કરી ગયા છે. વાંચો આ પત્રિકા."

"શું, મારા જન્મદાતા પિતાશ્રીની પણ શત્રુઓએ હત્યા કરી નાખી ?" ચીરાઈ જતા હૃદયથી આ શબ્દો ઉચ્ચારી અજયસિંહે પણ તે પત્રિકા વાંચી અને તે પત્રિકાના વાંચનથી તે દિગ્મૂઢ થઈ ગયો.

પદ્મનાભ પોતાના અશ્રુપાતનો અવરોધ કરીને ભીષણતાને દર્શાવતો અજયસિંહને સંબોધીને કહેવા લાગ્યો કે: "બંધુ અજયસિંહ, સામંત ધવલસિંહના હિંસકોની પ્રતિહિંસામાટે કટિબદ્ધ થાઓ; પ્રયાણમાટે ગરુડના વેગને ધારણ કરી લ્યો અને શાંતિને સર્વથા ત્યાગી દો; કારણ કે, પ્રતિહિંસા વિના જો તમારા હૃદયને શાંતિનો સ્પર્શ થાય, તો તમો સામંત ધવલસિંહના પુત્ર જ નથી એવો નિંદ્ય આરોપ તમારા શિરપર મૂકી શકાય તેમ છે. તમારી એ પ્રતિહિંસાની પૂર્તિમાં હું તમારો અંત પર્યન્ત સહાયક થવાનું તમોને વચન આપું છું અને તે એટલામાટે કે તમોને મેં મારા બંધુ માનેલા હોવાથી તમારા પિતાશ્રીને મારે પિતા નહિ, તો પણ મારા કાકા તરીકે તો માનવા જ જોઇએ અને કાકાના ઘાતકોને વિદારવા એ ક્ષત્રીજનનો પણ ધર્મ છે. વળી આપણા શત્રુઓએ મારા એક સમયના આશ્રયદાતા વનવાસી મહાત્માની પણ હત્યા કરી નાખી છે એટલે મારું રક્ત સ્વાભાવિક જ તપી ગયું છે અને મારો આત્મા 'પ્રતિહિંસા' શબ્દને જ વારંવાર ઉચ્ચારી રહ્યો છે."

"શત્રુઓનો સંહાર, વૈર તથા પ્રતિહિંસા એ જ અત્યારથી મારો જીવનમંત્ર, એ જ મારી પ્રતિજ્ઞા, એ જ મારી નીતિ, એ જ મારું કર્તવ્ય અને એ જ મારો ધર્મ છે એ તમારે નિશ્ચયપૂર્વક માની લેવાનું છે." અજયસિંહે અસિને કોષમાંથી બહિર્ગત કરીને આ પ્રતિહિંસાપરાયણ ઉદ્ગારો કાઢ્યા.

તે પત્રિકાનું રહસ્ય હવે ત્યાં એકત્ર થયેલા સર્વ દેશોદ્ધારક વીરોના જાણવામાં આવી જવાથી સર્વ વીરોનાં અંતઃકરણો વિક્ષુબ્ધ થઈ ગયાં. વીર અણહિલ્લ અનુક્રમે અજયસિંહ તથા પદ્મનાભને સંબોધીને આશ્વાસક ગાંભીર્યથી કહેવા લાગ્યો કે: "બંધુ અજયસિંહ તથા બંધુ પદ્મનાભ, જેવી રીતે મંડળગઢપતિ તથા અરણ્યવાસી મહાત્માની શત્રુઓના હસ્તથી થયેલી હત્યાઓએ તમારાં અંતઃકરણોને વિદારી નાખ્યાં છે તેવી જ રીતે મારી વીરવ્રતધારિણી અને ગુજરાત માતાના ઉદ્ધાર પછી મારા કંઠમાં વરમાળા આરોપીને મારી ગૃહલક્ષ્મી થવામાટે વચનબદ્ધ થયેલી દેવી વિશાખાની હત્યા કરીને દાક્ષિણાત્ય શત્રુઓએ મારા હૃદયને પણ વીંધી નાંખ્યું છે. યદ્યપિ દેવી વિશાખાના ઘાતક ભાનુદત્તનો અમોએ ઘાત કરી નાખ્યો છે છતાં એટલાથી જ મારા વૈરની વસૂલાત થયેલી હું પોતે ન માનતો હોવાથી આપણે ત્રણે અત્યારે સમદુઃખી છીએ અને તેથી આ પ્રતિહિંસાપૂર્તિના કાર્યમાં હું પણ તમારો સહકારી થાઉં છું. આપણી એકત્ર શક્તિ અત્યાચારીઓને તેમનાં આ પાપોનું અવશ્ય ભીષણ પ્રાયશ્ચિત્ત કરાવશે અને આપણી પ્રતિહિંસા શત્રુઓની અશ્રુતપૂર્વ દુર્દશા કરી બતાવશે."

મહાવીર શૂરપાળ એ વીરત્રિમૂર્તિને સંબોધીને વાત્સલ્યદર્શક તથા ઉત્સાહવર્ધક ભાવથી કહેવા લાગ્યો કે: "મારા બાહુની અપૂર્વ શક્તિઓ, ત્રિમૂર્તિના અવતારો, તમો પોતાના માતૃતપોબળ તથા દેશવૈરાગ્યના પ્રભાવથી અત્યાર

સુધી પ્રત્યેક સ્થાનમાં જેવી રીતે વિજયને જ પ્રાપ્ત કરતા રહ્યા છો તેવી જ રી
ભવિષ્યમાં પણ સર્વત્ર તથા સર્વ કાળ તમારો વિજય થતો રહો અને તમા
સર્વ ભદ્ર આકાંક્ષાઓ પૂર્ણ થાઓ એવો મારો તમોને અંતઃકરણપૂર્વક આશ
ર્વાદ છે. આપણા સમસ્ત સૈન્યને યુદ્ધપ્રયાણમાટે તૈયાર થવાની આજ્ઞા સં
ભળાવી દ્યો, અને તમો પોતે પણ તૈયાર થઈ જાઓ; કારણ કે, હવે એવી અણી
વેળા આવી લાગી છે કે કોઈ પણ ઉપાય તથા કોઈ પણ પ્રયત્નથી શત્રુરૂ
મહામદોન્મત્ત મતંગજોનાં ગંડસ્થળોનું આપણે સિંહના શાવકો હોવા
આપણા હસ્તોથી વિદારણ થવું જ જોઇએ."

"જો આપણી સેના આજે જ અહીંથી પ્રયાણ કરી શકે તેમ હોય,
યુવરાજ કર્ણ, તિરુમલ્લરાય, દંતિદેવ તથા સારંગદત્ત આદિ સર્વ નરપિશા
કદાચિત્ માર્ગમાં જ આપણા પંજામાં સપડાઈ જશે અને આપણને પંચાર
પર્યન્તના પ્રવાસનો પરિશ્રમ પણ નહિ વેઠવો પડે; કારણ કે, હું
દિવસે પંચાસરમાંથી પવનદુર્ગમાં આપ સમક્ષ પહોંચવામાટે નીકળ્યો
દિવસે યુવરાજ કર્ણના દક્ષિણપ્રયાણની તૈયારીઓ પંચાસરમાં ચાલી ર
હતી અને તે એક અથવા બે દિવસમાં ત્યાંથી શ્રીમતી કાન્તાદેવીને તથા શં
બારોટને લઇને વિદાય થવાનો હતો. મને પંચાસર છોડ્યાને આજે છ
દિવસ હોવાથી યુવરાજ કર્ણ પંચાસરમાંથી વિદાય થઈ ચૂક્યો હશે અ
અત્યારે બહુધા માર્ગમાં જ હશે. ગુજરાતમાં દાક્ષિણાત્ય રાજસત્તા વિર
પ્રસરેલા ભયાનક અસંતોષ તથા ગુર્જર વીરોની જાગ્રતિના અવલોકનથી યુવરા
કર્ણને જેવી રીતે પોતાનું જીવન પ્રતિક્ષણ ભયમાં દેખાયા કરે છે તેવી જ રી
ઉદુભંગરાજ, દંતિદેવ તથા સારંગદત્ત આદિ રાજપ્રતિનિધિઓના મનમાં પ
'જો આપણી રાજસત્તાના ગુર્જરરિપુઓના હસ્તથી આપણી ઉપસ્થિતિમાં યુ
રાજ કર્ણની ક્યાંક હત્યા થઈ જશે, તો સમ્રાટ્ ભૂવડ આપણા પ્રાણ તો લેશે
પરંતુ આપણાં સ્ત્રીપુત્રાદિક પારિવારિક જનોને પણ મૃત્યુના મુખમાં સમ
દેશે' એવી ભીતિ અષ્ટૌ પ્રહર રેહેતી હોવાથી યુવરાજ કર્ણ ગુજરાતની સીમ
નિર્વિઘ્ન ઉલ્લંઘન કરી જાય તો ચિન્તા ટળે એમ ધારીને આ પવન
પર્યન્ત યુવરાજ કર્ણની રક્ષામાટે તેઓ પણ તેની સાથે જ આવવાના છે અ
પાંચ હજાર અશ્વારોહી તથા સાત હજાર પદાતિ સૈનિકોને સાથે લાવવાના
તેઓ પ્રતિ દિવસ સાત અથવા આઠ ગાઉથી વધારે પ્રવાસ કરી શકે તે
ન હોવાથી પંચાસરમાંથી નીકળ્યા પછી આ સ્થાનમાં પહોંચતાં સુધી
તેમનો પંદરથી વીસ દિવસ જેટલો સમય વીતી જવાનો સંભવ છે એટલે
પૂર્વે તો આપણે માર્ગમાં જ તેમને પકડી પાડીશું અને તેમની ધૂળધાણી ક
નાખીશું." પંચાસરથી પત્રિકા લઇને આવેલા દૂતે આવશ્યક સમાચાર પોતા
મુખથી આ પ્રમાણે કહી સંભળાવ્યા.

"પરંતુ અહીંથી પલાયન કરી ગયેલો ઉદુભંગરાજ જો નિર્વિઘ્ન તેમની પા
પહોંચી જશે, તો પવનદુર્ગ આપણા હસ્તમાં આવી જવાના સમાચાર તે
મુખથી સાંભળવામાં આવતાં કદાચિત્ યુવરાજ કર્ણ યુદ્ધનો ભાર રાજપ્રતિ

ધિઓનાં મસ્તકો પર નાખી દઇને પવનદુર્ગના માર્ગને ત્યાગી અન્ય માર્ગથી દક્ષિણમાં સટકી જવાનો પ્રયત્ન કરશે એવો મારા મનમાં સંશય થાય છે, અને જો મારો એ સંશય સત્ય સિદ્ધ થાય, તો આપણાથી શંકર બારોટ તથા કાન્તાનો શત્રુઓના હસ્તમાંથી ઉદ્ધાર ન કરી શકાય એ સ્વાભાવિક છે. ક્ષત્રિયકુલકલંક કર્ણ આપણા પંજામાંથી છટકી ન જાય એની યોગ્ય વ્યવસ્થા આપણે અત્યારે જ કરી લેવી જોઇએ.'' શૂરપાળે દીર્ઘદર્શિતા દર્શાવી.

શૂરપાળે યુવરાજ કર્ણ કોઈ પણ પ્રકારે પોતાને હાથતાળી આપીને નિર્વિઘ્ન ગુર્જરસીમાને ઉલ્લંઘી ન જાય અને તે જે કોઈ પણ માર્ગથી જવાનો પ્રયત્ન કરે તે માર્ગમાં ગુર્જર સૈન્યથી તેનું તાત્કાલિક અનુસરણ કરી શકાય એવા પ્રકારની યોજના કરી દીધી. તેણે સો સો અશ્વારોહી સૈનિકોના પાંચ વિભાગોને વિશિષ્ટ સૂચનાઓ સહિત ભિન્ન ભિન્ન પાંચ સ્થાનોમાં જવામાટે રવાના કરી દીધા; એક સહસ્ર સૈનિકોને પવનદુર્ગની રક્ષામાટે રાખીને તે સૈનિકોનું અધ્યક્ષત્વ તથા દુર્ગરક્ષાનો સમસ્ત ભાર એક દ્વિતીય પંક્તિના ગૌરવસિંહ નામક ગુર્જર વીર નરના હસ્તમાં સમર્પી દીધો; પદાતિ ત્રણ હજારી સૈન્યને અમુક નિર્દિષ્ટ સ્થાનમાં શીઘ્ર ગતિથી લઈ આવવાની દ્વિતીય પંક્તિના એક અન્ય સેનાધ્યક્ષને સૂચના આપી દીધી અને સૂર્યનારાણયના અસ્તાચલગામી થવામાં અદ્યાપિ એકઘટિકાથી પણ કિંચિદ્ અધિક સમય અવશિષ્ટ હતો તે વેળાયે પોતાના ભયાનક ભ્રણની સમસ્ત ચિન્તાને વિસારી દઇને આદર્શ આત્મશ્રદ્ધ મહાવીર શૂરપાળ પોતાના અણહિલ્લ, અજયસિંહ, પદ્મનાભ, કેસરીસિંહ, રેવાધીશ, પ્રાહ્‌લાદનપતિ, મયૂરનગરાધીશ તથા માકરધ્વજ મહારાજ આદિ મહાશૂર સહાયકો અને ચાર હજાર અશ્વારોહી સૈનિકો સહિત શુભ મુહૂર્ત તથા શુભ ચોઘડિયામાં પવનદુર્ગમાંથી બહિર્ગત થયો અને પોતાના અભીપ્સિત માર્ગમાં અગ્રગામી થવા લાગ્યો.

શૂરપાળની તીવ્ર ગતિ વાયુની વેગવતી ગતિનું સ્મરણ કરાવતી હતી તેમ જ તેના સૈન્યની ગતિએ કોપસંતપ્ત મનોદેવતાની અકુંઠિત તથા મહાવેગશીલા ગતિની પ્રતિસ્પર્ધા કરવા માંડી હતી. આવા અત્યંત વેગયુક્ત, અવિશ્રાંત તથા અખંડ પ્રવાસના યોગે પવનદુર્ગમાંથી નીકળ્યા પછી જે સ્થાનમાં પહોંચતાં ભૂવડની સેનાને પૂરા પંદર દિવસ જેટલો સમય લાગી જવાનો સંભવ હતો તે સ્થાનમાં એ ગુર્જરી સેના કેવળ પાંચ દિવસ જેટલા અલ્પ કાલાવધિમાં જ આવી પહોંચી અને ગુર્જરી સેનાના આ સાહસના દર્શનથી જ્યારે મનુષ્યનો આવેશ અનિવાર્ય થઈ જાય છે ત્યારે મનુષ્યના શ્રમ, આલસ્ય તથા કષ્ટ આદિનો સર્વથા લોપ થઈ જાય છે એ નિયમની વાસ્તવિકતા સપ્રમાણ સિદ્ધ થયેલી દેખાવા લાગી. જેતાઓ કરતાં સ્વાતંત્ર્યોદયોન્મુખ રાષ્ટ્રમાં એ જ ગુણોનો આત્યંતિક વિકાસ તથા ઉત્કર્ષ થયેલો હોય છે અને તેથી જ સ્વાતંત્ર્યાભિલાષિ જિત રાષ્ટ્રના હસ્તથી જેતાઓને પરાજિત થવાનો અનિશ્ચિત પ્રસંગ અચાનક પ્રાપ્ત થઈ જાય છે. પરાજિતોના વિજયનું રહસ્ય એ ગુણોના ઉત્કર્ષમાં જ સમાયલું હોય છે.

જે સ્થાનમાં શૂરપાળ પોતાની ગુર્જરી સેના સહિત આવી પહોંચ્યો હતો તે સ્થાન જ્યાં વનરાજ પોતાના અલ્પસંખ્ય સૈન્ય સહિત છાવણી નાખીને પડ્યો

હતો તે જ હતું; પરંતુ વૈશ્યજાતિવિભૂષણ ધનુર્ધર ચંપકસિંહ પોતાના વચન અનુસાર બે હજાર તરુણ તથા રણોત્સાહી શસ્ત્રધર સૈનિકોને લઇને યથાસમય ત્યાં આવી પહોંચેલો હોવાથી તેમ જ મહીતીરપતિ પણ ત્યાં પોતાના સૈન્ય સહિત વિદ્યમાન હોવાથી જો પવનદુર્ગનું પદાતિ સૈન્ય યથાસમય ત્યાં ન આવી લાગે, તો પણ ગુર્જર સૈનિકોની સંખ્યા સાતથી આઠ હજારની હોવાથી અને એક એક ગુર્જર વીર સૈનિક ભૂવડના પાંચ પાંચ ભાડૂતી સૈનિકોને સંહારવાનું સંપૂર્ણ સામર્થ્ય ધરાવતો હોવાથી સૈન્યબળના સંબંધમાં શૂરપાળ સર્વથા નિશ્ચિન્ત થઈ ગયો અને દક્ષિણમાં જવાના ભિન્ન ભિન્ન માર્ગો એ કેન્દ્રમાંથી જ નીકળતા હોવાથી શૂરપાળે એ કેન્દ્રમાં જ પોતાના શિબિરને સ્થાપવાની સેનાધ્યક્ષોને આજ્ઞા સંભળાવી દીધી. પાંચ દિવસ તથા પાંચ રાત્રિનો અખંડ પ્રવાસ કરીને અત્યંત ક્લાન્ત તથા પરિશ્રાંત થયેલા સૈનિકો તેમ જ અશ્વોમાટે વિશેષ નહિ, તો પણ ચાર કિંવા છ ઘટિકા જેટલો સમય વિશ્રાંતિમાં વીતાડવાની તથા ખાનપાન આદિની આવશ્યકતા અનિવાર્ય હોવાથી વીર અણહિલ્લના મુખથી મહાવીર શૂરપાળની એ આજ્ઞા સાંભળતાં જ સૈનિકોએ શિબિરની સ્થાપના કરી દીધી અને અશ્વોને ઘાસદાણો આપી રોટલા ટીપવાના કાર્યને આરંભી દીધું; કારણ કે, એક સપ્તાહ પર્યન્ત ચાલી શકે તેટલો લોટ પ્રત્યેક સૈનિકે ખુર્જિનમાં ભરી લીધો હતો. ગુર્જરી સેનાને પ્રત્યેક ગ્રામમાં આવશ્યક અન્નસામગ્રી તથા ઘાસદાણો આદિ મળી શકતાં હોવાથી એ વસ્તુઓના વિશેષ સંચયની તેમને આવશ્યકતા હતી જ નહિ. ગુર્જરી સેના પર્વતના અદૃશ્ય તથા સુરક્ષિત વિભાગોમાં એવી રીતે સમાઈ ગઈ હતી કે તે કોઈ પણ પરકીય મનુષ્યના જોવામાં આવી શકે તેમ ન હોતું અને ઉપત્યકાગામિની સેનાપર તેનાથી અત્યંત વેગપૂર્વક વિજયાન્વિત આક્રમણ કોઈ પણ ક્ષણે કરી શકાય તેમ હતું.

શૂરપાળ એ સ્થાનમાં મધ્યાહ્નકાળ પછી આવી લાગ્યો હતો અને પાંચ દિવસ તથા પાંચ રાત્રિના અખંડ અશ્વારોહણના કારણથી તેના વ્રણમાં વેદના અતિશય વધી જવાથી વૈશ્ય વીર ચંપકસિંહનો તેના ગુણગાનપૂર્વક પોતાના અનુયાયી વીરોને પરિચય કરાવીને તેમજ વનરાજના દર્શનથી આનંદ પામીને વનરાજની ગુહામાં નિદ્રાધીન થઈ ગયો હતો. પદ્મનાભ વનસ્પતિઓના ગુણોનો જ્ઞાતા હોવાથી અને તે પર્વતના નિર્ઝરતીરપ્રાંતોમાં નાનાવિધ વનસ્પતિઓની વિપુલતા હોવાથી તત્કાળ પર્વતના એક વનસ્પતિયુક્ત વિભાગમાં ચાલ્યો ગયો અને બે ઘટિકા પછી અમુક આવશ્યક વનસ્પતિઓને શોધી લાવી તેમને વાટીને તેણે શૂરપાળના વ્રણમાં ભરી દઇને તેની ઉપર મજબૂત નવો પાટો બાંધી દીધો એટલે અલ્પ સમયમાં જ વેદના શમી જતાં શૂરપાળે કિંચિદ્ આહાર તથા જલપાન કરીને ક્ષુધા તથા પિપાસાનું નિવારણ કરી લીધું. સાયંકાળે પંચાસરની દિશામાંથી વનરાજના બે ગુપ્તચરોએ આવીને એવા સમાચાર સંભળાવ્યા કેઃ—

"ઉદુભંગરાજ યુવરાજ કર્ણને માર્ગમાં જ આવી મળેલો હોવાથી તેના મુખથી પવનદુર્ગ આપણા હસ્તમાં આવી જવાની અને ભૂવડના પવનદુર્ગસ્થ સૈન્યનો પરાજય થવાની વાર્તા યુવરાજ કર્ણના જાણવામાં આવી ચૂકી છે; પરંતુ એ વાર્તાના શ્રવણથી હતાશ ન થતાં પોતાના સૈન્યબળનું અભિમાન ધરાવતા

યુવરાજ કર્ણે પવનદુર્ગને પુનઃ હસ્તગત કરી લેવાના નિશ્ચયથી પવનદુર્ગના માર્ગમાં જ આગળ વધવાનું ચાલૂ રાખ્યું છે અને આજે રાત્રિના પ્રથમ પ્રહરની સમાપ્તિના સમયમાં તે આ પર્વતની ઉપત્યકામાં જ આવીને છાવણી નાખી રાત્રિવાસ કરવાનો છે. તેનું તથા દંતિદેવ, સારંગદત્ત અને તિરૂમલ્લરાય આદિ રાજપ્રતિનિધિઓનું ઉડુભંગરાજના કથનથી એવું અનુમાન થયેલું દેખાય છે કે પવનદુર્ગમાં ગુર્જર સૈનિકોની સંખ્યા પાંચ હજારથી વધારે તો ન જ હોવી જોઇએ. અને કર્ણની સાથે અત્યારે આઠ હજાર પદાતિ તથા પાંચ હજાર અશ્વારોહી સૈનિકો વિદ્યમાન હોવાથી એટલા સૈન્યને આપણા પવનદુર્ગસ્થ સૈન્યના પરાજય તથા સંહારમાટે પર્યાપ્ત માનીને પંચાસરથી વિશેષ સૈનિક સાહાય્ય મંગાવવાની વ્યવસ્થા પણ તત્કાળ તેઓ નથી જ કરવાના. શ્રીમતી કાન્તાદેવી તથા શંકર બારોટને યુવરાજ કર્ણે સાથે જ લીધેલાં છે, અને જે એક ગુપ્ત વાર્તા મારા સાંભળવામાં આવી છે તે જો સત્ય હોય તો પવનદુર્ગને પુનઃ હસ્તગત કરી લીધા પછી શંકર બારોટને પવનપર્વતના શિખરપરથી પાતાલસ્પર્શિની ગર્તામાં ગબડાવીને મારી નાખવાનો તેમ જ અત્યાર સુધી તેની દુષ્ટ વાસનાને આધીન ન થયેલાં શ્રીમતી કાન્તાદેવીને જો તેઓ તેની પૈશાચિક વાસનાને પોતાની ઇચ્છાથી જ આધીન ન થાય તો બળાત્કારે પણ ભ્રષ્ટ કરી નાખવાનો અને પોતાની ઉપપત્ની તરીકે પોતાની સાથે કલ્યાણ લઈ જવાનો દૃઢ નિશ્ચય કરી લીધો છે. કર્ણ કલિયુગનો સાક્ષાત્ અવતાર છે, ક્ષત્રિયકુલનો અંગાર છે અને ભૂમિનો ભાર છે એટલે એના ભારથી ભૂમિને મુક્ત કવાની આવશ્યકતા અનિવાર્ય છે."

"દુષ્ટોનો વિનાશ એ પરમેશ્વરનું સ્વીકૃત કર્તવ્ય હોવાથી અને દુષ્ટ કર્ણની દુષ્ટતા સીમાનું ઉલ્લંઘન કરી ગયેલી હોવાથી પરમેશ્વર હવે તેના વિનાશની જ તૈયારીઓ કરી રહ્યો છે." શૂરપાળે ગંભીર ભાવથી કહ્યું.

"આપ મહાનુભાવનું કથન યથાર્થ છે; કારણ કે, આપ મહાનુભાવને પવનદુર્ગના આક્રમણમાં અસંભવનીય વિજયની અનાયાસ પ્રાપ્તિ થઈ ગઈ છે અને ત્યાર પછી પરમેશ્વરે પર્યાપ્ત સૈન્યબળ સહિત આપ મહાભાગને આ સ્થાનમાં યથાસમય મોકલી આપ્યા છે એ જ પરમેશ્વરની દુષ્ટજનવિનાશ વિષયક તત્પરતાનું પ્રત્યક્ષ પ્રમાણ હોવાથી એના અન્ય પ્રમાણની આવશ્યકતા છે જ નહિ." ગુપ્તચરે કહ્યું.

"તાત વનરાજ," શૂરપાળે વનરાજનું સંબોધન કર્યું.

"શી આજ્ઞા છે, મામા ?" વનરાજે પૂજ્યભાવથી પૂછ્યું.

"આપણા સમસ્ત સૈનિકોને એવી કઠિન આજ્ઞા સંભળાવી દ્યો કે ગુહાઓના અત્યંત આભ્યંતર ભાગ વિના ક્યાંય પણ કોઇએ કોઈ પણ પ્રકારના અગ્નિને પ્રજળાવવો નહિ; કોઇ પણ પ્રકારના દૃશ્ય પ્રકાશનું નિર્માણ કરવું નહિ; વાર્તાલાપ પણ અત્યંત મંદ સ્વરથી કરવો; કોલાહલ કિંવા હાસ્યધ્વનિ ન થવા દેવો અને રાત્રિના પ્રથમ પ્રહરની સમાપ્તિની વેળાયે શસ્ત્રાસ્ત્રવડે સજ્જ થઇને જે ક્ષણે આવશ્યકતા હોય તે ક્ષણે તત્કાળ રણભૂમિમાં અવતીર્ણ થવામાટે તત્પર થઈ રહેવું." શૂરપાળે પોતાના મનમાં અમુક એક નિશ્ચય કરી લઇને વિચારશીલતાથી કહ્યું.

"બંધુ કેસરીસિંહજી તથા વીર અજયસિંહ, દાક્ષિણાત્યોના દીર્ઘ પરિચય તથા દીર્ઘ સહવાસના યોગે તમો દાક્ષિણાત્યોની ભાષા જાણતા હોવાથી વેશ-પરિવર્તન કરીને કર્ણના શિબિરની સ્થાપના થઈ જાય એટલે આપણા અહિંસા-વાદી મહાપુરુષ શંકર બારોટને તેમ જ કાન્તાદેવીને શિબિરના કયા સ્થાનમાં તથા કેવી વ્યવસ્થાથી રાખવામાં આવ્યાં છે એનું સૂક્ષ્મ અવલોકન કરી આવો; માત્ર એટલું જ નહિ, પણ આપણા પ્રધાન શત્રુઓની સમસ્ત પરિસ્થિતિના ઇત્થંભૂત ભેદને પણ જેટલા પરિમાણમાં જાણી શકાય તેટલા પરિમાણમાં જાણી લેવાનો યથાશક્ય ઉદ્યોગ કરતા રહેજો. આજના વિજયનો આધાર તમારી કર્તવ્યદક્ષતા તથા તમારા નિર્વિઘ્ન પુનરાગમન ઉપર જ રહેલો છે." શૂરપાળે કેસરીસિંહ તથા અજયસિંહને અત્યંત આવશ્યક કાર્ય સોંપતાં આ વાક્યો શાંત ભાવથી ઉચ્ચાર્યાં.

"મહાવીર મારી એક પ્રાર્થના છે," પદ્મનાભે લજ્જાથી કહ્યું.

"વત્સ, તારી વળી અત્યારે શી પ્રાર્થના છે ?" શૂરપાળે પૂછ્યું.

"દાક્ષિણાત્ય ભાષામાં હું વીર કેસરીસિંહ કરતાં પણ નિપુણતર હોવાથી અને વીર કેસરીસિંહજી એમના ઊતાવળિયા સ્વભાવના કારણથી શત્રુઓના શિબિરમાં અવશ્ય ભયમાં આવી પડવાનો સંભવ હોવાથી; માત્ર એટલું જ નહિ, પણ ગુપ્તચરની કલાઓનો મેં વિશિષ્ટ અભ્યાસ કરેલો હોવાથી બંધુ અજય-સિંહ સાથે વીર કેસરીસિંહજીને બદલે આ કાર્ય માટે શત્રુઓના શિબિરમાં જો મને જ જવા દેવાની આપ મહાનુભાવ ઉદારતા દર્શાવશો, તો આપ મહાનુ-ભાવનો મારાપર અનન્ય ઉપકાર થશે." પદ્મનાભે વિનયથી પોતાની ઇચ્છાને વ્યક્ત કરી બતાવી.

"તારું આ કથન વાસ્તવિક હોવાથી અને તારી કાર્યદક્ષતામાં મારો સંપૂર્ણ વિશ્વાસ હોવાથી અજયસિંહ સાથે શત્રુઓના શિબિરમાં જવાની તારી પ્રાર્થનાને હું હર્ષપૂર્વક સ્વીકારું છું. જા અને કાર્યની સિદ્ધિસહિત નિર્વિઘ્ન પાછો આવીને અમારી ચિન્તાને મટાડી દે." શૂરપાળે પદ્મનાભને તેની ઇચ્છા અનુસાર શત્રુશિબિરગમનની અનુમતિ આપી દીધી.

"ત્યારે હું તો નિષ્ક્રિય થઇને જ બેસી રહું કેમ ?" કેસરીસિંહે નિરાશા-દર્શક સ્વરથી કહ્યું.

"નહિ, આપણામાંના કોઇથી પણ નિષ્ક્રિય થઇને તો બેસી શકાય તેમ છે જ નહિ; કારણ કે, જો ન્યૂનતા હોય તો તે કાર્યકર્તાઓની છે; કાર્યોની નથી; કાર્યોની તો વિપુલતા જ છે. સૈન્યને રાત્રિના પ્રથમ પ્રહરની સમાપ્તિ પર્યન્ત યુદ્ધમાટે તૈયાર કરી લેવાનું અને આપણા શિબિરમાં અંત પર્યન્ત નીરવતા તથા શાંતિને રક્ષવાનું ગંભીરતર કાર્ય તમોને સોંપવામાં આવે છે." શૂરપાળે કેસરીસિંહને અન્ય કાર્ય સોંપીને તેના મનનું સાંત્વન કરી નાખ્યું.

આવશ્યક કાર્યોની આવી રીતે તાત્કાલિક વ્યવસ્થા કરી નાખીને અજયસિંહ તથા પદ્મનાભ ત્યાંથી વિદાય થઈ ગયા પછી શૂરપાળ પોતાના સહાયક રાજપુરુષો તથા વીર અણહિલ્લને પોતાની આસપાસ બેસાડીને શત્રુઓપર આક્રમણ કેવા સ્વરૂપમાં કરવું એની યોજનાના પરામર્શમાં નિમગ્ન થઈ ગયો.

## પ્રકરણ ૧૯ મું
## સતીનો ઉદ્ધાર અને દાક્ષિણાત્યોનો દ્વિતીય પરાજય

મધ્યરાત્રિનો સમય થઈ ચૂક્યો હતો. જે પર્વતમાં વનવાસી યુવરાજ તથા મહાવીર શૂરપાળ પોતાના સૈન્ય સહિત યુદ્ધની પ્રતીક્ષા કરી રહ્યા હતા તે પર્વતની વિશાળ ઉપત્યકામાં ભૂવડના યુવરાજ કર્ણના શિબિરની સ્થાપના થઈ ચૂકેલી હોવાથી સમયસૂચક પ્રહરીએ બાર ડંકા વગાડીને શિબિરવાસીઓને મધ્યરાત્રિની સૂચના આપી દીધી. પ્રભાતમાં પ્રયાણ કરવાનું હોવાથી ભૂવડના દાક્ષિણાત્ય તથા ગુર્જર સૈનિકો રાત્રિભોજનના કાર્યથી સત્વર નિવૃત્ત થઇને શ્રાંતિના પરિહારમાટે નિદ્રાસેવનની તૈયારી કરવા લાગ્યા. મધ્યરાત્રિ પછી અર્ધ ઘટિકા જેટલા સમયમાં કેવળ નિયતસંખ્ય પ્રહરીઓ વિના બહુધા અન્ય સર્વ સૈનિકો નિદ્રાધીન થઈ જવાથી અમુક સમયના અંતરે પ્રહરીઓના મુખમાંથી બહિર્ગત થતા સાવધાનતાસૂચક ધ્વનિને જો વર્જ્ય કરવામાં આવે, તો અન્ય કોઈ પણ પ્રકારનો ધ્વનિ શ્રવણગોચર થતો નહોતો અને શિબિરમાં શાંતતા, નીરવતા તથા નિસ્તબ્ધતાનું જ સામ્રાજ્ય વ્યાપી ગયું હતું. સૈનિકોએ પાકનિષ્પત્તિમાટે સ્થળે સ્થળે પ્રજળાવેલાં કાષ્ઠોના રાશિઓ અદ્યાપિ સંપૂર્ણ બુઝાઈ ગયેલા ન હોવાથી તેમના અગ્નિનો રક્ત ચમકાટ નિર્વાણોન્મુખ ચિતાઓનું જ અંધકારમાં સ્મરણ કરાવીને ત્યાં એક પ્રકારની ભીષણતાને પ્રસારી રહ્યો હતો. આવા પ્રશાંત સ્થાનમાં, વિશાળ શિબિરની એક સીમાના નિકટવર્તી સ્થલમાં અમુક અમુક ભૂમિના અંતરે જે કેટલાક તંબૂઓ ઊભા કરવામાં આવ્યા હતા તે તંબૂઓમાંના એક તંબૂમાં એક બાજઠ ઉપર પ્રકટાવીને રખાયલો દીપક સામાન્ય પ્રકાશને વિસ્તારી રહ્યો હતો અને તંબૂના એક ખૂણામાં પૃથ્વીથી એક વેંત જેટલી ઉંચાઇની કંબલવડે આચ્છાદિત કરાયલી તૃણશય્યામાં એક આપાદમસ્તક શુભ્રવસ્ત્રપરિધાના, અલંકારહીના, મલિનવદના તથા ચિન્તાતુરા પ્રૌઢા પ્રમદા ચિન્તામગ્ન થઇને જાગરણમાં પોતાના સમયને વીતાડતી બેઠેલી જોવામાં આવતી હતી. એ પ્રમદા અન્ય કોઈ નહિ, પણ ભૂવડના યુવરાજ કર્ણના હસ્તમાં દુર્ભાગ્યવશાત્ સપડાયલી મહાવીર શૂરપાળની સતી સાધ્વી ગૃહલક્ષ્મી અને પાઠકો તથા પાઠિકાઓની એક સમયની પૂર્ણ પરિચિતા કાન્તાદેવી જ હતી. તેની નિદ્રાધીનતાનો લાભ લઇને કામાતુર કર્ણ તેના શીલદુર્ગને ભેદવાનો પ્રયત્ન ન કરી શકે એટલામાટે જ્યારથી તેને પંચાસરના રાજમહાલયમાંથી બહિર્ગત કરવામાં આવી હતી ત્યારથી નિદ્રાસુખનો તે સાધ્વીએ સર્વથા ત્યાગ કરી દીધો હતો. અષ્ટૌપ્રહરવ્યાપિની અખંડ ચિન્તા, અનિદ્રા તથા અલ્પાહારના યોગે જેવી રીતે તેની એક સમયની પુષ્ટ તથા કમનીય કાયા કૃશ તથા પાંડુવર્ણ થઈ ગઈ હતી તેવી જ રીતે છેલ્લા એક બે દિવસથી તેની એક સમયની દઢ મનોદેવતાએ પણ ઉન્માદવશ થવાનાં ચિહ્નોને દર્શાવવા માંડ્યાં હતાં. પોતાના અર્ભક પુત્રની ચિન્તા વારંવાર તેની બુદ્ધિનો લોપ કરી દેતી હતી અને તેની સહિષ્ણુતાના દુર્ગને કંપાયમાન કર્યા કરતી હતી. અચાનક તેના મસ્તિષ્કમાં ઉન્માદનો આવિર્ભાવ થતાં તે પોતાની તૃણશય્યામાં

ઊઠીને ઊભી થઈ ગઈ અને ઉન્માદિનીવત્ જાણે કોઈ વસ્તુને શોધવાનો પ્રયત્ન કરતી હોય તેવી ચેષ્ટા કરતી બોલવા લાગી કે:—

"મારા પ્રાણાધાર અને ગુજરાત માતાની પરાધીનતાના પરિહારમાટે હસ્તમાં શસ્ત્રને ધારણ કરનાર મહાવીર શૂરપાળ, તમો કયાં છો? તમારી અર્ધાંગી, તમારી ધર્મપત્ની, તમારી ગૃહલક્ષ્મી અને તમારી અનન્ય ઉપાસિકા ચરણકિંકરી કાન્તા દુષ્ટ નરપિશાચ કર્ણના હસ્તમાં સપડાઈ ગઈ છે; તેને તેના પ્રાણાધિક અર્ભક પુત્ર, તમારા વંશરક્ષક કુલદીપકથી બળાત્કારે વિખૂટી પાડી દેવામાં આવી છે અને અત્યારે તે પુરુષપિશાચ તમારી તે રમણીયા રામાને પોતાની દૂરદેશવર્તિની રાજધાનીમાં લઈ જવાને તત્પર થયો છે એ સર્વ સમાચાર તમારા સાંભળવામાં આવ્યા હોય, તો તમો આ દાવાનળમાંથી તમારી કાન્તાનો ઉદ્ધાર કરવામાટે કેમ સત્વર નથી દોડી આવતા અને આવી ભયાનક શિથિલતાને શા કારણથી દર્શાવી રહ્યા છો? જુઓ, પિશાચાત્મા કર્ણ, ગુજરાત ભૂમિનો પરમ શત્રુ ભૂવડપુત્ર પોતાનાં નેત્રોમાંથી અગ્નિની રક્ત જવાળાઓને બહિર્ગત કરતો, મને નાનાવિધ વિભીષિકાઓ દર્શાવતો અને તમારા પરાક્રમોને નિન્દતો મારા શીલદુર્ગને ભેદવાની ચેષ્ટા કરી રહ્યો છે. તેની આ ચાંડાલચેષ્ટા તમારાથી કેમ જોઈ શકાય છે, કેમ સહી શકાય છે? તમોએ જ મને કહ્યું હતું કે: 'પ્રાણેશ્વરી, જ્યાંસુધી તારા કંઠમાં વિરાજતું આ મંગલસૂત્ર અવિભંગ હોય ત્યાં સુધી હું સજીવન છું એમ જ તારે માનવાનું છે, અને આ મંગલસૂત્ર જો પોતાની મેળે જ તૂટી જાય તો જ તારે મને સ્વર્ગવાસી થયેલો માનવો.' મારું આ મંગલસૂત્ર અદ્યાપિ અવિભંગ હોવાથી તમો સજીવન છો એ તો નિર્વિવાદ છે, તો હવે આણીની વેળાયે તો આવો; કારણ કે, નહિ તો સતીત્વરક્ષામાટે મારે હવે આજકાલમાં જ આત્મહત્યા કરવી પડશે. હે મકરગ્રસ્ત કુંજરના પ્રાણરક્ષક, દેવી દ્રૌપદીના સહસ્રચીરપૂરક અને અજામિલના ઉદ્ધારક ભક્તવત્સલ ભગવન્, કાં તો તું પોતે ગરુડારોહણ કરીને મારા ઉદ્ધારમાટે દોડી આવ અને કાં તો મારા નાથને મારા શીલ તથા જીવનની રક્ષામાટે આ સ્થાનમાં સત્વર લાવી બતાવ. બચાવ, દીનબંધો, બચાવ......"

અચાનક "કાન્તે, મારા વિના હવે તને આ દુ:ખમાંથી કોઈ પણ બચાવી શકનાર નથી; મારી ઇચ્છાને આધીન થયા વિના તારો ઉદ્ધાર નથી;" આ ભયાનક શબ્દો કાન્તાનાં શ્રવણોમાં આવીને અથડાયા, તેનું ધ્યાન તંબૂના દ્વાર પ્રતિ આકર્ષાયું અને ત્યાં તેણે પુરુષપિશાચ કર્ણને ગંભીર, પરંતુ આનન્દપુલકિત વદનથી ઊભેલો જોયો.

"અત્યારે, આટલી મોડી રાતે મારા તંબૂમાં આવવાનું કાંઈ કારણ?" કાન્તાએ તિરસ્કારવ્યંજક ભાવથી પૂછ્યું.

"તારી પાસે વારંવાર થતા મારા આગમનના કારણની તને નિત્ય નવીનતાથી પૃચ્છા કરતી જોઇને મારા મનમાં આશ્ચર્ય થાય છે; મને તારી સ્મરણશક્તિ તથા વિચારશક્તિ અત્યંત મંદ થયેલી દેખાય છે." કર્ણ ગંભીરતાથી બોલ્યો.

"તમો વારંવાર મારા સમક્ષ આવીને મારા તિરસ્કારને પાત્ર થઈ અપમાનપૂર્વક હાથ ઘસતા પાછા ચાલ્યા જાઓ છો; છતાં નિત્ય મારા સમક્ષ આવ-

વાની અને તમારી જે પાપવાસના સપ્ત જન્મોમાં પણ કદાપિ પૂર્ણ નથી થવાની તે પાપવાસનાને પૂર્ણ કરી લેવાની નિત્ય નવીન નિર્લજ્જતા દર્શાવો છો એ તમારી અશ્રુતપૂર્વ નિર્લજ્જતાના દર્શનથી મારા મનમાં પણ અત્યંત આશ્ચર્ય થાય છે, મને પણ તમારી સારાસારવિવેકબુદ્ધિ ભ્રષ્ટ તથા નષ્ટ થઈ ગયેલી જ દેખાય છે.'' સતી કાન્તાએ પણ નિર્ભયતાથી વીરત્વદર્શક ઉત્તર આપ્યું.

"મારો આવી રીતે વારંવાર તિરસ્કાર કરતી વેળાયે હું મહાપ્રતાપી સમ્રાટ્ ભૂવડ મહારાજનો યુવરાજ હોવાથી ગુજરાતનો ભાવી સમ્રાટ્ તથા કર્તાહર્તા અને ભાગ્યવિધાતા છું એ તારે ભૂલી જવાનું નથી.'' કર્ણે પોતાની સમ્રાટ્-તાનો મદ દર્શાવ્યો.

"અને મારી પાસેથી આવી નીચ યાચના કરીને વારંવાર મારું અપમાન કરતી વેળાયે પોતાના પદાઘાતથી પૃથ્વીને પણ કંપાવી દેનાર, ધનુર્ધર અર્જુનના અવતાર તથા 'મહાવીર' નામથી ઓળખાતા વિક્રમાદિત્ય સુભટશિરોમણિ શૂરપાળસિંહની હું સતી અર્ધાંગી છું એ વાર્તાને તમારે પણ નિરંતર સ્મરણમાં રાખી લેવાની છે.'' કાન્તાએ પોતાની યોગ્યતાની મહત્તા દર્શાવી.

"શૂરપાળ સિંહ નહિ, પણ સોલંકી સિંહ સમ્રાટ્ ભૂવડદેવ તથા તેના આ શાવક કર્ણના ભયથી ઇતસ્તતઃ પલાયન કરીને તેમ જ ગુપ્ત સ્થાનોમાં અદૃશ્ય રહીને પોતાના પ્રાણને રક્ષતો મહાભીરુ શૃગાલ છે.'' કર્ણે શૂરપાળના સંબંધમાં હીનતાદર્શક ઉદ્ગારો કાઢ્યા.

પોતાના પતિદેવની કર્ણના મુખથી થતી આ અસત્ય નિન્દા અસહ્ય થતાં અત્યાર સૂધી કર્ણને માનદર્શક બહુવચનથી સંબોધી રહેલી કાન્તાદેવી તુચ્છતાદર્શક એકવચનાત્મક 'તું' સંબોધનનો પ્રયોગ કરતી તિરસ્કારપૂર્વક કહેવા લાગી કે: "નહિ; પોતાના ક્ષાત્રધર્મને તિલાંજલિ સમર્પી સહોદરાતુલ્ય પરનારીને તેની નિરાધાર અવસ્થાનો લાભ લઈ વનમાંથી બળાત્કારે હરી લાવનાર તથા તેનામાં કુદૃષ્ટિ રાખનાર પિશાચાત્મા તું પોતે જ શૃગાલ છે અને જે મહાપુરુષને તું 'શૃગાલ' તરીકે ઓળખાવવાની ધૃષ્ટતા કરી રહ્યો છે તે મહાવીર શૂરપાળ જ સિંહ છે; તેઓ તારા પોતાના તથા તમો સોલંકીઓની રાક્ષસી રાજસત્તાના કાળ છે."

"જે શૃગાલનન્દનને તું પ્રમાદવશતાથી નિર્ભય સિંહ તથા દારુણ દાક્ષિણા-ત્યોની સામ્રાજ્યસત્તાનો કાળ માને છે તે મહાભીરુ તથા ક્ષત્રિયકુલકલંક શૂરપાળ આજથી એક સપ્તાહ પૂર્વે કાળનો ભક્ષ થયો છે; તારો ઉદ્ધાર કર્યા વિના જ અમારા વીરશિરોમણિ ઉદ્દુભંગરાજના ભયાનક શસ્ત્રપ્રહારથી પવન-દુર્ગમાં યંત્રણાયુક્ત મૃત્યુને આધીન થઈ ગયો છે.'' ઉદ્દુભંગરાજે કર્ણને શૂરપાળના મૃત્યુની કાલ્પનિક કથા સંભળાવેલી હોવાથી તે અસત્ય વાર્તાને સત્ય પ્રમાણીને કર્ણે કાન્તાને શૂરપાળના સ્વર્ગવાસના સમાચાર સંભળાવ્યા.

"મારા કંઠમાંનું આ અવિભંગ તથા અખંડ મંગલસૂત્ર મારા અખંડ સૌભા-ગ્યની ઘોષણા કરી રહેલું હોવાથી તારી જિહ્વા અસત્યવાદિની છે; તમો દાક્ષિણાત્યોનાં પાપોનો હવે અતિરેક થતો હોવાથી મને તમારા ગુર્જર સામ્રાજ્યનો અંત નિકટવર્તી દેખાય છે.'' કાન્તાએ ચક્ષુઓમાંથી કોપાનલની જ્વાલાને બહિર્ગત કરીને કહ્યું.

"કાન્તે, આ ગુર્જરભૂમિમાંથી અમારા સામ્રાજ્યવૃક્ષનું નિર્મૂલન થવાનું હોય તો ભલે થાય અને મારા પોતાના જીવનની પણ સમાપ્તિ થવાની હોય, તો ભલે આ ક્ષણે જ થઈ જાય; પરંતુ તારા સૌન્દર્ય તથા સ્નેહના ઉપભોગના આ અંતઃકરણમાં દીર્ઘ કાળથી ઉદ્‌ભવેલા મારા તીવ્ર અભિલાષને તો મારાથી નહિ જ ત્યાગી શકાય. અત્યારે તું મારા અધિકારમાં હોવાથી જો સ્વેચ્છાથી મારા અભિલાષને પૂર્ણ કરવાની દક્ષતા નહિ દર્શાવે, તો તારું સતીત્વ મારા બળાત્કારનું બલિદાન થશે; તારી પવિત્રતાનો દુર્ગ અત્યારે અને આ ક્ષણે જ મારા વિકારના આઘાતથી ધરાશાયી થઈ જશે." નરરાક્ષસ કર્ણે વિભીષિકા દર્શાવી.

"જો એવો જ પ્રસંગ આવી લાગશે, તો તારા પાપકર્મા હસ્તનો મારા શરીરને સ્પર્શ થવા પૂર્વે મારો આત્મા આ તીવ્ર વિષના પ્રભાવથી નિમેષમાત્રમાં જ આ શરીરમાંથી પ્રયાણ કરી જશે અને તારો દુષ્ટ અભિલાષ તારા મનમાં જ રહી જશે." કાન્તાએ પોતાની કંચુલીમાં છુપાવી રાખેલી એક વિષવલ્લરીનું દર્શન કરાવીને વિભીષિકાનું ઉત્તર વિભીષિકાથી જ આપ્યું.

"એ વિષવલ્લરીને મુખ પર્યન્ત પહોંચાડવાનો અવસર તારા હસ્તને ભાગ્યે જ મળી શકશે." કર્ણ બોલ્યો.

"તો આ મહાવીર શૂરપાળની અર્ધાંગી પોતાની જિહ્વાને કચરીને પોતાના જીવનનું વિસર્જન કરશે; પણ તારા હસ્તથી ભ્રષ્ટ નહિ થશે, તે તો નહિ જ થશે." કાન્તાએ અંતિમ નિશ્ચય દર્શાવ્યો.

"ચિન્તા નહિ; આ સ્ત્રીહઠ તથા રાજહઠના વિગ્રહમાં વિજય સ્ત્રીહઠનો પક્ષપાતી થાય છે કે રાજહઠના પક્ષમાં જાય છે તે અત્યારે જ જણાઈ આવશે." કર્ણ બળાત્કારની તત્પરતાને દર્શાવતો બોલ્યો.

"સ્ત્રીના હઠ સમક્ષ પરાપૂર્વથી અન્ય સર્વ હઠો નિરંતર પરાજિત થતા આવ્યા છે અને તેથી તારો આ તુચ્છ તથા પાપમૂલક રાજહઠ પણ આજે મારા પવિત્રતામૂલક સ્ત્રીહઠ સમક્ષ નિમેષમાત્રમાં જ પરાભૂત થઈ જશે." કાન્તાએ પણ આ ઉત્તરથી પોતાની સંપૂર્ણ નિર્ભયતા તથા નિશ્ચલતાને દર્શાવી દીધી.

"તું અબલા છે." કર્ણે કહ્યું.

"પવિત્ર અબલા જ આ સંસારમાં પ્રબલા છે." કાન્તા બોલી.

"અબલામાં પ્રબલતાનો સ્વીકાર કુસુમમાં કઠોરતાના સ્વીકાર સમાન છે." કર્ણે કાન્તાની માન્યતાને અસત્ય સિદ્ધ કરવાનો યત્ન કર્યો.

"મહિષાસુરના મદનું મર્દન કરનારી મહિષાસુરમર્દિની દેવી અબલા હતી અને અબલા સતી અનસૂયાએ જ પોતાના ત્રિભુવનવિજયિ સતીત્વબળથી બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશને બાલકોના દત્તાત્રેય નામક સ્વરૂપમાં પરિણત કરી નાખ્યા હતા. એ અને એવાં જ અબલાને પ્રબલા તરીકે નિર્વિવાદ સિદ્ધ કરી બતાવનારાં અન્ય અનેક ઉદાહરણો શાસ્ત્રોમાં અદ્યાપિ વિદ્યમાન છે." કાન્તાએ કર્ણના વાદનો પ્રમાણપુરઃસર પ્રતિવાદ કરી બતાવ્યો.

"એ સર્વ પુરાણોમાં લખાયલા ઉન્મત્ત પુરુષોના શીતલ સમયના સર્વથા અસત્ય તથા મિથ્યા પ્રલાપ છે." કામાતુર કર્ણ ઉપહાસ કરીને બોલ્યો.

"એ પરમપૂજ્ય શાસ્ત્રકારોના મધુરતમ તથા અક્ષરશઃ સત્ય આલાપ છે; છતાં તને એમાં મિથ્યા પ્રલાપનો વિપરીત ભાસ થાય છે એ તારા વિપરીત ભાગ્ય તથા તારાં પાપોની પ્રચંડતાનો જ પ્રતાપ છે." કાન્તાએ ઉગ્રતાથી કહ્યું.

"તારા મનમાં પણ પોતાના સતીત્વનું અતિશય અભિમાન હોવાથી તારામાં પણ એવા ચમત્કારિક સામર્થ્યનો નિવાસ હોવો જ જોઇએ અને જો એમ જ હોય, તો કાં તો મને તારા એ ચમત્કારિક સામર્થ્યનો પરિચય કરાવીને મૃત્યુનો ભક્ષ અથવા બાલક બનાવી દે અને કાં તો મારા બળાત્કારથી ભ્રષ્ટ થઇને લજ્જાપૂર્વક પોતાના ગર્વિષ્ટ મસ્તકને મારાં ચરણોમાં નમાવી દે." આ નીચ તથા નાસ્તિકતાદર્શક વાક્યોને ઉચ્ચારતો વ્યભિચારી કર્ણ જ્યાં ઊભો હતો ત્યાંથી કાન્તાને પોતાના બાહુપાશમાં બદ્ધ કરવામાટે ચાર ચરણ આગળ વધી ગયો.

"સાવધાન !" આ શબ્દના ઉચ્ચાર સાથે પોતાની કંચુલીમાં છુપાવી રાખેલી તીવ્ર કટારને તત્કાલ પોતાના હસ્તમાં ધારણ કરી લઇને કાન્તાએ કર્ણને પોતાની સિંહીતુલ્ય ઉગ્રતાનો સાક્ષાત્કાર કરાવી દીધો.

કાન્તાના હસ્તમાં તીવ્ર શસ્ત્રને જોઇને કર્ણ પોતાની અસિને કોષમાંથી બહિર્ગત કરવાને જરા અટકયો; પરંતુ તેની અસિ હજી તો અર્ધ બહિર્ગત થઈ હતી એટલામાં સમસ્ત શિબિરમાં "શત્રુઓ; વિશ્વાસઘાત; જાગો; સાવધાન; ભાગો; પકડો; મારો; કાપો." ઇત્યાદિ ભયસૂચક શબ્દો કોલાહલના સ્વરૂપમાં ભૂવડના સૈનિકોનાં મુખોમાંથી નીકળતા સંભળાવા લાગ્યા; કર્ણ આશ્ચર્યચકિત થઇને પોતાની અસિને કોષમાંથી બહિર્ગત કરી કાન્તા પ્રતિ અગ્રગામી થવાને બદલે તંબૂના દ્વાર પ્રતિ પાછો વળ્યો અને તંબૂમાંથી બહિર્ગત થવાની તૈયારીમાં હતો એટલામાં ભયથી કંપાયમાન થતો રાજપ્રતિનિધિ તિરુમલ્લરાય તેને શોધતો ત્યાં આવી લાગ્યો અને ભયકંપિત સ્વરથી કહેવા લાગ્યો કે:—

"પ્રતાપી યુવરાજ, આપ અત્યારે અને આ ક્ષણે જ કૃપા કરીને શિબિરમાંથી અંધકારનો લાભ લઇને પલાયન કરી જાઓ અને પોતાના અમૂલ્ય જીવનની રક્ષા કરી લ્યો; કારણ કે, ગુર્જર શત્રુઓએ આપણા સૈન્યની તથા આપણી પોતાની અસાવધાનતાનો લાભ લઇને આપણા શિબિરને ચારે તરફથી ઘેરી લીધું છે અને આપણા સૈન્યપર ભયાનક આક્રમણ કરી દીધું છે. શત્રુઓનું સૈન્યબળ પ્રચંડ દેખાય છે અને તેથી આ યુદ્ધમાં આપણા વિજયનો સંભવ બહુ જ ન્યૂન અથવા અલ્પ જણાય છે. અમારા પ્રાણ જશે તો ચિન્તા નહિ, પરંતુ આપના પ્રાણને બચાવો; કાન્તાના મોહને ત્યાગી દ્યો અને અત્યંત શીઘ્રતાથી પલાયનના નિશ્ચયપર આવો."

"હું પલાયન તો કરીશ; પરંતુ અત્યંત પરિશ્રમથી દીર્ઘ કાલ પશ્ચાત્ પ્રાપ્ત થયેલું કાન્તા સમાન સ્વર્ગીય પારિજાતપુષ્પ મારા હસ્તમાંથી અનાઘ્રાત સરી જાય એ મને કોઈ પ્રકારે ઈષ્ટ ભાસતું ન હોવાથી તમો મારા અંગરક્ષકો તથા મારા અશ્વને પલાયનમાટે સજ્જ કરો અને એટલા સમયમાં મને મારા હસ્તથી એ કાન્તાનો વધ કરી નાખવા દ્યો. કાન્તાના વધથી શૂરપાળના હૃદયમાં ભયાનક આઘાત થશે અને તેમ થતાં આપણા વૈરનો પણ અંશતઃ પ્રતિશોધ થઈ જશે." કર્ણે અંતિમ ઘટિકા પર્યન્ત પોતાની દુષ્ટતાનો પરિચય કરાવ્યો.

પરંતુ તિરુમલ્લરાય કર્ણના એ દુરાગ્રહનું કાંઈ પણ ઉત્તર આપી શકે તે પૂર્વે તો તે તંબૂની પશ્ચાદ્‌વસ્ત્રભિત્તિને પોતાના તીવ્ર શસ્ત્રથી ચીરી નાખીને પાંચ ભીમકાય ગુર્જરવીરો તંબૂમાં ધસી આવ્યા; તેમનામાંના એક વીરે કર્ણના શરીરપર વેગપૂર્વક ધસી આવીને તેના દક્ષિણ પાર્શ્વમાં પોતાના જંબિયાને ઊતારી દીધો. કર્ણ આહત થઇને પૃથ્વીપર પડ્યો એટલામાં કેસરીસિંહે તંબૂમાંના દીપકના મંદ પ્રકાશમાં તિરુમલ્લરાયને ઓળખી લેવાથી સિંહ સમાન છલાંગ મારીને તેના ગાલપર પ્રથમ એક ભીષણ મુષ્ટિપ્રહાર કર્યો અને ત્યાર પછી તેના વક્ષઃસ્થલમાં લત્તાપ્રહાર કરીને, તે પૃથ્વીપર પછડાઈ પડ્યો, એટલે પોતાની દીર્ઘ તથા તીવ્રધાર અસિને તેના વક્ષઃ સ્થલમાં ઊતારી દીધી. આ વેળાયે કેસરીસિંહનાં નેત્રોમાંથી પ્રતિહિંસાનો પાવક વર્ષી રહ્યો હતો. તે મરણોન્મુખ તિરુમલ્લરાયને સંબોધીને તિરસ્કાર વ્યંજક સ્વરથી કહેવા લાગ્યો કે,

"નીચ, માનવપિશાચ, રાજસભામાં મારા કપોલપર કરેલા મુષ્ટિપ્રહારનું કેવું અને કેટલું ભયંકર મૂલ્ય તારે આપવું પડ્યું છે તે જોઈ લે. આજે ગુર્જર વીરોના હસ્તથી તમો સર્વ નીચ દાક્ષિણાત્યોની આવી જ દુર્દશા થવાની છે. આજે મારી પ્રતિજ્ઞા પૂર્ણ થઈ છે અને મારા વીર જન્મની સાર્થકતા થઈ ગઈ છે. આજના યુદ્ધના પ્રારંભમાં જ તું મારા હસ્તમાં સપડાઈ ગયો એથી જાણી શકાય છે કે આજનો દિવસ ગુજરાતની સ્વાધીનતાના મંગલાચરણમાટે જ નિર્માયલો છે."

કેસરીસિંહના પશ્ચાદ્‌ભાગમાં ઊભેલો તરુણ વીર પદ્મનાભ કેસરીસિંહને સમયને અકારણ નષ્ટ ન કરવાની સૂચના આપતો કહેવા લાગ્યો કે: "વીર કેસરીસિંહજી, શ્રીમતી કાન્તાદેવીને અહીંથી સુરક્ષિત અવસ્થામાં સાવધાનતા પૂર્વક આપણા પાર્વત્ય શિબિરના સુરક્ષિત સ્થાનમાં પહોંચાડી દેવાં એ આપણું અત્યારે અન્ય સર્વ કર્તવ્યોથી પ્રધાન કર્તવ્ય હોવાથી એ કર્તવ્યનું સ્મરણ કરો અને સમયને અકારણ નષ્ટ ન કરો."

"બંધુ, આપણા આ કર્તવ્યનું તેં યથાસમય મને સ્મરણ કરાવ્યું એમાટે હું તારો ઉપકાર માનું છું." આ શબ્દોને ઉચ્ચારતો કેસરીસિંહ કાન્તાદેવીને સંબોધીને પૂજ્ય ભાવથી કહેવા લાગ્યો: "પૂજ્ય ભગિની, ચાલો અમારી સાથે નિર્ભય સ્થાનમાં; કારણ કે, અમો મહાવીર શૂરપાળના મોકલેલા જ અહીં આપના ઉદ્ધારમાટે આવ્યા છીએ."

"હાય, દુષ્ટાત્મા કર્ણ મરી ગયો; નહિ તો સતીના સત્વની પરમાત્મા આણીની વેળાયે કેવી રીતે રક્ષા કરી બતાવે છે એ મારા અત્યારના ચમત્કારિક ઉદ્ધારથી તેના જોવામાં આવી શકયું હોત અને આ ચમત્કારના દર્શનથી તે પોતાના ચારિત્ર્યને કદાચિત્ સુધારી પણ શકયો હોત." કાન્તાદેવીએ કર્ણને મરી ગયેલો માની લઇને આવા શોકદર્શક ઉદ્‌ગારો કાઢ્યા અને ત્યાર પછી પરમાત્માને તેની દયા તથા સજ્જનરક્ષકતામાટે ધન્યવાદ આપતી તે દેવી તે સ્થાનમાંથી પોતાના બંધુ તુલ્ય ઉદ્ધારક ગુર્જર વીરો સાથે પ્રયાણ કરી ગઈ.

પ્રાણહાનિના ભયથી અત્યાર સુધી મૌનનું અવલંબન કરીને પૃથ્વીપર નિશ્ચેષ્ટ અવસ્થામાં પડી રહેલો કર્ણ શત્રુઓને વિદાય થયેલા જોઇને તત્કાળ

ઊભો થઈ ગયો. પોતાના અંગરક્ષકોને પલાયનમાટે સજ્જ થવાની આજ્ઞા તેણે આપી દીધી અને તેઓ તૈયાર થાય એટલામાં પોતાના જખ્મપર પાટો બંધાવીને તે પોતાના અશ્વપર આરૂઢ થઈ ગયો. ગુર્જર સૈનિકોનો વિશેષ સમુદાય અદ્યાપિ શિબિરના એ સ્થાનમાં પહોંચેલો ન હોવાથી અને સર્વત્ર ભીષણ અંધકાર વ્યાપેલો હોવાથી પોતાના માત્ર એક સો અંગરક્ષકો સહિત યુવરાજ કર્ણ યુદ્ધભૂમિને ત્યાગીને જીવનરક્ષામાટે નિર્વિઘ્ન પલાયન કરી ગયો. તેના પલાયનને અર્ધઘટિકા જેટલો સમય પણ ભાગ્યે જ થયો હશે એટલામાં તો દાક્ષિણાત્યોના સમસ્ત શિબિરમાં ગુર્જર સૈનિકો પ્રસરી ગયા અને યુદ્ધદેવતાએ જોતજોતાંમાં ભીષણ સ્વરૂપને ધારણ કરી લીધું.

અહીં વચ્ચે જણાવવાની આવશ્યકતા છે કે શૂરપાળની આજ્ઞા અનુસાર વીર અજયસિંહ તથા તરુણ વીર પદ્મનાભ દાક્ષિણાત્ય સૈનિકોના વેશને ધારણ કરી શત્રુઓના શિબિરમાં પ્રવેશીને ત્યાંના ઇત્થંભૂત સમાચાર મધ્યરાત્રિ પૂર્વે જ લઈ આવ્યા હતા અને જે સ્થાનમાં કાન્તાદેવી તથા શંકર બારોટને રાખવામાં આવ્યાં હતાં તે સ્થાનો તથા તે સ્થાનોની પરિસ્થિતિનો સમસ્ત ભેદ તેમના મુખથી જાણવામાં આવી ગયેલો હોવાથી જ તેમની સહાયતાથી શૂરપાળે કાન્તાદેવીના તેમ જ શંકર બારોટના ઉદ્ધારની તત્કાળ વ્યવસ્થા કરી દીધી હતી. જેવી રીતે કાન્તાદેવીનો અજયસિંહ તથા પદ્મનાભની માર્ગદર્શકતાથી ઉદ્ધાર થયો હતો તેવી જ રીતે શંકર બારોટનો પણ તેમની જ માર્ગદર્શકતાથી ઉદ્ધાર થઈ ગયો હતો. કાન્તાદેવી તથા શંકર બારોટને બે ભિન્ન ભિન્ન પાર્વત્યગુહાઓમાં પહોંચાડી દેવામાં આવ્યાં હતાં અને ત્યાં તેમની સુરક્ષિતતાનો પણ યોગ્ય પ્રબંધ કરી દેવામાં આવ્યો હતો. જ્યાં સુધી કાન્તાદેવી તથા શંકર બારોટનો ઉદ્ધાર ન થાય ત્યાં સુધી અંધકારમાં ભીષણ યુદ્ધને આરંભવાની શૂરપાળની આજ્ઞા ન હોવાથી ગુર્જર સૈનિકોએ આરંભમાં શત્રુસૈન્યને ભયચકિત કરવાનો જ પ્રયત્ન કર્યો હતો અને તેથી જ કર્ણને પોતાના અંગરક્ષકો સહિત નિર્વિઘ્ન પલાયન કરી જવાનો અવસર મળી શક્યો હતો. કાન્તાદેવી તથા શંકર બારોટના નિર્વિઘ્ન ઉદ્ધારની વાર્તા સાંભળતાં જ શૂરપાળે પર્વતના એક ઉચ્ચ ભાગમાં સ્થિર થઇને વિશિષ્ટાર્થસૂચક રણશૃંગનાદ કરવા માંડ્યો અને તેના રણશૃંગના તે નાદના શ્રવણથી સાવધાન થઇને ગુર્જર સેનાધ્યક્ષોએ પોતપોતાના સૈનિકોનાં ભિન્ન ભિન્ન યૂથોને બુભુક્ષિત વ્યાઘ્રો પ્રમાણે શત્રુઓના શિબિરમાં ચારે બાજૂથી પ્રવેશીને શત્રુઓને સંહારવાની આજ્ઞા આપી દીધી. શત્રુઓને ઓળખવામાટે અલ્પસ્વલ્પ પ્રકાશની આવશ્યકતા અનિવાર્ય હોવાથી પ્રથમ તો ગુર્જર સૈનિકોએ શત્રુઓના તંબૂઓને સળગાવી દીધા અને ત્યાર પછી તે પ્રજ્વલિત તંબૂઓની જવાળાઓનો જે પ્રકાશ ત્યાં વિસ્તર્યો તે પ્રકાશની સહાયતાથી તેઓ સમ્રાટ્‌ના સૈનિકોને ચૂંટી ચૂંટીને સંહારવા મંડી ગયા. રણભૈરવ કેસરીસિંહ આનન્દનૃત્ય કરતો શત્રુઓના રક્તપાનથી પોતાની અસિને તૃપ્ત કરી રહ્યો હતો; વનરાજે શત્રુશિબિરના પૂર્વપાર્શ્વપર આક્રમણ કરીને શત્રુઓને પોતાની અદ્વિતીય તથા અન્વર્થ શસ્ત્રવિદ્યાનો ચમત્કાર ભયાનક સ્વરૂપમાં દર્શાવવા માંડ્યો

હતો; વૈશ્ય વીર ચંપકસિંહ અંગરક્ષક તરીકે વનરાજના પાર્શ્વમાં રહીને ભીમ પરાક્રમથી શત્રુઓને સંહારી રહ્યો હતો તેમ જ પદ્મનાભ પણ વનરાજના પૃષ્ઠ ભાગમાં રહીને એકસમયાવચ્છેદે વનરાજના રક્ષણ તથા શત્રુઓના ભક્ષણ-કાર્યને અપૂર્વ વીરતાથી સિદ્ધ કરી રહ્યો હતો. અન્ય ગુર્જર વીરો પણ શત્રુશિબિરના ભિન્ન ભિન્ન પાર્શ્વોપર આક્રમણ કરીને શત્રુઓને યમધાનીનો માર્ગ દેખાડતા પોતાનાં પ્રચંડ પરાક્રમનો પરિચય કરાવી રહ્યા હતા. મહાવીર શૂરપાળ તથા અણહિલ્લ રણભૂમિમાં સર્વત્ર સંચરતા, શત્રુઓના જીવનનાટકની સમાપ્તિ કરતા અને પોતાની અલૌકિક નિર્ભયતા તથા રણવીરતાનું દર્શન કરાવતા પોતાના સૈનિકોને આવશ્યકીય સૂચનાઓ આપી રહ્યા હતા. ગુર્જર સૈનિકોના અચિંત્ય ભીષણ આક્રમણથી પ્રથમ તો શત્રુ સૈનિકો ભયભીત તથા ગર્ભગલિત થઇને ગુર્જર વીરોના શસ્ત્રપ્રહારોને પોતાનાં શરીરોપર ઝીલતા અને સામા શસ્ત્રપ્રહારો કરતા પલાયનનાં માર્ગને શોધવા લાગ્યા, પરંતુ ગુર્જર સેનાએ તેમને ચારે તરફથી ઘેરી લીધેલા હોવાથી તેમને પલાયનનો માર્ગ મળી શક્યો નહિ એટલે જેવી રીતે સમુદ્રની લહરી ખડક સાથે અથડાઇને છિન્નવિચ્છિન્ન થઈ જાય છે અને પાછી વળે છે તેવી રીતે છિન્નવિચ્છિન્ન થઇને પાછા તેઓ પોતાના પૂર્વસ્થાનમાં આવી લાગ્યા. હવે 'મારવું કે મરવું' એ વિના તૃતીય કોઈ પણ માર્ગ ન હોવાથી શત્રુ સૈનિકોનાં હૃદય તથા શરીરોમાં અમાનુષ ઉત્સાહ તથા શક્તિનો સંચાર થતાં તેઓ કેસરિયાં કરીને ગુર્જર વીરોપર તૂટી પડ્યા અને ગુર્જર સૈન્યરૂપ દુર્ગને ભેદીને બહિર્ગત થવાનો પ્રચંડ આયાસ કરવા લાગ્યા. તેઓ ગુર્જર સૈનિકોનો ભીષણ સંહાર કરીને પલાયનની આશાથી શિબિરના દક્ષિણપાર્શ્વમાં આવી લાગ્યા, પરંતુ એ વેળાયે ઉષાના મંદ પ્રકાશનો આકાશમંડળમાં વિસ્તાર થયેલો હોવાથી મહાવીર શૂરપાળના સૈન્યનો અભેદ્ય તથા અનુલ્લંઘનીય દુર્ગ તેમને પોતા સમક્ષ ઊભેલો દષ્ટિગોચર થતાં તેમની ગતિ કિંચિત્ કુંઠિત થઈ ગઈ. 'હવે રણમાં ઝૂઝીને વીરગતિને સ્વીકારી લીધા વિના ગત્યંતર છે જ નહિ' એમ ધારીને પોતાના પ્રાણોપર ફદાર થઇને તેઓ શૂરપાળના સૈન્યપર શસ્ત્રો ચલાવતા ભૂખ્યા વરૂ પ્રમાણે તૂટી પડ્યા. શત્રુઓના આ દ્વેષપૂર્ણ આક્રમણથી ગુર્જર સૈનિકોની અગ્ર પંક્તિનો તો સર્વથા નાશ જ થઈ ગયો અને અગ્ર પંક્તિના નાશથી ગુર્જર સૈનિકોનો સમસ્ત સમુદાય કાંઇક પાછળ હટી ગયો. પોતાના આ વિજય-ચિહ્નના દર્શનથી શત્રુ સૈનિકોનાં અંતઃકરણોમાં નવીન ચેતન તથા નવીન આવેશનો આવિર્ભાવ થતાં તેઓ પોતાની સર્વ શક્તિઓને એકત્ર કરીને ગુર્જર સૈનિકોના વિનાશમાટે કટિબદ્ધ થઈ ગયા. 'સમ્રાટ્ ભૂવડ મહારાજનો જય' એવા પ્રકારનો ભીષણ રણઘોષ કિંવા જયઘોષ કરતા ભૂવડના દાક્ષિણાત્ય સૈનિકોએ ગુર્જર સૈનિકોપર ભીષણ ઉત્થાન કર્યું. પરંતુ એ ક્ષણે મહાવીર શૂરપાળ તથા અણહિલ્લે પોતાના અમાનત સૈન્ય સહિત શત્રુઓપર તેવું જ ભીષણ આક્રમણ કરીને શત્રુઓના ઉત્થાનનું ક્ષણમાત્રમાં જ પતન કરી નાખ્યું. અણહિલ્લ એ વેળાયે એવી ભીષણ ગર્જના કરી રહ્યો હતો કે તેની એ મેઘ-ગર્જનોપમ ગર્જનાથી યુદ્ધનો તુમુલ કોલાહલ પણ મંદ પડી જતો હતો. અલ્પ

સમયમાં શત્રુ સૈનિકોને અન્ય સૈનિક સહાયતા આવી મળી એટલે પુનઃ તેઓ આવેશમાં આવી ગયા. તુમુલ યુદ્ધનો આરંભ થઈ ગયો, ઉભયપક્ષીય વીરોનાં શસ્ત્રોમાંથી અગ્નિના સ્ફુલિંગો બહિર્ગત થવા લાગ્યા અને જેવી રીતે મધપૂડા ઉપર મધુમક્ષિકાઓ ગણગણાટ કરતી ભમ્યા કરે છે તેવી રીતે ઉભયપક્ષીય દ્ધોનાં મસ્તકોપર ઉષાના વૃદ્ધિંગત થતા પ્રકાશમાં બરછી, ભાલા, બાણ તથા કટારો આદિ શસ્ત્રાસ્ત્રોનાં યૂથો ગણગણાટ તથા સણસણાટ કરતાં ભ્રમવા લાગ્યાં. આ વેળાયે શત્રુસૈનિકોએ ગુર્જર સૈન્યના દક્ષિણ તથા વામ ઉભય પાર્શ્વોપર એકત્ર આક્રમણ કરેલું હોવાથી ગુર્જર સૈન્યની પંક્તિનો ભેદ થતાં ગુર્જર સૈનિકો કાંઇક અચકાયા અને તેમને અચકાયલા જોઇને દાક્ષિણાત્ય સેનાધ્યક્ષ સારંગદત્ત તથા દંતિદેવના રણમદની વૃદ્ધિ થતાં તેમણે ગુર્જરસેનાના અગ્રભાગમાં વિરાજતા મહાવીર શૂરપાળ તથા વીર અણહિલ્લ ઉપર જ આક્રમણ કરી દીધું. તલ્વારો સાથે તલ્વારો અથડાઈ અને ભાલાઓ સાથે ભાલાઓનું સંઘર્ષણ થવા લાગ્યું. ઉડુભંગરાજની તલ્વારને પોતાના મસ્તકપર આવતી જોઇને મહાવીર શૂરપાળે તીવ્રવેગથી તેની અસિના પ્રહારની સીમામાંથી બહિર્ગત થઇને પોતાની અસિના આઘાતથી ઉડુભંગરાજની તલ્વારને દૂર ઉડાવી દીધી અને ઉડુભંગરાજને નિઃશસ્ત્ર કરી નાખ્યો. ઉડુભંગરાજની આવી ઘોરતમ કૃતઘ્નતા તથા નિર્લજ્જતાને નિહાળીને કેસરીસિંહ, અજયસિંહ, પદ્મનાભ તથા અણહિલ્લ એ વીરચતુષ્ટય એકત્ર બળથી ઉડુભંગરાજ તથા તેના સૈન્યપર તૂટી પડ્યા; પરંતુ સમયસૂચક ઉડુભંગ પોતાના પાર્શ્વમાં લડતા દંતિદેવને આગળ ધરીને પોતે સૈનિકોના સમુદાયમાં અદૃશ્ય થઈ ગયો એટલે એ સર્વ ગુર્જર વીરોનો મારો એકલા દંતિદેવના શિરપર જ આવી પડ્યો. કેસરીસિંહ તથા અજયસિંહ ઉડુભંગરાજને શોધવા લાગ્યા; પરંતુ તત્કાળ તેનો તેમને પત્તો મળી શક્યો નહિ, એટલે અજયસિંહે દંતિદેવ સાથે દ્વંદ્વયુદ્ધનો આરંભ કરી દીધો. પોતાના પ્રાણોપર ઉદાર થયેલા રણવિદ્યાવિશારદ દંતિદેવ અને પોતાના પિતાની હિંસાના વૈરની વસૂલાતમાટે અધીર થયેલા અજયનું એ દ્વંદ્વયુદ્ધ અત્યંત આવેશપૂર્ણ હોવાથી એક અદ્ભુત દૃશ્ય સમાન થઈ પડ્યું અને તેથી એ દૃશ્યનું અવલોકન કરતા ઉભય પક્ષના સૈનિકો આશ્ચર્યસ્તંભિત થઈ ગયા. કેટલાક સમયપર્યન્ત તો ઉભયમાંના કોઇ પણ એક વીરનો જય કિંવા પરાજય ન થયો; પરંતુ દંતિદેવ એક અનુભવી યોધ હોવાથી અને તેણે અજયસિંહ જેવા અનેક તરુણ વીરોને રણભૂમિમાં પોતાના યુદ્ધકૌશલ્ય તથા યુદ્ધકૌટિલ્યવડે પરાજિત કરેલા હોવાથી તેણે અંતે અજયસિંહ ઉપર પોતાના અધિકારને સ્થાપી દીધો અને જો નિમેષમાત્રમાં તેના કૌટિલ્યના જ્ઞાતા વીર અણહિલ્લે અજયસિંહને દૂર ધકેલીને દંતિદેવના વામપાર્શ્વમાં પોતાની અસિને ન ઊતારી દીધી હોત, તો દંતિદેવની અસિ અજયસિંહના રક્તનું પાન કરીને અવશ્ય તૃપ્ત થઈ જાત અને અજયસિંહનાં સો વર્ષ પૂરાં થઈ ગયાં હોત. અણહિલ્લનો અસિપ્રહાર ભીષણ હોવાથી દંતિદેવ પૃથ્વીપર પડતાંની સાથે જ મૃત્યુને આધીન થઈ ગયો અને તેની સાથે તેના અનેક

સહાયક સૈનિકોનાં મસ્તકો પણ ગુર્જર વીરોની અસિઓના પ્રહારથી ધડથી જૂદાં થઇને ધૂળમાં રગદોળાવા લાગ્યાં. અહીં આવા પ્રકારની ધૂમચક્રી ચાલી રહી હતી એટલામાં રણભૂમિના પૂર્વપાર્શ્વની સીમામાં 'ભગવાન્ સોમેશ્વરનો જય, મહારાજાધિરાજ વનરાજ મહારાજનો જય' એવા પ્રકારનો જયઘોષ થવા લાગ્યો અને અલ્પ સમયમાં જ જેના દક્ષિણહસ્તમાં રક્તસ્નાતા અસિ તથા વામહસ્તમાં ઉડુભંગરાજનું છિન્ન મસ્તક શોભી રહ્યાં હતાં તે રણોન્મત્ત કેસરીસિંહ પોતાના અવશિષ્ટ સૈનિકોના અગ્રભાગમાં ચાલતો મહાવીર શૂરપાળ સમક્ષ આવીને ઊભો રહ્યો અને મહાવીર શૂરપાળને સંબોધીને ગંભીર ભાવથી કહેવા લાગ્યો કે:—

"આ કલંકિત મુખમંડળને ઓળખી શકો છો કે, મહાવીર? પવનદુર્ગમાં જે નીચને જીવનદાન આપવાની ઉદારતા આપે દર્શાવી હતી અને તે ઉપકારના બદલામાં આપના વક્ષઃસ્થલમાં પોતાની કટાર ભોકીને જે નરપિશાચ પલાયન કરી ગયો હતો તે નીચાતિનીચ ઉડુભંગરાજનું જ આ મસ્તક છે. અત્યારે પણ એ કાપુરુષ પલાયન કરી જવાની ચેષ્ટા કરી રહ્યો હતો; પરંતુ અચાનક મારા પંજામાં સપડાઈ ગયો અને પંચાસરની દિશામાં પલાયન કરવાને બદલે નરકના માર્ગમાં જ પ્રયાણ કરી ગયો. દાક્ષિણાત્યોએ જેવી રીતે નિર્દોષ ગુર્જર વીરોની હત્યા કરીને તેમનાં મસ્તકોને વિજયદર્શક તોરણના રૂપે પંચાસરના દુર્ગદ્વારમાં લટકાવેલાં છે તેવી જ રીતે ગુજરાતના વિજયદર્શક તોરણના રૂપે ગુર્જરભૂમિના શત્રુઓનાં આ છિન્ન મસ્તકોને પવનદુર્ગના સિંહદ્વારમાં લટકાવવાનો મારો દઢ નિશ્ચય થઈ ચૂક્યો છે." આ ભીષણ ઉદ્ગારોને પોતાના મુખમાંથી બહિર્ગત કરતાં મૃત દંતિદેવપર તેની દૃષ્ટિ પડવાથી ઉડુભંગરાજના મસ્તકને પોતાના એક સૈનિકના હસ્તમાં સમર્પી દઇને શૂરપાળને કાંઈ પણ બોલવાનો અવકાશ મળી શકે તે પૂર્વે તો મૃત દંતિદેવના મસ્તકને પણ કાપીને તેણે પોતાના હસ્તમાં ધારણ કરી લીધું.

આ હત્યાકાંડ ચાલી રહ્યો હતો એટલામાં યુવરાજ વનરાજ તથા તરુણ વીર પદ્મનાભ ભૂવડના સેનાધ્યક્ષ, વિષયલંપટ તથા મહાનીચ સેનાપતિ, સારંગદત્તને શૃંખલાબદ્ધ કરીને મહાવીર શૂરપાળ સમક્ષ લઈ આવ્યા. કેસરીસિંહના પોતાના તથા તેના એક સૈનિકના હસ્તમાં અનુક્રમે દંતિદેવ તથા ઉડુભંગરાજનાં છિન્ન મસ્તકોને જોઇને સારંગદત્ત ભયથી ગર્ભગલિત થઇને કંપવા લાગ્યો અને વીરભદ્ર શૂરપાળ તેને સાક્ષાત્ કૃતાન્તના અવતાર સમાન જ ભાસવા લાગ્યો. સારંગદત્તે નિરાશાદર્શક નિઃશ્વાસ નાખીને પોતાના જીવનની આશાનો ત્યાગ કરી દીધો. વનરાજે પોતાના માતુલ શૂરપાળને વિનયપૂર્વક પૂછ્યું કે:—

"પૂજ્ય માતુલ, આ રાજબંદીના સંબંધમાં આપની શી આજ્ઞા છે?

"આ રાજબંદીની શી વ્યવસ્થા કરવી અને શી નહિ, એનો તમારી પોતાની ઇચ્છાપર જ આધાર રહેલો છે; કારણ કે, તમારા માતુલ તરીકે હું તમારો વડિલ હોવા છતાં તમો ગુર્જરાધીશ અને હું તમારો સેનાધ્યક્ષ

હોવાથી અને હવે આવા પ્રશ્નોનું નિર્ણાયક બુદ્ધિસામર્થ્ય પર્યાપ્ત પરિમાણમાં
તમોને પ્રાપ્ત થઈ ગયેલું હોવાથી તમારી વિદ્યમાનતામાં તમારી રાજસત્તાને
મારા હસ્તમાં લઈ લેવાનું મારા માટે કાંઇ પણ કારણ નથી," શૂરપાળે
ગુર્જરાધીશ તરીકે વનરાજના ગૌરવને ગુર્જર વીરોનાં હૃદયોમાં સ્થાપવાના
આશયથી આ પ્રમાણેનો યોગ્ય વિનય દર્શાવ્યો.

વનરાજ શત્રુઓની નીચતા તથા છળપ્રપંચપરાયણતાનો સંપૂર્ણ જ્ઞાતા
ન હોવાથી તેમ જ તેનો અનુભવ અલ્પ હોવાથી કદાચિત્ સારંગદત્તને તે
બંધનમુક્ત કરી દેશે અથવા મુક્તિદાન નહિ આપે, તોય પ્રાણદાન તો અવશ્ય
આપશે જ એવા સંશયનો કેસરીસિંહના મનમાં આવિર્ભાવ થતાં તે વનરા-
જને સંબોધીને વિનયશીલતાથી કહેવા લાગ્યો કે: "પ્રતાપી ગુર્જરાધીશ, પવન-
દુર્ગમાં મહાવીર શૂરપાળજીએ, જેના આ છિન્ન મસ્તકને આપ શ્રીમાન્
જોઈ રહ્યા છો તે, નરરાક્ષસ ઉડુભંગરાજ પ્રતિ દયા દર્શાવી હતી અને તેનું
મહાવીર શૂરપાળજીને શું ફળ મળ્યું હતું એ તો આપ શ્રીમાનના જાણ-
વામાં આવી ચૂક્યું છે એટલે તેની પુનરુક્તિ નિરર્થક છે. જે શત્રુઓએ
આપણી દુર્દશાના વ્યાપારને જ ભીષણતાથી આદરી દીધો છે અને ગુર્જર-
ભૂમિ તથા ગુર્જરી પ્રજાનું પોતાની આસુરી લાલસાને બલિદાન આપી દીધું
છે તે આપણા કુપાત્ર શત્રુઓસાથેનું આપણું દયાશીલ વર્તન ગુજરાત
માતાના તેમ જ આપણા પોતાના વિધ્વંસને જ નિમંત્રણ આપનારું છે એ
આપ શ્રીમાને કદાપિ ભૂલી જવાનું નથી. નીચ ઉડુભંગનો જો મહાવીર શૂર-
પાળજીએ મારા શસ્ત્રથી પવનદુર્ગમાં જ વધ થવા દીધો હોત અને એને શ્વાનના
મૃત્યુથી મરી જવા દીધો હોત, તો મહાવીર શૂરપાળજીના શિરપર તેના
શસ્ત્રથી આહત થવાનો પ્રસંગ આવત ખરો કે? અને આજે પુન: તે કૃતઘ્ન
પુરુષ મહાવીર શૂરપાળજીના ઘાતનો ઉદ્યોગ કરી શકત ખરો કે? મહાવીર
શૂરપાળજી ભૂવડના ઉચ્ચપદવીધર રાજકર્મચારીઓને રાજનૈતિક દૃષ્ટિથી
જીવિત રહેવા દઇને તેમના બદલામાં આપણા ગુર્જર વીરોને ભૂવડના કારા-
ગૃહમાંથી મુક્ત કરવામાટે બંધક તરીકે બંદિગૃહમાં રાખવાની જે આવશ્ય-
કતા દર્શાવતા હતા, તે આવશ્યકતા પણ હવે રહી નથી; કારણ કે, ભૂવડ
તથા તેના રાજકર્મચારીઓએ આપણા કારાગૃહવાસી ગુર્જર વીરોની નિર્દય-
તાથી હત્યા કરી નાખી છે અને તેમનાં મસ્તકોને તોરણના સ્વરૂપમાં પંચા-
સરના દુર્ગદ્વારમાં લટકાવી દીધાં છે એ સમાચાર આપણને મળી ચૂક્યા છે.
આ સર્વ પરિસ્થિતિને લક્ષમાં લઇને, મહારાજાધિરાજ, દયાશીલ શૂરપાળજી
પ્રમાણે આ મહાનીચ, પાપિષ્ઠતાના વિષયમાં ઉડુભંગરાજ તથા તિરુમલ્લરાયથી
પણ ચાર ડગલાં આગળ વધી જનાર અને નિર્દયતાના સાક્ષાત્ અવતાર
સારંગદત્તપ્રતિ આપ શ્રીમાન્ કૃપા કરીને અયોગ્ય દયા ન દર્શાવશો અને
ભયાનક ભુજંગને પ્રાણભિક્ષા ન આપશો. જ્યારે આપણે શત્રુઓની ક્રૂરતા,
ધૂર્તતા, વિશ્વાસઘાતકતા તથા હિંસકતાનાં ઉત્તરો ક્રૂરતા, ધૂર્તતા, વિશ્વાસ-
ઘાતકતા તથા પ્રતિહિંસકતાથી આપવાના ધર્મને સ્વીકારી લઇશું, ત્યારે જ

આપણાથી એમનો પરિપાત કરી શકાશે અને ગુર્જરરાષ્ટ્રમાં નિષ્કંટક સ્વ-રાજ્યની સ્થાપના કરી શકાશે.''

કેસરીસિંહના આ અખંડનીય બુદ્ધિવાદનું લક્ષપૂર્વક શ્રવણ કરીને મહાવીર શૂરપાળ ખિન્ન હૃદય તથા વિષાદપૂર્ણ વદનથી કહેવા લાગ્યો: "કેસરીસિંહજી, તમારું આ કથન અક્ષરશ: સત્ય છે એમ મારે પણ સ્વીકારવું જ પડે છે. અત્યારની પરિસ્થિતિને જોતાં કેવળ સાત્ત્વિક વૃત્તિના અવલંબનથી જ આપણા ઇષ્ટ કાર્યની સિદ્ધિ નથી જ થવાની એની હવે મને પણ સંપૂર્ણ અનુભૂતિ થઈ ગઈ છે; છતાં પણ મારાથી અત્યંત નિષ્ઠુરતા નથી જ દર્શાવી શકાતી એમાટે હું નિરૂપાય છું; કારણ કે, સાત્ત્વિક વૃત્તિઓના આકરરૂપ મારા અંતઃકરણમાં તામસ કિંવા આસુરી વૃત્તિઓનો પ્રવેશ જ નથી થઈ શકતો. પરંતુ આજે મારે મારા અંતઃકરણને બળાત્કારે વજ્ર સમ કઠોર કરવું પડે છે; કારણ કે, હવે શત્રુઓના અત્યાચારો તથા અન્યાયોના પ્રહારો મારા સાત્ત્વિક અંતઃકરણને પણ અસહ્ય થઇ પડ્યા છે.'' આ પ્રમાણે પોતાની સાત્ત્વિકતાનો સાક્ષાત્કાર કરાવીને મહાવીર શૂરપાળ અચાનક ઉત્તેજિત તથા આત્મવિસ્મૃત થઇને બોલવા લાગ્યો કે: "અમારી ગુજરાત માતાના રક્તવડે દગ્ધ થયેલા ભોગોને ભોગવનારા દાક્ષિણાત્ય ચાંડાલો, હવે તો અમારે અમારી અસિધારાઓની મુખશુદ્ધિ તમારા રક્તથી જ કરવાની છે.''

આ વેળાયે વનરાજના ભાગ્યોદયના દર્શક સૂર્યસારથી અરૂણનો આકાશમંડળમાં ઉદય થઈ ચૂકયો હતો અને તેથી યુદ્ધભૂમિની ભીષણતા સ્પષ્ટ દૃષ્ટિગોચર થવા લાગી હતી. શત્રુપક્ષના ઓછામાં ઓછા ચાર હજાર તથા ગુર્જર સેનાના ત્રણ હજાર સૈનિકો આહત તથા મૃત થઇને રણભૂમિમાં પડેલા હોવાથી અને ભૂમિ રક્તરંજિતા થયેલી હોવાથી રણભૂમિના દૃશ્યથી પ્રલયનો જ ભાસ થતો હતો. શૂરપાળ જે વેળાયે પોતાના મુખમાંથી ઉપર્યુક્ત ઉદ્દગારો કાઢી રહ્યો હતો તેજ વેળાયે તેનાં નેત્રો રણભૂમિના બીભત્સ દૃશ્યનું અવલોકન કરી રહ્યાં હતાં. એ જ વેળાયે અચાનક વૈશ્યવીર ચંપકસિંહ દાક્ષિણાત્ય રાજસત્તાની સેવામાં જોડાયલા કેટલાક ગુર્જર સામંતો તથા જાગીરદારોને ચતુર્ભુજ કરીને યુવરાજ વનરાજ તથા મહાવીર શૂરપાળ સમક્ષ લઈ આવ્યો અને તેમને જોતાં જ શૂરપાળના હૃદયમાં ભયાનક આઘાત થવાથી તેના મુખમાંથી ઉદ્વેગપૂર્વક "હાય, ગુર્જરભૂમિનાં સંતાનોની આ કેવી અધોગતિ !'' આ ઉદ્દગાર અચાનક નીકળી ગયો. આ ઉદ્દગાર નીકળતાંની સાથે જ તેના વક્ષઃસ્થલમાંનો કિંચિદ્ રૂઝાયલો વ્રણ અચાનક ફાટી ગયો અને તેમાંથી રક્તનો પ્રવાહ વેગપૂર્વક બહિર્ગત થવા લાગ્યો. રક્તના અત્યંત વહનથી શૂરપાળના શરીરમાં નિર્બળતાનો આવિર્ભાવ થતાં તેનું મસ્તિષ્ક ભ્રમવા લાગ્યું અને તે મૂર્છિત થઇને ધરાપર ઢળી પડવાની અણીપર આવી લાગ્યો; પરંતુ એટલામાં વીર અણહિલ્લે તેને પોતાના વક્ષઃસ્થલ તથા બાહુપર ઝીલી લીધો અને ત્યાર પછી સારંગદત્તના દંડનિર્ણયના કાર્યને મુલ્તવી રાખીને ગુર્જર દેશભક્તો સંજ્ઞાશૂન્ય શૂરપાળને જે પાર્વત્ય ગુહામાં કાન્તાદેવીને રાખવામાં આવી હતી તે ગુહામાં

લઈ ગયા અને ત્યાં પદ્મનાભ તેને શુદ્ધિમાં લાવવાના તથા તેના વ્રણના રક્ત-પ્રવાહને અટકાવવાના યોગ્ય ઉપચારો કરવા લાગ્યો.

બે દિવસ સુધી શૂરપાળની અવસ્થા ભયંકર હોવાથી તેને ક્યાંય પણ લઈ જઈ શકાય તેમ હતું જ નહિ. બે દિવસના ઉપચાર તથા વિશ્રાંતિસેવનથી શૂરપાળના શરીરમાં કાંઇક શક્તિનો આવિર્ભાવ થવા લાગ્યો એટલે તેણે અણહિલ્લને કહ્યું કે: "મારો અહીંથી આજેજ પવનદુર્ગની દિશામાં પ્રયાણ કરી જવાનો વિચાર છે; પરંતુ તમો મારા પ્રયાણ પૂર્વે જ પાંચ સો સૈનિકોને લઇને અહીંથી પ્રયાણ કરી જાઓ. પ્રથમ તમો યતીશ્વર શીલગુણ સૂરિ પાસે તેમના ચૈત્યમાં જજો અને મારા ભયાનક વ્રણના સમાચાર સંભળાવીને નમસ્કાર પૂર્વક કહેજો કે: 'કૈલાસવાસી ગુર્જરાધીશ જયશિખરી દેવની સુવર્ણમંજૂષાને લઇને શૂરપાળે આપને યથાશક્ય શીઘ્રતાથી પવનદુર્ગમાં પધારવાની પ્રાર્થના કરેલી છે.' ગુર્જર વીરોને પ્રાપ્ત થયેલા પવનદુર્ગવિજયની વાર્તા જો તેમના સાંભળવામાં ન આવી હોય તો સંભળાવજો તેમ જ બંધુ હરપાલને પણ પવનદુર્ગમાં આવવાનું કહી દેજો. ત્યાંથી સૌરાષ્ટ્રમાંના આપણા ગુપ્ત નિવાસ-સ્થાનમાં જજો અને ત્યાંથી મારાં પૂજ્ય ભગિની રાજમાતા રૂપસુન્દરીદેવી, મારા અર્ભક પુત્ર, વૈશ્ય વીરકન્યા તથા વીરપત્ની શ્રીમતી શ્રીદેવી તેમ જ આપણાં દાસદાસીઓ આદિને લઇને જેટલી શીઘ્રતાથી આવી શકાય તેટલી શીઘ્રતાથી તમો પવનદુર્ગમાં પાછા આવી પહોંચજો; કારણ કે, મારા જીવનનો હવે મને વિશ્વાસ ન હોવાથી મારું મૃત્યુ ક્યારે અને કઈ વેળાયે આવી લાગશે એનો મારાથી કશો પણ નિશ્ચય કરી શકાતો નથી."

અણહિલ્લ અશ્રુપૂર્ણ નેત્રોથી મહાવીર શૂરપાળની આજ્ઞાને શિરોધાર્ય કરીને તત્કાળ પાંચ સો અશ્વારોહી સુભટ સૈનિકો સહિત ત્યાંથી પ્રયાણ કરી ગયો. મધ્યાહ્ન પછી પોતાના પાંચ સો સૈનિકોને ત્યાં રાખીને યુવરાજ વનરાજ, પોતાના અન્ય સર્વ સહાયકો તથા પોતાના સૈન્ય સહિત મહાવીર શૂરપાળ પવનદુર્ગની દિશામાં પ્રયાણ કરતો દેખાયો અને તેની પ્રકૃતિ અતિશય શિથિલ હોવાથી જેટલો પ્રવાસ તેણે ગત વેળાયે પાંચ દિવસમાં જ કર્યો હતો તેટલો પ્રવાસ અત્યારે તેનાથી નવ દિવસમાં કરી શકાયો; પરંતુ ઈશ્વરની કૃપાથી માર્ગમાં કોઈ પણ પ્રકારનું વિઘ્ન ઉપસ્થિત ન થયું અને નવમા દિવસના મધ્યાહ્નસમયે સૈન્યના વિજયનાદ વચ્ચે તેણે પવનદુર્ગના સિંહદ્વારમાં પ્રવેશ કર્યો. મહાવીર શૂરપાળ તથા વનરાજના દર્શનથી ઠાકોર વીરેન્દ્રકુમારના આનન્દનો અવધિ થયો; પરંતુ અણહિલ્લના અદર્શનથી માનભદ્રાના વિષાદનો અવધિ થઈ ગયો. પવનદુર્ગમાં વૈદ્યરાજે શૂરપાળના વ્રણના તીવ્ર ઉપચારોને તે જ દિવસે આરંભી દીધા.

---

## પ્રકરણ ૨૦ મું

## વનરાજનો રાજ્યાભિષેક તથા લગ્નોત્સવ

ગત પ્રકરણમાં વર્ણવાયલી વનરાજવિજય કિંવા શૂરપાળવિજયની આનન્દદાયિની ઘટનાથી એક માસ પછી એક રમણીય દિવસના રમણીય પ્રભાતમાં પવનદુર્ગમાં સર્વત્ર એક પ્રકારના અપૂર્વ ઉત્સાહ તથા અશ્રુતપૂર્વ હર્ષનો પ્રચંડ અધિકાર વ્યાપેલો દેખાતો હતો. શ્રી રામચંદ્ર પ્રભુ જ્યારે મહામદાંધ લંકાનાથ રાવણને રણમાં રોળીને આર્યોની આરાધ્યા દેવતા સીતાદેવી સહિત પુનઃ સુખરૂપ અયોધ્યા નગરીમાં પધાર્યા હતા તે વેળાથે તેમના પુનર્દર્શનથી અયોધ્યાવાસિની જનતાએ જે નિરતિશય આનન્દને અનુભવ્યો હતો તે જ નિરતિશય આનન્દને આજે પવનદુર્ગવાસિની તેમ જ મહાવીર શૂરપાળના નિમંત્રણથી બે દિવસથી પવનદુર્ગમાં આવીને ઉપસ્થિત થયેલી સમસ્ત ગુર્જરદેશ તથા સૌરાષ્ટ્રદેશવાસિની જનતા પ્રફુલ્લ હૃદયથી અનુભવી રહી હતી. આજે ગુજરાત માતાના ઉદ્ધારક મહાવીર શૂરપાળના વરદ હસ્તથી કૈલાસવાસી ગુર્જરાધીશ જયશિખરી દેવના એકમાત્ર સર્વસદ્ગુણાલંકૃત વંશજ વનરાજ ચાવડાનો શ્રી રામચંદ્ર પ્રમાણે જ પવનદુર્ગમાં રાજ્યાભિષેક કિંવા સિંહાસનારોહણસમારંભ થવાનો હતો. આજે ગુર્જરગગનમંડળમાં ગુર્જરી જનતાને સ્વાતંત્ર્યસૂર્યનો ઉદય થયેલો દેખાતો હતો; ગુજરાતનાં પક્ષિવૃન્દો આનન્દકૂજન કરતાં જણાતાં હતાં; ગુજરાતની સરિતાઓ મુક્ત કંઠથી હર્ષકલ્લોલ કરતી ભાસતી હતી; દાસ્યરૂપ શિશિરબંધનથી મુક્ત થઇને સ્વાતંત્ર્યવસંતમાં પ્રવેશતી ગુર્જરભૂમિ સ્વાતંત્ર્યશૃંગારવડે વિભૂષિતા થયેલી દૃષ્ટિગોચર થતી હતી; ગુજરાતનાં વૃક્ષો સ્વાતંત્ર્યપલ્લવવડે પલ્લવિત થયેલાં ભાસતાં હતાં અને ગુજરાતનાં પુષ્પો સુધાવિનિન્દિતસ્મિતપૂર્વક સ્વાતંત્ર્યપરિમલને પ્રસારી રહેલાં દેખાતાં હતાં. સારાંશ કે, ગુર્જરભૂમિ આજે તેનાં માતૃભક્ત સંતાનોને અંતર્બાહ્ય સ્વતંત્ર થયેલી દેખાતી હતી.

આજે યુવરાજ વનરાજને ગુર્જરાધીશપદનો અભિષેક થવાનો હોવાથી તે અભિષેકના મહામાંગલિક અવસરની સંપૂર્ણ સફળતામાટે ગુજરાતની સરિતાઓએ, ગુજરાતનાં તીર્થસ્થાનોએ તથા ગુજરાતના મહાસાગરે પોતપોતાનાં પવિત્ર જલને મોકલી આપ્યાં હતાં; ગુજરાતની વનરાજીઓએ પોતાની માંગલિક મનાતી વનસ્પતિઓને ગુર્જરાધીશના મંગલમાટે પઠાવી દીધી હતી; ગુજરાતની ધાતુગર્ભા ખાણોએ પોતાના બહુમૂલ્ય સુવર્ણ તથા રજત આદિ ધાતુઓને ગુર્જરપ્રભુના ધનકોષમાં પહોંચાડી દીધા હતા; ખંભાતના સમુદ્રે દીર્ઘ કાળથી પોતાના ઉદરમાં સંગ્રહી રાખેલા મૌક્તિકભંડારને ગુર્જરાધીશનાં ચરણોમાં સમર્પવામાટે બહિર્ગત કર્યો હતો; ગુજરાતના કૃષિકારોએ પોતાના અક્ષય્ય ધાન્યભંડારોવડે ગુર્જરાધીશના ધાન્યભંડારને અન્નપૂર્ણાના અન્નભંડારના સ્વરૂપમાં પરિણત કરી નાખ્યો હતો તેમ જ ગુર્જરરાષ્ટ્રવાસી બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો તથા શૂદ્રો આદિ સર્વ વર્ણોએ પોતાના જ્ઞાનધન,

શક્તિધન, વ્યાપારધન તથા પરિચર્યાધનને યથાનુક્રમ ગુર્જરપતિનાં પાદારવિન્દમાં પરિસમર્પિત કરી દીધું હતું. સંક્ષેપમાં કહેવાનું એટલું જ કે દીર્ઘ કાળ પછી પોતાના પ્રાણાધિક પુત્રનું વિદેશમાંથી સ્વદેશમાં પુનરાગમન થતાં જેવી રીતે માતા પોતાના અનન્ય વાત્સલ્યના પ્રમાણ તરીકે પોતાના ગૃહમાંના સર્વ વૈભવોને તે પુનરાગત પુત્રના કરમાં સમર્પી દે છે તેવી જ રીતે આજ ગુજરાત માતાએ સામ્રાટ્ ભૂવડ સોલંકી તથા તેના રાજપ્રતિનિધિઓના અત્યાચારના ભયથી મુક્ત થઇને વનવાસ કિંવા અજ્ઞાતવાસમાંથી પ્રકાશમાં આવેલા પોતાના જનનીવત્સલ કુલદીપક ગુર્જરાધીશ વનરાજના કરમાં પોતાનો સમસ્ત વૈભવ આનન્દપુલકિત હૃદય તથા સુધાહાસ્યમંડિત મુખમંડળથી સમર્પી દીધો હતો.

પવનદુર્ગસ્થ રાજપ્રાસાદના વિશાળ તથા ભવ્ય સભાસદનમાં નૂતન ગુર્જરેશ્વરના રાજ્યાભિષેકની સભાનો સમારંભ કરવામાં આવ્યો હતો. સભાસદનના કેન્દ્રમાં સર્વથા નૂતન રત્નજડિત સુવર્ણસિંહાસન ગોઠવવામાં આવ્યું હતું અને તેના દક્ષિણ તથા વામ ઉભય પાર્શ્વોમાં બે રૌપ્યાસનો રાખવામાં આવ્યાં હતાં. સિંહાસનથી આરંભીને પ્રવેશદ્વાર પર્યન્ત પોતપોતાના વંશગૌરવ, પદ તથા લૌકિક અનુસાર સ્વતંત્રતાના વસંતોદ્યાનમાં પ્રવેશતી ગુર્જરભૂમિના વીરો તથા પ્રવીરો પોતપોતાનાં નિયત આસનોપર દક્ષિણપંક્તિ તથા વામપંક્તિમાં વિરાજેલા હતા. સભામંડપની ભિત્તિઓને વૃક્ષોની સજીવન હરિતતાના પ્રતિસ્પર્ધી નીલરંગવડે રંજિત કરવામાં આવી હતી અને સભામંડપની ભૂમિને બાલતૃણાંકુરોની મૃદુલતા તથા ઘન નીલતાને લજ્જિત કરનાર લીલારંગના ગાલીચાવડે આચ્છાદવામાં આવી હતી. સભાભવનના છત્રને શરદૃઋતુના સાયંકાલિક આકાશ સમાન કૃષ્ણનીલ રંગથી રંગવામાં આવ્યું હતું અને તે છત્રના મધ્યભાગમાં લટકાવેલા ઝુમ્મરને જોતાં જાણે આકાશની પ્રતિમાને જ ત્યાં આલેખવામાં આવી હોય એવો જ ભાસ થતો હતો. સભામંડપની હરિતતા કિંવા નીલતા તથા એ નીલ સભાસદનમાં વિરાજેલા નીલવસ્ત્રધારી ગુર્જર વીરોનાં વસ્ત્રોની નીલતાના દર્શનથી ગુર્જરભૂમિ જાણે સ્વતંત્રતાના વસંતમાં જ વિહાર કરી રહી હોય એમ પ્રત્યક્ષ દેખાતું હતું.

સિંહાસનના દક્ષિણ પાર્શ્વસ્થ રિક્ત આસનની પાસે અગ્રભાગમાં મહાવીર શૂરપાળ વિરાજમાન થયો હતો; શૂરપાળના નિકટવર્તી આસનને વીર અણહિલ્લ શોભાવી રહ્યો હતો અને ત્યાર પછીનાં એ જ પંક્તિમાંનાં આસનોપર ઠાકોર વીરેન્દ્રકુમાર, અજયસિંહ, કેસરીસિંહ, પદ્મનાભ, મકરધ્વજ મહારાજ, પ્રાહ્લાદનપુરપતિ, રેવાધીશ તથા મહીતીરપતિ આદિ ગુર્જર વીર પુરુષો વિરાજેલા હતા. સિંહાસનના વામપાર્શ્વસ્થ રિક્ત આસનની સરલ રેખામાં ગુજરાત તથા સૌરાષ્ટ્રનાં ભિન્ન ભિન્ન નગરોમાંથી આવેલા વનરાજપક્ષીય ક્ષત્રિય જાગીરદારો, વૈશ્ય વ્યાપારીઓ તથા પ્રતિષ્ઠિત નાગરિકો આદિ આસનસ્થ થયેલા દેખાતા હતા. બ્રાહ્મણોને સિંહાસનમાટે નિર્માણ કરાયલી ભવ્ય વેદિકાપર ઉચ્ચ આસને બેસાડવામાં આવ્યા હતા. સિંહાસનના પશ્ચાદ્ભાગમાં બે નવયૌવના, રૂપસુન્દરી તથા

સુંદરવસ્ત્રપરિધાના પરિચારિકાઓ પોતાના દક્ષિણ કરમા ધારણ કરેલા ચા રોને પોતાના દક્ષિણ સ્કંધપર રાખીને નિર્જીવ પાષાણપ્રતિમા સમાન નિશ્ચ ભાવથી ઊભી હતી. સભાજનોના મનોરંજનમાટે યથાનુક્રમ ભાટો પોતા વીર કાવ્યોને લલકારી રહ્યા હતા, બંદિજનો અભિવાદનાત્મક ગીતો ગ રહ્યા હતા અને નર્તકીઓ વીણામૃદંગવાદનયુક્ત નૃત્ય કરી રહી હતી.

આવા પ્રકારના આનંદ પ્રમોદમાં કેટલોક સમય વીતી જવા પછી અચ નક રાજપ્રાસાદના સિંહદ્વારમાં નૌબત તથા શરણાઇનો મધુર નાદ થ લાગ્યો અને બેચાર ક્ષણમાં જ પ્રતિહારોના જયઘોષ વચ્ચે રાજમાતા રૂ સુન્દરી દેવી, શ્રીમતી કાન્તાદેવી, કુંકુમપાત્રધારિણી આદર્શ વૈશ્ય મહિ શ્રીદેવી, ઠાકોર વીરેન્દ્રકુમારની પત્ની માનભદ્રા, કેટલીક પ્રતિષ્ઠિતા આમંત્રિ નાગરિકાઓ તથા પરિચારિકાઓ આદિ ભદ્રનારીસમાજ સભાસદનમ આવી લાગ્યો. રાજમાતા પ્રતિ પોતાની પૂજ્યબુદ્ધિ દર્શાવવામાટે સર્વ સભ જનો ઊઠીને ઊભા થઈ ગયા અને મસ્તકોને કિંચિદ્ નમાવીને રાજમાતા સ્વાગત કરવા લાગ્યા. રાજમાતા રૂપસુન્દરીદેવી સિંહાસનના વામપાર્શ્વ રિક્ત આસનપર વિરાજમાન થયાં અને તેમણે કાન્તાદેવીના હસ્તમાંથી શ પાળના અર્ભક પુત્રને વાત્સલ્યપૂર્વક લઇને પોતાના ખોળામાં બેસાડી લીધ શ્રીમતી કાન્તાદેવી તથા માનભદ્રા રાજમાતાનાં ચરણો આગળ બેસી ગ શ્રીદેવી રાજમાતાના વામપાર્શ્વમાં વિરાજમાના થઈ અને અન્ય સ્ત્રી તેની પાછળ વિરાજી ગઈ. રાજમાતા રૂપસુન્દરી દેવીના ગાંભીર્યસુંદર વદ મંડળના તથા શ્રીમતી કાન્તાદેવીના અલૌકિક પ્રતિભાસંપન્ન તેજસ્વી મુખમંડળ દર્શનથી સર્વ સભાજનોનાં અંતઃકરણોમાં એક પ્રકારના અવર્ણનીય પૂજ્યભાવ સ્વાભાવિક ઉદ્ભવ થતાં તેઓ તેમના દર્શનમાં સ્થિરદષ્ટિ થઈ ગયા.

પુનઃ નૌબત તથા શરણાઈનો એકત્ર ધ્વનિ શ્રવણગોચર થવા લાગ અને અલ્પ સમયમાં જ મહાતેજસ્વી, દીર્ઘકાય તથા ભવ્યમુદ્ર યતીશ્વર શીલગુ સૂરિ ભૂવડના યુવરાજ કર્ણના બંધનથી મુક્ત થયેલા અને કૃશતનુ હો છતાં પાંડિત્યપ્રભામંડિત શંકર બારોટના વામહસ્તને પોતાના દક્ષિણહસ્ત ધારણ કરીને તેની સાથે પ્રેમાલાપ કરતા મંદ ગતિથી સભાસદનના દ્વાર પ્રવેશતા દેખાયા. હરપાલ પોતાના હસ્તમાં એક સુવર્ણમંજૂષાને ધારણ કરી તેમની પાછળ પાછળ ચાલતો જોવામાં આવ્યો. યતીશ્વર શીલગુણ સૂરિ સર્વ અધિક પરિમાણમાં ઉત્થાનસ્વાગતને પાત્ર હોવાથી અન્ય સર્વ સભાજનો તથ સભાસદો સાથે રાજમાતાએ પણ પોતાના આસનપરથી ઊઠીને તેમના પ્રતિ પૂજ્ય ભાવ દર્શાવ્યો. યતીશ્વર સિંહાસનના દક્ષિણપાર્શ્વસ્થ આસને વિરાજ્યા, શંક બારોટ તેમનાં ચરણો પાસે બેઠો અને હરપાલ યતીશ્વરના પશ્ચાદ્ભાગમાં ઊભો રહ

હવે વનરાજ મહારાજની આવશ્યકતા હોવાથી સર્વ જનો તેના આગમન પ્રતીક્ષા કરવા લાગ્યા અને તેના આગમનમાં અધિક વિલંબ થતો જોઇ શૂરપાળે પદ્મનાભને વનરાજ પાસે જઇને શીઘ્ર આગમનની સૂચના આપવ માટે મોકલી દીધો. પદ્મનાભ આનન્દપુલકિત હૃદય તથા પ્રફુલ્લવદનથી વનરાજ પાસે જવાને સભાસદનમાંથી ચાલતો થઈ ગયો.

પદ્મનાભના ગમનને એક ચતુર્થાંશ ઘટિકા જેટલો સમય થતાં પુનઃ નોબત તથા શરણાઇઓના મંજુલ ધ્વનિ સાથે રાજપ્રાસાદના પ્રાગણમાં સૈનિકોનો પ્રચંડ જયઘોષ સંભળાયો અને એ જયઘોષે સભાજનોને નૂતન ગુર્જરાધીશ વનરાજ મહારાજના આગમનની સૂચના આપી દીધી. સભામંડપમાં પણ વાદ્યોનો ધ્વાન થવા લાગ્યો. સર્વ સ્ત્રીપુરુષ સભાસદો પોતપોતાના આસનો પરથી ઊઠીને ઊભાં થઈ ગયાં. માત્ર યતીશ્વર શીલગુણ સૂરિ તથા રાજમાતા રૂપસુન્દરીદેવી પોતાનાં આસનોપર સ્થિરતાથી બેસી રહ્યાં. અખંડસૌભાગ્યવતી શ્રીમતી કાન્તાદેવી તથા શ્રીમતી શ્રીદેવી પંચારતી લઇને સભામંડપના પ્રવેશદ્વારમાં વનરાજની પ્રતીક્ષા કરતી ઊભી રહી.

તરુણ ગુર્જરાધીશ વનરાજ મહારાજે પોતાના દક્ષિણ તથા વામ બાહુરૂપ વૈશ્ય વીર ચંપકસિંહ તથા તરુણ વીર પદ્મનાભ સહિત વીરોચિત રાજવેશથી પ્રતિહારોના જયઘોષ વચ્ચે સભામંડપના દ્વારમાં પ્રવેશ કર્યો એટલે અખંડસૌભાગ્યવતી શ્રીદેવીએ યથાવિધિ તેની ગુર્જરાધીશ તરીકે પૂજા કરી, કુંકુમાક્ષતવડે તેના ભાલપ્રદેશને અલંકૃત કર્યો અને રત્નદીપવડે તેની આરતી ઊતારી. પોતાની ધર્મભગિનીના આ ભદ્ર સત્કારને સ્વીકારીને વનરાજ સિંહાસનની દિશામાં અગ્રેસર થવા લાગ્યો એટલે સર્વ વીર સામંતોએ પોતાનાં મસ્તકો તથા શસ્ત્રોને નમાવીને ગુર્જરાધીશ તરીકેના તેના વર્ચસ્વના સ્વીકારનો મૂક સાક્ષાત્કાર કરાવ્યો. વનરાજે પ્રથમ પોતાની પૂજ્ય જનનીને, ત્યાર પછી યતીશ્વર શીલગુણ સૂરિને અને અંતે પોતાના માતુલ મહાવીર શૂરપાળને નમન કરી તેમના આશીર્વાદોને મેળવ્યા; પોતાની મામી શ્રીમતી કાન્તાદેવીને પણ માનપૂર્વક નમન કર્યું તેમ જ શ્રીદેવીને સ્મિતવંદનથી સંતુષ્ટ કરીને મંદ ગાતથી અગ્રેસર થઈ ત્રિવારનમનપૂર્વક સિંહાસનારોહણ કર્યું. વનરાજ સિંહાસને વિરાજતાં પુનઃ બંદિજનોએ પ્રચંડ જયઘોષથી સભામંડપને નિનાદિત કરી દીધો અને એ જયઘોષનું અનુકરણ કરીને પ્રાગણસ્થ સૈનિકો પણ વનરાજના જયઘોષથી પવનદુર્ગને નિનાદિત કરવા લાગ્યા. નર્તકીઓએ નર્તનોત્સવને આરંભી દીધો અને ભાટો ચાવડાવંશની કીર્તિનાં સ્તોત્રો ગંભીર વાણીથી ગાવા લાગ્યા. કેટલાક સમય પછી એ આનન્દકોલાહલ શાંત થતાં યતીશ્વર શીલગુણસૂરિ હરપાલના હસ્તમાંથી કૈલાસવાસી ગુર્જરાધીશ જયશિખરી દેવની સુવર્ણમંજૂષાને લઇને વનરાજના હસ્તમાં સમર્પવાના આશયથી શૂરપાળને સંબોધીને ગંભીર ભાવથી કહેવા લાગ્યા કેઃ—

"મહાવીર શૂરપાળ, શ્રી વીરેન્દ્રકુમારની પ્રાર્થનાથી તમારી આ સુવર્ણમંજૂષાની અત્યાર સુધી મેં મારા પ્રાણ પ્રમાણે રક્ષા કરી છે; પરંતુ હવે આ વસ્તુને રક્ષવાને તમો સમર્થ હોવાથી હું તમારી વસ્તુને પુનઃ તમારા હસ્તમાં સમર્પું છું, તો તમારી વસ્તુને સંભાળી લ્યો અને મને એની રક્ષાના ભારથી મુક્ત થવા દો."

"અહો, આ વસ્તુ મારી પોતાની નથી; કિન્તુ સ્વર્ગવાસી સામંત સંગ્રામસિંહજીએ કૈલાસવાસી ગુર્જરાધીશ જયશિખરી દેવની અમાનત તરીકે જ અને

સોંપેલી છે અને જે દિવસે ગુજરાત સ્વતંત્ર થાય તે દિવસે જ ગુજરાતના ઉદ્ધારકના વરદ હસ્તથી આ સુવર્ણમંજૂષા ઊઘડવી જોઇએ એવો કૈલાસવાસી ગુર્જરાધીસ જયશિખરી દેવનો કઠિન આદેશ છે.'' શૂરપાળે સુવર્ણમંજૂષાના રહસ્યનો યતીશ્વરને સંક્ષેપમાં સાક્ષાત્કાર કરાવ્યો.

"તો શું, આજે ગુજરાતમાતાની સ્વતંત્રતાનો માણિક્યસ્તંભ નથી રોપાયો?'' યતીશ્વરે ગંભીરતાથી પૂછ્યું.

"ગુજરાતની સ્વતંત્રતાનો માણિક્યસ્તંભ તો રોપાઈ ગયો છે; પરંતુ આ પવનદુર્ગ તથા પવનદુર્ગ સાથે સંબંધ ધરાવનારાં પચાસેક ગ્રામોને જો વર્જ્ય કરવામાં આવે, તો અવશિષ્ટ સમસ્ત ગુર્જરદેશ તથા સૌરાષ્ટ્ર અદ્યાપિ દાક્ષિણાત્ય સમ્રાટના અધિકારમાં હોવાથી ગુજરાતને સંપૂર્ણ સ્વાધીનતાની પ્રાપ્તિ થયેલી તો ન જ કહી શકાય અને તેટલામાટે આ સુવર્ણમંજૂષાને અત્યારે જ ઊઘાડવી કે કેમ, એ એક વિકટ પ્રશ્ન આપણા સમક્ષ આવીને ઊભો રહ્યો છે,'' શૂરપાળે યતીશ્વરને ગુજરાતની અવશિષ્ટ પરાધીનતાનો પરિચય કરાવ્યો.

"ગુજરાતની સ્વાધીનતાના આ માણિક્યસ્તંભારોપણને જો તમો ગુજરાતની સંપૂર્ણ સ્વાધીનતાનું મંગલાચરણ ન માનતા હો, તો પછી અત્યારે જ આ વનરાજ મહારાજના રાજ્યાભિષેકના આડંબરની શી આવશ્યક્તા હતી?'' યતીશ્વર શીલગુણ સૂરિએ અધિકતર ગંભીરતાથી જિજ્ઞાસા દર્શાવી.

"વિશ્વાસઘાતક તથા કૃતઘ્નશિરોમણિ ઉહુલંગરાજના શસ્ત્રથી મારા વક્ષઃસ્થલમાં પડેલો વ્રણ પ્રાણહારક હોવાથી અને મારું જીવન અનિશ્ચિત હોવાથી મારા જીવનકાળમાં મારા હસ્તથી જ વનરાજનો રાજ્યાભિષેક થઈ જાય અને વનરાજને સિંહાસને વિરાજેલા જોઇને મારા નેત્રોની સાર્થકતા થાય તો સારું, એવી આકાક્ષાનો મારા અંતઃકરણમાં ઉદ્ભવ થવાથી મારે મારી એ આકાંક્ષાપૂર્તિમાટે જ વનરાજનો આ તાત્કાલિક કિંવા આતુર રાજ્યાભિષેક કરવો પડ્યો છે. વનરાજના રાજ્યાભિષેકનો સાક્ષીભૂત થવામાટે જ જેવી રીતે ભીષ્મ પિતામહ ઉત્તરાયનમાં પ્રાણને ત્યાગવાની આકાંક્ષાથી ઉત્તરાયનના આગમન પર્યન્ત બાણશય્યામાં મૃત્યુની પ્રતીક્ષા કરતા બળાત્કારે પ્રાણને ધારણ કરી રહ્યા હતા તેવી જ રીતે વનરાજના રાજ્યાભિષેક પછી જ પ્રાણને ત્યાગવાની આકાંક્ષાથી અત્યારસુધી હું મારા પ્રાણોને બળાત્કારે શરીરમાં ધારણ કરી રહ્યો છું. આજે મારી એ આકાંક્ષા પૂર્ણ થયેલી હોવાથી કદાચિત્ આવતી કાલે જ મારો સ્વર્ગવાસ થઈ જાય, તો મારા મનમાં તેની રંચમાત્ર પણ ચિન્તા કે ભીતિ નથી.'' શૂરપાળે વનરાજના આતુર રાજ્યાભિષેકનું આભ્યંતર કારણ દર્શાવ્યું.

મહાવીર શૂરપાળની હૃદ્ગત ભાવના તથા ભયાનક સ્થિતિના રહસ્યને જાણી લઇને ચાણક્યબુદ્ધિ યતીશ્વર શીલગુણ સૂરિ ઉત્સાહવર્ધક ગાંભીર્યથી સર્વ સભાજનો સાંભળી શકે તેવી રીતે શૂરપાળને સંબોધીને કહેવા લાગ્યા કે: "વત્સ શૂરપાળ, પ્રત્યેક શુભ કાર્ય અને તેમાં પણ વિશેષતઃ રાજ્યપ્રાપ્તિરૂપ વિકટ કાર્યની સફળતાનો આરંભ આવી જ રીતે થાય છે. દાક્ષિણાત્ય સમ્રાટ્

ભૂવડની બલાઢ્યતા તથા તેના રાજપ્રતિનિધિઓની અત્યાચારિતાથી ભયભીત થવાનું કાંઈ પણ કારણ નથી. કલ્યાણાધિપતિ સમ્રાટ્ ભૂવડના સામ્રાજ્યવાદી સત્તાધિકારીઓની અત્યાર સુધી એવી જ દૃઢ માન્યતા હતી કે તેમની અમાનુષી ક્રૂરતાના નારસિંહ સ્વરૂપ સમક્ષ નિર્વીર્ય ગુજરાત સર્વથા ગર્ભગલિત જ થઈ જશે, પરંતુ તેમની એ માન્યતા ભ્રાન્તિમૂલક હતી, એમ આ વનરાજ-વિજયની ઘટનાથી હવે તેમના જોવા તથા જાણવામાં આવી ગયેલું હોવું જોઇએ. અમાનુષ અત્યાચારોના યોગે કોઈ પણ દેશમાં સામ્રાજ્યવૃક્ષના મૂળને દૃઢ કરી શકાતું નથી, એ સત્યની પ્રત્યેક રાષ્ટ્રનો ઇતિહાસ પોતાના હૃદયવિદારણ તથા કંઠશોષપૂર્વક સામ્રાજ્યવાદીઓ સમક્ષ નિરંતર ભીષણ ઘોષણા કરતો રહ્યો છે; એટલે ગુર્જરરાષ્ટ્રનો ઇતિહાસ પણ દીર્ઘ કાળથી ભૂવડના સામ્રાજ્યવાદી સત્તાધિકારીઓ સમક્ષ એ જ ઘોષણા કરી રહ્યો હતો, પરંતુ ઇતિહાસની એ શાશ્વત સત્ય ઘોષણાની તેઓ ઉપેક્ષા જ કરતા રહ્યા છે અને અત્યારે એ ઉપેક્ષાના દુષ્પરિણામને ભોગવવાનો પ્રસંગ તેમનાં નેત્રો સમક્ષ આવીને ઉપસ્થિત થઈ ગયો છે. ઇતિહાસરૂપ એ દૂરદર્શક યંત્રને પોતાનાં નેત્રોપર ધારણ કરીને સામ્રાજ્યસ્થાપનાના માર્ગમાં આવતાં સર્વ વિઘ્નોને નિવારી નિર્વિઘ્ન અગ્રગામી થવાનો મિથ્યા ગર્વ બહુધા સર્વ સામ્રાજ્યવાદીઓના મસ્તિષ્કમાં આવિર્ભૂત થતો હોવાથી ભૂવડ તથા તેના સામ્રાજ્યવાદી રાજકર્મચારીઓનાં મસ્તિષ્ક પણ એ ગર્વથી મુક્ત ન હોતાં; પરંતુ ઇતિહાસની પુનરાવૃત્તિએ તેમના એ ગર્વના પરિહારનો આરંભ કરીને તેમના એ ગર્વને મિથ્યા સિદ્ધ કરી બતાવ્યો છે; કારણ કે, મદોન્મત્ત સામ્રાજ્યવાદીઓ જ્યારે ઇતિહાસની અવહેલના કરીને હઠવાદિતાથી અત્યાચારના માર્ગમાં અગ્રેસર થવા માંડે છે ત્યારે ઇતિહાસને પણ પોતાના ત્રિકાલાબાધ્ય સત્યને સિદ્ધ કરી બતાવવામાટે પોતાના નારસિંહ સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવીને ભાવી સામ્રાજ્યવાદીઓને સચેત તથા સાવધાન કરવા પડે છે. ભૂતકાલિક ઇતિહાસે ભૂવડના રાજકર્મચારીઓને અનેક વાર આવી સૂચનાઓ આપી હતી, પરંતુ રાજસત્તારૂપ મદિરાએ તેમનાં મસ્તિષ્કોને ભ્રમાવી દીધેલાં હોવાથી અત્યાર સુધી તેઓ અમાનુષ ક્રૂરતા, અત્યાચારિતા તથા દમનનીતિના અવલંબનથી જ ગુર્જરરાષ્ટ્રમાં પોતાની રાજસત્તાને દૃઢમૂલ કરવાના પ્રમાદમૂલક પ્રયત્નો કરી રહ્યા છે અને એ અત્યાચારિતાથી જ પોતાની રાજસત્તાના વિનાશને નિકટમાં આકર્ષી રહ્યા છે. સમ્રાટ્ ભૂવડના રાજપ્રતિનિધિઓના હસ્તથી ગુર્જર સંતાનોને અનેક અસહ્ય અત્યાચારો સહન કરવા પડ્યા છે અને કદાચિત્ ભવિષ્યમાં હજી પણ કેટલાક સમય પર્યન્ત સહન કરવા પડશે; પરંતુ ગુર્જર સંતાનોએ એ વાર્તાનું કદાપિ વિસ્મરણ થવા દેવાનું નથી કે ઉદયોન્મુખ અને તેમાં પણ વિશેષત: સ્વાતંત્ર્યોન્મુખરાષ્ટ્રમાટે વિજેતાઓના આવા અત્યાચારો બલહારક થવાને બદલે બલકારક તથા પુષ્ટિદાયક જ થઈ પડે છે. રાજસત્તાધારીઓના એ અત્યાચારરૂપ તથા અન્યાયરૂપ આઘાતો રાષ્ટ્રના નિર્બળ પાર્શ્વને બલાઢ્ય તથા સામર્થ્યશીલ કરીને રાષ્ટ્રની શક્તિમાં યુક્તિનું અત્યંત આવશ્યકીય સંમેલન કરાવી આપે છે. જેમ જેમ રાજસત્તાધીશોના અત્યાચારોનો અતિરેક થતો જાય

છે તેમ તેમ નિગ્રહપૂર્વક તે અત્યાચારોના પ્રતિકાર વિષયક પ્રચંડ પ્રયત્નો પણ તેટલા જ પરિમાણમાં આરંભાય છે. રાષ્ટ્ર એ અત્યાચારોનો યોગે જ શક્તિને શનૈઃ શનૈઃ ધારણ કરતું અંતે એટલી સીમા પર્યન્ત બલાઢ્ય તથા સાહસી થઈ જાય છે કે તેની એ બલાઢ્યતા તથા સાહસિકતા અનુકૂળ અવસર આવતાં નિમેષમાત્રમાં જ અગસ્ત્ય ઋષિ પ્રમાણે તે અત્યાચારરૂપ મહાસાગરનું શોષણ કરીને ઓડકાર કેવા મંડી જાય છે. આ સિદ્ધાંતને વિશ્વના ઇતિહાસે અનાદિકાલથી નિર્વિવાદ સત્ય તરીકે સિદ્ધ કરી બતાવેલો હોવાથી આત્યંતિક અત્યાચારોનું પરિણામ ક્રાંતિ વિના અન્ય હોઈ શકે જ નહિ એ રાજનીતિશાસ્ત્રનું પ્રધાન પ્રમેય છે એમ કહેવામાં અતિશયોક્તિ કિંવા પ્રમાદનો લેશમાત્ર પણ સંભવ નથી અને ગુર્જરરાષ્ટ્ર એ પ્રમેયની વાસ્તવિકતાને જ સિદ્ધ કરી રહ્યું છે. મહાવીર શૂરપાળ, પ્રભુ તમારા ઉપર્યુક્ત જીવનની રક્ષા કરે એવી સમસ્ત ગુર્જરી પ્રજાની તીવ્ર આકાંક્ષા હોવા છતાં કદાચિત્ ગુર્જરી પ્રજાની એ ભદ્ર આકાંક્ષા દુર્ભાગ્યવશાત્ પૂર્ણ ન થાય અને તમારા સમક્ષ કાળધર્મને વશ થવાનો પ્રસંગ જ આવીને ઊભો રહે; તો પણ જેનું આટલી સીમાપર્યન્ત ઉત્થાન થઈ ચૂક્યું છે તે સ્વાતંત્ર્યોન્મુખ ગુર્જરરાષ્ટ્રનું હવે દાક્ષિણાત્યોના અત્યાચારોના આઘાતથી પતન થઈ જશે, એવી ભીતિને તો તમારે પોતાના હૃદયમાં લેશમાત્ર પણ સ્થાન ન આપવું; કારણ કે, એવા અત્યાચારો ક્રાંતિના ગર્ભધારણના સમયમાં કદાચિત્ પરિણામકારક થવાનો સંભવ હોય છે; પરંતુ ક્રાંતિના ઉત્તરરંગ અથવા યૌવનમાં તો એ અત્યાચારો રાષ્ટ્રને માત્ર અધિક ઉત્તેજનદાયક તથા સ્ફૂર્તિસમર્પક જ થઈ પડે છે. દાક્ષિણાત્યોના અત્યાર સુધીના નાનાવિધ પૈશાચિક અત્યાચારોના બલિદાન થયેલા ગુર્જર વીરોના ભ્રાતા, પુત્રો તથા અન્યાન્ય આપ્તજનો ત્વેષથી દંતોને કચકચાવતા તથા પોતાની ખડ્ગલતાને કંપાવતા હવે રણભૂમિમાં અવતીર્ણ થવા લાગ્યા છે; પરચક્રરૂપ વ્યાઘ્રના દર્શનથી ભયભીત થયેલા અને પોતાના સત્ય સ્વરૂપને ભૂલી ગયેલા મેંઢાંના સમુદાયમાં વસતા મૃગરાજ સિંહ પ્રમાણે પોતાના સત્ય સ્વરૂપ, શૌર્ય તથા કર્તવ્યની પ્રતિમા દૃષ્ટિગોચર થતાં ગુર્જર વીરો પોતાના શૈથિલ્યને ત્યાગીને આવેશથી સ્વાતંત્ર્યપ્રાપ્તિની ઘોષણા કરી રહ્યા છે અને સમસ્ત ગુજરાતના દેહમાં અલૌકિક શૌર્યનો અદ્ભૂત સંચાર થઈ ગયો છે એટલે તમારી અવિદ્યમાનતામાં પણ અત્યારે ગુજરાતની સીમાભૂમિમાં સ્થપાયલી ગુર્જરેશ્વર વનરાજની રાજસત્તા શનૈઃ શનૈઃ સમસ્ત ગુજરાતને અધિકૃત કરી લેશે, દાક્ષિણાત્ય સમ્રાટ્ની રાજસત્તા ગુજરાતમાંથી શાશ્વત પ્રયાણ કરી જશે અને ગુર્જરાધીશ વનરાજ મહારાજ ગુજરાતના સમ્રાટ્ તરીકે વિશ્વવિખ્યાત થશે. લઘુતમ બીજ વિશાલતમ વટવૃક્ષનું ઉત્પાદક હોય છે તેવી રીતે આ લઘુ રાજ્ય વિશાળ સામ્રાજ્યનું ઉત્પાદક છે. વનરાજ મહારાજનો આજનો રાજ્યાભિષેક જ ચાવડાવંશના ભાવી અભ્યુદયનો સૂચક તથા સમ્રાટ્પદનો સંસ્થાપક હોવાથી આજનો શુભતમ અવસર આ સુવર્ણમંજૂષાના રહસ્યપ્રકાશમાટે સર્વ પ્રકારે યોગ્ય છે અને તેથી જ મેં અત્યારે આ સુવર્ણમંજૂષા તમારા હસ્તમાં સમર્પી છે. આ મંજૂષાને ઉઘાડવાનો તમારો જ અધિકાર હોવાથી હવે તર્કવિતર્ક ન કરતાં

સત્વર આ મંજૂષાને ઊઘાડી નાખો અને સમયને નષ્ટ ન કરો; કારણ કે, અત્યારે અત્યંત શુભ ઘટિકા વર્તમાન છે."

"તથાસ્તુ!" આ શબ્દના ઉચ્ચારથી યતીશ્વરની આજ્ઞાને શિરોધાર્ય કરીને મહાવીર શૂરપાળે તે સુવર્ણમંજૂષાને ઊઘાડી નાખી અને મંજૂષા ઊઘડતાંની સાથે જ તેમાં રક્ષાયલાં રાજચિહ્નોમાંથી દૃષ્ટિને આંજી નાખનારાં પ્રકાશકિરણો વેગપૂર્વક બહિર્ગત થવા લાગ્યાં. તે સુવર્ણમંજૂષામાં કિરીટ, રાજમુકુટ તથા પટ્ટાભિષિક્ત રાજાના રાજદંડને જોઇને વનરાજ ગદ્ગદિત થતો બોલ્યો કે: "આ રાજચિહ્નો હોવા સાથે મહાપવિત્ર યતીશ્વરની ભદ્રવાણીની સત્યસિદ્ધિને દર્શાવનારાં ભદ્ર ચિહ્નો છે."

શૂરપાળ રત્નમંડિત સુવર્ણકિરીટને યતીશ્વરના વરદ હસ્તમાં અર્પતો કહેવા લાગ્યો કે: "તો, ભગવન, આ રાજકિરીટને મહારાજાધિરાજ વનરાજ મહારાજના મસ્તકે સ્થાપીને અનાથ ગુર્જરભૂમિને સનાથ કરવાના પુણ્યને આપ જ પ્રાપ્ત કરી લ્યો; કારણ કે, આ સુવર્ણમંજૂષાને ઊઘાડવાનો જેવી રીતે મારો અધિકાર હતો તેવી જ રીતે મહારાજાધિરાજ વનરાજ મહારાજના જીવનની રક્ષા પ્રથમ આપના હસ્તથી જ થયેલી હોવાથી એમના મસ્તકને મુકુટમંડિત કરવાનો અધિકાર આપ યતીશ્વરનો જ છે."

"મહાવીર શૂરપાળ, તમોએ આજની ઘટિકા પર્યન્ત અસહ્ય સંકટો વેઠીને આજે ગુજરાતના સ્વાતંત્ર્યવૃક્ષનું બીજારોપણ કર્યું છે એટલામાટે મહારાજા વનરાજને મુકુટમંડિત કરવાનો અધિકાર જેવી રીતે તમારો છે તેવી જ રીતે વનરાજે રાજ્યાભિષેકસમયે શ્રીદેવીના હસ્તથી રાજતિલક કરાવવાનું શ્રીદેવીને વચન આપેલું હોવાથી વનરાજને રાજતિલક કરવાનો અધિકાર આદર્શ આર્ય નારી શ્રીદેવીનો છે. આ કારણથી તમો ઉભયને મારી એ જ આજ્ઞા છે કે તમારા અધિકારથી તમો ઉભય ગુર્જરધરાના પ્રભુને રાજમુકુટ તથા રાજતિલકવડે વિભૂષિત કરીને તમારા કર્તવ્યથી મુક્ત થઈ જાઓ."

યતીશ્વર શીલગુણ સૂરિની આજ્ઞાને અનુસરીને શૂરપાળે તે કિરીટને પોતાના હસ્તમાં લઈ લીધો; સર્વ સભાજનોએ ઊભા થઇને જયઘોષ કરવા માંડ્યો અને તે જયઘોષના મધ્યમાં મહાવીર શૂરપાળે કિરીટને વનરાજના મસ્તકપર સ્થાપીને તેમ જ શ્રીદેવીએ પોતાની દક્ષિણહસ્તાંગુલીના પવિત્ર રક્તનાં રક્તતિલકવડે વનરાજના ભાલપ્રદેશને મંડિત કરીને પોતાના કર્તવ્યની પરિસમાપ્તિ કરી દીધી. આ વિધિની સમાપ્તિ થતાં સર્વથી પ્રથમ મહાવીર શૂરપાળ નૂતન ગુર્જરાધીશને શિરોનમન કરીને પ્રેમસદ્ગદિત સ્વરથી કહેવા લાગ્યો કે:—

"અભિનવ ગુર્જરેશ્વર, આજે મારા નરજન્મનું સાર્થક્ય થઈ ગયું છે; કારણ કે, આપના રાજ્યાભિષેકથી આજે ગુર્જરભૂમિ સનાથ તથા સૌભાગ્યવતી થઇને આનન્દસ્મિત કરી રહી છે. ગુર્વી ગુર્જરભૂમિ તથા ગુર્જરેશ્વરનો જયજયકાર હો!"

ગુર્જરપ્રભુ શ્રી વનરાજ મહારાજે યતીશ્વર શીલગુણ સૂરિ, પોતાની પૂજ્યા જનની તથા માતુલ શૂરપાળને વંદન કરીને સિંહાસનારોહણ કર્યું.

એ સમાયે ગુર્જરી જનતાના મુખમાંથી વનરાજના જયજયકારનો જે ગગનગામી ધ્વનિ નીકળ્યો તેના શ્રવણથી એવો જ ભાસ થવા લાગ્યો કે તે

જયજયકારધ્વનિએ ગુર્જરભૂમિને આનન્દપુલકિત કરીને મહામદાંધ સમ્રાટ્ ભૂવડ સોલંકી તથા તેના મદાંધ રાજકર્મચારીઓની મદાંધતા તથા આસુરી મહત્ત્વાકાંક્ષાના દુર્ગને અવશ્ય ભેદીને ધરાશાયી કરી નાખેલો હોવો જોઇએ.

રાજ્યાભિષેકની આવી રીતે સમાપ્તિ થતાં ઠાકોર શ્રી વીરેન્દ્રકુમારે નિઃશ્વાસ નાખીને કહ્યું કે: "શોકનો વિષય છે કે મારી વીરદુહિતા પદ્માવતી અજ્ઞાતવાસિની હોવાથી અત્યારે પવનદુર્ગમાં વિદ્યમાન નથી; નહિ તો મારી એ ગુણવતી પુત્રીના હસ્તને ગુર્જરેશ્વર વનરાજ મહારાજના હસ્તમાં સમર્પીને હું કૃતાર્થ થઈ જાત અને લગ્નમહોત્સવના સંમેલનથી આ રાજ્યાભિષેકમહોત્સવ સહસ્રગુણ આનન્દવર્ધક થઈ પડત."

પદ્મનાભે અજયસિંહના કર્ણમાં કાંઇક ગુપ્ત વાર્તા કહી એટલે અજયસિંહ પોતાના કાકાને અનુલક્ષીને કહેવા લાગ્યો કે: "પૂજ્ય કાકા, આ પદ્મનાભ કહે છે કે મારાં ભગિની પદ્માવતી અત્યારે પવનદુર્ગમાં જ છે અને જો તેમના લગ્નનો અત્યારે જ નિશ્ચય થતો હોય, તો પદ્મનાભ તેમને આ ક્ષણે જ અહીં લઈ આવવાને કટિબદ્ધ છે."

"મહારાજ, આપની આ વિષયમાં શી ઇચ્છા છે?" અજયસિંહના એ કથનને સાંભળી લઇને શૂરપાળે વનરાજને પૂછ્યું.

"આ વિષયમાં મારી પોતાની ઇચ્છા કરતાં મારાં પૂજ્ય માતુશ્રી મારાં પૂજ્ય મામીશ્રી, ગુરુવર્ય શીલગુણ સૂરિ તથા આપ મહાનુભાવની ઇચ્છાનું જ અધિક મહત્ત્વ હોવાથી મારી ઇચ્છા નિરર્થક છે." વનરાજે વિનય દર્શાવ્યો; કારણ કે, વનરાજને એક વાર પદ્માવતીનાં દર્શનનો લાભ તથા તેની સાથે સંભાષણ કરવાનો વનવાસી તાપસના આશ્રમમાં અવસર મળેલો હોવાથી તે પોતે પણ પદ્માવતીના સદ્ગુણોથી મુગ્ધ થયેલો હતો એટલે આ લગ્નસંબંધ નિશ્ચિત થઈ જાય તો સારું એવી તેની પોતાની પણ આભ્યંતર ભાવના હતી.

આ શરીરસંબંધના વિષયમાં રાજમાતા રૂપસુન્દરીદેવી, શ્રીમતી કાન્તાદેવી, યતીશ્વર શીલગુણ સૂરિ તથા મહાવીર શૂરપાળની અનુકૂલ એકવાક્યતા થતાં શૂરપાળે પદ્મનાભને સંબોધીને કહ્યું કે: "ત્યારે વત્સ પદ્મનાભ, તું સત્વર જા અને વત્સા પદ્માવતીને જ્યાં હોય ત્યાંથી રાજપ્રાસાદમાં લાવી અંતઃપુરમાં પરિચારિકાઓદ્વારા બહુમૂલ્ય વસ્ત્રાલંકારોવડે અલંકૃત કરીને યથાશક્ય શીઘ્રતાથી સભામંડપમાં લઈ આવ."

"જેવી આજ્ઞા; પરંતુ વીર અજયસિંહ દેવી પદ્માવતીના બંધુ હોવાથી જો એઓ પણ મારી સાથે આવે અને આ આનન્દવાર્તા એઓ જ તેમને સંભળાવે તો વધારે સારું." પદ્મનાભે અજયને પોતાની સાથે લઈ જવાની ઇચ્છા દર્શાવી.

"ભલે, તારી એવી ઇચ્છા છે તો અજયસિંહને પણ તું સાથે લઈ જા." શૂરપાળે અનુમતિ દર્શાવી.

પદ્મનાભ અજયને સાથે લઇને પદ્માવતીને બોલાવવામાટે સભામંડપમાંથી વિદાય થઈ ગયો.

શૂરપાળ અવકાશ મળતાં ગંભીરતાથી કહેવા લાગ્યો કે: "વત્સા પદ્માવતીના આગમન પર્યન્ત જે અવકાશ આપણને પ્રાપ્ત થયેલો છે તે અવકાશનો મારે કેટલાંક આવશ્યક કાર્યોમાં ઉપયોગ કરી લેવાનો છે. તે કાર્યો મારા અત્યારસુધીના ઉત્તરદાતૃત્વને અન્ય યોગ્ય પુરુષોનાં શિરોપર સ્થાપવામાટેનાં છે. ગુર્જરાધીશ વનરાજ મહારાજે પ્રથમથી જ વૈશ્યવંશાવતંસ વીરપુરુષ ચંપકસિંહને અમાત્ય કિંવા પ્રધાન મંત્રીના પદે નિયુક્ત કરી દીધેલા હોવાથી અને એ નિયતિ ઉત્કૃષ્ટ હોવાથી વરિષ્ટ સેનાધ્યક્ષની નિયક્તિનું કાર્ય અવશિષ્ટ રહે છે એટલે એ પદવીથી વીર અણહિલ્લસિંહને હું વિભૂષિત કરું છું; કારણ કે, અમારા વનવાસના આરંભકાળથી અત્યારસુધી એ દેશભક્ત તથા રાજભક્ત વીરપુરુષે નિઃસ્વાર્થ બુદ્ધિથી જે સહાયતાઓ અમોને આપેલી છે તે સહાયતાઓ જો અમોને ન મળી હોત, તો આજના શુભતમ અવસરનો આપણને સાક્ષાત્કાર થયો હોત કે કેમ, એ એક સંશયાસ્પદ પ્રશ્ન છે. એમના સદ્ગુણો તથા એકનિષ્ઠત્વની અધિક પ્રશંસા ન કરતાં એમના સંબંધમાં એટલું કથન જ પર્યાપ્ત છે કે ગુર્જરાધીશના પ્રધાન સેનાધ્યક્ષ તથા પરામર્શદાતાના પદપર આરૂઢ થવાનો મારા પછી જો કોઈ પણ ગુર્જરવીરનો અધિકાર હોય, તો તે વીર અણહિલ્લસિંહનો જ અધિકાર છે."

"અને એમનો એ અધિકાર આનન્દથી એમને સમર્પવામાં આવે છે." વનરાજે શૂરપાળના વચનને માન આપ્યું, અને તે સાથે કોષાધ્યક્ષને ચંપકસિંહ તથા અણહિલ્લસિંહમાટે પોશાકો લાવવાની આજ્ઞા આપી દીધી.

કોષાધ્યક્ષ પોશાક લઈ આવ્યો, વનરાજે પોતાના હસ્તથી તે પોશાકો ચંપકસિંહ તથા અણહિલ્લસિંહને સમર્પી દીધા અને શૂરપાળે પોતાના કટિબંધમાં લટકતી તલ્વારને પોતાના હસ્તથી અણહિલ્લના કટિબંધમાં વાત્સલ્યપૂર્ણ હૃદય તથા આનંદપુલકિત વદનથી લટકાવીને ગંભીર ભાવથી કહ્યું કેઃ—

"પરમપૂજ્ય યતીશ્વર શીલગુણ સૂરિ, વૈશ્ય વીર ચંપકસિંહ, મહાવીર અણહિલ્લસિંહ તથા ઠાકોર શ્રી વીરેન્દ્રકુમારજી! આજથી અને આ ક્ષણથી ગુર્જરાધીશ વનરાજ મહારાજના અમૂલ્ય જીવન તથા રાજ્યની રક્ષા, રાજમાતા શ્રીરૂપસુન્દરીદેવીનાં પ્રાણ તથા પ્રતિષ્ઠાની સુરક્ષિતતા, ગુર્જરાધીશના રાજ્યના વિસ્તાર, તે રાજ્યની સામ્રાજ્યના સ્વરૂપમાં પરિણતિ, જનની જન્મભૂમિ ગુજરાત માતાના દાસ્યવિમોચન તથા દાક્ષિણાત્ય રિપુમંડળના દમનનો સર્વ ભાર તમો ગુર્જર રાષ્ટ્રોદ્ધારકોના શિરપર જ રહેલો છે એ વાર્તાને સ્મરણમાં રાખી લેજો અને કદાચિત્ મારા જીવનનું વિસર્જન થઈ જાય તો મારી આ અંતિમ ભદ્ર આકાંક્ષાની પૂર્તિના યથાશક્ય પ્રયત્નોવડે મારા સ્વર્ગવાસી આત્માને સંતોષવાની કૃપા કરીને ઉદારતા દર્શાવતા રહેજો એ જ મારી તમો સર્વ બંધુજનોને વિનીત ભાવયુક્ત અભ્યર્થના છે."

"મહાવીર શૂરપાળ, તમારી એ ભદ્ર આકાંક્ષા અવશ્ય પૂર્ણ થશે." યતીશ્વર શીલગુણ સૂરિએ આશ્વાસક ભાવથી કહ્યું.

અણહિલ્લસિંહ, ચંપકસિંહ તથા ઠાકોર વીરેન્દ્રકુમાર પણ શૂરપાળની ઈચ્છાના સાફલ્યમાટે પ્રતિજ્ઞાબદ્ધ થયા અને રાજસભામાં બેપાંચ પળ પર્યન્ત

મૌન તથા ગંભીરતાનું સામ્રાજ્ય વ્યાપી ગયું. જો એ વેળાયે અજયસિંહ પોતાની ભગિની પદ્માવતીને લઇને ન આવી લાગ્યો હોત, તો એ મૌન તથા ગંભીરતા કદાચિત્ દીર્ઘકાલવ્યાપિની પણ થઈ જાત. અસ્તુઃ પદ્માવતીએ સલજ્જ ભાવથી અજય સાથે સભામંડપમાં પ્રવેશ કરીને સર્વ વંદનીય પુરુષો—શીલગુણ સૂરિ, શૂરપાળ, ગુર્જરાધીશ તથા પોતાના પિતા ઠાકોર વીરેન્દ્રકુમાર આદિ-ને તેમ જ રાજમાતાને નમન કર્યું અને ત્યાર પછી તે સ્ત્રીસમુદાયમાં જઇને બેસી ગઈ. શૂરપાળે પદ્મનાભને ન જોવાથી અજયને પૂછ્યું કેઃ—

"પદ્મનાભ કયાં છે ? મારે તેને મહાવીર અણહિલ્લના સહાયક તથા ગુર્જરાધીશના દ્વિતીય સેનાધ્યક્ષની પદવીથી વિભૂષિત કરવાનો છે."

"પદ્મનાભ મને મારા ભગિની સમક્ષ પહોંચાડીને 'હું હમણાં આવું છું' એમ કહીને ચાલ્યો ગયો તે પાછો આવ્યો જ નહિ. તેની વાટ જોવામાં તો અમોને અહીં આવતાં આટલો વિલંબ થઈ ગયો." અજયસિંહે પોતાના મુખમંડળમાં બળાત્કારે ગાંભીર્યચ્છટાને લાવવાનો પ્રયત્ન કરીને ઉત્તર આપ્યું.

"તો તેને શોધીને સત્વર અહીં બોલાવી મંગાવો અને તેને કાંઈ અકસ્માત્ થયો હોય તો તેની તપાસ કરો. ભાઈ છે જરા સાહસિક એટલે કયાંક સાહસ કરવા જતાં અકસ્માત્ના ઝપાટામાં અથવા કોઈ ગુપ્ત શત્રુના છળપ્રપંચના જાળમાં ન આવી ગયા હોય તો સારું." શૂરપાળ ચિન્તાથી કહ્યું.

હવે અજયથી પોતાના હાસ્યનો અવરોધ ન કરી શકાયો. હસવાની ઇચ્છા ન હોવા છતાં સ્વાભાવિક જ તેનાથી ખડખડ હસી પડાયું. તેના આ હાસ્યવ્યાપારને જોઇને સર્વ જનો આશ્ચર્યચકિત થઈ ગયા અને શૂરપાળે વિસ્મયદર્શક ભાવથી પૂછ્યું કેઃ—

"અજયસિંહ, આ અપ્રાસંગિક હાસ્યનું કારણ શું છે ?"

"મારા હાસ્યનું કારણ એ છે કે પદ્મનાભના અવતારનું પરિવર્તન થઈ ગયું છે; કાશીરાજની પુત્રી અંબા જેવી રીતે સ્ત્રી મટીને શિખંડી નામક પુરુષ થઈ ગઈ હતી તેવી જ રીતે પદ્મનાભ પુરુષ મટીને કુમારિકા થઈ ગયો છે, તો હવે પદ્મનાભને મારે કયાં શોધવો અને કયાંથી લઈ આવવો એ આપ જ કહી નાખો." અજયસિંહે અત્યંત વિનોદાત્મક ઉત્તર આપ્યું.

"અજયસિંહ, તમો ઉન્માદવશ તો નથી થયા ?" શૂરપાળે સત્તાદર્શક તથા કિંચિત્ કોપપરિચાયક સ્વરથી આ શબ્દો ઉચ્ચાર્યા.

હવે વિશેષ વિનોદ ભયંકર થઈ પડવાનો સંભવ હોવાથી અજયસિંહ પુનઃ ગંભીરતાને ધારણ કરીને કહેવા લાગ્યો કેઃ "જેને અત્યાર સુધી આપણે તરુણ વીર પદ્મનાભ માનતા હતા તે વસ્તુતઃ પદ્મનાભ નહિ, પરંતુ મારાં વીર ભગિની પદ્માવતી બા સાહેબ પોતે જ હતાં અને આપણા દેશોદ્ધાર વિષયક કાર્યમાં આપણને યથાશક્તિ સહાયતા આપવાની શુભ ભાવનાથી એમણે પુરુષવેશ પરિધાન કરીને અંત પર્યન્ત પુરુષની ભૂમિકાને અત્યંત દક્ષતાપૂર્વક ભજવી બતાવી હતી એટલે આપણે અત્યાર સુધી એમને ઓળખી શકયા ન હોતા."

"હેં, વીર પદ્મનાભ તે શ્રીમતી કુમારિકા પદ્માવતી !" સમસ્ત સ્ત્રીપુરુષ સભાસદોનાં મુખોમાંથી એકસમયાવચ્છેદે આ આશ્ચર્યદર્શક ઉદ્ગાર નીકળી ગયો.

"જી હા, પદ્મનાભ તે ગુર્જરભૂમિની માતૃભક્તા દીન કન્યકા આ પદ્માવતી જ હતી." પદ્માવતીએ લજ્જાથી પોતાના વીણાવિનિન્દિત મંજુલ સ્વરવડે આ શબ્દો ઉચ્ચાર્યાં.

"જો એમ જ હોય, તો આજે રાજ્યપ્રાપ્તિ સાથે આવી યોગ્યતમા ગૃહલક્ષ્મીની પ્રાપ્તિ પણ સ્વાભાવિક જ થતી હોવાથી ગુર્જરાધીશ વનરાજ મહારાજના સદ્ભાગ્યની પરિસીમા જ થયેલી કહી શકાય. પદ્મનાભે પ્રથમ પરિચયની વેળાયે નહિ, પણ દ્વિતીય વારના સાક્ષાત્કાર સમયે પોતાનો જે વૃત્તાંત મને સંભળાવ્યો હતો તે વૃત્તાંતના સ્મરણથી હવે મારો નિશ્ચય થઈ ગયો છે કે પદ્મનાભ તથા પદ્માવતી એક જ વ્યક્તિ છે. ધન્ય છે, ગુર્જરભૂમિની આદર્શ ક્ષત્રિય કુમારિકે, તને તથા તારાં જન્મદાતા માતાપિતાને. તેં પોતાની વીરતા તથા દેશસેવાથી તારા, તારા પિતાશ્રી વીરેન્દ્રકુમારના તેમ જ ગુર્જરભૂમિના નામને ઉજ્જ્વલ કરી બતાવ્યું છે. આ પવનદુર્ગમાં તારા પ્રતાપે જ વનરાજવિજય થયો છે, તો આવ, વત્સે, મારા હસ્તથી જ ગુર્જરેશ્વરી થા અને વિગત વિપત્તિઓને સર્વથા ભૂલી જા."

પદ્માવતી પોતાના મુખચંદ્રને ઘૂંઘટના પટમાં છુપાવીને મરાલગતિથી સિંહાસન સમક્ષ આવીને ઊભી રહી અને શૂરપાળે ગુર્જરાધીશ વનરાજ તથા પદ્માવતીના હસ્તોનું સંમેલન કરાવીને આશીર્વાદ આપ્યો કે: "રાજદંપતી, તમારું કલ્યાણ થાઓ અને પરમાત્મા તમોને ધર્મ, અર્થ, કામ તથા મોક્ષની સિદ્ધિનું સંપૂર્ણ સામર્થ્ય સમર્પો !"

"તથાસ્તુ!" રાજદંપતીએ આ શબ્દના ઉચ્ચારથી મહાવીર શૂરપાળના આશિર્વાદને મસ્તકે ધારી લીધો.

"પરમાત્માએ મને મારા વનુભાના અભ્યુદયનો આ વિરલ અવસર દેખાડ્યો છે તો આજના આનંદના સ્મારક તરીકે સર્વ રાજબંદિજનોને મુક્તિદાન મળવું જોઇએ એવી મારી પરમ ઇચ્છા છે." રાજમાતા રૂપસુન્દરી દેવીએ કહ્યું.

"પૂજ્ય માતુશ્રીની આજ્ઞા અનુસાર બંદિજનોને મુક્ત કરી દ્યો." વનરાજ મહારાજે તૃતીય પંક્તિના એક સેનાધ્યક્ષને આજ્ઞા આપી.

શંકર બારોટ નેત્રોમાંથી હર્ષનાં અશ્રુ વર્ષાવતા પોતાના આસનપરથી ઊઠીને ઊભા થયા અને તેમણે વનરાજને નિમ્ન આશીર્વાદ આપ્યો:—

" राजन् कमलपत्राक्ष करेणुः करणै विना ।
रूपं भवति यत्सिद्धं तत्ते भवतु चाव्ययम् " ॥

"અર્થાત્ હે કમલપત્ર સમાન નેત્રવાળા ભૂપાલ, 'કરેણુ' શબ્દમાંનાં ક્, ર્ તથા ણ્ એ ત્રણ વ્યંજનોને વર્જ્ય કરતાં અવશિષ્ટ રહેલા 'અ, એ તથા ઉ' એ ત્રણ સ્વરોના સંધિથી જે રૂપ—શબ્દ—સિદ્ધ—થાય છે તે રૂપ—આયુ—તારા માટે અવ્યય થાઓ, તને અનન્ત આયુષ્યની પ્રાપ્તિ થાઓ !"

"ગુજરાત માતાનો જય, ગુર્જરેશ્વર વનરાજ મહારાજનો જય !" સભાસદોએ સભાવિસર્જનસૂચક પ્રચંડ જયઘોષ કર્યો અને એ પ્રચંડ જયઘોષ વચ્ચે લગ્નોત્સવયુક્ત રાજ્યાભિષેકમહોત્સવની નિર્વિઘ્ન સમાપ્તિ કરવામાં આવી. દ્વિતીય દિવસે વનરાજ તથા પદ્માવતીનાં શાસ્ત્રવિધિયુક્ત લગ્ન થયાં.

---

# પ્રકરણ ૨૧ સું

## શૂરપાળનો સ્વર્ગવાસ અને કાન્તાનો ચિતાપ્રવેશ

વનરાજના રાજ્યાભિષેકની હર્ષવર્ધિની ઘટના પછી પંચમ દિવસે તૃતીય પ્રહરની સમાપ્તિ વેળાયે પવનપર્વતની વિશ્વામિત્રી નદીના તીરપ્રાંતમાં વિસ્તરેલી સ્મશાનભૂમિમાં એક વિશાળ ચંદનકાષ્ઠચિતા ખડકાયલી જોવામાં આવતી હતી. તે ચિતા સમક્ષ ભૂમિપર મૂકાયલા એક શબયાનમાં અલ્પ સમયમાં ચિતાશાયી થઇને ભસ્મીભૂત થઈ જનારો એક વસ્ત્રાચ્છાદિત મૃતદેહ દૃષ્ટિગોચર થતો હતો; તે મૃતદેહના દર્શનમાં પોતાની દૃષ્ટિઓને સ્થિર કરીને ગુર્જર-રાષ્ટ્રના ઉદ્ધારક ગુર્જર વીર પુરુષો, ગુર્જર નાગરિકો, સૈનિકો, રાજકુટુંબની રમણીઓ તથા અન્યાન્ય નાગરિકાઓ અને રાજસેવિકાઓ આદિ પ્રચંડ નરનારીસમુદાયો પોતાનાં નેત્રોમાંથી અશ્રુઓની અસ્ખલિત ધારાઓને વર્ષાવી રહ્યાં હતાં; આકાશમાં અચાનક મેઘોનો આવિર્ભાવ થતાં સૂર્યની તેજસ્વિતા મંદ થઈ ગઈ હતી અને દિશાઓ પણ મંદ ભાસવા લાગી હતી; કારણ કે, આજે ગુજરાતનો ઉદ્ધારક, ગુજરાતની સ્વાધીનતાનો આદ્ય સંસ્થાપક, ગુર્જ-રાધીશ વનરાજનો પાલક, રક્ષક તથા વિદ્યાદાતા ગુરુવર્ય, દાક્ષિણાત્ય રાજ-સત્તાતરુનો નિર્મૂલનકાર, દાક્ષિણાત્ય ભૂવડ સમ્રાટ્ તથા તેના મદાંધ રાજ-કર્મચારીઓનો કાળ, ગુર્જરી પ્રજાનો અદ્વિતીય પાલક તથા રક્ષક, ધર્મનો ધ્યાતા, રણભૂમિમાં નિરંતર વિજયનો વિધાતા, શત્રુઓનો ભયનિર્માતા, દીન જનોનો ત્રાતા અને કર્ણતુલ્ય દાતા મહાવીર શૂરપાળ ભારતવિખ્યાત ભીષ્મ પિતામહ પ્રમાણે ઇચ્છામરણને સ્વીકારી આજે દેવવેલામાં સ્વર્ગમાં પ્રયાણ કરી ગયો હતો. ચિતા સમક્ષ શબયાનમાં પડેલો મૃતદેહ શૂરપાળનો જ હતો અને તે મૃત-દેહ પણ હવે અલ્પ સમયમાં જ અગ્નિનારાયણના મુખમાં પ્રવેશીને નામશેષ તથા ભસ્મીભૂત થઈ જવાનો હતો. શૂરપાળ સમાન ગુર્જર નરપુંગવના નિધ-નથી ગુર્જર નરનારી સંતાનોનાં હૃદયો શોકાગ્નિથી દગ્ધ થઈ જાય એ સ્વાભાવિક હોવાથી સ્મશાનભૂમિમાં એક મહાગંભીર દશ્યનો અધિકાર વ્યાપી ગયો હતો.

સ્ત્રીસમુદાયના અગ્રભાગમાં નવોઢા વધૂ પ્રમાણે પોતાના અપ્રતિમ સુંદર શરીરને બહુમૂલ્ય વસ્ત્રાલંકારોવડે શૃંગારીને શૂરપાળની ગૃહલક્ષ્મી શ્રીમતી કાન્તાદેવી આનંદપુલકિત વદનથી પોતાના અર્ભક પુત્રને બાહુમાં ધારણ કરીને ચુંબનાર્દ્ર કરતી ઊભેલી દેખાતી હતી; કારણ કે, તે પોતાના સ્વર્ગીય સ્વામીના મૃતદેહ સાથે સજીવન ચિતાપ્રવેશની ભદ્ર લાલસાથી જ સ્મશાનભૂમિમાં આવી હતી. કોઇ પણ સિંહાસનારૂઢ તથા મુકટધારી રાજાએ કોઇ પણ મનુષ્યના મૃત્યુ પ્રસંગે સ્મશાનભૂમિમાં ન આવવાની રૂઢિ તે સમયમાં પણ પ્રચલિત હોવા છતાં તે રૂઢિના બંધનને તોડી નાખીને પોતાના મહાવીર માતુલપ્રતિ પોતાના અંતિમ માનને દર્શાવવામાટે તથા સતી કાન્તાદેવીના અંતિમ આશીર્વાદની પ્રાપ્તિમાટે ગુર્જરાધીશ વનરાજ પોતે પણ સ્મશાનભૂમિમાં આવ્યો હતો, અને સતીના અંતિમ સત્કારમાટે પિયળનાં સાધનો તથા પુષ્પમાલા આદિ પણ લાવ્યો

હતો. વનરાજે સતીનાં ચરણોમાં પોતાના મસ્તકને સ્થાપી દઇને વંદન કર્યું એટલે કાન્તાદેવીએ પોતાના અર્ભક પુત્રના કોમલ કપોલને અંતિમ વાર ચુંબનાર્દ્ર કરીને પોતાનાં પૂજ્ય નણંદ રાજમાતા રૂપસુન્દરીદેવીના હસ્તમાં સમર્પતાં ગંભીરતાથી કહ્યું કે:–

"પૂજ્ય નણદી, હવે આ માતૃપિતૃવિહીન અલ્પવયસ્ક બાળકના લાલન, સંવર્ધન તથા શિક્ષણ આદિનો ભાર તમારા શિરપર તથા ગુર્જરેશ્વરી પદ્માવતી બાના શિરપર જ રહેલો છે. એને યત્નપૂર્વક સંભાળજો અને અમારી ખોટ એને જણાવા દેશો નહિ. એ તમારો જ પુત્ર છે એટલે વધારે શી ભલામણ આપું ?"

"આની ભલામણ કરવાની હોય ખરી કે? આ મહાવીર તો મારો પ્રાણ છે." રાજમાતાએ આ ઉદ્‌ગાર કાઢીને શૂરપાળના અર્ભક પુત્ર મહાવીરના કપોલને ચુંબનાર્દ્ર કરી દીધો. મહાવીરે પોતાના મસ્તકને રાજમાતાના સ્કંધપર સ્થાપી દીધું.

"દેવી પદ્માવતી, આ બાળકને તારા જેવી વીરતાના પાઠો પઢાવજે અને દેશભક્તિનું સંપૂર્ણ શિક્ષણ આપજે કે જેથી એ પણ ભવિષ્યમાં તમો ગુર્જરેશ્વર તથા ગુર્જરેશ્વરીનો સહાયક થઇને પોતાના જન્મદાતાના ધારણ કરેલા 'મહાવીર' પદજન્ય નામની સાર્થકતા કરી શકે અને પોતાના પરલોકવાસી પિતાની ઉજ્જવલ કીર્તિને ઉજ્જવલતર કરી બતાવવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકે." શ્રીમતી કાન્તાદેવીએ ગુર્જરેશ્વરી પદ્માવતીને પોતાના પુત્રની ભલામણ આપતાં સ્નેહ તથા વિનોદાત્મક ભાવથી આ ઉદ્‌ગારો કાઢ્યા.

"દેવી, વનવાસી મૃગેન્દ્રનો રાજ્યાભિષેક તથા અન્ય કોઈ પણ પ્રકારનો સંસ્કાર નથી કરાતો, છતાં પોતાના વિક્રમાર્જિત સત્ત્વથી તેની મૃગેન્દ્રતા જેવી રીતે સ્વયં સ્થાપિત થઈ જાય છે તેવી રીતે મહાવીર શૂરપાળનો આ મહાવીર નામક કુલદીપક વીરતાના પાઠો એને કોઈ નહિ પઢાવે, તોય પોતાની આનુવંશિક વીરતાનો વિશ્વમાં સ્વયં પ્રકાશ કરી બતાવશે એટલે આ બાળકની તો તમારે લેશમાત્ર પણ ચિન્તા નથી જ રાખવાની. હું તમારા મહાવીરને મારો પોતાનો પુત્ર માનીને જ માતૃવાત્સલ્યથી ઉછેરીશ." આ ઉદ્‌ગારોને પોતાના મુખમાંથી બહિર્ગત કરતાં પદ્માવતીએ મહાવીરને રાજમાતા પાસેથી પોતાના હસ્તમાં લઈ લીધો અને મહાવીર પણ તેના બાહુમાં વિરાજીને કોમલ હાસ્યથી પોતાના આનંદને દર્શાવવા લાગ્યો.

એ વેળાયે શુભ ઘટિકાનો આરંભ થઈ ગયેલો હોવાથી ગુર્જરાધીશ વનરાજે પોતાના હસ્તથી જ અત્યંત શ્રદ્ધા તથા ભક્તિપૂર્વક સતી કાન્તાદેવીના ભાલપ્રદેશ પેલવમંડિત–પિયળવિભૂષિત–કરીને તેના કંઠમાં ભવ્ય પુષ્પમાલા આરોપી દીધી. ગુર્જરેશ્વરી પદ્માવતીએ સતીના કંઠમાં કુસુમમાલા પહેરાવી અને હસ્તમાં બે શ્રીફલો સમર્પ્યાં. સતીએ પ્રથમ ગંભીર મુદ્રા તથા ગંભીર સ્વરથી ગુર્જરેશ્વર તથા ગુર્જરેશ્વરીને "ભાગ્યશાલી ગુર્જરેશ્વર તથા ભાગ્યશાલિની ગુર્જરેશ્વરી, તમો રાજદંપતીએ સ્મશાનભૂમિમાં ન આવવાની પ્રચલિત રાજરૂઢિને ત્યાગીને મારા ચિતાપ્રવેશ તથા પતિસહગમનના પ્રસંગે મારો આટલી સીમાપર્યન્ત અનન્ય

શ્રદ્ધાથી જે અપૂર્વ સત્કાર કર્યો છે અને સ્વર્ગીય મહાવીર શૂરપાળજી, મારા પતિદેવ પ્રતિ જે ભક્તિભાવ દર્શાવ્યો છે તેથી પ્રસન્ન થઇને હું તમો રાજદંપતીને અંતઃકરણપૂર્વક આશીર્વાદ આપું છું કે તમો શતાયુ થાઓ, તમારા વંશની શુક્લપક્ષીય ચંદ્રની ષોડશ કલાઓ પ્રમાણે નિરંતર અભિવૃદ્ધિ થતી રહો, ગુર્જરભૂમિમાંથી પરકીય રાજસત્તાનું નિર્મૂલન થઈ જાઓ અને સમસ્ત ગુર્જરભૂમિ અત્યંત શીઘ્ર તમારા સ્વતંત્ર તંત્રમાં વિહરતી દેખાઓ. લ્યો, સતીના પ્રસાદરૂપ આ શ્રીફલની સદૈવ સેવા કરતાં રહેજો એટલે વિજયદેવતા સદા તમારી જ છે." આ પ્રમાણે શ્રીકાન્તાદેવીએ આશીર્વાદ આપ્યો અને ત્યારપછી તેમના ભાલપ્રદેશોને કુંકુમતિલકમંડિત કરીને બે શ્રીફળ અનુક્રમે ગુર્જરેશ્વર તથા ગુર્જરેશ્વરીના હસ્તમાં સમર્પી દીધાં.

"માતા, અમોને આશીર્વાદ આપો." ગુર્જર નરનારી જનતાએ એકત્ર સ્વરથી આશીર્વાદની યાચના કરી.

"મારા ગુર્જરબંધુઓ તથા મારી ગુર્જર ભગિનીઓ, તમારું શાશ્વત કલ્યાણ થાઓ અને તમારાં આયુષ્ય, આરોગ્ય, ધન, ધાન્ય તથા સંતાન આદિ ઐશ્વર્યની વૃદ્ધિ થાઓ." સતીએ સર્વને અભીષ્ટ આશીર્વાદ આપ્યો.

વનરાજના સંકેતથી શૂરપાળના મૃતદેહને શબયાનમાંથી માનપૂર્વક ઉપાડીને ચંદનકાષ્ઠની વિશાળ ચિતાના મધ્યભાગમાં રચેલા કુટીરમાં પધરાવી દેવામાં આવ્યો એટલે સતી કાન્તાદેવી ચિતા સમક્ષ આવી ચિતાને સંબોધીને ગાંભીર્યથી કહેવા લાગી કેઃ—

"હે ચિતા, ચંદનકાષ્ઠની તું સ્વર્ગનું વૈમાન છે;
લઈ જા મને ત્યાં જે હવે મમ નાથ વાસસ્થાન છે;
સંસાર સમ હું સ્વર્ગમાં પણ થૈશ પતિસહવાસિની;
પતિપાદપૂજાપુણ્યથી હું થૈશ મોક્ષવિલાસિની."

સતીએ ચિતારોહણ કર્યું અને ચિતાના ઉપરિભાગમાં સ્થિર થઇને કહ્યું કેઃ "આજે આ ચિતામાં અગ્નિનારાયણ સ્વયં પ્રકટ થવાના હોવાથી કોઇએ પણ ચિતાને પ્રજળાવવાનું સાહસ ન કરવું."

જનતાએ "જય અંબે ! જય અંબે !"નો ગગનભેદક ધ્વનિ કર્યો.

સતી કાન્તા ચિતાકુટીરમાં પ્રવેશી પોતાના પતિદેવના મસ્તકને પોતાના અંકમાં રાખીને બેઠા પછી અગ્નિનારાયણને સંબોધીને કહેવા લાગી કેઃ—

"મનવચનકાયાશુદ્ધિ મારી હોય જો અવિચલ રહી;
મમ વૃત્તિઓએ ભ્રષ્ટતાને હોય નહિ જો સંગ્રહી;
તો અગ્નિનારાયણ પ્રકટ થા સ્વયં તું આ સ્થાનમાં;
પરિણત કરી દે આ ચિતાને સ્વર્ગના વૈમાનમાં."

સતીના મુખમાંથી હજી તો અંતિમ શબ્દ બહિર્ગત થતો હતો એટલામાં તો ચંદનકાષ્ઠની ચિતામાંથી પાવકની ગગનગામિની પ્રચંડ જ્વાળાઓ નીકળવા લાગી અને તે જ્વાળાઓના દર્શનથી પ્રેક્ષકોના આશ્ચર્યનો અવધિ થઈ ગયો. પુનઃ પ્રેક્ષકોના "જય અંબે! જય અંબે!" ધ્વનિ તથા નાનાવિધ વાદ્યોના

ધ્વનિથી દિશાઓ નિનાદિત થવા લાગી. શૂરપાળ મહાવીર શૂરપાળ કહેવાતો હતો અને શૂરપાળના પુત્રનું નામ મહાવીર હતું, એટલે પુત્ર પિતાનો અંશ હોવાથી મહાવીર તો રહ્યો, પરંતુ શૂરપાળ ચાલ્યો ગયો અને સતી કાન્તાદેવી પણ પતિની સહગામિની થવાથી જે દિવ્ય દંપતીના દર્શનથી આપણી પ્રસ્તુત ઐતિહાસિક નવલકથાનો આરંભ થયો હતો તે દિવ્ય દંપતીના દિવ્યધામગમનની ઘટનાથી આપણે આપણી પ્રસ્તુત ઐતિહાસિક નવલકથાની પરિસમાપ્તિ કરીશું, તો તે યોગ્યજ ગણાશે; કારણ કે આ ઘટનાથી આરંભીને ગુર્જરાધીશ વનરાજે પોતાના ચંપકસિંહ તથા અણહિલ્લ જેવા અનન્ય દેશભક્ત તથા સ્વામિભક્ત સહાયકોની સહાયતા તથા પોતાના ભીષ્મ પરાક્રમના યોગે સમસ્ત ગુર્જરદેશને અધિકૃત કરીને નવીન રાજધાની પાટણનગરની સ્થાપના કરી હતી તે ઘટના પર્યન્તની ઘટનાઓને 'સ્વાધીન ગુજરાત' નામક હવે પછી પ્રકટ થનારી એક ભિન્ન નવલકથામાં સવિસ્તર વર્ણવવાનો અમારો મનોભાવ છે. પરમાત્મા અમારી એ આકાંક્ષાને પૂર્ણ કરો! શાંતિઃ શાંતિઃ શાંતિઃ!



# ગુજરાતી પત્રની ઓફીસમાંથી મળતાં પુસ્તકો.

---

**संस्कृत पुस्तकें** — कीं० रु. आ. पै.

**वेदांत.**

| | |
|---|---|
| योगवासिष्ठ महारामायणं सटीकम् ... ... ... | २०—०—० |
| श्रीशांकरदिग्विजयः सटीकम् ... ... ... | ४—०—० |
| पञ्चदशी श्रीमद्विद्यारण्यमुनिविरचिता पददीपिका पूर्णानंदेन्दुकौमुदीतिटीका द्वयोपेता ... ... ... ... | ५—०—० |
| योगसोपानपूर्वचतुष्कम् सचित्र ( योगग्रंथ ) ... ... | १—०—० |
| श्रीमद्भागवतम् बालप्रबोधिनीटीकासहितम् श्रीमद्वल्लभाचार्यवंशावतंस श्रीगिरिधरजी महाराज बनारसवाले कृत... ग्लेज... | ३६—०—० |
| रफ ... | ३०—०—० |
| विष्णुसहस्रनामस्तोत्रम् श्रीमच्छंकराचार्यप्रणीत भाष्योपेतं ... | ०-१०-० |
| नारदपञ्चरात्रम् ( पुष्टिसंप्रदाई ) ... ... ... | २—०—० |
| आश्वलायनीयं गृह्यसूत्रं गार्ग्यनारायणवृत्त्या गृह्यकारिकामिश्र सहितम् ... ... ... ... ... | ३—४—० |
| शिवनामकल्पलतालवाल: श्रीमदभिजिद्भास्कररायप्रणीत: ... | १—०—० |
| शिवमहिम्न स्तोत्रम् संस्कृत અને ગુજરાતી ટીકા સાથે ... | ०-२-० |

**ज्योतिष.**

| | |
|---|---|
| मुहूर्तदीपक सटीक: જ્યોતિષનો ગુજરાતી ટીકા સાથે ગ્રંથ... | ०—५—० |
| मुहूर्तमार्तण्ड: सं. गु. (ટીકા સાથે) ... ... ... | ३—०—० |

**वैद्यक.**

| | |
|---|---|
| सिद्धमंत्र: सटीक सं. वैद्यक ग्रंथ ... ... ... | १—०—० |
| वैद्यजीवनम् ( શાસ્ત્રીઅરાજનો ) ભાષા ટીકા સાથે ... | १-४-० |
| सुश्रुतसंहिता भाषाटीकासहिता ... ... ... | १०—०—० |
| शार्ङ्गधरसंहिता ( ભાષાન્તર સહિત) ... ... | १२—०—० |
| नपुंसकसंजीवनम् (ગુજરાતી) ... ... ... | ०—१२—० |

## न्याय.

तर्कसंग्रहः नीलकण्ठटीकासहितः ... [illegible] ...  [illegible]-२-०

तर्कसंग्रहः न्यायबोधिन्या चन्द्रसिंहकृत पदकृत्येन च सहितः ...  ०—६—०

## प्रकीर्ण.

श्रीरामतापनीयोपनिषत् भाषाटीका... ... ...  १—०—०

विशिष्टाद्वैताधिकरणमाळा विद्यार्थीओ माटे ટીપ્પણ
સહિત પણ્ડિત સુદર્શનાચાર્યજીની સંશોધિત આવૃત્તિ  १—०—०

हनुमानजोतिष ... ... ... ...  ०—४—०

ताजीकनीलकंठी सटीक ... ... ...  १—४—०

सांतीक्रमलाकर. ... ... ... ...  ५—०—०

अमरकोश सटीक ... ... ... ...  २—०—०

अमरकोश सर्वानुक्रमणिकासह ... ... ...  ०-१४-०

स पूरश्चरणगायत्रीपंचांग ग्लेज कागद ... ...  १—०—०

दानमयूख સંશોધિત આવૃતિ ... ... ...  २—०—०

विष्णुसहस्रनामावली ग्लेज चिकना कागद  ०—३—०

शिवसहस्रनामावली ,, ,, ,, ...  ०—३—०

देवीसहस्रनामावली ,, ,, ,, ...  ०—३—०

गणेशसहस्रनामावली ,, ,, ,, ...  ०-३—०

सहस्रनामावलीની ૧૦૦ પ્રતથી વિશેષ નકલ લેનારને ખાસ
વટાવ આપવામાં આવશે.

श्रीरामउपनिषद्—सटीक संस्कृत टीका ... ...  ०—१—०

नूतनबृहतशब्दरूपावली—समास चक्र सहित ... ...  ०—३—०

रामकृष्ण विलोमकाव्य सटीक संस्कृत टीका ... ...  ०—४—०

पुरुषसुक्त—श्रीसुक्त—लक्ष्मीसुक्त वेदोक्त ... ...  ०—१—०

समासचक्र जेमां मराठी व्रज भाषा गुजराती आमां सात विभक्तिना
अर्थो तथा मराठी हिंदी गुजराती तीढंतना अर्थ तथा शब्द
रूपावली न्यस्त शब्दना गुजराती अर्थ ... ...  ०—१—०

प्रायश्चित्तेन्दुशेखर—सं. ( धर्मशास्त्र ) ... ...  ०-१-०

ललिता सहस्रनाम स्तोत्रम् ... ... ...  ०—१२—०

दक्षिणामूर्ति स्तोत्र सटीक सं. टीका ... ... ...  [illegible]—०

સતીધર્મ પતિવ્રતા ને ભાગમાં ... ... ...[illegible] ૮—૦
પંચામૃત (કવિ ખીમજી વસનજી મુંબઈવાળા કૃત)... ૨— ૦—૦
લેઊઆ પુરાણ ઘણું ઉપયોગી ... ... ... ૧— ૪—૦
શ્રી શિવપુરાણ ૨૪૦૦૦ શ્લોકનું ... ... ... ૫— ૦—૦
એકાદશી મહાત્મ્ય સાથે ... ... ... ૨— ૦—૦
સૌભાગ્ય સંગીત સંગ્રહ (સુધારેલી આવૃત્તિ) ... ૧— ૦—૦

કોષ

નવી અંગ્રેજી ગુજરાતી પોકેટ ડીક્ષનરી ... ... ૨— ૮—૦
શબ્દાર્થસિંધુ ગુજરાતી શબ્દકોષ ... ... ... ૫— ૦—૦
ગુજરાતી કેહેવતસંગ્રહ કેહેવતોનો અપૂર્વ સંગ્રહ. સ્વ. આશારામ શાહનો ... ... ... ... ૪— ૦—૦
પૌરાણ કર્મદર્પણ યજમાન વૃત્તિવાળાને કિમતી ... ૬— ૦—૦
બ્રહ્મનિત્યકર્મ ... ... ... ... ... ૧— ૮—૦
પંચીકરણ પંડિતજી જયકૃષ્ણનું ... ... ... ૨— ૦—૦
અસ્તોદય સ્વ. મનઃસુખરામ સૂ. ત્રિપાઠી ... ... ૦— ૬—૦
વિચારસાગર ,, ,, ,, ... ... ૧— ૮—૦
વેદાન્તવિચાર ,, ,, ,, ... ... ૦— ૪—૦
મનુસ્મૃતિ (ગુજરાતી ભાષાંતર) ... ... ... ૫— ૦—૦
રાસમાળા (ગુજરાતનો પ્રાચીન ઈતિહાસ) ... ... ૫— ૮—૦
અમારાં જીવનમાંની કેટલીક યાદગીરીઓ ન્યાયમૂર્તિ રાનડેનું કૌટુમ્બી જીવન, એક વાર વાંચવા જેવું ... ૧— ૮—૦
મેઘદૂતનું ભાષાંતર ભાષાંતરકાર કવિ નાનાલાલ ... ૧— ૪—૦
ભક્તકવિ શ્રી દયારામનું ચરિત્ર ... ... ... ૧— ૪—૦
દયારામકૃત કાવ્ય મણિમાળા ભાગ ૨ જો ... ... ૧— ૮—૦
,, ,, ,, ભાગ ૩ જો ... ... ૨— ૮—૦
,, ,, ,, ભાગ ૪ થો ... ... ૧— ૦—૦
કેશવકૃતિ ... ... ... ... ... ૨— ૦—૦

વાર્તા

ભદ્રપુરની ભદ્રશ્યામા ... ... ... ... ૨— ૦—૦
ભાગીરથીની ભૂલ ... ... ... ... ૨— ૮—૦
કૃષ્ણનો કાર્તિકેય ... ... ... ... ૩— ૦—૦
ચિતોડનો પુનરૂદ્ધાર ... ... ... ... ૩— ૦—૦
બાદશાહ બાબર અથવા નૂર ઈસ્લામ ... ... ૩— ૦—૦
અનંગભદ્રા ... ... ... ... ... ૨— ૦—૦
રૌનક મેહેલની રાજખટપટ ... ... ... ૨— ૮—૦

રાજા ભોજ અને [illegible] ... [illegible]
બ ભેદી ખરમ (એક ડીટેક્ટીવ વાર્તા) ... ... ૨– [illegible]
ભર્તુહરિ નાટક વાઘજી આશારામકૃત... ... ... ૨– ૮–૦
પતિવ્રતા સતીઓ ... ... ... ... ૩– ૮–૦
ઝાંસીની રાણી ... ... ... ... ... ૩– ૦–૦
પ્રીતમદાસની વાણી ... ... ... ... ૦–૧૨–૦
પ્રમાદધનની પ્રભુતા ... ... ... ... ૪– ૮–૦
પૃથુરાજ ચહુઆણ ... ... ... ... ૩– [illegible]
રાજલક્ષ્મી અથવા ભારતભૂમિની દિવ્ય દુહિતા. પ્રસિદ્ધ
નવલકથાકાર બાબુ બંકિમચંદ્રનું ભાષાંતર ... ૨– ૦–૦
વાસન્તી અથવા વારાંગના કે વીરાંગના ... ... ૨– ૦–૦
સોનેરી ટોળી ભાગ ૧–૨... ... ... ... ૪– ૮–૦
સ્નેહલમતી સુંદરી ભાગ ૧–૨ ... ... ... ૩– ૮–૦
સફેદ ઠગ ભાગ ૧–૨–૩... ... ... ... ૪– ૮–૦
ચાલીસ ચહેરાનો માણસ ... ... ... ... ૩– ૮–૦
દુર્ભાગી દારા ખંડ ૧–૨–૩ ... ... ... ૩– ૮–૦
અદ્ભુત લુંટારો... ... ... ... ... ૩– ૮–૦
પ્રેમની ખુમારી ભાગ ૧–૨ ... ... ... ૬– ૦–૦
વિચિત્ર જગત ભાગ ૧–૨ .. ... ... ... ૬– ૦–૦
ચમત્કારિક ખુન ... ... ... ... ... ૨– ૮–૦
આગાનો ખજાનો ... ... ... ... ૨– ૮–૦
શરલોક હોમ્સના સાહસ કર્મો ... ... ... ૨– ૦–૦
પંચાસરનો જયશીખરી ભાગ ૧–૨... ... ... ૫– ૮–૦
કુટુંબનું કારસ્થાન ભાગ ૧–૨ ... ... ... ૫– ૦–૦
સૌંદર્યજવાળા ભાગ ૧–૨ ... ... ... ૬– ૮–૦
વેરાસુખ ભાગ ૧–૨ ... ... ... ... ૬– ૦–૦
ભયંકર ભેદ ... ... ... ... ... ૨– ૮–૦

## શ્રી વલ્લભ સંપ્રદાયી–પુષ્ટિ માર્ગીય ગ્રંથો

બસોબાવન વૈષ્ણવોની વાર્તા–પુષ્ટિ દઢાવ ગ્રંથ અને
અનુક્રમણિકાસહિત. બ્રજભાષામાં બાળબોધી મોટા
અક્ષરમાં, પવિત્ર કંતાનના પુઠા વાળી. ઉત્તમ ચીકણા
ગ્લેજ કાગળની ... ... ... ... ૮– ૦–૦
,, સદર ઉપર મુજબ રફ કાગળની ... ... ૬– ૦–૦
ચોરાસી વૈષ્ણવોની વાર્તા–અનુક્રમણિકા સહિત. બ્રજ-
ભાષામાં મુંબઈના છાપખાનામાં છાપેલી બાળબોધી
મોટા અક્ષરમાં, પવિત્ર કંતાનના પુઠાં વાળી ઉત્તમ
ચીકણા ગ્લેજ કાગળની ... ... ... ૪– ૦–૦
,, સદર ઉપર મુજબ રફ કાગળની. ... ... ૩– ૦–૦

**[illegible] વૈષ્ણવની વાર્તા તથા ચોરાસી વૈષ્ણ-વની વાર્તા.** ... ... ...
બન્ને પુસ્તકની એક બુક બાંધેલી પવિત્રતામના પુઠાની... ઉપર બધી હકીકતવાળી ગ્લેજ કાગળની ... ... ૧૨— ૦—૦
„ „ સદર ઉપર મુજબ રફ કાગળના ... ... ૯— ૦—૦

**ભજનરત્નાવલિ મોટી**—અથવા ભજનની પોથી ચાર સંપ્રદાયના સાધુસંત અને રામકૃષ્ણાદિક ભગવત ભકતજનોને ઉપયોગી. ગ્લેજ કાગળ ... ... ૨— ૮—૦
„ „ સદર રફ કાગળની. ... ... ... ૨— ૦—૦

**રામપદ્ધતિ**—રામપટલ, સિદ્ધાંત પટલ, મંત્રમુકતાવલિ, ચોવીસ ગાયત્રી આ પાંચ પુસ્તકનો એક ગુટકો ચારે-સંપ્રદાયના સાધુનો કર્મકાંડ ગ્રંથ. ... ... ૧— ૪—૦

**રામપદ્ધતિ, રામપટલ, સિદ્ધાંતપટલ.** આ ત્રણે પુસ્તકો ચારેય સંપ્રદાયના સાધુને ઉપયોગી દરેકની કીંમત ... ૦— ૪—૦

**ચોવીસ ગાયત્રી** અને તે ગાયત્રીના મંત્ર અને આહુતી વિસર્જન ઉત્થાપન વિગેરે મુદ્રાવિધિ સહિત ... ૦— ૪—૦

**મંત્ર મુકતાવલિ**—(મંત્ર સંગ્રહ સર્વોપયોગી) ... ... ૦— ૩—૦

રકારાદિ શ્રીરામસહસ્રનામ— ... ... ... ૦— ૩—૦

મકારાદિ શ્રીરામસહસ્રનામ— ... ... ... ૦— ૩—૦
તથા ઉપરનાં બન્ને પુસ્તકોની એક બુક... ... ૦— ૬—૦

**ભજનરામાયણ**—તુલસીદાસજી કૃત ... ... ... ૦— ૨—૦

**પંચમુખી અને એકમુખી હનુમાન કવચ**—હનુમાન દ્વાદશ નામ સહિત ... ... ... ... ૦— ૨—૦

ડાકોર મહાત્મ્ય—મૂળ શ્લોક અને શુદ્ધ ભાષા ટીકા. (આ મહાત્મ્ય સર્વોપયોગી છે.)... ... ... ૧— ૦—૦

**શ્રી રામાનંદજન્મોત્સવ**—ભાષા ટીકા. રામાનંદી વૈષ્ણવો વિગેરે સર્વોપયોગી ... ... ... ... ૦— ૮—૦

**શ્રી રામસ્તવરાજ**—ભાષા ટીકા. બાર મહિનાની પાઠ વિધિ સહિત ... ... ... ... ... ૦— ૪—૦

ગૌરક્ષાનો નકશો ગાયના અંગમાંતમામ દેવતાઓના ચિત્રવાળો ... ... ... ... ... ૦— ૧—૦

બૃહતવેદોકત રામપદ્ધતિ ચારેય સંપ્રદાયી વૈષ્ણવ ઉપયોગી. ૦— ૯—૦

ગુરૂમહિમા અને ગુરૂ અષ્ટક હિંદી ભાષા ... ... ૦— ૧—૦

ધ્યાનમંજરી (રહસ્ય ગ્રંથ) ચારે સંપ્રદાય વૈષ્ણવ ઉપયોગી ૦— ૨—૦

ભગવતપૂજન ક્રમભાષા હિંદી ચારે સંપ્રદાયના વૈષ્ણવને ઉપયોગી ... ... ... ... ... ૦— ૨—૦

રામાનંદી રામરક્ષા અને રામકબીરકી રામરક્ષા ભાષા... ૦— ૧—૦

[illegible]કવચ—મુળ શ્લોક અને શુદ્ધ ગુજરાતી ટીકા સહીત. ૦— ૧—૦

બે ડાંખા આખ્યાન તથા વિવેક વણજારો દરેકના. ... [illegible]

ટુંક સમયમાં બહાર પડશે

# बृहत् स्तोत्र मुक्तामाळा

સ્તોત્રોના ગ્રંથો ઢગલાબંધ જુદેજુદે નામે બહાર પડ્યા છે, પરંતુ આવા પ્રકારના ગ્રંથોમાં આ ગ્રંથ ખરેખર અદ્ભુત છે.

આમાં જે પદ્ધતિસર સ્તોત્રો ગોઠવવામાં આવ્યા છે તેવી વ્યવસ્થા પ્રમાણે ગોઠવાયલો સ્તોત્રોનો સંગ્રહ ક્વચિતજ જોશો.

આ સંગ્રહમાં અન્ય સ્તોત્રોના સંગ્રહ કરતાં વધારે મોટો
સંગ્રહ જણાશે.

☞ પ્રથમથી ગ્રાહક થઈ નામ નોંધાવનારને વેપારી વટાવ મળશે.

---

# અમારૂં તે અમારા માટે

કર્તા

રા. મંગળદાસ મંછારામ પકવાસા,
બી. એ., એલ એલ. બી. સોલીસીટર.

આયર્લાન્ડે પોતાના દેશના વહિવટ માટે બ્રિટિશ પ્રજાસંઘમાંથી સ્વતંત્રતા કેમ મેળવી શક્યું તેની રસભરી હકિકત આમાં આપવામાં આવી છે.

કેટલાક પ્રસંગે હિંદના રાજ્યદ્વારી પ્રકરણોની સરખામણી તેના બનાવો સાથે કરી ગ્રંથને ઘણોજ ઉપયોગી અને રસમય બનાવવામાં આવ્યો છે.

**સરળ ભાષા, છટાદાર વર્ણન, ઉત્તમ છપાઈ**

મૂલ્ય

પ્રથમથી ગ્રાહક થનાર માટે ૧—૧૦—૦. પાછળથી ગ્રાહક થનાર માટે
૦—૧૨—૦ ટપાલ જુદું.

## મોજ-મજાહના દીવાળી અંક માટે જાહેર પત્રોના અભિપ્રાય

**ગુજરાતી**—તા૦ ૨-૧૧-૨૪.

મોજ મજાહનો આ દિવાળીનો અંક ચિત્તાકર્ષક ગણી શકાય એવો છે. મુખપૃષ્ઠનું ચિત્ર જેટલું આકર્ષક છે તેટલુંજ ચિત્ર ભાવવાહી પણ છે. રાધાએ કૃષ્ણનું કરેલું તોફાનવાળું ચિત્ર પણ ઉમદા ભાવ પ્રેરે છે, અને સુંદર દૃશ્ય રજુ કરે છે. મુંબઈની નાટક મંડળીઓના સ્વર્ગસ્થ અને જીવંત ઉમદા ખેલાડીઓની છબીઓ પણ યથાયોગ્ય પ્રાસંગિક અને માર્મિક છે. લેખોમાં આપણા કલાકાના મશહુર ગવૈયાઓ રા૦ રમણિક અ. મ્હેતાનો સચિત્ર લેખ ફક્ત વિષય ઉપર સુંદર પ્રકાશ પાડે છે, અને કેટલીક જાણવા યોગ્ય માહિતી તેમાંથી મળી આવે છે. બીજા કેટલાક લેખો સારા છે. કવિતાઓમાં કેટલીક રસોત્તેજક અને વિલાસવાહી છે. .................. અંક માટે સારો અને પ્રશસ્ત પ્રયાસ ઉઠાવ્યો છે અને તે માટે તેઓ ધન્યવાદને પાત્ર છે.



**મુંબઇ સમાચાર**—તા૦ ૨૭-૧૦-૨૪.

છ માસ જેટલા ટુંક સમયથી શરૂ થયેલા આ "સાપ્તાહીક" ના અધિપતિએ દીવાળીના શુભ પ્રસંગે તેનો ખાસ અંક કહાડવાનું જે સાહસ ખેડયું છે તે આવકારદાયક છે. દીવાળીનો ખાસ અંક આકર્ષક રૂપમાં રજુ કરવામાં આવ્યો છે અને તેને આકર્ષકચિત્રોથી શણગારવામાં આવ્યો છે. કવર ઉપરનું "દેવ મંદીરે" નું ચીત્ર ખાસ ધ્યાન ખેંચે છે. અંક વારતાઓ, કીસ્સાઓ રમુજી ટુચકાઓ, કાવ્યો વિગેરે દીલને હળવું કરે તેવાં લખાણોથી ભરપૂરછે.



**હિન્દુસ્થાન**—તા૦ ૩૧-૧૦-૨૪.

મુખપૃષ્ટ ઉપર **દેવમંદિરે જતી કન્યાનું ત્રીરંગી ચિત્ર** ભાવવાહી છે. તેમાં ચિત્રકારની પીંછીની ઝમક અને કલાકૃતિ આબેહૂબ તરી આવે છે. નૈસર્ગિક લાવણ્ય આંખને જેટલું આકર્ષક અને સુરમ્ય લાગે છે તેટલું કૃત્રીમ નથીજ લાગતું, એ ચિત્રકાર સમજ્યા લાગે છે. મોજ-મજાહના ચાલકો પોતાના આઠવાડીક અંકોમાં પણ કલાને લજાવે અને દૃષ્ટિને પણ ડામે એવાં શૃંગારિક ચિત્રો આપવાને બદલે કલાની આવી ઉમદા કૃતિઓ વાંચક વર્ગને આપે એમ ઈચ્છીએ છીએ.............



**સત્ય મિત્ર—**

"મોજ મજાહ" ના દીવાળીના ખાસ અંકની નોંધ લેતાં અમારે આનંદ સહીત કહેવું પડે છે કે વારતાઓનો સચિત્ર સમુહ વાંચકને આનંદ આપશે રા. રમણીક મહેતાની **ગવૈયાની પીછાન** રા. દીવાનાનો **સત્યને ચરણે, ચિત્રપટનો ઇતિહાસ,** રા. **ભટ્ટની વારતા,** રા. વ્રજલાલ જાદવજી ઠક્કરની **ઐતિહાસિક** ક[illegible] અને અનેક કવીતાઓ, અંકને શોભાવે છે. આવો મનમોહક બહાર પાડવા માટે અમે તંત્રીને મુબારકબાદી આપીએ છીએ.



વર્તમાન—તા૦ ૨૮-૧૦-૨૯.

મુંબઈ શહેરમાં દર રવિવારે પ્રગટ થતાં રમુજી અઠવાડીક "મોજ-મજાહ" પત્રનો દીવાળીનો ખાસ અંક અમોને મળ્યો છે. આ અંકમાં જાણીતા કવિ નાનાલાલ દલપતરામ કવીનું "પુરના પરદેશી"નું, શ્રી લલીતનું "પછી જુઓ તો મજાહ"નું, રા. દીવાનાનું "શ્રીજીને" નું કાવ્ય વાંચવાલાયક છે. આ અંકના વાંચ[illegible] માટેના વિષયો રા. વ્રજલાલ જાદવજી ઠક્કરની "બાદશાહી વા[illegible] રા. ગુપ્તદૂતની "ગુજરાતી રંગભુમી" રા. રમણીક મ[illegible]નો "આપણા ઇલાકાના કેટલાક મશહુર ગવૈયાઓ"નો છે. રમુજી સાપ્તાહીક પત્રના આવા દીપોત્સવી અંકની પ્રસીદ્ધી માટે તેના તંત્રી મી૦ જયશંકર ખોડીદાસ દ્વિવેદીને ધન્યવાદ ઘટે છે.



**સૌરાષ્ટ્ર.**

'**મોજ મજાહ**'—મુંબાઈની ચટકીલી વાચક આલમને કેવળ મુંબઈગિરા વિલાસની રસવાનગી પીરસી, તેનો શોખ લગાડવાની લકબવાળા છાપાઓમાં દર અઠવાડીયે 'મોજ મજાહ' પણ દેખા દે છે. નવાઇ અને આનંદની વાત એ છે જે તેનો ૨૯ મો અંક દીવાળીના ખાસ અંક તરીકે પ્રસિધ્ધ થયો છે. અને તે તેની રાહરસમથી બીલકુલ નહિ તો જરા જૂદી ઢબનો અને ચઢીયાતી કોટિનો બહાર પડયો છે એમ પહેલી ટશે જ લાગી આવે છે. અને એ કોટિ હવે પછીના અંકોમાં જળવાઇ રહે એમ ઇચ્છીએ છીએ આ અને આવી ઢબના અંક તેના વાંચકોની પ્રતિષ્ઠા અને પ્રિયતા સંપાદન કરશે. મુંબાઇગરૂં તત્વ આ અંકમાં છે તો ખરૂં; પણ તે નિર્દોષ છે.

